# સમાલોચક.



अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७ १५

પુસ્તક ૨૦ મું.] જુલાઈ, ઈ. સ. ૧૯૧૫. [અંક ૭.

## હિન્દની વાજબી આશા




લેહશાન્તિ પાછી સ્થપાશે ત્યારે બ્રિટીશસામ્રાજ્યના મહાન સંસ્થાનોની જોખમદારી એક અવાજે પોતાને શિર ઉપાડી લેવાના સક્રિય કાર્યમાં પ્રવૃત્ત થયેલાં મહાન ખંડોને ચિરસ્થાયી રૂપમાં મુકવાની મહાન વ્યવસ્થાની એક વિસ્તીર્ણ મહાન ઘટનાનું કાર્ય પાર્લામેન્ટને ઉઠાવવું પડશે આ મહાન વ્યવસ્થામાં હિન્દ પોતાને માટે એક સૌથી વિશેષ અગ્રગણ્ય સ્થાનનો દાવો કરશે અને આ નમુનામાં એક સરકારીતંત્ર અને પ્રજાવર્ગીય ધોરણો ઉપર સ્થાપિત થયેલી પાર્લામેન્ટના કાર્ય ઉપર અને તેવા પક્ષોના દૃઢ નિમિત્તોની દરકાર વગર હિંદ વધારે વિશાળ અને મહાભારત આશાઓ ગભરશે એમ અમે કહીએ છીએ ત્યારે આ દેશના પ્રત્યેક મુત્સદ્દીના દૃઢ મત જણાવીએ છીએ એમ વિશ્વાસપૂર્વક અમે કહીએ છીએ સમયની જરૂરીઆતોએ જે નવા રાજકીય સાધનોની તેને જરૂર પાડી છે તે સાધનોને વિગ્રહના અતિ લાંબા સમય કરતાં પણ વિશેષ દીર્ઘ જીવન આપવા ઇંગ્લાંડને આવશ્યક જણાય ખરૂં જો કદિ આમ થાય તો એક વાસ્તવિક પ્રજાતંત્રીય વહિવટ અસ્તિત્વમાં લાવનાર આરંભિક આપત્તિનો તો ઘણી ગંભીર હોવા છતાંયે હિન્દને અને સામ્રાજ્ય સમસ્તને આભાર માનવાનું એક પ્રબળ કારણ છે

"ટાઇમ્સ ઑફ ઇન્ડિયા" તા ૧૫ જુ ૧-૧૫

# બાળા રાજા.

" मातृदेवो भव । पितृदेवो भव । "

उपनिषद्

લેખક —રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી એ

( અનુસધાન પૃષ્ઠ ૨૫૬ )



પ્રાચીન શિક્ષણાનુભવના અર્કનાં થોડાં ઘણાં પણ ટીપાં આપણને ઉપલબ્ધ છે જે સમયમા અનુભવ મોટામોટાં પુસ્તકરૂપે પ્રકટ થતો નથી તે સમયે તે નાનાનાના વાકયરૂપે બહાર આવે છે, અને જે સમયે મનુષ્યની ' પાનડે પગ અને બ્રહ્મઉપદેશ ' જેવી સ્થિતિ હોય છે તે સમયે અનુભવ જન કથનરૂપે વામન વચનમાં અથવા તો તેથી પણ વામન બે ચાર શબ્દોમા ગડબાય છે, અને એવો દૈવી પ્રકાશ ચોમેર વિસ્તારે છે કે તે પ્રકાશમાં આપણને જણાય છે પેસ્ટાલોઝ્ઝી, જણાય છે ફ્રૂબલ, અને જણાય છે આપણી આખ આગળ ઝગમગતી મોન્ટીસોરી !

સર્વ પ્રસગે સર્વ વ્યક્તિઓના અનુભવ કંઈ એકસરખા હોતા નથી, તેથી આજકાલ વિદ્યા કળાની અનેક બાબતોમાં જેમ મતભેદ હોય છે તેમ અનુભવના વૈચિત્ર્યને લીધે અનુભવના અર્કરૂપ જનકથનો એકસરખાં હોતા નથી પરતુ જેમ મનનશીલ મનુષ્ય અનેક બાબતોમાં વિરોધનો પરિહાર કરી શકે છે તેમ વિચારશીલ પુરૂષ અનેક અનુભવોની અને જનકથનોની એક વાક્યતા કરી શકે છે "આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ" એવી એક કહેવત છે તો બીજે જ છેડે બીજી કહેવત છે કે "વાડ વિના વેલો ચઢે નહિ" પહેલી કહેવત સ્વાશ્રયનો મહિમા જણાવે છે અને ઉત્તમ અધિકારીને માટે છે તો બીજી કહેવત પરાશ્રયની ઉપયોગિતા સૂચવે છે અને ઉતરતા અધિકારીને ઉદ્દેશીને છે, અથવા તો જે પુરૂષ મુખ્યત્વે કરીને સ્વાશ્રયી હોય છે એવાને પણ કેટલેક અંશે પરાશ્રય સ્વીકારવો પડે છે, એમ એ સયુકત કહેવતોનું શિક્ષણ મનુષ્યશરીરમાં જેમ કઠણ હાડકા અને કોમળ માંસ તથા ચરબી સહવાસ કરીને રહ્યા છે તેમ જનસમાજમા પણ ઉત્તમ અધિકારીઓ અને ઉતરતા અધિકારીઓ સાથે સ્થિતિ કરીને રહે છે, અને તેમણે સપાદન કરવા યોગ્ય સદ્ગુણોની દિશા કોઈ કોઈ સમયે ભિન્ન હોય એમાં આશ્ચર્ય પામવા સરખુ નથી

કેળવણી સંબંધમાં આપણા વૃદ્ધોના અનુભવ-અર્કના ટીપાં મેળવવા આપણે પ્રયત્ન કરીશું તો તે પ્રયત્ન વ્યર્થ જશે નહિ ઉપર કહ્યા પ્રમાણે પ્રાચીન શાણપણ કેટલીક વખતે બે ચાર શબ્દોમાં સંકેલાયલું હોય છે તેમ અહિં જોવામાં આવે છે રાજા શબ્દ મુખ્યત્વે કરીને પ્રજાપાલક પૃથ્વીપતિને લગાડવામાં આવે છે, પરંતુ વ્યવહારમાં જોઈશું તો અનેક વ્યક્તિઓ સાથે એ શબ્દ જોડાય છે વરને વરરાજા અને જમાઈને જમાઈરાજ કહેવામાં આવે છે, તથા યોગીનું મહારાજ શબ્દથી સંબોધન કરવામાં આવે છે વર તથા જમાઈ સત્તાધારી છે એમ સર્વ કોઈ માને છે, અને યોગીમાં અમાનુષ સામર્થ્ય રહેલું હોય છે એમ શ્રદ્ધાળુ મનુષ્યો સ્વીકારે છે પરંતુ આપણા વિષય સાથે સંબંધ ધરાવનાર બાળકને પણ એ મહાપદવી બક્ષી આપણા પૂર્વજોએ પોતાનું અગાધ ડહાપણ સિદ્ધ કરી આપ્યું છે "બાળારાજા" એ બે શબ્દમાં અદ્ભુત મંત્રસામર્થ્ય રહેલું છે મનન કરવાથી જેમ મંત્ર ઉપાસકનું રક્ષણ કરે છે તેમ વિચાર કરવાથી બાળારાજા એ શબ્દદ્વય શિક્ષકને કૃતાર્થ કરે છે બાળારાજા એ શબ્દો શિક્ષણમહાલયના અનેક અટપટા દરવાજા ઉઘાડનાર, ઉઘાડી છતાં અંધારામાં રહેલી મહાસમર્થ કુંચી છે વેદનો સમગ્ર અર્થ જેમ પરમેશ્વર જાણે છે તેમ બાળારાજાનો નિઃશેષ મહિમા પણ વિશ્વપતિ એકલા જ પિછાને છે

એ અતિમહાન્ અર્થના કેટલાક અંશો ઉકેલવાના પ્રયાસથી આપણી ખાતરી થશે કે, કેળવણી સંબંધમાં કેટલો બધો અનર્થ આજકાલ આપણા હાથથી થાય છે, અરે કેવું ઘોર પાપ આપણે આચરીએ છીએ ? રાજા શબ્દના અર્થમાં આપણે જરા પણ ઉંડા ઉતરીશું તો આપણને સમજાશે કે સામાન્ય રીતે રાજાને સ્વતંત્રતાનો તીવ્ર અભિલાષ હોય છે, રાજાની ઇચ્છાઓ ઘણે પ્રસંગે બીજા મનુષ્યોની ઇચ્છા પ્રમાણે સિદ્ધ નિયમને વશ હોતી નથી, રાજાનું વર્તન બીજાઓને પ્રસન્ન કરવાનું ઓછું હોય છે, પરંતુ રાજાને પ્રસન્ન કરવાની હરીફાઈ બીજાઓમાં પ્રમત્ત હોય છે, રાજાની પાસે અસંખ્ય પદાર્થોનો સંગ્રહ હોય છે, રાજાની જિજ્ઞાસા વિશાળ હોય છે, અને વિશેષમાં કહીએ તો રાજાની હઠ પણ ભયંકર અને માનનીય હોય છે હવે આપણા બાળારાજા સંબંધી આપણે વિચાર કરીશું તો આપણને જણાશે કે ઉપર કહેલાં રાજાનાં તમામ લક્ષણો તેનામાં પણ વધતે ઓછે અંશે ઘટે છે બાળક પોતે થાકતું નથી અને બીજાને ઝટ થકવી નાંખે છે, ઘરને નચવી મૂકે છે, ક્ષણમાં હસે છે તો ક્ષણમાં રડે છે, હમણા અમુક રમકડું માગે છે તો થોડી વાર પછી બીજું રમકડું માગશે, તેના વશીકરણથી જુવાન અને વૃદ્ધ તેની આસપાસ વિંટળાયલા ને વિંટળાયલા રહે છે, તેના અતર્પણીય અંતઃકરણના વિનોદને માટે સેંકડો વસ્તુઓ પણ બસ થતી નથી, તેની જિજ્ઞાસા પાર વિનાની વિસ્તરેલી હોય છે, અને તેની હઠ પણ ભીષણ છતાં સૌંદર્યપૂર્ણ હોય છે બાળકના કેટલાક અવર્ણનીય લક્ષણનો જેમને અનુભવ થયો છે તેઓ તો આગળ વધી છાતી ઠોકી

કહે છે કે, બાળકને રાજાની ઉપમા આપવી એ એક હીનોપમા આપવા બરાબર છે જેમના પુણ્ય નામમાત્રનુ ઉચ્ચારણ લાખો ભક્તોની આંખમાથી ભક્તિનાં આંસુ ખેરવે છે તે શ્રી બાલકૃષ્ણની ઉપમા જ બાળકને આપવા યોગ્ય છે, એમ હજારો માતાપિતાના વત્સલતાથી છલકાતા અંત કરણ સાખી પૂરે છે, એટલુ જ નહિ પણ વિરલ શિક્ષકોનાં પ્રેમપૂર્ણ હૃદય પ્રત્યેક બાળશિષ્યને કામણગારો કાનુડો લેખી થનગન નાચી રહે છે

બાળપ્રકૃતિના આ સ્થૂલ વર્ણનથી આપણને બાળશિક્ષણનો ધોરી રસ્તો સુઝી આવે છે લાલયેત્ પઞ્ચ વર્ષાણિ એ વાક્યમા કિન્ડરગાર્ટન પદ્ધતિનુ રહસ્ય આવી જાય છે બાળક સાથેનો ઉત્તમ વ્યવહાર તેનુ લાલન છે બાળકને ખૂબ રમાડો એટલે તે ખૂબ ખીલશે! બાળકને છૂટથી હરવા ફરવા દો એટલે તે મજબુત થશે અને અનેક અનુભવો પોતાની મેળે મેળવશે, દોડતા બાળક સાથે દોડો, કૂદતા બાળક સાથે કૂદો, અને તેના વીર્યવત વિદ્યુતપ્રવાહનુ ચેતન તમારામાં પણ રેડાશે, બાળકને અનેક વાર્તાઓ કહો, અને તે કોઈ વાર તલ્લીન ચિત્તથી સાંભળી અથવા તો કોઈવાર ભ્રમિત ચિત્તથી ઉડાવી દઈ મનોહર રીતે કઈ કઈ મરકારો ગ્રહણ કરશે બાળકના ચ ક્ષુમાં શિક્ષણસામગ્રીના ભંડાર રજુ કરો અને તે રમતે રમતે થોડુ થોડુ કરી સરવાળે ઘણુ જ્ઞાન સપાદન કરશે, તેના તરેહવાર સવાલના જવાબ પ્રસન્નતાથી દો તથા તેની નવનવી રુચ ઉકેરો, અને તેના નેત્રમાં ચાતુર્યની દૈવી ચમકનુ તમને દર્શન થશે

બાળક એ માયાના પ્રદેશમા તાજેતર પ્રવેશ પામેલુ પ્રાણી છે અને માયાનુ મનોહર પુતળુ છે વેદા તશાસ્ત્ર પ્રમાણે માયા આપણી માતા છે અને પરમાત્મા આપણા પિતા છે, અને કિન્ડરગાર્ટનનો એક મહાસિદ્ધાન્ત વ્યકત કરતા હોય એમ મહર્ષિ મનુ કહે છે કે, सहस्र तु पितॄन् माता गौरवेणातिरिच्यते માતાનુ ગૌરવ હજાર પિતાઓના ગૌરવથી પણ ચઢિયાતુ છે આ કારણથી પુરાતન ઉપદેશ છે કે, मातृदेवो भव । पितृदेवो भव । માતાને દેવસમાન પૂજ્ય ગણ, પિતાને દેવસમાન પૂજ્ય ગણ પ્રથમ ગુરૂપદ માતાનુ છે બીજુ ગુરૂપદ પિતાનુ છે પિતાનુ વદન પહેલા કરવુ અને માતાનુ વદન પછી કરવુ એ વિપરીત ક્રમ છે માતાનો શાપ થયાના વિલક્ષણ ઉદાહરણો આપણા પવિત્ર ગ્રંથોમા છે [1] માતા કદાપિ શાપ દે નહિ એમ માનનારા એ ઉદાહરણોને કપોલકલ્પિત કહેશે, પરંતુ કેળવણીમાં તો માતાના શાપથી આપણી પ્રજાની સાતમા પાતાળ જેટલી અધોગતિ થયલી છે એમ સિદ્ધ કરવુ સહેલ છે

પ્રત્યેક પ્રાણી માયાનુ સતાન છે અને માયાના ધાવણ ઉપર ન છીનવી લેવાય, એવો પવિત્ર હક ધરાવે છે માયાશકિતના ફરજદ તરીકે એ હક તેણે વાપરવો જોઈએ એ હક જ્યારે તે જતો કરે છે ત્યારે માયાશકિતના મનમા ઓછુ આવે છે માયાશકિતને પૂજ્ય માની અર્પત

---

[1] પ્રબધ ચિંતામણી રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

રાખવાં એ તેનુ પવિત્ર કર્તવ્ય છે એ કર્તવ્ય જો તે કરતો નથી તો માબાપકિત દુભાય છે, અને તેમની આતરડીનો કકળાટ અનર્થ ઉપજાવ્યા વિના રહેતો નથી

માણસનાં અનેક લક્ષણોમાંથી કેળવણીપરત્વે માણસનું મુખ્ય લક્ષણ પૃથક્ત્વ એટલે વિભાગ પાડનાર શક્તિ એ બધામેસતુ આવે છે મનુષ્યશરીરમાં જોઈએ તો એ વિભાગ પડાવનાર પ્રાથમિક સાધન તેની ઇન્દ્રિયો છે ધારો કે કોઈ માણસ સાંભળી શકતો નથી, પદાર્થોને અડકી ઓળખી શકતો નથી, દેખી શકતો નથી, ચાખી શકતો નથી, અને સુંઘી શકતો નથી, વળી ધારો કે તેના હાથમાં કંઈ પણ લેવાની કે આપવાની શકિત નથી, તેના પગમા હરવાફરવાની શકિત નથી અને તેની વાણીમા એકે શબ્દ ઉચ્ચાર કરવાની શકિત નથી તેમ છતા ધારો કે એ મનુષ્ય ખાઈ શકે છે, એની નાડીમા લોહી ફરી શકે છે, એનુ જઠર અન્ન પચાવી શકે છે, એનુ રકતાશય લોહી સઘરી અને ધકેલી શકે છે, અને એનાં ફેફસાં વાયુને ચૂસી તથા બહાર કાઢી શકે છે આવી વ્યકિતને મનુષ્યનુ નામ આપવા કરતા ધમણ એ નામ આપવુ આપણને વિશેષ ઉચિત લાગશે બીજે પક્ષે એમ ધારો કે કોઈ શ્રીમાન્ પુરુષ જમવા બેઠો છે, જમતી વખતે ખુલ્લી મુકેલી સુંદર પેટીમાંથી મોહક સંગીતનો ફુવારો ફુટતો રહ્યો છે, વિનીત નોકરો વાળાના પખાથી મદમદ પવન નાખતા રહ્યા છે, રૂપાની થાળી વાડકા વિગેરે અનેક રમણીય દૃશ્યો તેની નજર ઠારી રહ્યાં છે, ખાવાના પદાર્થોની અતિસ્વાદિષ્ટ વિવિધ વાનીઓ ક્ષણભર પૃથ્વી અને સ્વર્ગનું અન્તર તેના અંતરમાંથી ભૂલી રહી છે, અને સુગધમય ધૂપ તથા પુષ્પો મ્હેક મ્હેક થઈ રહ્યાં છે પ્રથમ મનુષ્યના પ્રમાણમાં બીજા મનુષ્યનુ જીવન આપણને પૂર્ણ અને અતિ સ્પૃહણીય લાગે છે પ્રથમ ઉદાહરણમા જ્યારે પાંચે જ્ઞાનેન્દ્રિયોનો અસ્ત છે ત્યારે બીજા ઉદાહરણમાં તે ઇન્દ્રિયોનો મનોહર વિલાસ જોવામાં આવે છે હવે એ ઇન્દ્રિયોમાંથી એક પણ ઇન્દ્રિય ઓછી થતી અથવા હીન થતી એને આપણે આપણું પરમ દુર્ભાગ્ય માનીએ છીએ. તો પછી આપણી જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો આપણા જીવનમા એક અતિ મહત્ત્વનો ભાગ ભજવે છે, એમ કહેવામા જરા પણ અતિશયોક્તિ નથી

અતિપરિચયથી અવજ્ઞા થાય છે અતિપરિચયને લીધે મલય પર્વત ઉપર રહેતી સ્ત્રીઓ ચન્દનનાં ઝાડને બળતણ તરીકે વાપરે છે, અને અતિપરિચયને લીધે પ્રયાગ તીર્થમાં રહેતા લોક કૂવાના પાણીએ ન્હાય છે આપણી બિચારી ઇન્દ્રિયોની પણ એ દુર્દશા થઈ છે ઇન્દ્રિયો આપણને પ્રાપ્ત છે તેથી આપણે એ બાબત બેફિકર રહીએ છીએ પરતુ ઇન્દ્રિયની પ્રાપ્તિ એ કંઈ ઇન્દ્રિયની શકિત નથી. આપણુ કામ શકિત સાથે છે, પ્રાપ્તિ સાથે નથી ઇન્દ્રિય પ્રાપ્ત હોય છતાં તેને સમર્થ કરવા માટે કેળવવાની જરૂર છે, એ ઉપદેશ મનુષ્યજીવનને પહેલે પગથિયે જ કુદરત

આપે છે બાળકને પોતાના હાથથી પોતાનો અંગુઠો પકડતુ કોણે જોયુ નથી ? એ અતિરમણીય દૃશ્ય ઉપલકિયા દૃષ્ટિથી આપણને સાદુ લાગે છે પણ તે સાદુ નથી અંગુઠાની આસપાસ વધતે ઓછે અંતરે દશે દિશામાં ફંફોસી ફંફોસી બાળક અંતે પોતાના હાથથી અંગુઠાને પકડવા સમર્થ થયું છે અંધ જન્મેલા કોઈ કોઈ માણસો તેમના સુભાગ્યે શસ્ત્રોપચારથી જ્યારે નેત્રરત્ન પ્રાપ્ત કરે છે ત્યારે તેમની અતિકઢંગી સ્થિતિ જોવામાં આવે છે જે પદાર્થો પૂર્વે અડકવાથી ઓળખાયા હતા તેને જોવાથી ઓળખવાનું કાર્ય તેમને બહુ મુશકેલ થઈ પડે છે તેઓ પાઘડી સામા નજર માંડીને જોતા હોય છતા તેમને ખબર પડે નહિ કે આ તે પાઘડી છે કે બિલાડી કે ચોપડી કે ખુરસી પરંતુ તેમનો હાથ પાઘડી ઉપર ફરે છે કે તરત તેઓ તે વસ્તુ ઓળખી શકે છે ચાલતી વખતે પગની ગતિ ઉપર તેમની નજર પડવાથી તેમને ચાલવુ ફાવતુ નથી આંખ છતાં પહેલાંની પેઠે આંખ મીચી દોડવુ એમને વિશેષ સરલ પડે છે ધીરે ધીરે દર્શનશક્તિનો પ્રયોગ થતાં તે નિયમમાં આવી જાય છે અને બીજી ઇન્દ્રિયોને પ્રતિબંધક થવાને બદલે તેમને સહાયક થઇ પડે છે આથી સ્પષ્ટ થાય છે કે, ઇંદ્રિયોનુ અસ્તિત્વ માત્ર ઇંદ્રિયોના સામર્થ્યનુ માપ નથી

બાળકની ઇન્દ્રિયો વિકાસ માટે તલપે છે અને તેથી જે બાલશિક્ષણમંદિર ઇન્દ્રિયવિકાસના સુદૃઢ પાયા ઉપર રચાયલું નથી તે તોપને ગોળે એકદમ જમીનદોસ્ત કરવા લાયક છે બાળકની ઇંદ્રિય પોતપોતાના સ્વાદિષ્ટ ખોરાક માટે પોકાર કરે છે, આક્રંદ કરે છે એ પોકાર તથા આક્રંદને ન સમજી, અથવા સમજી તેની ઉપેક્ષા કરી, જે શિક્ષણપદ્ધતિ ખોરાકને બદલે યાચક શિશુને પોશાક આપે છે તેને ભૂખમરાથી તડફડિયા મારતી તે ઇન્દ્રિયોનો વિકરાલ શાપ લાગે છે બાળક પોતાની મેળે પોતાના પગના જોરથી પર્વતનાં પગથિયાં ચઢી યાત્રા કરવા થનગન થઈ રહ્યુ છે તેને કેડે લઈ તેનો આનંદ લૂટી લેનારાઓ દેશને ભિખારી બનાવી દઇ તેની તેની સંપત્તિ ધોળે દહાડે લૂંટાવી દે છે બાળકને એક સમર્થ ભાવી પુરૂપ અથવા સ્ત્રી તરીકે માનનીય ન લેખતાં આજ્ઞા ઉઠાવનાર દાસ તરીકે તુચ્છ પંક્તિનો જે લેખે છે તેમની દૃષ્ટિનો અધિકાર સદા પૃથ્વીના જ દર્શન કરવાનો છે, ગગનની ઝાંખી કરવાનો કદાપિ નથી

બાળશિક્ષણનો આદર્શ કેટલો બધો ઉચ્ચ હોઈ શકે તેનો ખ્યાલ આપણાં પવિત્ર પ્રાચીન પુસ્તકોના સૂક્ષ્મ અભ્યાસથી આપણને આવી શકે છે રામાયણના અયોધ્યાકાંડમાં ભરદ્વાજ મુનિએ રામચંદ્રાદિનો સત્કાર કરી તેમને ચિત્રકૂટ પર્વતનો નિર્દેશ કર્યા પછી તે સ્થાને પહોંચવા માટે માર્ગમાં યમુના નદીને ઓળગવાની જરૂર પડે છે, એ પ્રસંગે રામ અને લક્ષ્મણ હાથ જોડી બેસી રહેતા નથી પરંતુ આસપાસ જંગલમાં ઉગતાં લાકડાનો તરાપો બનાવે છે, અને નદીપાર ઉતરે છે રામ અને લક્ષ્મણને વનમાં તરાપો બનાવતાં એકદમ આવડી ગયો, એમ માનવા કરતાં તરાપો બનાવવામાં ઉપયોગી થઈ પડે એવી અનેક કળાઓનુ રીતસર શિક્ષણ તેમને બાળપણથી

---

બર્નીયરનો પ્રવાસ રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ.

મળ્યુ હતુ, એમ માનવુ એ વિશેષ યોગ્ય છે પર્ણ્ કુટી બનાવવામાં લક્ષ્મણની કુશલતાનુ કારણ પણ એ જ હોવુ જોઇએ ત્યારે પવિત્રમૂર્તિ સીતા શુ આખો દહાડો બગાસા ખાયા કરતાં હશે? પોતાના પ્રાણપતિ સાથે વનપ્રયાણનો પોતાનો અડગ નિશ્ચય જણાવવા સાથે મહાપતિવ્રતા સીતાએ પોતાનો કેટલોક કાયક્રમ પણ જણાવી દીધો હતો કે—હે નાથ! હુ તમને અધીન રહી તમારી નિરતર સેવા કરીશ તમને દુ ખ દઈશ નહિ પર્વતો, તળાવો, સરોવરો, કમળો, હસો, સુગધિ પુષ્પોથી મઘમઘતાં વનો એ સર્વ આપની સાથે રહી જોવાની મને પ્રબળ ઇચ્છા છે, અને સીતા વર્ત્યાં છે પણ તે પ્રમાણે જ

> एकैकं पादप गुल्म लता वा पुष्पशालिनीम् ।
> अदृष्टरूपा पश्यन्ती राम पप्रच्छ साऽबला ॥
> रमणीयान् बहुविधान् पादपान् कुसुमोत्करान् ।
> सीतावचनसरब्ध आनयामास लक्ष्मण ॥

"પ્રત્યેક વૃક્ષ, પ્રત્યેક ગુલ્મ (ક૦), અને ફૂલથી શોભતી પૂર્વે ન જોયલી એવી લતા જોઈ સીતા રામને પૂછતાં કે, 'આ શુ છે?' સીતાના વચનથી હાંફળાફાંફળા થઈ લક્ષ્મણ ફૂલના ઢગવાળા અનેક સુંદર વૃક્ષોને તેમના આગળ રજુ કરતા" સીતાની તીવ્ર જિજ્ઞાસાનો આ એક આમાદ દૃષ્ટાંત છે 'આ શુ છે?' એમ પ્રશ્ન કરી બાલ્યાવસ્થામા પોતાના પિતાને ઘેર જે જ્ઞાન સીતાએ સપાદન કર્યું હતુ તે તેમનું જ્ઞાન સાસરે જવાથી કટાઈ ગયુ ન હતુ, એટલુ જ નહિ પણ વિવાહિત સ્થિતિમા પણ વનવાસ દરમ્યાન એ જ પ્રશ્ન કરી એઓ તે જ્ઞાનને સમૃદ્ધ કરતા રહ્યાં હતાં વસિષ્ઠાશ્રમે જતાં રસ્તામા સુદક્ષિણા રાણીને દિલીપ રાજા અનેક વનવૃક્ષો ઓળખાવે છે એવુ જે વર્ણન રઘુવશ મા કાલિદાસે કર્યું છે તે આ સીતારામના વનપ્રસગના અનુવાદરૂપ તો નહિ હોય એવી શકા આપણને સહજ થાય છે મહાભારત આપણે વાચીશુ તો કેળવણીના પાયાનું સગીનપણુ સ્થળે સ્થળે આપણને જણાશે એક જ દૃષ્ટાન બસ થશે બાણાવલિ અર્જુન શબ્દવેધ કરી શકતો હતો એટલે શુ? એટલે એ કે અર્જુનની આંખનું કામ પ્રસગે એના કાન કરી શકતા હતા પાશ્ચાત્ય નવીન પદ્ધતિઓમા સ્પર્શેન્દ્રિયનું પ્રાધા ય જોવામાં આવે છે, એટલે આંખનું કામ પ્રસગે ત્વચાને સોપવામાં આવે છે આંખે પાટા બાંધ્યા છતાં અડકવાથી અમુક વસ્તુ શું છે તે શિક્ષિત બાળક કહી શકે છે

ઇન્દ્રિયોની નિયમિત કેળવણીથી કેવી અસાધારણ શક્તિઓ મનુષ્યને વરે છે તેના જ્વલન્ત ઉદાહરણરૂપ આજની આગળ વધેલી પ્રજાઓ છે રસ્તે ચાલતા સામેથી પૂર જોસથી દોડી આવતી ગાડીમાં બેઠેલા માણસને જોઈ તેના પોશાકની ઝીણી બાબતનું વર્ણન કરવુ, એ આજનાં ભારત-

હિંદુસ્તાનની રાજ્યવ્યવસ્થા અને લોક સ્થિતિ રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઇ

સતાનને અશક્યસરખુ લાગે છે, પરન્તુ ગોરી પ્રજાઓમા લાખો મનુષ્ય એ શક્તિ આજે ધરાવે છે એક અમેરિકન વિદ્વાન્ લખે છે—

"મારા એક મિત્ર, જેમની સર્વ ઇન્દ્રિયો સાબીત છે, તે પોતાની બે ઇન્દ્રિયોને મનોહર રીતે તાલીમ આપે છે તે પક્ષીનો અભ્યાસ કરે છે તે અભ્યાસની સાથે અવલોકનથી પક્ષીઓ પારખવાની તેની શક્તિ તીવ્ર થતી જાય છે, અને તેની શ્રવણશક્તિનું સામર્થ્ય પણ વધતુ જાય છે માથા ઉપર ઉડતુ કોઈ પણ પક્ષી તેની નજરે પડે છે અને તે પક્ષીનો સ્વર તેને કાને પડે છે કે તરત તે પક્ષી કયુ છે તે તે કહી શકે છે કેટલીક વાર તેની ઉડવાની રીતથી, કેટલીક વાર તેની પાખ, છાતી કે પુચ્છભાગના રંગથી, કેટલીક વાર તેના આકારથી અને કેટલીક વાર તેના કદથી તે પક્ષીને પારખે છે તેની સાથે ફરનારાઓ પોતની આખ આગળ સરી જતો એક રંગનો ટુકડો અથવા તો ઝાડના શીખર ઉપર ઝોલા ખાતી એક નાની સરખી આકૃતિ જ જોઈ શકે છે પરંતુ શિક્ષિત આંખ જેટલું જોઈ શકે તેટલું મારા મિત્રને જણાય છે, અને તે તે રંગના ટુકડાને તથા તે નાની સરખી આકૃતિને તેનું યથાર્થ નામ આપી શકે છે જે તેનાથી જોઈ શકાતુ નથી તે ઘણી વાર તે સાભળે છે કોઈ વિશાળ વૃક્ષની છાયામા તે બેસે છે અને સ્વર કાને પડતાં તે પક્ષીનુ નામ કહી દે છે, એટલુ જ નહિ પણ પક્ષીનો સ્વર પોતાની પ્રિય કે પ્રિયા તરફ શૃંગારનો છે, કે પોતાના બચ્ચા તરફ વાત્સલ્યનો છે કે જોખમનું સાન્નિધ્ય જણાવનાર સાવચેતીનો છે, તે પણ તે કહી શકે છે જે જે પક્ષીને એ વિદ્યાર્થી જોય છે અથવા સાંભળે છે તેની નોધ તે રાખે છે હાલ જૂન મહિનાની શરૂઆત છે, અને જાન્યુઆરી મહિનાથી તે આજ સુધી તેના હાજરી પત્રકમા ૧૭૩ જુદા જુદા પક્ષીઓ નોધાઈ ચુક્યા છે કેટલાંક પક્ષીઓને તેણે જોઇને, તો કેટલાંકને સાંભળીને, તેણે ઓળખ્યા છે, પરન્તુ તેણે જો પોતાની આખને તથા કાનને તાલીમ આપી ન હત તો હાજરીપત્રકનુ કામ પડત નહિ"

પોતાના એ મિત્રનો દૃષ્ટાંત આપી એ વિદ્વાન સિદ્ધાન્ત સ્થાપે છે કે—

"મનુષ્ય પક્ષીઓને નિરખતો હોય અથવા તો ટિકિટો, સિક્કાઓ કે ચિત્રોનો સગ્રહ કરતો હોય, તે લુહાર હોય, ધર્મોપદેશક હોય, સુથાર હોય, વકીલ હોય, વેપારી હોય, છાપાના તંત્રી હોય, ખલાસી હોય કે છાપા વેચનાર હોય-સર્વત્ર મ લમ પડશે કે તાલીમ પામેલી ઇન્દ્રિયો વિજય રૂપ ઇષ્ટ દેશને પહોચાડનાર સાધન છે"*

આના પ્રમાણમા આપણા જ્ઞાનનો કેટલો બધો અંશ પોકળ અને બનાવટી લાગે છે! કણ્વમુનિના આશ્રમનું અનુમાન કરતા अभिज्ञान शाकुन्तला મા દુષ્યન્ત કહે છે કે પથરાતજે

* Note —Control of Body and Mind by J F Jewet pp 159—160

છુદાયલાં ઇંગોરિયાંનાં ફૂળ અહિં જોવામા આવે છે ઇંગોરિયાંનાં ફૂળનો જેને ,સ્વપ્ને પણુ ખ્યાલ નથી તેને એ વર્ણુનની ખૂમી શી રીતે સમજાશે ? તે જ પ્રમાણે पत्रं नैव यदा ,करीरविटपे दोषो वसन्तस्य किम् (કેરના છોડને પાંદડાં હોતાં નથી એ શું વસતનો દોષ છે ? ) એ ભર્તૃહરિની પંક્તિ ૧૬ વર્ષની વયથી મને યાદ છે, પરંતુ જ્યારે મેં પાંદડા વિનાનો કાંટાવાળો વાંકીચુકી નાજુક ડાળીવાળો, રાતા ફૂલવાળો, અને ગોળ તીખાં તુરાં ફળવાળો એ છોડ ૩૭ વર્ષની ઉમરે નજરે જોયો ત્યારે હુ એ ભર્તૃહરિના વચન ઉપર ફિદા થઈ ગયો, અને મારી કલ્પનાસૃષ્ટિ મૂર્તિમત બનવાથી મને અવર્ણુનીય હર્ષ થયો એક મારા વિદ્વાન્ દક્ષિણી મિત્રને એ છોડ જ્યારે મેં ઓળખાવ્યો ત્યારે તેમને પણુ તેટલો જ આનંદ થયો, એટલુ જ નહિ પણુ વધારે પડતા શબ્દોમાં મારો ઉપકાર માની તેઓ મને શરમાવવા લાગ્યા એ ઉપરથી મને સમજાયું કે, એ વ્યતિકરને એઓ તુચ્છ કોટિનો ગણુતા ન હતા. જે વસ્તુને આપણે પ્રત્યક્ષ કરી શકીએ તે વસ્તુને પ્રત્યક્ષ ન કરવાથી અને કલ્પનાના તાંતણા મિથ્યા તાણુવાથી આપણા મગજનો કેટલો બધો ભાગ પડતર રહે છે અને કેટલા બધા આનન્દથી આપણે વિમુખ રહીએ છીએ, એ તે દૃષ્ટાંત ઉપરથી આપણુને સમજાશે

પરતુ ભવિષ્યની નમૂનેદાર નિશાળમાંથી આ વિપરીત ક્રમને દેશનિકાલ કરવામાં આવશે એ નમૂનેદાર નિશાળમાં પદ અને પદાર્થનો નિત્ય સબધ લક્ષમા રાખી બાળકને જ્ઞાન આપવામાં આવશે હાથી પદાર્થ બતાવી હાથી શબ્દ અને શિલિંગ પદાર્થ બતાવી શિલિંગ શબ્દ તેને શિખવવામાં આવશે, અનિવાર્ય અગવડના કારણે અસલ પદાર્થને અભાવે પદાર્થની નકલ, નહિ તો છેવટે પદાર્થનું ચિત્ર, બાળકને બતાવવામાં આવશે નમૂનેદાર નિશાળનાં બાળકો, આજે નિશાળમાં મળતા જ્ઞાન ઉપરાંત, ત્રણુથી બાર વર્ષની ઉમરમાં સુંદર ચપળ ગતિથી ચાલી શકશે, અનેક કલાક ટટાર બેસી તથા ઉભાં રહી શકશે, પાચ સાત માઇલ વિહાર કરી શકશે, કસરત અને કવાયતનાં મુખ્ય અંગો સિદ્ધ કરશે દેશી રમતો સાથે ક્રિકેટ ફુટબૉલ જેવી વિદેશી મરદાની રમતો રમી શકશે, ઘોડે બેસી શકશે, તરી શકશે ગોફણુ મારવામા, તીરકામઠાના પ્રયોગમાં, ઢાલલાકડી વાપરવામાં કુશળતા સપાદન કરશે, ખોરાક, હવા, પાણી, આરામ, નિદ્રા આદિ આરોગ્યના મુખ્ય વિષય સબંધી વ્યવહારોપયોગી જ્ઞાન મેળવશે નમૂનેદાર નિશાળનાં બાળકો અનેક પશુઓને અને પક્ષીઓને ઓળખશે તથા તેમની બોલીની સુંદર નકલ કરી શકશે, અનેક વૃક્ષોને જોઇને, તથા પત્રપુષ્પફળના સ્પર્શથી પારખી શકશે સગીતના સપ્ત સ્વરને સિદ્ધ કરશે અને મુખ્ય રાગો ગાઈ શકશે, શીતઉષ્ણુ, સુંવાળુંખરબચડું એ ભેદ ત્વચાવડે સૂક્ષ્મતાથી સમજી શકશે અનેક કુદરતી દૃશ્યોની, ચિત્રોની પુતળાંની તથા મકાનોની કારીગરીની મુખ્ય

---

અમર ચરિત્ર ભાગ ૧ ૨ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

ખૂબીઓ પિછાની શકશે, મુખ્ય રંગોનુ તથા વિવિધ પેટારંગોનુ, ભોજનની ભાતભાતની વાનીઓના સ્વાદોનું, તથા અનેક જાતનાં ફુલ તથા અત્તરના સુવાસનુ અનુભવસિદ્ધ જ્ઞાન ધરાવશે નમૂનેદાર નિશાળના બાળકો વસ્તુઓના વજનનો, લંબાઈ, પહોળાઈ, ઉંચાઈ, ઉંડાઈનો, આરેપારેના અંતરનો, અને સખ્યાનો વિચક્ષણ રીતે ઝટ અંદાજ કરી શકશે, ચિત્રકામ તથા તથા મૂર્તિવિધાનમા પ્રવીણતા પ્રાપ્ત કરશે, હારકલગી બનાવી શકશે, વાર્તા લખી શકશે, મુખ્ય પત્રોની રચના સમજી શકશે, કારખાનાનો પરિચય ધરાવશે, રોજની રસોઇ રાંધી શકશે, કપડાને સાંધી તથા દિગડા મારી શકશે અનેક જાતનાં કાપડ, અનેક જાતની ધાતુઓ, અનેક જાતનાં લાકડાં વિગેરે ઓળખી શકશે નમૂનેદાર નિશાળના બાળક ભૂગોળપરત્વે પોતાના ગામની શહેરની તથા પ્રાંતની ખાસિયત સબંધી, સ્વદેશપ્રેમ, સાહસ, સહનશક્તિ, સેવાધર્મ, સ્વસરક્ષતા, સહચારિતા આદિ અનેક સદ્ગુણો ઇતિહાસ તથા જીવનવૃત્તાંતમાંથી ગ્રહણ કરશે, સત્સગથી, પ્રવાસથી, તથા વિશાળ વાચનથી મોંઘા જ્ઞાનભંડાર અંતરમાં ભરશે ટુંકાણમાં આપણા દેશના આધુનિક ભલભલા વિદ્વાનો જે વિષય પરત્વે ઘોર અંધકારમાં છે, એવા અનેક વિષયોનું વદનીય ચોકસ જ્ઞાન ભવિષ્યની નમૂનેદાર નિશાળના બાળક ધરાવશે

હવે આ સમગ્ર વિષયને ઉડાવી દેવાના હેતુથી કોઇ એમ શંકા કરે કે, ઇન્દ્રિયકેળવણીરૂપ બાલશિક્ષણનો પાયો જાતે જ રેતીથી રચાયલો છે, કારણ કે તાલીમથી ઇન્દ્રિયો સમર્થ થાય છે એ જો કે સત્ય છે, છતાં અતિસમર્થ ઇન્દ્રિયવાળા ભીલ, કોળી, વાઘરીઓની કેવી સ્થિતિ જોવામા આવે છે ? અમેરિકાનો જગલી ઇન્ડિયન અમાસની રાતે છેટેથી ગન્ધ ઉપરથી કહી શકે છે કે, સામે આવતો માણસ પોતાની જાતનો છે, કે યુરોપિયન છે, કે હબસી છે એ સમર્થ ઇન્દ્રિયવાળા લોકોની સ્થિતિ કેવી દીન અને પરાધીન જોવામા આવે છે। તેઓ બીજાના ધણી છે કે બીજા તેમના ધણી છે ? અર્થાત્ ઇન્દ્રિયસામર્થ્યના સિદ્ધાન્તની કિંમત કોડીની પણ નથી આ આક્ષેપ તદ્દન અયુક્ત છે, કારણ કે સમાજશાસ્ત્રની પેઠે કેળવણીનું પણ સૂત્ર છે કે આશ્રમા દાશ્રમ ગચ્છેત્। પ્રસિદ્ધ ચાર આશ્રમોનાં એક પછી બીજાનો જેમ આશ્રય લેવામા આવે છે તેમ કેળવણીના પણ ચાર આશ્રમો છે પ્રથમ આશ્રમ ઇન્દ્રિયની તાલીમનો છે, જેનુ સમર્થન કરવા આ લઘુ લેખની પ્રવૃત્તિ છે બીજો આશ્રમ મનની તાલીમનો છે એ આશ્રમમા ઇન્દ્રિયોએ આણેલી સામગ્રી ઉપર મન વ્યાપાર કરી કઈ કઈ વસ્તુ સમાન છે, કઈ કઈ વસ્તુ ભિન્ન છે, કઈ કઈ વસ્તુ કાર્યકારણભાવથી સલગ્ન થયલી છે, એ બધો વિચાર કરે છે ત્રીજા આશ્રમમા વિવિધ વિજ્ઞાનોમાં કયાં કયાં સત્ય વ્યાપક છે અને વિવિધ અનુભવોમા કયાં કયાં તત્વો અનુસ્યૂત રહ્યા છે, એ બાબત બુદ્ધિ શોધ ચલાવે છે જગલી પ્રજાઓ ઇન્દ્રિયનુ સામર્થ્ય સપાદન કરે છે,

પરંતુ તે પહેલા આશ્રમમાં પડી રહે છે અને મર્યા કરે છે મન અને બુદ્ધિના નિયમિત વ્યાપારના અભાવને લીધે એવી પ્રજાઓનું છૂટું છૂટું જ્ઞાન કોઈ પણ મહાકાર્ય કરવા સમર્થ થતું નથી સુધરેલી પ્રજાઓમાં ઇન્દ્રિયજ્ઞાન ઉપરાંત જ્ઞાનનું સંકલન અને એકીકરણ થતું હોવાથી તે પ્રજા તરતી ને તરતી રહે છે, અને જગની પ્રજાઓને દબાતી અને દબાતી રાખે છે સુધરેલી પ્રજાઓમાં પણ કઈ સર્વત્ર બંધુભાવ ઉભરાઈ જતો નથી, એ આપણી આગળનો યૂરોપનો મહાભારત મોરચો સિદ્ધ કરી આપે છે એ પ્રજાઓમાં પણ બીજી બાબતો જો સમાન હોય તો ઇન્દ્રિયની તાલીમનો પાયો જે પ્રજાનો સહુથી સંગીન હોય છે તેની ટકી રહેવાની યોગ્યતા વિશેષ સમજાય છે

આપણાં બાળકો નમૂનેદાર ભારતસંતાન બને અને દુનિયાની કોઈ પણ પ્રજાનાં બાળકથી ઉતરતાં ગણાય નહિ એવી પ્રબળ ઇચ્છા જો આપણને હોય તો બાળારાજાઓની કેળવણીનો ઉપર કહેલો રાજમાર્ગ છે એ રાજમાર્ગે નિર્વિઘ્ન પ્રયાણ કરવા અર્થે લક્ષ્મીની અને તે પણ પુષ્કળ લક્ષ્મીની, પૂર્ણ આવશ્યકતા છે, પરંતુ એ લક્ષ્મી જ આપણું નાક કપાઈ જતું અટકાવી આખરે આપણી લક્ષ્મી ( શોભા ) રાખશે એ રાજમાર્ગ છોડી બીજે રસ્તે ચઢી જવાથી શ્રદ્ધાના મોટા શું પણ સોગણ્યાં સો વર્ષસુધીએ આપણા દેશનો ઉદ્ધાર થનાર નથી મનબુદ્ધિના પ્રેરક શ્રીકૃષ્ણ ઇન્દ્રિયરૂપ અર્જુનના સારથિ બની ભારતરથને ઉન્નતિશિખરે ક્ષેમકુશળ પહોંચાડો, એ અંતમાં પ્રાર્થના છે

---

# ગુજરાતી સાહિત્યપરિષદના અગ્રણીઓને સૂચના

ગયા મે મહીનામાં સાહિત્યપરિષદ્ નું પાંચમું સમેલન સુરતમાં નિર્વિઘ્ને ભરાઈ અને વેરાઈ પણ ગયું છે વર્તમાન સમેલનમાં પ્રકટ થયેલા કેટલાક રંગ ઉપરથી તેમ જ તે પછીથી વર્તમાનપત્રોમાં ચાલતી ચર્ચાઓ ઉપરથી પરિષદના હિત ખાતર અને તેની ભવિષ્યની પ્રવૃત્તિ વિશેષ વ્યાપક તેમ જ સંગીન થવા ખાતર બે એક મહત્વની સૂચનાઓ પરિષદના અગ્રણીઓને કરવાની અગત્ય જણાય છે

સાહિત્યપરિષદના સંબંધમાં તેના બીજા સમેલન પછી, કોઈ એવો ગ્રહ વાંકો થઈ બેઠો છે કે, તેની કાર્યપદ્ધતિ, અને તંત્રનિર્વાહ સંબંધમાં કોઈ ને કોઈ મતભેદ પ્રત્યેક સમેલન વેળા જાગ્યા વિના રહેતો જ નથી વાસ્તવિક રીતે પરિષદના કાર્યક્ષેત્રની મર્યાદા કાર્યનિર્વાહની પદ્ધતિ અને કાર્યવાહકોની પસંદગીની નીતિરીતિ સંબંધમાં, મોટો સમજાય તેમ જ નહીં સમજાય એવો, મતભેદ ગુર્જર વિદ્વાનો અને સાહિત્યરસિકોમાં છૂટો ખુલ્લી આંખે દેખાઈ આવે જ છે આ મતભેદ મુંબઈના બીજા સમેલનથી કે પછીથી જન્મ્યો હતો અને તેનું સ્વરૂપ કંઈક વિશેષ

રાજકોટ સમેલનના આરંભથી જ વ્યક્ત થયુ હતુ પરિણામે પરિષદની પ્રવૃત્તિ પ્રતિ અને તેના તંત્રવાહકોની શુદ્ધ નિષ્ઠા પ્રતિ પણ ઘણાં સ્થલોના વિચારશીલ અગ્રણીઓ ઉદાસીન થયા છે અને તેમની સખ્યા કોઈ કોઈ રીતે અવગણી શકાય એવી અલ્પ કે ક્ષુલ્લક નથી આ મતભેદનાં કારણો કમી કરવાના પ્રયાસો થયા હોય તો તે લોકના જાણ્યામાં નથી વડોદરા સમેલન વેળા કેટલીક દિશામાં મતભેદ તેજદાર તો હતો જ પરંતુ તેના કાર્યવાહકોની સમાધાનશીલ રીતિથી તેમ જ વ્યક્તિવિશેષ અને સ્થાનમાહાત્મ્યના પ્રભાવથી તેનુ કાર્ય સાંગોપાંગ સફલ ઉતરી શકયુ હતુ પરતુ વર્તમાન સમેલનના આરંભથી તે અંતસુધી મતભેદ જાગ્રત હતો અને તે પછી તેણે કંઈક વિશેષ ઉગ્ર સ્વરૂપ લીધુ પણ છે

અલબત આ મતભેદ અનેક દૃષ્ટિબિન્દુઓથી પ્રેરાયલો છે, પણ એ દૃષ્ટિબિન્દુઓ કાંઈ છેક જ અવગણવા જેવા નથી આ મતભેદ વ્યક્ત હોવા છતા, જાણે તેનુ અસ્તિત્વ જ ન હોય તેમ તેની તરફ આંખમીંચામણા પરિષદના અગ્રણીઓએ કરવાં ઘટતા નથી પણ તેના મૂળ તપાસી તે શમાવવાના આતુર પ્રયાસો અત્યારથી જ યોજવા જોઈએ છે, નહિં તો આ મતભેદ આગળ મનોભેદમા પલટાઈ જશે અને પરિષદના ઉચ્ચાશય, અને ઉદાર પ્રવૃત્તિ સબધમાં અનિષ્ટ શકાઓને અમુક અમુક વર્ગના મનમાં ઉંડુ સ્થાન આપશે આથી જે કોઈ મતભેદ હોય તેનુ અને પરિષદના ઉચ્ચાશય અને તંત્રસબધમા જે તે સાધાર કે નિરાધાર અઘટિત શકાઓ હોય તે શકાઓનુ નિરાકરણ કરવાની અગત્ય સવેળા સમજાવી ઘટે છે

પરિષદ પ્રતિ તેના આરંભકાલથી જ અમારી સહાનુભૂતિ સક્રિય તેમ જ સનિષ્ઠ હોવાથી અને તેના ઉચ્ચાશયની સિદ્ધિ સત્વર થયલી જોવાની અમારી અભિલાષા ઉત્કટ હોવાથી, પરિષદ સંઘબળથી વિશેષ લોકપ્રિય અને વિશેષ કાર્યસાધક થઈ શકે તે માટે આ અપ્રિય પણ પથ્ય સૂચન અમારે સકાલે કરવુ પડયુ છે

વળી પરિષદના કાર્યો વિષે ટીકા કરનારાઓ કેવળ દોષદૃષ્ટિથી જ પ્રેરાય છે, એમ મનાવવાનો જે પ્રયત્ન થાય છે તે પણ યોગ્ય થતુ નથી પરિષદને હવે દશ વર્ષ થવાથી તેને કાંઈ બાલક ગણી શકાય જ નહીં જે સસ્થાના નેતાઓ વિચારશીલ અને અનુભવી વિદ્વાનો હોય, તે સસ્થાને ગભીરતા અને સનિષ્ઠાપૂર્વક સંગીન કાર્ય કરતી જોવાની ઉત્કંઠાથી પ્રેરાઈને, કદાચિત આકળા બનીને પણ, કોઈ કોઈ વિદ્વાનો ઉગ્ર ટીકા કરે, માટે તેઓ વિરોધી જ છે, એમ માનવામનાવવાથી પરિષદનુ હિત જળવાતુ હોય, એમ અમને તો લાગતુ નથી કદાચિત કેટલાક ટીકાકારો પરિષદની પ્રવૃત્તિ કેવળ નિરાદરતાથી કે વક્રભાવથી નિહાળતા હોવાને લીધે તેમનો દૃષ્ટિકોણ ( angle of vision ) નિર્મલ નહી હોવાનુ લેખાતુ હોય, અને ધારો કે તે નિર્મલ નયે હોય, તો પણ સમસ્ત ગુજરાતની મસ્થા સાહિત્યપરિષદ છે અને તેના કાર્યવાહકો આ સસ્થાને વિશેષ લોકોપયોગી કરવા મથે છે તો પછી

શુ ઉદાર સમભાવથી તેમનાં નિરાગ્રતા ( unconcerned attitude ) અને વક્રભાવને શમાવવાની અત્યંત અગત્ય નથી ? તેમ જ કોઇને આરોપે, એકપક્ષતા કે એકમાર્ગીપણાનો આક્ષેપ મૂકવાનો અવકાશ જ ન મળે, એવી સાવધાન પરિપાટિથી પરિષત્નું તંત્ર ચલાવવાની શુ સવિશેષ અગત્ય નથી ?

આ સિવાય એક બીજી બાબત પણ પરિષદના કાર્યવાહકોએ લક્ષમા રાખવાની છે વિદ્વાન અનુભવીઓની દોરવણીથી ચાલતી સાહિત્યપરિષ૦ જેવી સસ્થા, ગુર્જર પ્રજાની અનેકદેશીય જ્ઞાનવિજ્ઞાનની અત્યત અગત્ય વિચારતાં અને તે સબંધી કાર્યો ઉપાડવામાં કે અન્ય જ્ઞાનોત્તેજક સધન સસ્થાઓ પાસે ઉપડાવવામા ઉત્સાહ કે વજન રહિત જણાતાં, કઇક કડકપણે, તેને તેના જીવનોદ્દેશનુ ભાન કરાવવા કેટલાક વિદ્વાનો ટીકા કરે છે, ત્યારે પરિષદના કોઈ કોઈ તત્રવાહકો તેમને "ટકટકારો કરી એના જીવનને દગ્ધ કરનારાઓ' ની ઉપમા આપે છે તેઓ આવી ઉપમા આપીને જ અટકતા નથી, પરતુ, આગળ વધી, પરિષદના સ્વચ્છદ ક્રીડનખેલનનેય દોષપાત્ર ગણનારાઓને તેઓ " ન્યાયના સ્વર્ગીય આસનથી ભ્રષ્ટ " થવના પણ કહે છે !! આ પ્રકારની એકાક્ષી વલણ કોઈ રીતે, પરિષદના હિત ખાતર તો ઇષ્ટ નથી જ એક વ્યક્તિની બાલ્યાવસ્થામાં અને પરિષદ જેવી ગૌરવભરી સસ્થાની બાલ્યાવસ્થામા ઘણો જ અને તેય મહત્વનો ફેર છે એક બાળકને કદાચિત ક્રીડનખેલન પરવડે, પણ પરિષદ જેવી સસ્થાને તો એવુ સ્વચ્છદ ક્રીડનખેલન કોઇ રીતે પરવડે જ નહીં દશ દશ વર્ષે થયાં છતાં પરિષ૦ હજી તો, ગતાનુગતિક રીતે અન્ય પ્રાંતિય સાહિત્યપરિષદોનું કેવળ અનુસરણ કરી આતુરતા અને ઉત્સુકતા દર્શાવવાન ક્રમમાં પ્રવેશ કરે છે

આવી સ્થિતિમા સાહિત્યપરિષદ પાસેથી ઉચ્ચ કાર્યસિદ્ધિ અને સન્નિષ્ઠાશીલ પ્રયાસની અપેક્ષા રાખનારાઓ કદાચિત વિશેષ અધીરા બની, ઉગ્ર ટીકા રૂપી અકુશ ઉગામતા કે મારતા હોય માટે તેમને 'ન્યાયના સ્વર્ગીય આસનથી ભ્રષ્ટ થવાનો ' આદેશ સભળાવી ઉતારી પાડવા એ કોઈ રીતે વાજબી નથીજ સમાજે અને સસ્થાઓની પ્રવૃત્તિઓ નિરખનાર અનેક અનુભવીઓનો એ સિદ્ધ અનુભવ છે કે, ઘણી સસ્થાઓનો પ્રમાદ, અને ગતાનુગતિક રીતિએ સાથેલાગાં અનેક કાર્યો ઉપાડવાનો અભખરો પણ તે કાર્યો સિદ્ધ કરવાની ઉત્કંઠા કે તત્પરતાનો અભાવ, એવાં ટીકાઓ વિના કદી ટળતો નથી જો પરિષદના કાર્ય સાથે એવા ટીકાકારોને કાઇ લેવાદેવા જ ન હત તો તેઓ આ અતિપ્રવૃત્તિના યુગમા તેની તરફ કેવળ અગમતા જ દાખવત, પણ વસ્તુસ્થિતિ તેવી નથી માટે પરિષદના તત્રવાહકોને વિશેષ સહિષ્ણુતા સેવવાની, તેમની ટીકાનુ વાજબીપણુ લક્ષમાં લેવાની અને પછી જે કઈ ન્યૂનતા કે અપેક્ષા હોય તો તે દૂર કરવા સારૂ ઉદાર ધોરણે કામ લેવાની અમે વિનતિ કરીએ છીએ

---

# ચંદ્રિકા.

રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા, બી એ

( અનુસંધાન ગયા અંકનું પૃષ્ઠ ૨૪૯ )



ઈશ્વરની ગહન ગતિ છે મનુષ્ય ધારે છે કંઇ ને થાય છે કંઇ * આપણને જે વાત બનવા જેવી લાગે તે બનતી નથી અને ન બનવા જેવી લાગતી હોય તે એકદમ બની જાય છે અમે ફરીને બંગલે પહોંચ્યા ત્યાં તો નોકરે મ્હારા મિત્રને કહ્યું કે —"સાહેબ ! પેલાં ચંદ્રિકાને ઘેરથી તમને એક માણસ બે ત્રણ વાર તેડવા આવી ગયો. તે કહેતો હતો કે, એના પિતાની તબીયત કંઇક વધારે બગડી છે અને તેઓ બેશુદ્ધ થઈ ગયા છે તેથી આપને ત્યાં જલદી બોલાવે છે "

મને તો આ સાંભળી ઘણું જ આશ્ચર્ય લાગ્યું અને એ ડોસાની ભયંકર બીમારીથી દીલગીર થવાને બદલે હું તો, ખરૂં કહું તો, અંતરમાં રાજી થવા લાગ્યો કે, એ નિમિત્તે મ્હારાથી પણ મ્હારા મિત્રની સાથે એના ઘરમાં જવાશે અને આ બાળાની સાથે એની આપ સંબંધી કંઇ વાતચીત પણ થઇ શકશે

હું ધારતો હતો તેમ મ્હારા મિત્રે, "ચાલ ભાઇ ! આપણે એ બીચારાની ખબર લઇએ" એમ કહી ગાડી પાછી બંગલામાંથી વાળીને એની ઝુંપડી ભણી હાંકી થોડી વારમાં જ અમે એ પર્ણકુટી પાસે આવી પહોંચ્યા ત્યાં બારણા પાસે ઉભેલી પેલી ડોસીએ અમને આવકાર આપી અંદર આવવા કહ્યું આગલ્યા ભાગમાં પેસતાં જ અમે જોયું તો તે બાલિકા ડોસાના અશીકા પાસે બેઠી બેઠી તેનું કપાળ પોતાના કોમલ હસ્તસ્પર્શથી દબાવતી હતી અને એક માતા પોતાના બાળકની સંભાળ લે એમ અતિ હેતથી તેની સારવાર કરતી હતી એની આંખમાંથી આંસુની ધારા ટપકતી હતી એને એમ જ થઇ આવ્યું હોવું જોઇયે કે આ વેળા એના પિતા ફરીથી જાગૃત થાય એવો સંભવ થોડો હતો અને એના વ્હાલા સ્વજનનો હમેશનો ભાવી વિયોગ એને સાલતો હોવો જોઇયે એમ એના નિઃશબ્દ પણ કરૂણાજનક રૂદનથી અમે ચેતી ગયા અમે જેમ બને તેમ ધીમે પગલે અંદર દાખલ થયા હતા તો પણ એની શ્રવણેન્દ્રિય વિશેષ તીક્ષ્ણ હોવાથી એ તરત અમારો પદસંચાર વર્તી ગઈ, અને "પધારો દાકતર સાહેબ" એમ મ્હારા મિત્રને સુકોમલ સ્વાગત આપવાની સાથે બોલી કે, " આપની સાથે આ બીજું કોણ છે ?

* । पुरुषश्चिन्तयेद यद्दैवमन्यद्धि चिन्तयेत् ॥

"એ તો મ્હારા મિત્ર રમાકાન્ત છે હમણા એ નાતાલના દિવસો મ્હારી સાથે ગાળવા આવ્યા છે અને મ્હારી પેઠે એઓ પણ વૈદકશાસ્ત્રના જ અભ્યાસી છે"–મ્હારા મિત્રે જણાવ્યુ

"ત્યારે તો મ્હારા જેવી અનાથને ઘરે બેઠે ગગા મળ્યા, આપની સાથે એઓ પણ મ્હારા પૂજ્ય પિતાશ્રીની તબીયત જોઈને જો કઈ ઉપચાર બતાવે તો મ્હારૂ ધનભાગ્ય"

એની મધુરી વાણી સાભળીને–અને મને ન જોયા કે ન ઓળખ્યા છતાં મ્હારા માટે આવો એનો પક્ષપાત જોઇને મ્હારા મનમા એનું દુ ખ દૂર કરવાની ઇચ્છા અતિ પ્રબળ થઇ આવી ગાડીમા બેસીને જતે જતે મ્હેં એને દૂરથી જોઈ હતી ત્યારે જ મને એ બહુ લાવણ્યવતી દેખાઇ હતી, પણ આમ સમીપ બેસીને એની કાન્તિ નિહાળવાનો આ પ્રસગ મળતાં મને એનું રૂપ–એનુ માર્દવ–એનુ તેજ–એનાં અવયવોનુ સુપ્રમાણ–એનાં વસ્રોની સ્વચ્છતા–કઈ અવનવાં જ લાગ્યા એને પહેલી વાર જોનાર કોઈ એમ ન્હી શકે એમ ન હતુ કે એની દૃષ્ટિ શૂન્યવત્ છે, કેમકે એના પ્રફુલ્લ કમલ સમાન શોભતાં લોચનમાં કોઇ ફેરફાર જોવામાં આવતો ન હતો

મ્હારા મિત્ર પ્રસન્નકુમારે એના પિતાની સ્થિતિ તપાસી–મ્હેં પણ ચિકિત્સા કરી–અને અમારો બન્નેનો એવો અભિપ્રાય થયો કે એને જાગૃત અવસ્થામા લાવવા એ બહુ મુશ્કેલ હતુ જે કઇ ઉપચાર બની શકયા તે અમે અજમાવી જોયા પણ તેમનામાં ચેતન છતા જાગૃતિ તો આવી જ નહિ તેથી શેક વગેરે કરવાની સૂચના આપીને અમે ઉઠયા અને મ્હારા મિત્રે પોતાને બગૂલે જઇને કઇક દવા મોકલવાનુ કહ્યુ તે સાંભળી એ બાલાએ એનો ઉપકાર માન્યો અમે એને આશ્વાસન આપી, ત્યાથી ચાલ્યા, અને સવારે પાછી ખબર કાઢવા આવીશુ એમ એને જણાવ્યુ

પ્રાત કાળમા બીચારી દુ ખ–આગરમાં ડુબી ગઇ હવે તો એ છેક નિરાધાર બની ગઇ ડોસા પાસે કઈ પુજી હશે કે કેમ તે કોઇના જાણવામાં ન હતુ તેથી એની આજીવિકાનુ સાધન પણ રહેશે કે નહિ એ નક્કી થયેલું હતુ દેખતી હત તો એ પોતાનુ ગુજરાન ઘણી સારી રીતે ચલાવી શકત પણ આવી અવસ્થામા એને તાત્કાલિક કોઇના આશ્રમની જરૂર હતી તહેસીલદારના ઘરનાં માણસો આવીને તરત તો એને પોતાને ત્યાં લઈ ગયાં અને દીલાસાથી તથા પ્રત્યક્ષ સહાનુભૂતિથી એના મનનુ તેમણે સાન્ત્વન કર્યુ પણ હવે પછી એણે કયાં રહેવુ એ પ્રશ્ન થયો એ તો પોતાની ઝુપડી છોડીને કહીંએ જવા ના કહેતી હતી અને એની સેવા કરવામાં જ્યા સુધી તે ડોસી રહેને ત્યાં સુધી પોતાને કઇ અડચણ આવવાની નથી, એમ જણાવતી હતી

મને આ હકીકત સાંભળતા, આમાં દૈવી ઉપકારનુ ભાન થવા લાગ્યુ આજ સુધી એ પરતત્ર હતી તેથી પોતાના ચક્ષુનું તેજ પાછુ મેળવવાને કઇ ઉપાય કરી શકે એમ ન હતી પણ

ઓની મારફત મ્હેં એને નગમાશથી એ વાત મ્હારી તરફથી કહેવડાવી અને એમ જણાવ્યુ કે, જો એને કંઇ અડચણ ન હોય તો હું કોઇ સારા નેત્ર વૈદ્યને બધી વાત કહીને શસ્ત્રપ્રયોગની સર્વ તૈયારી કરાવી તેને તેડવા આવુ

મ્હારો આ સંદેશો સાંભળી, તેના સુખને માટે મ્હારી આવી કાળજી જોઇને, પોતાના જેવી એક નિરાધાર અબલાનુ રક્ષણુ કરવા માટે મ્હારા જેવો અજાણ્યો માણુસ તત્પર થયો હતો તે વિચાર આવવાથી કે કોણુ જાણે શાથી એને બહુ સારૂ લાગ્યુ અને એ મ્હારી ઇચ્છા પ્રમાણે ખુશીથી વર્તશે એવો, જવાબ મને એણે કહેવડાવ્યો તેની સાથે એમ પણુ કહાવ્યુ કે, એ પ્રયોગ આપનાથી જ જો બનતો હોય તો આપને હાથે થવાથી મને વધારે સુખ થશે, એમ હું માનું છુ

મ્હારા સંદેશાનો આવો ઉત્તર સત્વર મળશે અને તે વળી દેખીતી રીતે મ્હારા ઉપરનો પક્ષપાતસૂચક, એમ તો મ્હેં કદી આશા રાખી ન હતી, તેથી સ્વાભાવિક રીતે મને તે સાંભળીને ઘણો ઉલ્લાસ થયો અને આજ સુધી મ્હારા અંતરમા દબાઈ રહેલો, એ બાળા સાથે નિકટ સબંધમાં આવવાનો અભિલાષ જાગૃત થયો તેના રૂપગુણુથી તો હુ મોહિત થઈ ચુકયો હતો જ પણુ તેમાં વળી તેની મ્હારી તરફની આવી સ્નેહમય લાગણીથી હું વિશેષ આકૃષ્ટ થયો તેનામા પણુ મ્હારા પ્રતિ કંઇક સદ્ભાવ ઉત્પન્ન થયો છે એમ જણાયાથી હું નવી નવી આશાઓ બાંધવા લાગ્યો–વિચિત્ર સ્વપ્નાં જોવા લાગ્યો,–કંઇક કંઇક અવનવી કલ્પનાઓ કરવા લાગ્યો પ્રભુ કરે ને મ્હારી ઇચ્છા સફલ થાય તો એવી કામવાગી–કિનરકંઠી–લલના–ના અહર્નિશ સહવાસથી–તેના મધુરા કંઠનો લાભ જ્યારે જોઇયે ત્યારે મળવાથી હું કેવો સુખી–કેવો કૃતાર્થ થાઉં–દિવસનો મ્હારો શ્રમ ભુલીને બે ઘડી તેની સાથે હરવા ફરવાથી મને કેવો આનદ મળે–મ્હારા સુખ દુ ખનો એવો સાથી મળવાથી મ્હારૂ જીવતર પણુ કેવુ સુધરી જાય–મ્હારા ધધામાં એના જેવી કોમલ હૃદયની બાળાના સાહાય્યથી હું કેટલા બધાં મનુષ્યોનું કલ્યાણુ કરી શકુ–એ વિગેરે વિચારો મ્હારા મનમાં સ્ફુરી આવવા લાગ્યા પણુ તે બધુ એને પુનરપિ ચક્ષુ દાન થયા પછી બને એવુ હતું એવો પાછો ખ્યાલ આવતા પ્રથમ તો એ ઉપાય ઝટ કરવા તરફ મ્હારૂ મન દોડયુ તેથી રજા પુરી થતા હુ મ્હારા મિત્રનો ઉપકાર માની, અણુગમતે અણુગમતે પણુ તેની આનંદી સગતિ છોડી–મને પ્રિય થઇ પડેલી વ્યક્તિને હાલ ફરીથી મળવાનું નહિ બને એવુ ભાન થયાથી ખેદ પામવા છતાં, એ સુખદ ભવનમાંથી મ્હારો આવાસ ઉઠાવી મ્હારા મકાન તરફ જવા માટે ઉપડી ગયો

મ્હારી પાસે ધન-સચય કાંઇક ઠીક થયાથી, અને પ્રસગોપાત દરદીઓને જોવા માટે મ્હારો દૂરના પ્રદેશોમા પણુ જવુ પડતુ હોવાથી મ્હેં હવે એક નાની સરખી મોટર રાખી તેથી મ્હાર

કામ વધારે ઝડપથી ચાનવા લાગ્યુ અને ધરાકી પણ વધતી ગઇ નિરતર અન્ય કાર્યમા વ્યાપૃત છતાં મ્હારૂં મન એ દુર્ભાગી યુવતીના સુખના વિચારોથી ભાગ્યે જ કોઈ વાર મુક્ત રહેતુ. તેથી પહેલી જ તકે એક વિખ્યાત નેત્રવૈદ્યને મળીને મ્હેં તેની સર્વ હકીકત તેમને જણાવી અને તેમણે પણ એને સારૂ થઇ જવાની આશા આપ્યાથી હુ બીજે દિવસ મ્હારી મોટરમાં બેસીને મ્હારા મિત્રના આવાસ તરફ જવા નીકળ્યો રસ્તામાં ચન્દ્રિકાનુ મકાન પહેલું આવવાનુ હોવાથી મ્હેં ધાર્યું કે પહેલી એને ખબર કરીને પછી મ્હારા મિત્રને મળીને આ સબધી વાત કરીશ તેથી મોટર મ્હેં ચન્દ્રિકાની પર્ણકુટી ભણી ચલાવી તેનો અણુચિન્ત યો ધડધડાટ દૂરથી જ સાંભળીને એણે પોતાની વૃદ્ધ દાસીને તપાસ કરવા મોકલી અને તેણે મને ઓળખતાં જ મ્હારૂં નામ દીધુ તેથી એ બીચારી બ્હાર મને આવકાર દેવાને આંફળીફાંફળી દોડતી આવી, પણ દૈવયોગે એનો પગ લપસી જવાથી બ્હાર આવતાં જ એ મ્હારી મોટરના આગલ્યા પૈડા પાસે ધસી પડી

ગભરાટમા મ્હેં મોટરને તરત પાછી હ'ાવી પણ તેમ કરતાં તેની પડખેનું એક પૈડુ, અકડાઇને લીધે એ દુ ખીઆરી બાળાના માથા સાથે જોરથી અથડાયુ ને તેથી તે બેશુદ્ધ થઇ ગઇ હુ પોતે જ આ પ્રમાણે તેને થયલી આ ઇજાનુ કારણભૂત હતો હુ જે એને ફરીથી દૃષ્ટી કરીને સુખ આપવા ચાહાતો હતો તેને હાથે જ એની આ દુર્દશા થઈ હતી તે જોતાં મ્હારા ક્ષોભનો તો પાર રહ્યા નહિ પણ એક દાકતર તરીકેની મ્હારી ફરજ આગળ આવતાં, બીજા સર્વ વિચારો દૂર કરીને તરત જ મોટરમાંથી ઉતરી, પેલી ડોસીને મદદમા લઇ મ્હેં તેને તેના ઓરડામાં એક સુંવાળા બીછાના પર હળવેથી સુવાડી અને પાસે જે કઈ સાધન મળી શક્યાં તે વડે એને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન હુ કરવા મડયો, અને મ્હારી મોટર મોકલીને મારા મિત્રને પણ તુરત બીજા ઉપચારો લઇને બોલા યો આથી અમે બને જણે એની ઘણી સારવાર કરી ત્યારે એના શ્વાસોચ્છ્વાસ કઈક જોરથી ચાલવા લાગ્યા અને વાગેલી જગાએ અમે તપાસ્યું તો બ્હારના ભાગમાં કઈ સખત ઇજા થયેલી જણાઇ નહિ માત્ર મોટરના આસ્ફાલનથી એના મગજ ઉપર જબરો આઘાત પહોંચ્યાનું અમારાથી સમજાયુ પણ એ પ્રમાણે થયેલી ઇજાથી મગજ પર કેવી અસર થશે તેનો અમે કઈ નિશ્ચય કરી શકયા નહિ એને જાગૃતિ આવે તો કઇ ફીકર કરવા જેવુ ન હતુ પણ જેટલી તેમાં વાર થતી હતી તેટલી અમારી ચિંતા વધતી હતી અને ત્યાં વૃદ્ધ દાસી સિવાય બીજી કોઇ એની ચાકરી કરે એવુ નહતું તેથી મ્હારો વિચાર તરત પાછા શહેરમાં જઈને ત્યાંથી એક સારી "નર્સ" લઈ આવવાનો થયો, અને મ્હારી ગેરહાજરીમાં

તહેસીલદારના કુટુંબમાંથી સ્ત્રીવર્ગને તેની સંભાળ માટે થોડા કલાક બોલાવવાની મ્હારા મિત્રે ગોઠવણ કરવાની ઇચ્છા જણાવી તેથી મને એની સલામતી માટે હવે ઓછી ચિંતા રહી

તેને આવી નિરાધાર સ્થિતિમાં મુકીને થોડો વખત પણ તેનાથી દૂર જવું મને બહુ વસમું લાગ્યું તોપણ તેની સારવાર માટે કોઇ કુશળ સ્ત્રીની પૂરેપૂરી આવશ્યકતા હોવાથી અને તેની સંભાળ નીચે હોય તો આરામ પણ જલદી થાય એ નિઃશંક હોવાથી હું તરત મ્હારી મોટરમાં બેસીને પાછો શેહેર તરફ ચાલ્યો રસ્તે ચાલતાં મને એ ને એ જ વિચાર આવ્યાં કરતા એની મૂર્છા વળશે ખરી? કદાચ વળવાને બદલે મગજમાં બીજું તો કંઈ દરદ નવું ઉઠે નહિ થાય? મને પાછો એનો સુસ્વર સાંભળવાનો લાભ ક્યારે મળશે? આ વિચારના વમળમાં ગોથાં ખાતો મ્હારે દવાખાને પહોંચ્યો અને ત્યાં જરૂરનું કામ ઝટ ઝટ પૂરૂં કરી લઇને મ્હારા ઓળખાણવાળી એક સુશીલ અને સભ્ય "નર્સ"ને મળી, તેને આવતી કાલ સવારે ત્યાં જવાની તૈયારી રાખવાનું હું કહી આવ્યો રાત્રિમાં પણ અનેક તર્કવિતર્ક ચાલ્યા કર્યાં, તેથી નિદ્રા જોઇએ તેવી મળી નહિ અને જે થોડા કલાક મ્હેં અર્ધનિદ્રામાં ગાળ્યા તેમાં પણ મને એ સુસુપ્તીના જ સ્વપ્ન આવ્યાં કર્યાં ઘડીકમાં હું એને શુદ્ધિમાં આવીને મ્હારી સાથે વાત કરતી જોતો, ઘડીકમાં ફીક્કા મ્હોંએ મીંચેલી આંખે બેશુદ્ધ સુતેલી જોતો આમ તરફડીયાં મારતે મારતે મ્હેં જેમતેમ કરીને તે રાત વીતાડી અને પ્રભાત થતાં જ હું તે "નર્સ"ને મ્હારી સાથે મોટરમાં લઇને પાછો મ્હારા મિત્રના ગામ તરફ ચાલ્યો ચંદ્રિકાના મકાન પાસે ધીમે ધીમે મોટર ચલાવતો હું પહોંચ્યો કે તરત ત્યાંથી અમે બંને ઉતરી ગયાં અને એના ઓરડામાં દાખલ થયાં ત્યાં તહેસીલદારના ઘરમાંથી તેમનાં સ્ત્રી બેઠેલાં હતાં તેમને પૂછતાં તેમણે જણાવ્યું કે, હજી કંઇ ઝાઝો ફેરફાર તો જણાતો નથી, પણ વખતે એની એક પાપણ અને વખતે એની નાસિકાનાં રંધ્ર સ્ફુરાયમાન થાય છે આ સાંભળતાં મ્હારામાં આશા પુનઃ પ્રદીપ્ત થઇ અને હવે થોડા વખતમાં શુદ્ધ ચેતનાવસ્થા પ્રાપ્ત થશે, એવાં મને શુભ ચિન્હ જણાયાં

એ સ્ત્રીનો આભાર માની તેમને મ્હેં ઘેર જઇને આરામ લેવાની વિનતી કરી અને મારી સાથેની બાઇને તેમને ઠેકાણે સારવાર કરવા માટે બેસાડી હું જોડેના ઓરડામાં જઇને બેઠો પણ ત્યાં મને ચેન ન પડવાથી પાછો આવીને એના મુખારવિંદ સામું બરાબર જોવાય એવી રીતે ખુરશી નાંખીને એની પાસે જ બેઠો ઇશ્વરેચ્છાથી આ નવી અણધારી આફત આવી પડવાથી એનાં નેત્ર ઉપર કરાવવા ધારેલો શસ્ત્રપ્રયોગ પણ હવે તો મુલતવી રહેશે ને એ બીચારીને કોણ જાણે ક્યાં સુધી અંધત્વનું દુઃખ વધારે ખમવાનું નિર્માણ થયું હશે? મ્હારાથી જ એને આ આઘાત થયો ને હત તો ક્યારનીએ એ દૃષ્ટિ પુનઃ પ્રાપ્ત કરવાના રસ્તા ઉપર આવી ગઈ હત—એવા એવા

તર્ક મને થયા હતા. વચ્ચે કોઇ પુસ્તક વાંચવા હાથમા લેતો, પણ તેમાં મ્હારૂં ચિત્ત સ્થિર થતુ નહિ એટલામાં, મ્હેં આણેલી બાઈ કઇ કામે બ્હાર ગઇ અને મ્હારા મનમા ઉભરાઈ આવતી લાગણી દાબી નહિ શકવાથી હું એની ક્ષમા માગવા, "ઓ ચદ્રિકા તુ મને માફ કરશે?" એવા શબ્દો બોલતો બોલતો એને ચરણે પડયો.

કોણુ જાણે મ્હારો સ્વર એના કાને અચાનક પડવાથી કે કોણુ જાણે પોતાની મેળે જ આ ક્ષણે એની પાંપણુ ફરીથી ફરકવા લાગી અને એની આખમાંથી એક બિન્દુ સરીને એના ગાલ ઉપર પડયુ આ ઉપરથી એની ચેતનાવસ્થા હોવી જ જોઇએ એવુ મને ભાન થતાં મ્હેં કરેલી મૂર્ખાઈ માટે મને ઘણો પશ્ચાત્તાપ થવા લાગ્યો મને શી ખબર કે મ્હારા શબ્દ એની બેશુદ્ધિ છતાં એના સાંભળવામા આવશે? હવે તો ખાત્રી કરવી જ જોઇએ, એમ ધારીને મ્હારી નબળાઈ ઉપર સયમ રાખી એક દાકતરને છાજે એવા સ્વરે મ્હેં હળવેથી એના મ્હોં આગળ જઈને પૂછ્યુ —"ચદ્રિકા !—તમને હવે કેમ લાગે છે ?"

આ શબ્દ મ્હારા મ્હોમાંથી નીકળવાની સાથે જ એણે એની બન્ને આંખો ઉઘાડી અને મ્હારી સામે સ્થિર દૃષ્ટિ માંડી મ્હારાથી એ સ્થિર દૃષ્ટિપાત સહન થઇ નહીં શકયાથી મ્હેં મ્હારી નજર બારી જાણી ફેરવી તો મને જણાયુ કે, બારીઓ ઉપર પડદા ટાંકેલા હતા તેથી સૂર્યપ્રકાશ બહુ મંદ આવતો હતો વળી પાછુ એના તરફ જોતા મને એના મ્હોંડામાં અજાયબ જેવો ફેરફાર લાગ્યો એ જાણે ઉંઘમાં કઈ ભયકર સ્વપ્નું જોતી હોય તેમ એની આંખો ભયભીત જણાવા લાગી, એના મ્હો ઉપરની ફીકાશ ફરવા માંડી, અને એકદમ એણે પોતાના હાથ ઉઠાવીને આખો ઉપર મૂકવા તથા આંખોને ચોળતી ચોળતી ફરી મ્હારી તરફ જોવા લાગી હવે હું તેનુ કારણુ સમજી ગયો ને મ્હારા અત કરણમા તો અપૂર્વ આનદ વ્યાપી ગયો

"કેમ ચદ્રિકા ! તમને આમાં કઈ દુખાવો થઈ આવ્યો છે ?"—મ્હેં ચિંતાતુર ચેહરે ખાત્રી કરવા માટે પ્રશ્ન કર્યો

"ના—કઈ દુ ખતું તો નથી—પણુ—" એણે ધીમે સ્વરે ઉત્તર આપવો શરૂ કર્યો ને પાછી અટકી ગઈ

"પણુ શુ, મને કહો તો ખરાં"—મ્હેં આતુરતાનો તાપ વૃદ્ધિ પામવાથી અધીરાઈથી પૂછ્યુ

એણે આના ઉત્તરમાં એની આંખો વધારે ખુલી કરી—અને વળી પાછુ એ મ્હારા સામુ જોવા લાગી હું વાંકો વળીને એની વધારે નજીક આવી, એના સુગધ શ્વાસનુ પાન કરતો કરતો, હર્ષથી થયેલા રોમોદ્‌ગમને લીધે જરા કપતો કપતો એની આંખમાં જોવા લાગ્યો તો એના મોહક વદન ઉપર આજ સુધી કદી નહિ જોવામાં આવેલો વિચિત્ર ભાવ પ્રકાશી રહેલો મને જણાયો

એથી હું જરા સ્તબ્ધ બનીને પાછો હટતો હતો એવામાં—" કાન્ત બાબુ-મને લાગે છે કે હું-આપને હવે તો જોઈ શકુ છુ ! !—એમ હજી પણ જાણે ફરી શ્રદ્ધા બેઠી જ હોય-કદાચ પોતે સ્વપ્નાવસ્થામાં હોય અને એ સ્વપ્ન પાછુ કોઈ ખેંચી લઈ અદશ્ય કરશે એવી ભીતિ પામતી હોય તેમ-અચકાતે અચકાતે બોલી

મને તો હવે સોળેસોળ આના ખાત્રી થઇ કે, એનાં ચક્ષુ પાછા સજીવન થયાં—તેના દેવતાએ પાછો તેમાં વાસ કર્યો-ખોવાયેલાં રત્ન પ્રભુકૃપાથી પાછાં અનાયાસે મળી આવ્યાં-અને મ્હારા જે કૃત્યને હુ નિન્દતો હતો તે કૃત્યથી જ એની દષ્ટિ પાછી હતી તેવી ને તેવી થઈ ગઈ હોવી જોઇયે એમ મને લાગ્યુ

" પ્રભુનો પાડ માનો કે એણે તમને આ વાગ્યાની પીડામાંથી ઉગારીને, આપણે કરાવવા ધારેલા શસ્ત્રપ્રયોગ વિના જ સહેલાઈથી તમારા નેત્રને દેખતાં કર્યાં મને તો એવી સ્વપ્ને પણ આશા ન હતી "

મ્હારા આ શબ્દોથી એને પણ વિશેષ પ્રતીતિ થઈ કે હવે આ પછી પ્રાપ્ત થયેલી શક્તિ સ્થાયી જ છે અને પરમેશ્વરે પોતાના ઉપર ખરેખર મ્હોટો ઉપકાર જ કર્યો છે તેથી એના અંતઃકરણમાંથી આનંદનો ઉભરો ઉનકાઈ જવા લાગ્યો એના મ્હો ઉપર હાસ્ય પ્રસરવા લાગ્યુ થોડી વાર ઉપર નિસ્તેજ પડેલો ચ્હેરો ભરાતા લોહીથી પાછો લાલ સુરખ બનવા લાગ્યો પણ એકાએક હર્ષ એટલો વધી ગયો કે, ફરી પાછી એ મૂર્છિત થઈ ગઈ હું ધારતો હતો જ કે એની નબળાઇને લીધે આ પરિણામ આવશે પણ હવે ભય સર્વ જતો રહ્યો હતો, તેથી જલ સિંચનાદિથી પાછી એ પળેક બીતીકમાં શુદ્ધિમાં આવીને બેઠી થઈ

એની આંખો ઉપર એકદમ ઉગ્ર તેજ ન પડે એવી ગોઠવણ કરીને અમે એને પંદર દિવસ સુધી એને એ અંધારા ઓરડામા જ રહેવા દીધી મ્હારા મિત્રનો આનંદ પણ આમ અણધારી રીતે એનાં સર્વ દુ ખનો છેડો આવેલો જોવાથી કંઈ જેવો તેવો ન હતો

પોતાના ઓરડામાં એ આમ તેમ ફરતી પણ હજી એના પિતાનો વિયોગ તાજો હોવાથી અગાઉની જેવી શાન્તિ અને ઉત્સાહ એનામા આવ્યા ન હતાં. ધીરે ધીરે એ પોતાની ફેરવાયલી સ્થિતિ સમજીને તેને અનુકૂળ વર્તન રાખતી

એક મહીના પછી અમને વિશ્વાસ આવ્યો કે, હવે એને સૂર્યપ્રકાશમાં રાખવાથી હાનિ થાય એમ ન હતું તેથી એને બ્હાર આવવાની અમે છૂટ આપી, અને જે સૃષ્ટિસૌંદર્ય પોતે બાલ્યાવસ્થામાં નિહાળ્યા બાદ ચિરકાલથી જોયુ ન હતુ તેનો ફરીથી લ્હાવો લેવાની આ તક અણધારી આવવાથી એના દીલમાં વ્યાપતો હર્ષ એના વદન ઉપર છવાઈ ગયો બાગનાં જે વૃક્ષો તથા

વેલીઓને પોતે બાલ સમાન ઉછેરતા તેની યુવાવસ્થા જોઈ એનું મન પ્રફુલ્લ થયુ પવનથી હાલતી લતાઓ પણુ કેમ જાણે નમી નમીને એના મૃદુ હાથનો સ્પર્શ કરવા દોસાતુરી કરતી હોય-એને અભિનંદન આપવા પાસે આવતી હોય એમ દેખાયુ એક બે વાર બાગમા ફરીને પાછાં આવ્યા પછી મને એણે પોતાની એવી ઇચ્છા જણાવી કે, મને આવી રીતે નેત્રરૂપ રત્ન પુન પ્રાપ્ત થયાં તેની ખુશાલીમાં હું આપને તથા આપના મિત્રને અને તેહસીલદારના આખા કુટુમ્બને તથા બીજા આપણા જે કોઈ સહાનુભૂતિ દર્શાવનાર હોય તેમને એક વાર મ્હારે ત્યા ભોજન લેવાનું આમંત્રણ કરવા માગુ છુ, માટે આપ તે મ્હારી નમ્ર માંગણી સ્વીકારશો. હવે એની સાથેનો મ્હારો પરિચય કેમ વધે એ જ મ્હારી તીવ્ર ઇચ્છા હોવાથી મ્હેં તો એના આ આમત્રણુને સ્નેહની સાથે વધાવી લીધુ અને જ્યારે એની ઇચ્છા હોય ત્યારે હું આવવા તૈયાર છુ એમ મ્હેં એને જણા યું મ્હારા મિત્રને પણુ આ પ્રમાણે ચન્દ્રિકા એના બાપનું અતડાપણુ છોડીને હવે બધા સાથે હળવામળવા માગે છે એમ જાણુવાથી ઘણો આનદ થયો. તહેસીલદારનું કુટુબ તો એને ત્યા આવતુ જતુ હતુ જ, તેથી એમ સર્વએ એ વાત ખુશીથી કબુલ કરી અને તેને માટે એક દિવસ ઠરાવી, એ બાબાને જે કંઈ મદદ જોઇએ તે અગાઉથી મળે એવી ગોઠવણુ કરાવી રાખી

ઠરાવેલે દિવસે એને મકાને આવનાર મિજમાનોમા સર્વથી પહેલો હુ હતો અદર પ્રવેશ કરતાં મ્હેં એને મ્હારી તરફ પીઠ ફેરવીને બારીની બ્હાર દૃષ્ટિ કરતી ઉભેલી જોઇ તેથી પાછળથી મ્હેં એને જ્યારે બોલાવી ત્યારે એ જરા ચમકી અમારી દૃષ્ટિ મળતા એના ઉરમાં ઉછળતો આનદ હું સહજ અનુભવી શક્યો આ વખતે બીજુ કોઈ હાજર ન હોવાથી એના દીલનો ઉભરો શા ત કરવા માટે કેમ જાણે એ તત્પર થઇ રહી હોય અને આવા પ્રસગને માટે જ તલપી રહી હોય એમ મને જણાયુ

"તમારી દયા-તમારી પરોપકારવૃત્તિ-તમારો અથાગ શ્રમ-તમારો જીવિત પર્યંત ન ભુલાય એવો ઉપકાર-હું શી રીતે વર્ણવી શકુ ? મ્હારા જેવી એક નિરાધાર બાલાને પાછી દેખતી કરવા માટે તમે જે કાળજી બતાવી છે તેનો બદલો હુ શી રીતે વાળી શકુ ?"

"એમ ન બોલો, ચદ્રિકા ! મ્હારે તો તમારી ક્ષમા માગવાની છે મ્હારી મોટરકારનો ધક્કો તમારા મગજને લાગવાથી જે તમને અસહ્ય પીડા થઈ તેને માટે મને ઘણો પશ્ચાત્તાપ થયાં કરે છે અને કયારે હું તમને મળીને તમારી માફી માગું એ વિચાર મ્હારા મનમાં સાલ્યાં કરે છે એ વખતે તો મને એમ જ થતુ હતું કે આ આઘાતથી તમારા મગજમાં કોણુ જાણે ગો એ નવો રોગ ઉત્પન્ન થશે —એક પાસથી તમને પાછાં જોતાં કરવાને મ્હારૂં મન મથતુ હતું ત્યાં આવી અચાનક સ્થિતિ બીજી પાસ આવી પડી, તેથી મ્હારા ભયનો પાર ન હતો તમને પાછાં ચેતના-

વરસોમાં જોયા ત્યાં સુધી તો મ્હારી શાન્તિ સર્વ નષ્ટ થઇ હતી એક પળ પણ મ્હેં નિદ્રાસુખ અનુભવ્યુ ન હતુ પ્રભુ એનો પરિણામ આવો ઇષ્ટ લાવશે એવી તો મ્હેં સ્વપ્ને પણ આશા રાખી ન હતી"

"તમારા અંતઃકરણમાં મ્હારા સુખને માટે ઉદ્ભવેલી તીવ્ર ઇચ્છા–મ્હારા હિતને માટે તમારી નિરંતર પ્રાર્થના–પરમ કૃપાળુ પ્રભુ પાસે પહોંચ્યા વિના કેમ રહે? એ તો અનાથનો બેલી છે અને સર્વની શુભ વાચ્છના પુરી પાડે છે એને શુ અસાધ્ય છે? તમારા હાથથી જ મ્હારૂ કલ્યાણ કરાવવાનું એણે સર્જેલું હશે તે વગર શસ્ત્રપ્રયોગે માત્ર એક નજીવી પીડાથી જ આમ સહજમાં બની ગયુ બાકી શસ્ત્રપ્રયોગ બધા સફળ થાય જ એની શી ખાત્રી છે? મ્હેં તેની અજમાયશ કરાવવા હા પાડી હતી પણ મ્હારા મનમાં અંદેશો રહ્યા કરતો હતો કે કદાચ એ પ્રયોગ નિષ્ફળ જાય તે મ્હારી દશા પાછી આવી ને આવી અથવા એથી પણ વધારે ખરાબ થાય તો મ્હારો ભવ કેવો જવાનો?" મ્હારા જેવી આંધળીની સભાળ જીવિત પર્યંત કોણ લે?"

"તમારે માટે મ્હારા હૃદયમાં સ્નેહની જે લાગણી તમને જોયા ત્યારથી જ ઉત્પન્ન થઇ હતી, તમારા પ્રેમિલ કદને માટે મને જે અજાયબી થઈ હતી–તમારી નિરાધાર અવસ્થા જોતા મને જે અનુકંપા આવી હતી–તમારો પ્રત્યક્ષ સમાગમ તમારા પિતાની માંદગીના સમયમાં થતાં–તમારો મૃદુ વાર્તાલાપ સાંભળતા મ્હારા રોમેરોમમા જે હર્ષ વ્યાપ્યો હતો તે સર્વ તમારા પ્રતિ મ્હારા પક્ષપાતનાં કારણભૂત હતા ને તેમા વળી તમે મારા જેવા અજાણ્યાની વિનતી સ્વીકારીને તમારી આંખ મને સોંપવાની જે સમતિ આપી તેથી તમારો મારા ઉપર પૂર્ણ વિશ્વાસ છે, એમ મને જણાયું અને તેણે જ મારા સ્નેહનુ બળ દ્વિગુણિત કર્યું"

"મ્હારી ઇચ્છા તો તમે જાણો છો તેમ એ પ્રયોગ તમારે જ હાથે કરાવવાની હતી, મ્હારો નિશ્ચય હતો કે તમે તમારૂ બનતુ કર્યા વિના નહિ રહો તેથી ત્રણી થાઉં તોપણ તમારી જ અને અનિષ્ટ ફળની ભોક્તા થાઉં તોપણ તે તમારે જ હાથે, એવો મ્હેં સંકલ્પ કર્યા હતો અને પ્રભુએ તે પાર પાડ્યો તે માટે એ કૃપાળુ પિતાનો જેટલો આભાર માનુ તેટલો ઓછો છે હવે એક વાત જે મ્હારા મનમાં રહી રહી છે તે એટલી જ છે કે કઇ રીતે આપની આવી પ્રીતિને હું પાત્ર થાઉં મને તો આપે ઉપકારના બોજા તળે દાબી નાખી છે સદા કાળને માટે આપની દાસી–"

"નહિ ચંદ્રિકા! તમે જો એમ બદલો વાળવા જ ઇચ્છતા હો, જો કે મ્હારાથી કઇ એમાં બન્યુ જ નથી અને પ્રભુએ મને તો માત્ર નિમિત્ત માત્ર બનાવ્યો છે એટલે ઉપકાર તો મ્હેં કઇ કર્યો જ નથી–તો એટલી મ્હારી નમ્ર વિનતિ સ્વીકારો અને મ્હારી દાસી નહિ પણ અર્ધાંગના

બનીને મ્હારૂં જીવન સફલ કરો–મ્હારૂં ગૃહ શોભાવો–તમારા દયાળુ સ્વભાવનો લાભ મ્હાર દરદીઓને આપી તેમની આશિષ સપાદન કરો–તમારા સુકોમલ ગીતથી તેમનાં દરદ દૂર કરી તેમના મનમાં ઉલ્લાસ રેડો–મ્હારી સહધર્મચારિણી બનીને મ્હારૂં શ્રમાપનયન કરવાની સાથે તમારા સહવાસથી મ્હારા કાર્યમાં અધિક ઉત્સાહ જાગૃત કરો "

"મ્હારૂં જીવનસર્વસ્વ આપને સમર્પીને પણ હું અનૃણી તો બની શકું એમ છે જ નહિ પરતુ મ્હારી નિરતર સેવા, અડગ ભક્તિ અને પ્રેમ જે કાંઇક અંશે તે ઋણુ ઓછું કરવાને સમર્થ હોય તો તે આપને માટે તૈયાર છે "

" ચદ્રિકા ! વ્હાલી ચદ્રિકા ! આજનો દિવસ મ્હારે મન તો સુવર્ણના અક્ષરથી અંકિત બન્યો નાતાલના દિવસોમાં હું મ્હારા શરીરની સ્વસ્થતા પુન પ્રાપ્ત કરવાને મ્હારા મિત્રને ત્યાં આવવા નીકળ્યો ત્યારે મ્હારા મનમા એકે પાસથી એવો વિચાર ન હતો, કે હું આ પ્રયાણુમાં બેવડો લાભ મેળવી શકીશ–તમારા જેવી સ ગુણી–સુશીલ–સુશિક્ષિત, પ્રેમી લલનાને મ્હારી ગૃહપત્ની બનાવવા જેટલો ભાગ્યશાળી બનીશ પણુ જે પ્રભુ મૂકને વાચાલ કરી શકે છે તેની કૃપા હોય તો મનુષ્યને બીજુ શુ દુર્લભ છે ? મ્હારા પૂર્વ જન્મના પુણ્યનો સચય કઈક હશે જ–નહિ તો તમારા જેવુ અમૂલ્ય નારીરત્ન મ્હારા જેવાને ક્યાંથી હાથ લાગે ? "

આમ વાત ચાલતી હતી એટલામાં બ્હારથી ગાડીઓનો ધડધડાટ સભળાયો તેથી અમે જાણ્યુ કે, હવે બીજા મીજમાનો પણ આવવા માંડ્યા છે એટલે અમે બને અમારો અવર્ણ્ય આનદ ગુપ્ત રાખવાનો વૃથા પ્રયત્ન કરતાં કરતાં–એક બીજાના હાથમાં હાથ રાખીને હસતે મ્હોંએ–હર્ષિત હૃદયે–જોસમાં પગલાં ભરતાં ભરતાં તેમના સ્વાગત માટે બ્હાર આવ્યાં

સૌથી પહેલી ગાડી મ્હારા મિત્રની હતી અને તેણે ગાડીમાંથી ઉતરતાં જ, અમારો આ દેખાવ જોતાં જ, અમારા અત કરણમાંથી ઉભરાઇને બ્હાર નીકળતો પ્રેમ નિહાળતાં જ અનુમાન કરી લીધુ કે, મ્હેં તો મ્હારી " શ્રી " ક્યારનીએ પસદ કરી લીધી હતી ! અમે જ્યારે અમારી પ્રતિજ્ઞાની વાત કરી ત્યારે એણે જણાવ્યું કે–" ભાઈ, મ્હેં આ પર્ણકુટીમાં પગ મ્હોતો મુકયો છતા ચદ્રિકાને માટે ત્હારી અપૂર્વ અનુકપાભરેલી લાગણી જોતાં જ મ્હેં તો માની લીધુ હતુ કે, તમારૂં બન્નેનું જોડું પ્રભુએ પ્રથમથી જ સરજી રાખેલું છે અને ત્હારે હાથે એને પાછા નેત્ર પ્રાપ્ત થયાં ત્યારથી તો મ્હારી એ સબધે ખાત્રી જ હતી પ્રભુએ આ મગલમય અવસર જોવાને મને ભાગ્યશાળી બનાવ્યો એ એની કૃપાનું ફળ છે "

બે મહિના પછી મ્હારા મિત્રના બગલામાં બેવડાં લગ્નની ધામધુમ મચી રહી એને માટે મ્હેં બાંધેલો તર્ક ખરો પડ્યો અને તહેસીલદારની મ્હોટી પુત્રી શ્રીમતી સાથે એનાં પણ લગ્ન થયાં

હવે અમે જગત્‌ની જંજાળમાં–ધંધાની ધમાલમાં–અમારો વખત ઘણે ભાગે મ્હારા "બ્લેક હોલ" માં જ ગાળીએ છીએ, પણુ જે મકાન મને પ્રથમ કેવળ નિસ્તેજ અને શૂન્યવત્‌ લાગતુ હતુ તે મારી ચંદ્રિકાનો આથી પદસંચાર થતાં જ હવે મને હજારો વિદ્યુત્‌ પ્રદીપોની પ્રભાથી ભૂષિત અને તેની અધિષ્ઠાતા દેવીના આવાસથી સજીવન થયુ હોય એમ લાગે છે

કોઈ કોઈ વાર અમે વિશ્રાંતિને માટે એની પર્ણકુટીમાં જઈને વિહાર કરીએ છીએ અને મારા મિત્રના મનોહર બંગલામાં એના મેમાન પણુ થઇ રહીએ છીએ ।

---

## અન્તરનાં આહ્વાન

લેખક—રા કંચનલાલ મગનલાલ ખાંડવાળા.

અન્તરનાં આહ્વાન અનેરાં,
રસભીનાં, ઉંનાં, ઉના,
અન્તરના આહ્વાન અનેરાં

એ હૃદયબંસીનાં ઝીણા સૂરો,
પ્રેરતા સદ્‌ભાવ અનેરો,
અન્તરનાં આહ્વાન અનેરા

હૈયાહૈયાના તંતો મેળવતાં,
એ દિવ્ય, અમૂલા, મોંઘા મંત્રો
અન્તરના આહ્વાન અનેરાં

સરલ રસિકતાભોગી, હૃદયની
દિવ્યવિણા તણા એ સૂરો,
અન્તરના આહ્વાન અનેરા

---

# કલાનો આદર્શ.

લેખક —રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર. બારીસ્ટર-ઍટ-લૉ.

( અનુસધાન પૃષ્ઠ ૨૪૩ )




મારી કહેવાની કલા માત્ર ચુંટી કાઢેલા મુઠ્ઠીભર માણસો જ સમજી શકે કલા સમજાવવાના છે તેનું કારણ શું? સામાન્ય જનસમૂહના શિક્ષણવર્ગો ખોલી શ ક ય ઉપર તમારી કલા શા માટે અસર કરી કાતા નથી શકતી નથી? જે અસર મિત્રમંડળ ઉપર કરી શકો છો તે બીજાઓ ઉપર કેમ થઈ ન શકે? તેઓને તમારી કલા સમજવાને શા માટે તમે શીખવતા નથી? પરતુ હકીકત એ છે કે કલાની સમજ કાંઈ શીખવી શીખવાતી નથી કલા સમજાવવાના શિક્ષણવર્ગો ખોલી શકાતા નથી કારણ કે એ વાત અશક્ય છે, છતાં એમ કહેવામાં આવે છે કે "અમારી કલા સમજવા તમે ફરીફરીને અવલોકો, અવલોકો, અને અવલોકો' જ્યારે તમે ટેવાઈ જશો ત્યારે તમે પણ અમારી કલામાં રસ લઈ શકશો!" છેવટે આનો નિષ્કર્ષ એટલો જ કે તમારી કલાને ટેવાયા વિના તમે અસર કરી શકો તેમ નથી. પરતુ ટેવથી તો ગમે તેવી અધમ વસ્તુને ચાહતાં શીખી શકાય છે તામસિક ખોરાક, દારૂ, તમાકુ, અફીણ, આદિ સર્વ વસ્તુ અભ્યાસથી સ્વાદપૂર્વક લઈ શકાય છે, તેથી શું આ સર્વ વસ્તુની ઉત્તમતા સિદ્ધ થાય છે ખરી? હકીકત એ છે કે કલાના ઉત્તમપણાને લીધે સામાન્ય જનસમૂહમાં તે આદરને પાત્ર નથી થતી એમ નથી, પરતુ કલામાં કલાત્વની ખામીને લીધે જ તે લોકપ્રિય થઈ શકતી નથી.

પરતુ ઉત્તમ કલા લોકપ્રિય હોવી જ જોઈએ એ ઉપરથી એમ ફલિત થતું નથી કે જે જે લોકપ્રિય કલા કલા અમુક વર્ગમાં લોકપ્રિય હોય તે તે ઉત્તમ હોવી જ જોઈએ ઉત્તમ હોવી જ જોઈએ? અલબત્ત, જો લોકોની અભિરુચિ અધમ બનાવવાનાં સાધનો યોજાયાં ન હત અને અધમ રસવૃત્તિવાળા મનુષ્યો ન હત તો આ નિયમ સત્ય ઠરત પરતુ દુર્ભાગ્યે આપણી મધ્યમાં એવાં અનેક સાધનો હયાતી ધરાવે છે અને તેથી અનેક લોકોની રુચિ હલકી થતી પામી છે તેટલા માટે સંસ્કારરહિત લેખકો કે કલાકારોની અધમ કૃતિઓ તેઓમાં આદરને

પાત્ર થાય તે ઉપરથી તે ઉત્તમ કલાના નમુના તરીકે લેખી નહિ શકાય દૃષ્ટાંત તરીકે, આપણી રંગભૂમિ લીઓ આજકાલ જે સંખ્યાબંધ નાટકો ભજવાય છે તેમાંના કેટલાં ઉત્તમ કલાના નમુના તરીકે ગણી શકાશે ? છતાં એવા અનેક મૂર્ખ, રસહીન પ્રેક્ષકો છે કે જેઓ આદતને લીધે કલાના નામને લજાવનારી આ કલામાં રસ લઈ શકે છે વિશેષ અફસોસની વાત તો એ છે કે જ્યારે આ કલાની ખામીઓ બતાવવાનો કોઈ પ્રયત્ન કરે છે ત્યારે ખામીઓ સુધારવાને બદલે ઉત્તર આપવામાં આવે છે કે "લોકોને પસંદ ન હોય તો અમારૂં ગાડું ચાલે જ નહિ" પરતુ આ ઉત્તર આપનારાઓ ભૂલી જાય છે કે લોકોની અભિરુચિ બગડેલી છે તેથી જ તેઓ આવી અધમ કલાને ઉત્તેજન આપે છે વળી, એટલુ પણ સ્મરણમા રાખવાનું છે કે જ્યાં સર્વત્ર ઉતરતા પ્રકારની કૃતિઓ હોય ત્યાં પછી કંઇક આરામ, આનંદ, અથવા વૈવિધ્યની ખાતર કોઈક ઠેકાણે તો ગયા વિના ચાલતુ જ નથી, તેથી એ આરામ આનંદ કે વૈવિધ્યની સામગ્રી પૂરી પાડનારે મલકાવાનું નથી કે લોકો તેની કલા ઉપર ખુશ ખુશ થઈ ગયા છે સારી કલાની ખામીને લીધે જ આ તમાશાઓ જોવાને લોકો ટોળે મળે છે જો કોઈ ઉત્તમ કલાકારની કૃતિ બહાર પડે છે તો ગમે તેવા અભણ અને સામાન્ય લોકો પણ તુરત જ આકર્ષાય છે આદતને લીધે લોકોની રૂચિ ગમે તેટલી વિકૃત થઇ ગઈ હશે તોપણ કલાનો ખરો જાણકાર લોકોનું ધ્યાન ખેંચ્યા વિના રહેશે નહિ પરતુ આશ્ચર્યની વાત તો એ છે કે એવા અનેક લોકો છે કે જેઓ એમ જ માની બેઠા છે કે આ બનાવ અશક્ય જ છે

નિકૃષ્ટ કલા ઉત્પ ? કરવી તે બહુ મુશ્કેલ નહિ હોવાથી પાચદશ નવલકથાઓ, નાટકો કે સામાન્ય લેખકો પ્ર કાવ્યો હરકોઇ માણસ ધારે તો સહેલાઇથી ઘસડી શકે છે અને આજ સિદ્ધિને કેમ પામે છે? કાલ યોગ્યતા અને આવડત કરતા કદ અને સખ્યા કલાનાં સર્ટિફીકેટ હોવાથી લેખકો, સાક્ષર શ્રીયુત, કવિશ્રી, વિદ્વદ્વર, સાહિત્યશિરોમણી, આદિ વિશેષણોથી સત્વર પ્રસિદ્ધિને પામે છે દાખલા તરીકે, કવિતા લખનાર થોડા નિયમો ધ્યાનમાં રાખે ને ઝુકાવે તો પછી તેનામા સસ્કાર, બુદ્ધિ કે હૃદયની વિપુલતા અથવા કવિત્વની ગધ પણ નહિ હોય તોપણ થોડાં જોડકણાંઓ તૈયાર કરવામાં તેને વાંધો નહિ આવે એ નિયમો શા છે તે આપણી કવિતાઓનુ અવલોકન કરવાથી આપોઆપ જણાશે એ જ પ્રમાણે નવલકથા લખનાર થોડા નિયમો યાદ રાખે તો બસ છે—સૂર્ય, ચદ્ર, સધ્યા, જગલ, નદી કે સમુદ્રનાં સાચાખોટા વર્ણનથી દરેક પ્રકરણ શરૂ થાય તો તે ઉત્તમ કહેવાય જિજ્ઞાસારસ અને વસ્તુસકલનામાં મદદ જોઇતી હોય તો ઠેકઠેકાણે દેવોને ઉભા કરવા અથવા મોટા અકસ્માતો ગોઠવવા, અથવા તો નાયક રકનો રાજા અને રાજાનો રક થઈ જાય એવો માર્ગ કાઢવો પાત્રોના સ્વાભાવિક વિકાસની જરૂર રહેતી નથી મનુષ્યસ્વભાવનો

ઉપનિષદ્ રૂ ૫-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

પ્રશ્નનો વિપર્યાસ દેખાય તો વાંધો નથી પરતુ છેવટે બધાં પાત્રોનો શત્રુમેળો ગમે તેમ કરી મેળો કરવો, અને "ધર્મનો જય, પાપનો ક્ષય" એ નીતિસૂત્ર તાણીતૂશીને પણ બહાર લઈ આવવુ, અને છેવટે બહાર ન જ આવે તો એ સૂત્ર સમાપ્તિમાં લખીને વિરામવુ

નાટકોમાં પણ બહુ વિશેષ તકલીફ લેવાનું કારણ નથી સૂત્રધાર અને નટીનો તો કોઈ નાટકકારથી કૅાપીરાઇટ લઇ શકાય તેમ નથી એટલે દરેક નાટકની શરૂઆત આ પાત્રોથી સહેલાઈથી થઈ શકે વિવિધતા ખાતર કદાચ એકને બદલે બે, ત્રણ, ચાર નટીઓ ગોઠવી શકાય, અને હવે એક કરતા વધારે સૂત્રધારો ગોઠવવામા આવે તો ઓર રગ જામે નવલકથા કરતાં નાટક કેટલેક અંશે મુશ્કેલ છે તેમ સરળ પણ છે દાખલા તરીકે, જ્યાં કંઈક અઘરવાળો સવાદ કે ભાષણ લખાવી ન શકાય ત્યાં ગાયન ટાકી દેવુ એટલે પીડા પતી ગાયનોમાં માથાફૂટ કરવાનુ પ્રયોજન નથી જે વાત ગદ્યમા કહેવી હોય તે બહુ સક્ષેપમાં પદ્યના આકારમાં કહી દેવી એટલે વાક્યરચના ખોટી હશે તો ચાલશે કોઈ વાક્યનો અર્થ નહિ નિકળે તો 'ધ્વનિ કાવ્ય' તરીકે ગણી શકાશે એક જ શબ્દમાં જે કહેવાઈ જાય તેવુ હશે તે એ ને એ જ અર્થના દશ શબ્દોમાં યોજી શકાશે આ ઉપરાત રસોનો ભાવ ચિતરવાની લેખકની જવાબદારી છે જ નહિ કારણ કે ધારો કે શૃંગારમાં ગમે તેટલું શુષ્ક અને અર્થરહિત લખ્યુ હોય તો પણ તે ભજવનારાં પાત્રો પોતાનાં નખરાંથી શૃગારનો દેખાવ કરી બતાવશે તેવી જ રીતે હાસ્યમા બે ઘેલા અને મૂર્ખ માણસોનો સવાદ ગમે ત્યાં ઘુસાડી દેવો, પછી પાત્રો પોતે હાસ્યરસ ભજવે છે એમ પ્રેક્ષકોને બતાવી શકશે, હસવા જેવુ નહિ હોય તો પણ પાત્રો કૂદશે, નાચશે, પાઘડી ઉછાળશે, તોતડુ બોલશે, એક બીજાને ખાસડાનો માર મારશે, વિચિત્ર બરાડા પાડશે, બીભત્સ શબ્દોના ફાગ ઉડાડશે, ડચકારા કરશે, અથવા ટીલાંટપકા કરી, લાલ, ધોળુ, કે કાળુ મ્હોડુ રગી, અથવા ફાટેલ તૂટેલ અને રગબેરગી વિચિત્ર કપડાંઓ પહેરી, પ્રેક્ષકોને હસાવવા પ્રયત્ન કરશે, અને છતાં ધારેલી અસર નહિ થાય તો છેવટે મ્હોડેથી કહેશે કે આ હાસ્યરસ છે માટે હસો તે જ પ્રમાણે વીરરસ લેખમાં આવવાની જરૂર નથી એ તો મજબૂત કૈફસાવાળાં અને કદાવર પાત્રો હશે તો આપોઆપ જણાઈ આવશે મોટા અવાજથી વીરરસ નહિ હોય ત્યા ઉત્પન્ન થશે, અને જ્યા લેખકની કલમ કામ નહિ કરે ત્યાં દર પડદો ઉપડતાં જ મોટા ફગાકાના અવાજે, તેમજ કોઈ કોઈ વાર ભાનાઓ, બદુકો, પટાબાજી, વિગેરે ધારેલુ કામ કરી આપશે રગભૂમિ ઉપર દોડાદોડી અને મારામારી કરવી એ મુશ્કેલ નથી, અને આ બધી ધામધૂમ છતાં પ્રેક્ષકોને કદાચ વીરરસનો અનુભવ ન થાય તો હાસ્યરસનો અનુભવ તો થશે જ, અને એમ થાય તોયે નાટકકારની એક જવાબદારી ઓછી થઈ સમજવી

એરિસ્ટોટલનું નીતિશાસ્ત્ર રૂ ૦-૧૨-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

સૌંદર્ય એ તમારા આત્માનો ગુણ છે

અહો! કલાને અનુપયોગી સર્વ ઉપાધિઓ પાછળ આપણે ત્યાં અત્યંત શ્રમ સેવાય છે, પરંતુ જે વસ્તુ કલાનો ખરો આત્મા છે તે તરફ કોઈ દૃષ્ટિ સરખી પણ કરતુ નથી। જીવનની ઉચ્ચમાં ઉચ્ચ ભાવનાઓ હૃદયમાં ઉતારવી અને એ ભાવનાઓની અન્યના હૃદયમાં સંક્રાંતિ કરવી—એ કલાની પ્રધાન પ્રવૃત્તિ સિવાય બીજી બધી બાબતોમાં આપણા કહેવાતા કલાકારો મશગૂલ છે આસપાસ જે સૌંદર્ય ઉભરાઈ રહ્યું છે તે તરફ કલાના ઉપાસકો તદ્દન બેદરકાર છે અને જે દિશામાં એ વસ્તુનો સંપૂર્ણ અભાવ છે તે દિશામાં વ્યર્થ ફાંફાં મારી રહ્યા છે કુદરત અને કલા પરમાત્માની એક જ વિભૂતિ છે, અને તેથી જે કુદરતને ઓળખી શકે છે તે કલાને પણ પિછાણી શકે છે, જે કુદરતને અનુકૂળ થઈ શકે છે તેને કલા અનુકૂળ થાય છે, જે કુદરતનો આત્મા હાથ કરે છે તે કલાનો સ્વામી બને છે કાશ્મીરમાં મુસાફરી કરો કે આલ્પ્સ પર્વત ઓળંગો, સ્વિટ્ઝર્લૅંડનાં સરોવરોમાં સફર કરો કે સ્કૉટલૅંડનું સૃષ્ટિસૌંદર્ય નિહાળો, સમગ્રમાં દુનિઆના કોઈ પણ સુંદરમાં સુંદર સ્થાનમાં વિહરો, પરંતુ જો તમે સૌંદર્યને તમારી સાથે લઈને ફરતા નહિ હો તો ક્યાંય પણ સૌંદર્ય જોઈ શકવાના નથી સૌંદર્ય એ તમારા આત્માનો ગુણ છે, નહિ કે બાહ્ય પ્રકૃતિનો સૌંદર્ય મનુષ્ય હૃદયના ઉંડાણમાં રહેલી સૂક્ષ્મમાં સૂક્ષ્મ શક્તિ છે જ્યાં એ શક્તિનો અભાવ હશે ત્યાં બહારની ઉપાધિઓની મદદ હશે તો પણ તેથી કલા ચેતનવતી થઈ શકશે નહિ પત્થર ઉપર, કૅનવાસ ઉપર, કાગળ ઉપર, કે સિતાર ઉપર સૌંદર્યને નચાવવું તે નચાવનારનું અંતર સૌંદર્યની લાગણીથી આંદોલિત થયા વિના તદ્દન અશક્ય છે જ્યાં સુધી તમે તમારી કલા માટે અંતરનાં અમોઘ ભાવોનો ખર્ચ કરો નહિ ત્યાં સુધી તમારી કલા તમારા શ્રમનો હજારમો ભાગ પણ બદલો લાવવાની નથી જ્યાં સુધી તમે તમારી કલાને તમારી લાગણીઓથી ઘાયલ કરો નહિ ત્યાં સુધી તમારી કલા બીજાઓને ઘાયલ કરી શકવાની નથી જ્યાં સુધી તમે તમારી ભીની લાગણીઓ તમારી કલામાં ઉતારો નહિ ત્યાં સુધી તમારી કલા બીજાઓનાં હૃદયોને શી રીતે ભીનાં બનાવી શકવાની હતી? જ્યાં સુધી તમારા જીવનના ઉચ્ચ આદર્શો, તમારા હૃદયની ઉદાર ભાવનાઓ, અને તમારા અંતરની દિવ્ય આશાઓથી તમારી કલાને જીવંત કરી શકો નહિ ત્યાં સુધી તમારી કલા બીજાઓના જીવનને ઉન્નત અને આદર્શરૂપ શી રીતે કરી શકવાની હતી?

કલા શું નથી અને શું છે?

કલાનો આદર્શ સમજવો હોય તો આસપાસની ઉપાધિઓ ઘડીભર ભૂલી જાઓ, કલા સંબંધી શાસ્ત્રીય મારામારીને વિસારી મૂકો, કલાના બાહ્ય ખોળિયાને વળગી ન રહો, પરંતુ તેના આત્માને ઓળખો બાવલાંઓ, ચિત્રો, દેવળો, મહાલયો, નાટકો, નવલકથાઓ, કવિતાઓ, આદિના ગીચ જંગલમાં ભૂલા પડવું ન હોય તો સત્ય તરફ દોરી જતો, સીધો, સરળ, શાહ રસ્તો પકડી લીઓ આ શાહ રસ્તો તે હૃદય છે

અને એ જ આ જગતની ભૂલભૂલામણીમાંથી તમને બચાવશે અંગ્રેજીમાં એક કહેવત છે કે " There is no royal road to learning " ( જ્ઞાનને માટે કોઈ શાહ રસ્તો નિર્મિત થયો નથી ) આ સિદ્ધાંત કદાચ જ્ઞાનના વિષયને લાગુ પડતો હશે, પરંતુ કલાના વિષયમાં શાહ રસ્તો છે એટલુ જ નહિ પણ તે એક જ રસ્તો છે યાદ રાખો કે કલા વાંકાચૂકા માર્ગથી હાથ થઈ શકતી નથી કલાને અને વિવેચનને બનતુ નથી, કલા અને પૃથક્કરણ વચ્ચે વેર છે, કલાને દલીલની લેવાદેવા નથી કલાના અને પથ, જાતિ કે વિગ્રહના ગ્રહ મળતા નથી, કલા એ મોજશોખ નથી, કલા એ કોઇનો ઇજારો નથી, કલા એ નવરાઓને અથવા શ્રીમંતોને વખત ગાળવનું સાધન નથી; કલા એ માનસિક અજીર્ણ નથી કલા એ દીવાનાપણું નથી, કલા એ કુદરતની દુશ્મન નથી કલા એ પ્રકૃતિનો નમુનો નથી પરતુ કલા એ જીદગીનો નમુનો છે, શુદ્ધ, સાત્વિક, સરળ જીવનનુ ચેતનમય પ્રતિબિંબ છે, જીવાત્મા સાથે જીવાત્માનો મીઠો હૃદયાલાપ છે ઉછળતાં હૃદયોનું અનેરૂ આલિંગન છે, ચાર આંખોનું મધુરૂ મીલન છે, સુખદુઃખ, આશાનિરાશા, ભરતી ઓટનું અર્થપૂર્ણ પુરાણ છે વિવેચનનો અત લાવનાર સિદ્ધાંત છે, પૃથક્કરણનુ એકીકરણ કરનાર જાદુ છે, દલીલોનો સરવાળો કરનાર ચુકાદો છે, પથો, જાતિઓ અને વિગ્રહોની સધિ કરાવી આપનાર પારસમણિ છે, કલા એ જીદગીની અનિવાર્ય જરૂરિયત છે કલા જે પોતાની કરે તેની છે, કલા એ સમયની પશ્ચાદ્ભૂમિ છે, સમય કલાની નહિ કલા એ માનસિક પાચનરસ છે, કલા એ મનુષ્યની બુદ્ધિનો એક જ પૂરાવો છે કલા એ કુદરતની એક જ સાહેલી છે

**કલાને માટે વસ્તુ** કોઈપણ કલાકારે પોતાના કાર્યમાં વિજય મેળવવો હોય તો તેણે બીજાઓનુ અનુકરણ કરવા પાછળ સમય અને શક્તિનો વ્યય કરવાની જરૂર નથી કુદરત દરેક ક્ષણ સાદર્યથી, અપૂર્વતાથી, નવીનતાથી છલકાઈ જાય છે, તેમાથી જે જેટલુ ખેંચે તેટલુ તેનુ છે એક વાર એક કલાકાર જે ખજાનો લઈ ગયો તે ખજાનો બીજા કલાકારને પાછો મળવો મુશ્કેલ છે પરતુ તેના કરતાં બીજા વધારે કિંમતી ખજાનાઓ કુદરતના ગર્ભમાં અખૂટ છે અને કલાકાર જો કલાનો આદર્શ સમજતો હશે તો તેમાંથી તે ઘણુ પોતાનુ કરી શકશે હજારો માઇલના હિમાલયનું એક નહાનુ શિખર હજારો કલાકારને નવનવીન સૌંદર્યની નવનવીન કલ્પનાઓ પૂરી પાડવાને બસ છે લાખો એકર ઉપર પથરાયેલા ઝુપડાંઓમાની એક નહાની મઢૂલીમાથી સેંકડો કલાકારોની કૃતિઓ ઉભી થઈ શકે તેમ છે સેંકડો માઇલ વહેતા ગગાપ્રવાહમાંથી નીકળતું એક નહાનુ ઝરણુ અનેક કવિઓની લેખિની અને અનેક ચિત્રકારોની પિછી કામે લગાડવાને પૂરતું છે કલાકારની લાગણીઓ જાગૃત અને જીવત હશે તો કલાને માટે વસ્તુની ખામી તેને કદિ પણ જણાશે નહિ કલાકારના જીગરના જોસ પ્રમાણે તેની કલા ફતેહ પામશે તેના હૃદયના ભાવ બતાવવાની

તેને ખરેખર જરૂરિયત હશે તો તે પત્થરમાંથી પુષ્પની કોમળતા ઉત્પન્ન કરી શકશે અને પૃથ્વીને સ્વર્ગમાં ફેરવી શકશે

જેમ વસ્તુની શોધમાં કલાકારે પોતાની આસપાસ ઉભરાતી કુદરતી અને માનુષિક લીલાની અદ્‌ભુતતા શામા છે? બહાર જવાની જરૂર નથી, તેમ પોતાની કલાની અદ્‌ભુતતા અર્થે તેણે આંખ આંજી નાંખે તેવો ઝળઝળાટ કલામાં મૂકવાની આવશ્યકતા નથી તેના સરળ હૃદયની સરળતા એ જ પરમ અદ્‌ભુતતા છે પ્રકૃતિથી વિંટાયેલો આત્મા પોતાને પિછાણે એ જેટલું અનિવાર્ય છે તેટલું અદ્‌ભુત છે અભાવનું દર્શન કરાવવા કરતા ભાવની સ્મૃતિ કરાવવામાં અદ્‌ભુતતા વિશેષ છે મનુષ્યને અમાનુષિક સૃષ્ટિમાં લઈ જવા કરતાં તેના મનુષ્યત્ત્વનું ભાન કરાવવું એમાં જ અપૂર્વતા છે આંખને આંજી નાંખવામાં કલાની સફલતા નથી, પરંતુ આંખને શાંત કરવામાં છે સામાન્ય બુદ્ધિ અને સરલ હૃદય જેની કોઈ પણ વસ્તુ વિરલ નથી "તું" અને "હું" નું ભાન કરાવવામાં જેટલી વિશેષતા છે તેટલી વિશેષતા "તે" ની વાતો કરવામાં નથી મનુષ્યના હૃદય ઉપર જેટલી પરિચિત વસ્તુઓ અસર કરી શકશે તેટલી અપરિચિત વસ્તુઓ અસર કરી નહિ શકે તારૂં અને મ્હારૂં જેટલે દરજ્જે મનુષ્યની લાગણીઓ ઉશ્કેરી શકશે તેટલે દરજ્જે પારકાંનું ઉશ્કેરી નહિ શકે વસ્તુત મનુષ્યને જેટલો રસ સંસારમાં છે તેટલો સ્વર્ગમાં નથી જેટલો રસ ખેતરમાં છે તેટલો પારીસના બુલ્વાર્ડમાં નથી, જેટલો રસ ઝુંપડામાં છે તેટલો વર સેલ્સના રાજ્યમહેલમાં નથી, જેટલો રસ પોતાના આંગણાના કૂવામાં છે તેટલો નાયગરાના ધોધમાં નથી, જેટલો રસ મજૂરના હમેશના વૈતરામાં છે તેટલો રાજાઓના દરબારોમાં નથી જેટલો રસ ગૃહિણીમાં છે તેટલો ઇંદ્રની અપ્સરામાં નથી જેટલો રસ જીંદગીની હમેશની ભરતી-ઓટમાં છે તેટલો મહાન્ અકસ્માતો કે દૈવની જાદુગીરીમાં નથી, સંક્ષેપમાં જેટલો રસ જીવનના સાદા બનાવોમાં છે તેટલો અસાધારણ કલ્પનાઓમાં નથી અને મનુષ્યના હૃદયમાં જે તરંગો હરહમેશ ઉછળી રહ્યા છે તે તરંગોમાં પ્રવેશ કરવો, અને વિદ્વાન્ તેમ જ અભણ, શ્રીમંત તેમ જ ગરીબ, બાળક તેમ જ વૃદ્ધ, તથા સ્ત્રી તેમ જ પુરૂષને આનંદ અને આશાનો સંદેશો પહોંચાડવો, એ કલાનો હેતુ અને એ કલાનું કાર્ય છે કુદરત અને મનુષ્યને સૌંદર્યમય, આનંદમય, ચેતનમય અને નવીનતામય બનાવવાં એ કલાનો આદર્શ છે

**સૌંદર્ય અને ઉપયોગિતા**

સૌંદર્ય અને ઉપયોગિતા પણ કલાનો હેતુ અને આદર્શ છે કારણ કે ઉપયોગિતા વિનાનું સૌંદર્ય મનુષ્યને અધોગતિની ખાઈમાં ફેંકનાર યંત્ર છે, અને સૌંદર્ય વિનાની ઉપયોગિતા મનુષ્યના આત્માને ચીમળાવી નાંખનાર ઔષધિ છે જે કલા ઉપયોગી નથી તે વસ્તુત સુંદર હોઈ શકે જ નહિ, અને જે કલા સુંદર નથી

તે ઉપયોગી સભવે જ નહિ ઉપયોગિતા અને સૌંદર્ય વચ્ચે ભેદ ઉત્પન્ન કરવો તે જીવનને શુષ્ક અને મૃત્યુને કવિતામય બનાવવા જેવુ છે આવા અર્થરહિત ભેદને લીધે જ કલાને ઉતારી પાડવામાં આવી છે તેથી જ આપણા સસારમાં, આપણા ગૃહોમાં, આપણી રીતભાતમાં, આપણા પહેરવેશમા, આપણા ખાનગી તેમ જ જાહેર જીવનમાં શુષ્કતા કઠોરતા તેમ જ જડતા વ્યાપી રહી છે તેથી જ આપણા સમસ્ત જીવનમાં એક પ્રકારનો પક્ષાઘાત ઉત્પન્ન થયો છે અને થોડા સમય પહેલા લખાયેલા મ્હારા પોતાના શબ્દમાં જ ફરીથી કહુ તો, "એ પક્ષાઘાતને લીધે મજૂરને મજૂરીમા રસ રહ્યો નથી, કલાકારને કલામાં રસ નથી, વિદ્વાનોને વિદ્યામાં રસ નથી, અને શહેરીને શહેરીપણામાં રસ નથી એ પક્ષાઘાતને લીધે યત્રો અને કલા વચ્ચે વિષમતા ઉત્પન્ન થઈ છે ઉપયોગિતા સૌંદર્યથી છૂટી પડી છે, સાદર્યનો સ્વચ્છતાથી વિયોગ થયો છે, કુદરત અને ઔષધિ વચ્ચે વિરોધ થયો છે, અને તન, મન, ધન અને જીવનની એકતાનો લોપ થયો છે એ પક્ષાઘાતને લીધે જ અર્થશાસ્ત્રનો નીતિશાસ્ત્ર સાથે સબધ ભૂલી જવાયો છે, વ્યક્તિ અને સમષ્ટિ ઉભયનાં સુખ તરફ ઉપેક્ષા થઈ છે, સુખ અને સુખનાં સાધનો વચ્ચે ગોટાળો થયો છે, અને જીવન કરતાં ઉપાર્જન પાછળ વધારે વલખાં મરાયા છે" કલાકારો ભૂલી જાય છે કે કલા એ કુદરતનું જ પ્રતિબિંબ છે અને કુદરતની અન્દર સર્વસુંદર અને ઉપયોગી છે જે કાંઈ સુદર છે તે જીવત, અર્થપૂર્ણ અને ઉપયોગી હોવાથી જ સુંદર છે જે કાંઈ ઉપયોગી છે તે નિયમિત, તાલમય, મનોરજક અને સુંદર હોવાથીજ ઉપયોગી છે સૌંદર્ય કલ્પનાની સત્તાથી કે જાદુઈ લાકડીથી ઉદ્ભવતુ નથી, પરતુ જ્યાં જ્યાં વાસ્તવિક, યથાર્થ આદર્શ જીવન છે ત્યાં ત્યાં જીવનનાં અનિવાર્ય તત્ત્વ તરીકે આપોઆપ દ્રષ્ટિગોચર થાય છે તેથી કલાનો આદર્શ હાથ કરવો હોય તો કૃત્રિમ, કલ્પનામય, જડ સ્વપ્નોમાં ભ્રમણ કરવાને બદલે સ્વાભાવિક, સત્ય, ચેતનમય જીવનનો આદર્શ હાથ કરો સ્મરણમાં રાખો કે કુદરતની વિરૂદ્ધ થવા કરતા કુદરતને અનુરૂપ થવામા જ કલાનો વિજય છે અને કુદરત તથા આદર્શ જીવન જૂદાં નથી, એ મહાન સત્ય અતરમા આરૂઢ હશે તો આપોઆપ આદર્શ કલા ઉત્પન્ન થશે કુદરતના અને જીવનના સત્યો સમજનાર કલાકાર જગતને અને કુદરતને સૌંદર્યમય તથા પવિત્ર બનાવી શકશે જ્યા જ્યા તેના હૃદયનુ લોહચુબક સ્પર્શ કરશે ત્યાં ત્યાં સુંદરતા, પવિત્રતા અને ઉપયોગિતા પ્રકાશી નીકળશે એ લોહચુબક પાસે માત્ર નદી અને સમુદ્ર, ચદ્ર અને સૂર્ય, પહાડો અને વનસ્પતિ, કોકિલા અને મયુરી, કે માનસરોવર અને નદનવન જ કલામય બની નહિ જાય, પરતુ તે ઉપરાંત ખેતરો અને કારખાનાંઓ, રેલ્વે અને સ્ટીમરો, રણભૂમિ અને અને કેદખાનાંઓ, દુકાનો અને ઝુપડાઓ, સર્વ કલામય બની જશે એ કલા માત્ર મુઠ્ઠીભર વિદ્વાનો કે અગત મિત્રોને જ રીઝવશે નહિ પરતુ શહેરે શહેર અને ઘેરેઘેર આદર્શ કલા તરીકે ઓળખાશે, સ્વીકારાશે, પૂજાશે

---

કામન્દકીય નીતિસાર રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

# બે અવસાન.

લેખક—રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

## સ્વર્ગસ્થ પ્રો. હરિ મહાદેવ ભડકમકર.



મુંબાઈની વિલ્સન કૉલેજના સંસ્કૃતભાષાસાહિત્યના એક પ્રતિષ્ઠિત અને વિદ્વાન પ્રોફેસર તરીકે પચીસ વર્ષ પર્યંત પોતાનુ પવિત્ર અને પ્રેમાળ જીવન વ્યતીત કરનાર પ્રો હરિ મહાદેવ ભડકમકરના નામથી ગુજરાતનો સુશિક્ષિત વિદ્વાનવર્ગ કે વિદ્યાર્થિવર્ગ આજ અજાણ્યો નથી ઇ સ ૧૮૯૨ માં વિલ્સન કૉલેજના પ્રો જિન્સીવાળાએ તે સસ્થા સાથેનો પોતાનો સબંધ છોડ્યો ને પછી સર રામકૃષ્ણ ભાંડારકરની ભલામણથી શ્રીયુત ભડકમકર પ્રોફેસર તરીકે ત્યા નિમાયા. પ્રો જિન્સીવાળા એક વિદ્વાન અને બાહોશ ગુરૂ હતા અને તેમની પછીની જવાબદારી માથે લેવાનુ કાર્ય વિકટ હોય એ સ્વાભાવિક છે પ્રો જિન્સીવાળાએ જે રીતે અને જે વિદ્વત્તાથી વિદ્યાર્થીઓના હૃદય જિતી લીધાં હતાં, પોતાના જે અમીરી ગુણથી પોતે લોકપ્રિય બન્યા હતા તે સ્થિતિમાં પોતાને મુકાતી વેળાયે પ્રો ભડકમકર પોતાની કારકિર્દીમા સફળતા મેળવવા માટે એક ગંભીર જવાબદારી સ્વીકારી લીધી હતી આ વખતે તેમનું વય ફક્ત સત્તાવીસ વર્ષનુ હતું આટલી ન્હાની વયે હજારો શિષ્યોના ગુરૂ તરીકેનુ કર્તવ્ય સપૂર્ણ વિજય સાથે તેમને કરવાનું હતું અને ખરેખર, પોતાના સૌજન્ય અને વિદ્વત્તાના પ્રતાપે અલ્પ સમયમા જ પોતાના વિદ્યાર્થીઓના મન ઉપર

તેમણે ઉંડી છાપ બેસાડી ઈ સ ૧૮૯૧ થી ૧૯૧૫ સુધીના આ પચીસ વર્ષપર્યંત તેમણે સસ્કૃત વિષયનુ મહાશ્રમથી અધ્યયન કર્યું હતુ અને વર્ગમાં બસો બસો વિદ્યાર્થી હોય છતાંયે તે સર્વને સભળાય તેવી રીતે સ્પષ્ટ અવાજે છુટથી તે બોલતા હતા એટલું જ નહિ પરન્તુ વિદ્યાર્થીઓને શિખવવાની તેમની પદ્ધતિ પણ બહુ જ સરલ અને સ્પષ્ટ હતી વિદ્યાર્થીઓ તરફથી મુકવામાં આવતી પ્રશ્નપરપરાથી પ્રો. ભડકમકર કદિ ચ્હીડાતા કે કંટાળો પામતા ન હતા કેટલાક પ્રોફેસરો પોતાના વર્ગમાં નિયત કરેલા પુસ્તકો અથેતિ વાંચી જતા નથી તેમ જ વર્ગમા કાર્ય શરૂ કરતા પહેલાં પણ પોતાના વિષયમા તૈયાર થઈ ને આવતા નથી એ દુર્ગુણથી પ્રો. ભડકમકર રહિત હતા હરક વિષય પોતે બહુ ધ્યાનથી અને શ્રમથી તૈયાર કરતા અને વર્ગમાં તે પુસ્તક અથેતિ વાચી જતા હતા તેમના હાથ નીચેના ઘણા વિદ્યાર્થીઓએ યુનિવર્સીટિના ઉમદા પારિતોષિકો મેળવ્યા છે અને તેમના સહવાસમાં આવેલા જે તેમના હાથ નીચે અભ્યાસ કરનારા હર કોઈ વિદ્યાર્થી તેમની તરફ સ માન અને પ્રેમથી આજ પણ જુવે છે

ઐતરેયોપનિષદ્ અને તે ઉપરના શકરાચાર્યના ભાષ્યનુ ભાષાન્તર કરવા માટે યુનિવર્સીટિ તરફથી ઝાના વેદાન્ત પ્રાઈઝ તેમને આપવામા આ યુ હતુ આ સિવાય બીજાં કેટલાંક ઉત્તમ ઈનામો યુનિવર્સીટિ તરફથી તેમને મળ્યાં છે તેમની સાહિત્યપ્રવૃત્તિઓ અનેક છે અને એ સર્વનું સ્પષ્ટીકરણ અત્રે થઇ શકે તેમ નથી તેમના પ્રવૃત્તિ-પૂર્ણ જીવનની લાબી નોંધ અત્રે લઇ શકાય તેમ નથી વિલ્સન કૉલેજની ડીબેટીંગ સોસાઈટી અને સસ્કૃત સોસાઇટી વગેરે સસ્થામાં તેઓ અગ્ર ભાગ લેતા હતા, અને પુનાની ડેક્કન વર્નાક્યુલર ટ્રાન્સલેશન સોસાઇટીના મુબાઈમાં તેઓ એક સેક્રેટરી હતા.

પ્રો. ભડકમકરના અનેક ગુણોમાં તેમની પરમસહિષ્ણુતા અને કોઇને કોઈ પણ પ્રકારનું દુ ખ ના થાય તેવી મન પ્રવૃત્તિ—દ૮ કાળજી—કે જેને લીધે હરકોઈ પક્ષના સર્વ જનોનાં તે એક પરમ મિત્ર તરીકે સ્વીકારાયા હતા તે એક મહા ગુણ હતો તેમના પરોપકારી અને પ્રેમાળ સ્વભાવના પરિણામે અનેક ગરીબ વિદ્યાર્થીઓને દ્રવ્યથી પણ તે સાહાય્ય આપતા હતા અને દૂરદૂરના અનેક સબધીઓના પુત્રોને પોતાના જ પુત્રો તરીકે ગણી તેમણે તેમનું કલ્યાણ કર્યું હતુ બાકી તેમની કડકડતી ધર્મશ્રદ્ધા, તેમનું પવિત્ર આચરણ અને સૌથી વધારેમાં વધારે તો તેમની નિસ્સીમ દ૮ માતૃભક્તિ—એ ગુણોયે તેમનું જીવન સસ્કારી અને કુલીન બના યુ હતુ પોતાની આત્મસ્તુતિ કે પરની નિન્દા એ ત્હેમના જીવનસૂત્રથી દૂર હતાં

પ્રો ભડકમકરના સસ્કારી અને પ્રેમાળ હૃદયનો લાભ લેવાનો શુભપ્રસગ આ લેખકને પણ થોડા માસ સુધી મળ્યો છે અને પોતાના જીવનનો એ સમય મહદ્ભાગ્યશાળી માનવાને તે

પણ કંઇક અધિકાર છે ગયા મે માસની તા ૭૫ મીયે પ્રો ભડકમકર ચાર દિવસની માંદગી પછી આ દુનિયા ત્યજીને ચાલી ગયા છે એ વાત અમે મહા શોકથી સાંભળી છે અને પરમાત્મા તે મહાન આત્માને શાન્તિ આપો, એ અમારી નમ્ર પ્રાર્થના છે

---

## સ્વર્ગસ્થ સર થીઓડોર સી. હોપ.



હોપકૃત " ગુજરાતી વાંચનમાળા " ગુજરાતનો મ્હોટો ભાગ હજી સારી રીતે યાદ કરે છે એ ' જુની વાચનમાળા ' ને પસંદ કરનારા અને ઘરમાં બાળકોને એ જુની પદ્ધતિ ઉપર શિક્ષણ આપવાને આતુર એવા અનેક શિક્ષકો આજ પણ ' બુકસેલર્સ ' પુસ્તકોના વ્યાપારીઓ—ને ત્યાં શોધવા જતા માલુમ પડે છે અને ગમે તે ભાવે અને મૂળ કરતાં પણ બેવડા પૈસા આપવાને એ ખરેખર આતુર અને તૈયાર હોય છે ' જુની ગુજરાતી વાચનમાળા ' નો એ મોહ હતો—છે ગુજરાતમાં નવી વાચનમાળા તૈયાર કરનાર વર્ગે એ પ્રીતિ અને એ સન્માન દુર્ભાગ્યે ગુમાવ્યાં છે ભાષાની સરળતા અને શુદ્ધતાને સ્થાને કઠિન અને કોઈ સ્થાને કર્કશ અને અશુદ્ધ છપામણી એ હાલની વાંચનમાળામાં નજરે પડે છે ' જુની ગુજરાતી વાંચનમાળા ' તૈયાર કરાવનાર એક

અંગ્રેજ ગૃહસ્થ હતા અને તેમણે એ વાચનમાળા તૈયાર કરવામા કે કરવામાં જે શ્રમ લીધો હતો, જે બુદ્ધિ વાપરી હતી, જે સાહાય્ય આપી હતી અને જે સ્વાર્થત્યાગ કર્યો હતો તે માટે સમસ્ત ગુજરાત વર્ષો પર્યંત તેમનુ ઋણી રહેશે મી. ફોર્બ્સ અને ગુજરાતી વ્યાકરણના કર્તા રે. મી ટેલરના પણ ગુજરાતીઓ તેમની સેવાઓ માટે એવી જ રીતે સદા ઋણી રહેશે

સર ટી. સી. હોપ એક મહાન સરકારી અમલદાર હતા ઈ સ ૧૮૩૦ ના અરસામાં તેમનો જન્મ થયો હતો અને ૧૮૫૩ માં સીવીલીયન' ની પરિક્ષામાં ઉત્તીર્ણ થઈ તે જ વર્ષમાં આ દેશમા તેઓ આવ્યા હતા ૧૮૫૩ ની સાલ એટને આજથી આસરે વર્ષ પહેલાનો સમય આ લાંબા યુગમાં હિન્દુસ્તાને બહુ બહુ અનેકવિધ રંગી નાટકો જોયા છે તે વખત અંગ્રેજી રાજ્યનો ઉદયકાળ હતો અને તે વખતની શિક્ષણપદ્ધતિઓ સૌ જુદા જ પ્રકારની ને તદ્દન જુની અવસ્થામાં હતી તેને નવુ સ્વરૂપ આપવાનું પવિત્ર કાર્ય સર હોપે ઉપાડી લીધુ હતુ રૂસાવનના બળવાને લીધે તેમના કાર્યમા કાચ ખને ન પડી, પરન્તુ ૧૮૫૮ ના ન્ટેશ પછી ફરી તે કાર્ય તેમણે હાથમાં લીધુ ગુજરાતના તે વખતના કેટલાક ઉત્સાહી પુરુષોની સાહાય્ય વડે "હોપ વાંચનમાળા" તૈયાર કરવામાં આવી હતી સર હોપે એક સીવીલીયન તરીકે આ દેશમા આવીને આ દેશ અને તેના પ્રજાજનોને પોતાના કર્યા હતા પોતે પણ તહેમના જ છે, आत्मवत्सर्वभूतेषु એ સૂત્ર પોતાના અમીરી હૃદયમા સચોટ રીતે તેમણે ઉતાર્યું હતું, એ તેમના મહાગુણને ગુજરાત આજ અત્યંત આભારી છે એવા સીવીલીયનો દુર્ભાગ્યે હવે આ દેશમાં રડાખડ્યા દૃષ્ટિયે પડે છે સર હોપની એક સરકારી અમલદાર તરીકેની કારકીર્દી પણ એવી જ રીતે ઉત્તમ હતી સર હોપ ચાલુ માસની શરૂઆતમા લગભગ પચાશી વર્ષની વયે ઇંગ્લાંડમા અવસાન પામ્યા છે, એ વાતથી ગુજરાત આજ શોકનિમગ્ન છે ગુણી ગુજરાત એક અંગ્રેજ અમલદારને પોતાના એક ગુજરાતી તરીકે ગુમાવી બેઠી છે અને તે માટે હૃદયથી શોક પામે છે, અને 'For Gujarat's bliss, my heart will ever sigh' એ સૂત્રને પોતાના હૃદયમા પુરેપુરૂ ઉતારનાર એ મહાન વ્યક્તિના પવિત્ર આત્માને પરમાત્મા અખંડ શાન્તિ આપો એ ગુજરાત સમસ્તની અતિ નમ્ર અને વિનીત પ્રાર્થના છે

---

# મુંબઈની ધારાસભાની પૂનાની બેઠક.

## બજેટ અને બજેટ ઉપર તકરાર.

લેખક —રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી એ, એલ એન બી

આ વખતની આપણી ધારાસભાની બેઠકને માટે કયુ વિશેષણ આપવુ એ નક્કી કરવાનુ કામ ઘણું મુશ્કેલ છે બજેટ ઉપરની તકરાર, કેટલાક બીલો, કેટલાક સાધારણ સ્વરૂપના ઠરાવો, સર રિચર્ડ લેમ્બની કારકીર્દિની પ્રશસા એ આ સભાનો કાર્યક્રમ હતો અને તે કાર્યક્રમ આપણા સભાસદોએ કોઇ પણ પ્રકારના ‘ બનાવ ’ વગર ખલાસ કર્યો સભા વિસર્જન કરતાં પહેલાં નામદાર ગવર્નર સાહેબે વર્તમાન કાળના, આખા જગતને ભય અને સશયમા નાંખનાર ‘ પશ્ચિમના મહા ભારત ’ સબધે આજકાલ પ્રાપ્ત થયેલી વસ્તુસ્થિતિનુ ટૂકુ પણ સાદુ, સાચુ અને સરળ વિવેચન કર્યું હતું આ સમસ્ત કાર્યક્રમમા મહાયુદ્ધના દાવાનળની સતાપકારક અસર એક સામાન્યસૂત્ર રૂપે દૃષ્ટિગોચર થતી હતી કાઉન્સીલની બેઠક નજરે જોનારને અથવા તેના કામકાજના પ્રસિદ્ધ થયેલા અહેવાલને સૂક્ષ્મદૃષ્ટિથી વાચનારને બ્રિટિશ સામ્રાજ્ય ઉપર ઘેરાયેલા વાદળની ભયાનક છાયાની પ્રતીતિ થયા વિના રહે તેમ ન હતુ

### ૧ બજેટ.

તોપણ આ બેઠક છેક નીરસ ન હતી ચાલતી સાલનુ આપણુ બજેટ જે આપણી સભામા ગયા શીયાળાની બેઠકમાં રજુ થયુ હતું તે જેમનું તેમ ગવર્મેન્ટ ઑફ ઇંડિયાએ પસદ કરી આપણી છેવટની મજુરી માટે મોકલાવી આપ્યું હતુ એટલે તે સબધી કાઇ પણ ચર્ચા કરવાની ન હતી બજેટના છેવટના આંકડા આ પ્રમાણે નક્કી થયા હતા —

| | બજેટના આંકડા | ૧૯૧૪–૧૫ સુધારેલા આંકડા | ૧૯૧૬ બજેટના |
|---|---|---|---|
| પાછલી સિલક | ૧,૮૨,૦૧૦૦૦ | ૧,૬૫૪,૩૦૦૦ | ૧,૫૪,૨૮૦૦૦ |
| ઉપજ | ૭,૫૮,૬૨૦૦૦ | ૭,૪૭,૫૯૦૦૦ | ૧,૪૬,૬૦૦૦૦ |
| ખરચ | ૮,૨૩,૩૦૦૦૦ | ૭,૮૮,૬૫૦૦૦ | ૭,૭૧,૭૭૦૦૦ |
| સાલ આખર સિલક | ૧,૧૭,૬૩૦૦૦ | ૧,૫૪,૨૮૦૦૦ | ૧,૩૧,૫૧૦૦૦ |

ઉપર પ્રમાણે મુબઈ ઇલાકામા આ વર્ષ સાડાસાત કરોડ રૂપીયા ઉપજના અડસટવામાં આવ્યા છે અને ખરચ ઉપજ કરતા બાવીસ લાખ વધારે કલ્પેલું છે એ બાવીસ લાખ પાછલી સિલકમાંથી નીકળશે એટલે પરિણામે સાલ આખરની સિલકમાં એટલો ખાડો પડશે આ સાડાસાત કરોડમાં ^ ચાર કરોડ છત્રીસ લાખ માત્ર જમીનની મહેસુલના જ છે આપણા દેશની ખરી નીપજ ખેતીની

ચદ્રકાન્ત ભાગ ૧ રૂ ૨–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઇ

છે તેનો આનાં કરતાં બીજો કયો પૂરાવો જોઇએ ? છતાં કોઈના કહી શકે એમ નથી કે આપણા દેશની ખેતીની સ્થિતિ જેવી જોઇએ તેવી સતોષકારક નથી. બજેટના ઉપર જે તકરાર થઇ તેમાં આ વાત ઉપર ખાસ ભાર મૂકવામાં આવેલો જોવામાં આવતો નથી કદાચ આ વખતે સરકારને અપ્રિય લાગે તેવું કાંઈ ન બોલવુ એવી પ્રબલ વૃત્તિને લીધે આ બાબત ઉપર પૂરતું વિવેચન થયુ ન હોય તો તે બનવાજોગ છે બાકી અમને તો હમેશાં એમ જણાતુ આવ્યુ છે કે ખેતી એ હજી સુધી આપણી ખરી ખાણ છે અને તેના ઉપર ધ્યાન આપવામાં આપણે જે પ્રમાદ કરીએ છીએ તે પરિણામે અતિશય નુકસાનકારક છે સરકારને ખેતીની ઉપજ અત્યત સહેલાઇથી મળે છે અને તેથી તે તરફ સરકાર પૂરતુ લક્ષ આપવા મન કરતી નથી પણ સરકારની ઉપજ આપ્યા પછી અને ખેતીનુ અને પોતાના ઘરનુ ખરચ કહાડ્યા પછી ખેડુત પાસે સુધારાવધારા કરવાનાં કાંઇ સાધને રહેતાં નથી એ વાત નિ સશય છે અને તેથી આ સાધનો પૂરાં પાડી ખેતીમાં સુધારાવધારા કરવાના માર્ગ ઉપર ખેડુત વર્ગને મૂકવો એ સરકા નુ એક મોટુ કર્તવ્ય ઉપ્તન્ન થાય છે આ જેમ બને તેમ જલદી સમજાય અને અમલમા મૂકાય તેમા સરકારને સામાન્ય પ્રજાને તેમ જ ખેતી ઉપર નિર્વાહ કરનાર સર્વ પ્રજાને લાભ છે એ વાત એવી તો સ્પષ્ટ છે કે તે સબધે કઇજ કહેવાની જરૂર નથી

## ૨. બજેટ ઉપરની તકરાર.

બજેટની ઉપર જે તકરાર થઈ તેમાં ખાસ નોંધવા લાયક કાંઈ ન હતુ રાવબહાદુર ગોડબોલે જેઓ એક ઇજનેર છે તેમણે સ્વાભાવિક રીતે ઇજનેરી-જાહેર બાધકામ-ખાતામાં વધારે ખરચ કરવાનો આગ્રહ કર્યો તેમણે કહ્યુ કે દરવર્ષ ઉપજનો ચોક્કસ ભાગ-૧૨½ ટકા જેટલો ભાગ-જાહેર બાંધકામ પાછળ ખરચવાનો નિયમ રાખવો જ જોઈએ. રાવબહાદુર ગોડબોલે માટે ગમે તેટલુ માન છતાં કહ્યા વિના ચાલતું નથી કે આવો નિયમ સભવતો નથી. રસ્તાઓ સારા રાખવામાં અને ન્હેરો તથા તળાવો બધાવવામાં ખરચ કરવામા કાંઈ હાનિ નથી પણ જાહેરબાંધકામની વિગતવાર યાદી જેવા ઉપર જ્યારે ધ્યાન જાય છે ત્યારે જાહેર બાધ કામના ખાતા માટે બહુ ઉત્સાહ રહેતો નથી એ દીલગીરી સાથે કબુલ કરવુ પડે છે અને બોતેર લાખના ખરચમાં સોળ લાખ તો માત્ર 'એસ્ટાબ્લીશમેન્ટનો' ખરચ છે રાજ્યના ઉપયોગનાં નવાં મકાનો પાછળ અગીયાર લાખ ચાળીસ હજાર રૂપીયાનો વિનિયોગ છે અને જુનાં મકાનોનાં સમારકામ પાછળ આઠ લાખ ચોસઠ હજાર વપરાવાના છે આ વર્ષ રસ્તા વગેરેમાં સાડા પાંચ લાખ, નવાં કામોમાં અને સમારકામ માટે તેર લાખ સત્તાવન હજાર યોજેલા છે આ ખરચોની આવશ્યકતા હશે તેને માટે અમારા મનમાં સંદેહ નથી-તોપણ અમે એટલું જોઈએ છીએ કે અમારા ગરીબ દેશમાં સરકાર પણ જરા સાદાઇની પદ્ધતિ સ્વીકારે તો તેમાં

મુદ્રકાન્ત્ભાગ ૨ ૩ ૨-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની મુંબાઈ

ગુજરાત ગ્રાંથ પારિષદ ...
અમદાવાદ ૮૮૦૦૦૯.

હાનિ થવાનો સભવ નથી ગોતેર લાખમાંથી પૂરા એંશી હજાર પણ કેળવણી ખાતાનાં મકાનો માટે આ વખત ખરચવાના નથી અને આરોગ્યખાતામા પણ માત્ર બે લાખથી સહેજ વધારે, એટલા જ, વાપરવાના છે અમલદારો માટે અથવા કોર્ટો માટે મકાનો બધાવવાની જરૂર નથી અથવા તે મકાનો સારા અને સ્વચ્છ ન બધાવવાં એમ કહેવાનુ તાત્પર્ય નથી પરતુ એટલુ તો કહી શકાય એમ છે કે અમલદારોની જરૂરીઆતો કરતાં લોકની જરૂરીઆતો ઉપર વધારે ધ્યાન આપવાની સરકારને ટેવ પડે તો વધારે સારૂ રાવબહાદુર ગોડબોલે એ ખરૂ જ કહ્યુ હતુ કે ટેકનીકલ અને ઔદ્યોગિક કેળવણી માટે જેટલી જોઇએ તેટલી સગવડો નથી

કરૂદવાડના સરદારે 'દારૂ'ના ઉપયોગ ઉપર અકુશ મુકવા સારૂ દારૂ ઉપરનો કર વધારવા સિવાય બીજા ઉપાય યોજવાની હીમાયત કરી હતી માત્ર કર વધારવાથી દારૂનો ઉપયોગ ઘટતો નથી તેના ટેકામાં એમણે બતાવ્યુ હતુ કે જ્યારે છેલ્લાં ૩૪ વર્ષમાં દારૂના કરની ઉપજ ૩૫ લાખથી ૧૪૫ લાખની થઈ છે ત્યારે દારૂની ખપત, પણ ૨૮ લાખ ગેલનથી ૩૨ લાખ સુધી પહોચી છે તેમણે ત્રણ ઉપાયો બતાવ્યા હતા (૧) દારૂ પીવાની સગવડો ઓછી કરવી (૨) કોઈ યોગ્ય રૂપમા સ્થાનિક ઇચ્છાનો સિદ્ધાંત સ્વીકારવો અને (૩) સ્થાનિક એકસાઇસ કમિટીઓને વધારે લોકાભિમત અને અસરકારક બનાવવી આજ સભાસદે બાળકોને કેળવણી આપવાની યોગ્ય ગોઠવણ કરવાની સરકારને ભલામણ કરી હતી આ ગૃહસ્થનો એવો મત છે કે સાક્ષરતાની કેળવણી ન મળે તેની હરકત નહીં પણ દરેક બાળકને એવી ખાસ કેળવણી મળવી જ જોઇએ કે જેથી તે ઉપયોગી સ્વાશ્રયી અને આત્મમાની નાગરિક અને સમાજનુ ઉપયોગી અગ થઈ શકે

મિ. નાઈક કે કનારા જીલ્લામાં કેળવણી પાછળ વધારે ખરચ કરવાની અને આરોગ્ય અને ઔષધોપચાર ઉપર વધારે ખરચ માડવાની આવશ્યકતા બતાવી તેમણે વળી આખા ઇલાકામાં એક સરખાં વજન અને માપ કરવાની ભલામણ કરી પણ તેમની સર્વથી વધારે અગત્યની સૂચના ખેતીવાડીના ઢોર ઉછેરવાની બાબતમાં વધારે સગીન પગલાં ભરવાની હતી અમે આશા રાખીએ છીએ કે રા નાઈક આ બાબત આટલેથી જ અટકવા દેશે નહીં ખેતીનો ખરો આધાર આપણા દેશમા હજી ઢોર ઉપર છે અને આ લેખકના ધારવા પ્રમાણે હજી ઘણો વખત ઢોર ઉપર જ રહેશે યાત્રિક બળથી ખેતીનું કામ ચલાવવાનું દાખલ થતાં ઘણાં વર્ષો જોઇએ અને તે વખતે પણ ઢોરને તદ્દન રવાના કરી શકાશે નહિ ખેતીના ઢોરની સખ્યા પ્રમાણમાં ઓછી છે એટલુ જ નહિ પણ તેમની દશા જોઇએ તેવી સતોષકારક નથી— આ બાબતમાં રા નાઈકે વધારે વિવેચન કરવાની તક લીધી હત તો વધારે સારૂ હતુ આપણે આશા રાખી શુ કે તેઓ આ સવાલની વધારે ચર્ચા કરશે અને કાંઇક લોકની મદદથી

અને કંઇક સરકારની મદદથી આ સવાલનો જોઇએ તેવો નીવેડો લાવવા આપણી ધારાસભા સમર્થ થશે

રાવબહાદુર રમણભાઈએ સ્ત્રીકેળવણીની હિમાયત કરી હતી અમદાવાદ સિવાય બીજે કોઇ પણ સ્થળે સરકારને ખરચે ચાલતી સ્ત્રીઓને માટે હાઇસ્કુલ નથી આ વાત બહાર લાવવા માટે આપણે રા. બા રમણભાઇનો આભાર માનીશુ કે અને આશા રાખીશુ કે મોટા જીલ્લાઓમા કેટલેક સ્થળે તેવી નિશાળો કાઢવાની તેમની સૂચના ઉપર સરકાર ધ્યાન આપશે એમ સભળાય છે કે સરકાર આ બાબતમા હાલમા કઇ સવિશેષ વિચાર ચલાવે છે અને અમને ખાત્રી છે કે રા બા રમણભાઈ આ સવાલ પડતો નહીં મૂકે રા બા રમણભાઇ એવી ખાત્રી ધરાવે છે કે જો આવી નિશાળો ઠરો તો તેનો લાભ લોક જરૂર લેશે રા બા રમણભાઇના અનુભવ માટે અમને માન છે પરતુ અમારે કહેવુ જોઇએ કે સ્ત્રીકેળવણીનો સવાલ અમને ઘણો ગભીર લાગે છે અને હાલ ચાલતા ધોરણ ઉપર મોટી ઇમારત બાધવાથી કઇ હાસલ નથી એમ જણાય છે આટલા વરસના પ્રચારથી સ્ત્રીકેળવણીમા સતોષકારક વધારો થયો નથી એ અનુભવની ખાસ નોંધ લઇને સ્ત્રીકેળવણી વધારે સગીન, વધારે લોકપ્રિય અને વધારે ઉપયોગી બનાવવા તરફ વૃત્તિ લઇ જવાની અમને જરૂર જણાય છે સરકાર હાલમા સ્ત્રીઓના શિક્ષણક્રમના સબધી જે હિલચાલ કરે છે તેનુ શુ પરિણામ આવે છે તે જોવાની જરૂર છે અમે એટલી પણ આશા રાખીશુ કે સ્ત્રીઓના શિક્ષણક્રમના સબધમાં સરકાર છેવટના ઠરાવ ઉપર આવે તે પહેલાં જાહેર પ્રજાને તે ઉપર ચર્ચા કરવાની એક તક આપવાનું સરકાર દુરસ્ત ધારશે। લોકને પ્રથમથી વિશ્વાસમા લઇને રચાયનાં કેળવણીનાં ધોરણોને લોક વધારે ઉત્સાહથી સ્વીકારશે એમ માનવામાં અમે ધારીએ છીએ કે અમારી કઈ ભૂલ થતી નથી

## ૩. ઔદ્યોગિક સક્ષોભ.

રા રા ગોકળદાસભાઈ ગ. કામત, રા રા લલ્લુભાઈ સામળદાસ, રા રા મનમોહનદાસ રામજી અને રા. રા નારાયણ મહાદેવ સમર્થ (જેમને અમે આ પ્રસગે તેમની યુનિવર્સિટી તરફથી ચૂટણી થઈ તે માટે અને ધારાસભામાં તેમણે પોતાનો ભાગ બરાબર રીતે બજાવ્યો તે માટે અતઃકરણપૂર્વક અભિનદન આપીએ છીએ) આ સર્વેએ આપણા દેશના આ સમયમાં ઉત્પન્ન થયેલા વ્યાપાર અને ઉદ્યોગ સબધી સક્ષોભ ઉપર સરકારનુ ધ્યાન ખેંચ્યું હતું આ વખતની બજેટની તકરારનુ આ વિશેષ લક્ષણ હતું એમ કહીએ તો ચાલે મદ્રાસ અને સયુક્ત પ્રાન્તોમા ઉદ્યોગોનુ એક ખાતુ છે તેવુ ખાતુ ઉઘાડવુ એવી સૂચના મિ કામત તરફથી કરવામાં આવી. રા. રા. ગોકળદાસભાઈએ માત્ર ઉદ્યોગોના સુધારાવધારા અને સજીવન માટે

નાણાંની રકમો કાઢવા સરકારને વિનતિ કરી રા રા મનમોહનદાસે પણ એ જ બાબત ઉપર સરકારનુ ધ્યાન ખેંચી ઉદ્યોગનુ ખાતુ ઉઘાડવાની જરૂર બતાવી મિ સમર્થે ઘેરબેઠે કરી શકાય એવા ગૃહ–ઉદ્યોગો સ્થાપવા અને તે પાછળ નાણાં ખરચવાની મજબૂત ભલામણ કરી આ બધામાં સર્વથી વધારે વહેવારૂ સૂચના રા રા લલ્લુભાઇ સામળદાસની હતી આ સમયમા જર્મની અને ઓસ્ટ્રિઆના મુલકનો જે માલ આપણે ત્યાં આવે છે અને જે માલ વિના આપણે અત્યારે બહુ દુ ખી છીએ તેવો મા લ અને બનાવવાની શરૂઆત કરવાનો સર્વ તરફથી આગ્રહ કરવા માં આવે છે આ આગ્રહ વાજબી છે અને અવસ્ય એ ઉદ્યોગો આપણે ઉપાડી લેવા જોઇએ તેમાં શક નથી પરન્તુ આપણા દેશની સ્થિતિ એવી છે કે આપણે આવા પ્રકારનુ કોઇ પણ પગલુ ભરતાં પહેલાં સરકારના સામુ જોયા વિના ચાલે તેમ નથી લૉર્ડ વિલિંગડને આ સબધમાં બોલતા કહ્યુ કે આમા ખરી વાત એ છે કે ધનાઢ્ય પુરૂષોએ પોતાનુ ધન નવા ઉદ્યોગોમા નાંખવુ જોઇએ તે વાત ખરી પણ અત્યારે એ મુલકોના માલોના સબધમા જે સ્થિતિ છે તેવી સ્થિતિ કેટલા અશમાં હમેશને માટે કાયમ રહેશે એ એક મોટો સવાલ છે ધારો કે ધનાઢ્ય પુરૂષો તૈયાર થયા અને જર્મની ઓસ્ટ્રિયાના ઉદ્યોગો આપણા દેશમાં દાખલ કરવામાં પોતાનુ નાણુ રોકયુ એ ધધાઓને પણ દેશમાં સ્થાપતાં સ્થાપતામા જ લડાઇ બધ થઇ અને પછીથી તે દેશમાથી તે જ માલ અનિવાર્ય જથ્થામા આપણા દેશમા આવવો શરૂ થયો પછી આપણા ધનિકોના એ નાણાંની શી સ્થિતિ ? ટુકામા જ્યાસુધી બાધક જકાતથી અથવા ઉત્તેજક બક્ષિસોથી એ ધધાઓને પગભર કરવાનું સરકાર માથે ન લે ત્યા સુધી ધનિકો એ ધધાઓમાં પોતાનુ ધન રોકતા અચકાય એ સ્વાભાવિક છે અને અમારા ધારવા પ્રમાણે આવા કોઈ પ્રબંધ વિના એ પ્રમાણે નાણાં રોકવા એ ભૂલભરેલુ પણ છે આ સિવાય તેવા કયા ઉદ્યોગો આપણા દેશમા સારી રીતે જામી શકશે તે બાબત પણ પૂર્ણ તપાસ કરવાની જરૂર છે અને તે સારૂ રા રા લલ્લુભાઈએ જે સૂચના કરી છે તે સર્વ રીતે સ્વીકારવા યોગ્ય છે પૂનામા મળેલી છેલ્લી પ્રાન્તિક સભાએ આ વિષયનો ઠરાવ કર્યો તેમા એવી સૂચના કરેલી હતી કે આ બાબત તપાસ કરવા સારૂ એક અમલદાર અને બીન અમલદારની મિશ્રિત કમિટી નીમવી પ્રાન્તિક સભામા આ ઠરાવ પણ રા. રા લલ્લુભાઇની જ સૂચનાથી કરવામા આવ્યો હતો અને તેમણે તે ઠરાવનો હવાલો આપી ધારાસભાની પોતાની ખુરશી ઉપરથી એ જ ભલામણ સરકાર આગળ રજુ કરી હતી નામદાર ગવર્નર સાહેબે પણ એમના ઉપસહારના ભાષણમાં એક તરફથી ધનિકોને વિનતિ કરી ખરી, પરન્તુ રા રા લલ્લુભાઇ સામળદાસની સૂચના એવી તો અનિવાર્ય હતી કે તેનો સત્કાર કરવાની તેમને જરૂર પડી અને તે બાબત જો કે તેમણે કઇ વચન આપ્યુ નહીં તો પણ તેવો કઇ વિચાર કરવાની ફરજ તો સ્વીકારી આવી કમિટી નીમાવાની ઘણી જ જરૂર છે અને તેવી કમિટીની

તપાસને પરિણામે જે નિર્ણયો થાય તેને અનુસરીને જ આગળ પગલાં ભરવાની અમે તો આપણા ધનિકોને ભલામણ કરીશું આપણા દેશે છેલ્લાં દસ વર્ષના અરસામાં ઘણુ ગુમાવ્યુ છે અને અત્યારે પ્રયોગો કરવા માટે આપણો દેશ તૈયાર નથી એટલા માટે રા. રા. લલ્લુભાઈ સામળદાસની સૂચનાને અમે અંત કરણથી ટેકો આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે નામદાર સરકાર તેમની તે સૂચના સ્વીકારશે અને તે કમિટી બહુ વખત ખોયા વિના તજવીજ શરૂ કરી યોગ્ય નિર્ણય ઉપર આવશે અમારે કહેવુ જોઈએ કે તેવા ઉદ્યોગોની જમાવટ માટે બાધક જકાતની કે ઉત્તેજક બક્ષિસોની નીતિ સ્વીકારવાની જરૂર છે કે નહીં તેની પણ તે કમિટી તજવીજ કરશે

## ૪ કેળવણી વગેરે

જેમ ઉદ્યોગોના સબંધમા સરકારના કર્તવ્ય ઉપર સર્વ સભાસદોએ સરકારનુ ધ્યાન ખેંચ્યુ હતુ તેમ જ કેળવણી અને આરોગ્યના વિષયોમા પણ સર્વ લોકહિતવાદીઓ સરકારનુ ધ્યાન ખેંચ્યુ હતુ એમ કહી શકાય રા રા નારાયણરાવ સમથ કેળવણી ખાતુ સરકારે યોજેલી નાણાની રકમોનો પૂરતો ઉપયોગ કરતુ નથી એ માટે દીલગીરી જણાવતાં દેશના યુવકોને માટે કોલેજ કેળવણીની પુરતી ગોઠવણ કરવા સરકારને વિનતિ કરી હતી કહેવાની જરૂર નથી કે આ બાબત અત્યત અગત્યની બાબતમાની છે મિ શાર્પે આ બાબત એમ કહ્યુ કે હવે એવી જરૂર નથી કારણ કે આ વખતે મેટ્રીકયુલેશનની પરીક્ષામા ૭૫ ટકા નિષ્ફળ નીવડ્યા હતા એ વાત ખરી છે પણ છેલ્લી બે વખતથી મેટ્રીકયુલેશનની પરીક્ષા ખાસ કરીને સખ્ત થઈ છે એવી સામાન્ય ફરિયાદ છે અને તે બે વર્ષ ઉપર જણાયલી કોલેજોની સખ્યાની અપર્યાપ્તિને જ આભારી છે એમ લોકનુ માનવુ છે વળી એ પણ જાણવા જેવુ છે કે બીજા પ્રાન્તોના પ્રમાણમા મુબઈ ઇલાકામાં કોલેજોની સખ્યા ઓછી છે મુંબઈનો એવો શો દોષ છે કે જેથી સરકાર ત્યાંથી કેળવણીને માટે આટલી બેદરકાર રહે છે, તે સુમજથી સમજાતુ નથી આના સબંધમા અમે રા સમર્થને ખાસ ભલામણ કરીશુ કે આ સવાલ કાઉન્સીલમા તેમ જ કાઉન્સીલ બહાર યોગ્ય બળ અને ઉત્સાહથી ચર્ચવા અને જાહેર લોકમતના બળથી સરકાર ઉપર પુરતુ દબાણ લાવી સરકારની રાજ્યનીતિ વધારે ઉદાર અને સતોષકારક કરવા સારૂ યોગ્ય પગલાં ભરવા તે નામદારે શ્રમ લેવો કહેવાની જરૂર નથી કે આ સવાલમાં સવ પક્ષો તેમની સાથે છે મુબઈ ઇલાકાના એક છેડાથી બીજા છેડા સુધી આ બાબતની હિલચાલ ઉપાડી લેવામા આવે અને બધે ઠેકાણેથી કોલેજની કેળવણીને માટે વધારે ઉદાર બંદોબસ્ત કરવાના આગ્રહો કરવામાં આવે તો અમે નથી ધારતા કે સરકાર લાંબો વખત એવી રીતે પ્રકટ થયેલા લોકમતની અવજ્ઞા કરી શકે

બજેટની તકરારના સબંધની બીજી બે બાબતો ઉપર વાંચનારનું ધ્યાન ખેંચી આપણે આ ભાગ આટોપીશુ પોલીસ ખાતાના ઉપર સરકારે આ વર્ષમાં ખર્ચ વધાર્યું છે તે ખર્ચના

સબંધમાં એક સવાલ એ છે કે સરકાર હાલ મોટા પગારની જગાઓની સખ્યામાં વધારો કરીને ખરચ વધારે છે તેને બદલે અથવા તેની સાથે સાથે પોલીસદળની નીચી પાયરીઓ ઉપર વિશેષ ધ્યાન આપવામા આવે તો સારૂ પોલીસની બાબતમાં સરકારના હાથમાં જે માહિતી હોય તે ઉપર આપણે હમેશા આધાર રાખવો પડે છે અને તે માહિતી પ્રમાણે કામ લેવાની સરકારને ગુનસરી આપવી એ જ વધારે સારૂ છે સરકારને એમ મનાવવાનો યત્ન થાય છે કે મુબઇના પોલીસદળની કુશળતાને લીધે આ સમયમાં મુમાઈ ઈલાકામાં પબ્લીક સિક્યુરિટી એક્ટ અને સેફ્ટી એક્ટ દાખલ કરવાની જરૂર નથી જણાઈ પોલીસની કુશળતાની ના નથી પણ મુબાઈઈલાકાના લોકની સદ્વૃત્તિનો તેમાં કાંઈ ફાળો નથી એમ તો નહીં જ કહેવાય આ સિવાય એક બીજી વાત એ છે કે સિંધમા કામ કરતા અગ્રેજ અમલદારોને સિંધનાં હવાપાણીના સબબ સર વધારાનુ લવાજમ આપવાની યોજના થઇ છે આવી બાબતની ચર્ચાના સબધમા લોકહિતવાદીઓની સ્થિતિ બહુ જ કફોડી થઈ પડે છે સારામા સારા ઇરાદાથી કહેલી વસ્તુ અગ્રેજ અમલદારો માટેની ઇર્ષ્યાથી કહેવામાં આવે છે એવુ માનવામાં આવે છે સ્વાભાવિક રીતે ભલમનસાઇની આબરૂ માટે કાળજી રાખ નારા આપણા કેટલાક સભાસદો સામાન્ય રીતે આવા સવાલો ઉપર આંખઆડા જ કરે છે પરતુ છેલ્લા વીસ વર્ષથી એક્સ્ચેન્જ કોમ્પેન્સેશનના દિવસોથી એક અથવા બીજા નિમિત્તસર અગ્રેજ અમલદારોની આમદાનીમાં વધારો કરવા તરફ આપણી સરકારની ખાસ કાળજી હોય એવુ માનવાને લોકને કારણ મળે છે અગ્રેજ અમલદારોને માથે ભારે જવાબદારી છે, રાજ્યવહીવટનુ તમામ જોખમ તેમને શીર છે તે બધુ ખરૂ પણ આપણા અમલદારોને આપણને આપીએ છીએ તેટલુ દુનીયાના કોઈપણ ભાગમા અપાતું નથી, એ વાત જગજાહેર છતાં હજી એક અથવા બીજા નિમિત્તે વધારો કરવામા આવે છે—એટલે અત્યારે અગત્યની બાબતોમાં જ મોટી મોટી કાપકૂપો કરવાનો વખત પણ છે ત્યારે આ વધારા જરા પણ વિનબાતા નથી એ સમજી શકાય તેવુ છતાં વિસ્મયકારક છે

બજેટના સબધમાં આ વખતની તકરાર હાલમાં જે સંકોચો મૂકવામા આવ્યા છે તે ઉપર નજર કરતાં, જરાક ઉતાર ઢીલથી કરવા દેવામાં આવી હતી તે માટે આપણે લોર્ડ વિલિંગડનનો આભાર માનીશુ ધારાસભાની ફિનેન્સ કમિટી બજેટ ઉપર બહુ કાળજીપૂર્વક ધ્યાન આપે છે અને તેની મદદથી ઘડવામાં આવેલા બજેટના સબધમાં બહુ તકરારનો અવકાશ ન રહે એ બનવા જોગ છે તોપણ બજેટની તકરારને વખતે જ આપણી ફરિયાદો રજુ કરવાની તક લેવામા આપણે આ ધોરણ સ્વીકારીએ છીએ કે રાજ્યવહીવટની સફળતાનો ખરો આધાર બજેટ ઉપર છે, બીજી રીતે સફળતાની ખરી નિશાની પણ બજેટ છે અને તે ખરૂં લોકમતાનુસારી અને લોકપ્રિય બનાવવામાં રાજપુરુષોની કુશળતાની રાજ્યવહીવટની કસોટી છે

---

# પંદરમી પ્રાન્તિક પરિષદ્.

લેખક —ર. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

ઈ. સ. ૧૯૦૭ની સાલમાં કૉંગ્રેસ વિચ્છિન્ન થઈ તે પછી મુંબાઈ ઈલાકાની પ્રાન્તિક પરિષદ્ અનેક સંયોગોને લીધે મળી શકી ન હતી ગયા મે માસમાં દક્ષિણના મુખ્ય નગર પૂનામાં ઉદ્દામોએ મિ બૅપ્ટિસ્ટાના પ્રમુખપદ નીચે "સત્તરમી પ્રાન્તિક પરિષદ્"ના નામથી પોતાની પરિષદ્ ભરી કૉંગ્રેસના વિચ્છેદ પછી અલ્હાબાદના કન્વેન્શને સ્વીકારેલું બંધારણ ઉદ્દામો માન્ય કરતા નથી, એટલે સ્વાભાવિક રીતે તેઓની પરિષદો કૉંગ્રેસના બંધારણને અનુસરીને ભરવામાં આવતી નથી પરિણામે, અલ્હાબાદના બંધારણને માન આપનારો મિતવાદી પક્ષ ઉદ્દામોએ ભરેલી પરિષદોને "પ્રાન્તિક પરિષદ્" તરીકે સ્વીકારવા ના પાડે છે પૂના એ ઉદ્દામપક્ષનો મુખ્ય દુર્ગ છે ત્યાં જ્યારે ઉદ્દામોએ 'પ્રાન્તિક પરિષદ્'ને નામે પોતાનું સમેલન ભર્યું ત્યારે સ્વાભાવિક રીતે પૂનાના મિતવાદીઓને એમ લાગ્યું કે કૉંગ્રેસના બંધારણને માન આપનાર પક્ષે પણ લોકમતને સક્રિય રીતે દોરવા માટે "પ્રાન્તિક પરિષદ્" ભરવાની જરૂર છે પૂનાના મિતવાદીઓને હેમના આ દર્શન–perception–માટે અભિનન્દન ઘટે છે અમ્હારો નમ્ર મત એવો છે કે લોકમત કેળવવા, લોકમતને પોતાની દિશામાં લઈ જવા જેટલો પ્રયાસ ઉદ્દામપક્ષ કરે છે તેટલો મિતવાદીપક્ષ કરતો નથી મિતવાદીપક્ષના એક નમ્ર અંગ હોવા છતાં અમ્હારે એટલો સ્વીકાર તો કરવો પડે છે કે જેવા ઉત્સાહથી, જેવી ખંતથી, જેવી એકનિષ્ઠાથી ઉદ્દામ પક્ષ લોકોમાં પોતાનો મત પ્રસારવા પ્રયાસો કરે છે તેવા મિતવાદીપક્ષ કરતો નથી મિતવાદીપક્ષની અમને આ મ્હોટી ન્યૂનતા લાગી છે એટલું નહિ, પરન્તુ અમ્હારે સત્યની ખાતર શરમ સાથે કહેવું પડે છે કે મિતવાદીપક્ષના નેતાઓની એ એક પ્રકારની અમને કર્તવ્યભ્રષ્ટતા લાગી છે એ કર્તવ્યભ્રષ્ટતામાંથી મિતવાદીપક્ષને અલ્પાંશે પણ બચાવનાર પૂનાના મિતવાદીઓને અમ્હેં અન્તઃકરણપૂર્વક અભિનન્દન આપીએ છિએ એટલું નહિ, પરન્તુ આ પ્રાન્તિક પરિષદ્ બોલાવી હેમણે મિતવાદી પક્ષ ઉપર મહાન ઉપકાર કર્યો છે એવી અમ્હારી માન્યતા પ્રદર્શિત કરીએ છિએ

આ ઉપરાંત એક બીજી અગત્યની દૃષ્ટિથી પણ પ્રાન્તિક પરિષદ્નું આ અધિવેશન આવશ્યક હતું આ વર્ષ કૉંગ્રેસનું અધિવેશન મુંબાઈમાં થનાર છે કૉંગ્રેસના બંધારણ પ્રમાણે પ્રતિનિધિઓને ચૂંટી કાઢવા માટે કૉંગ્રેસના અનેક સ્થાનિક મંડળોની જરૂર હતી આ પંદરમી પ્રાન્તિક પરિષદે તેવાં મંડળોની સ્થાપનાને ઘણી ગતિ આપી છે આ પ્રાન્તિક પરિષદ્ની તૈયારીઓને અંગે જૂનાં જીલ્લામંડળો ( District Associations ) પુનર્જીવન પામ્યાં છે એટલું નહિ, પરન્તુ અનેક સ્થાનોમાં નવાં જીલ્લામંડળો સ્થપાયાં છે કૉંગ્રેસના કાર્યમાં સતતના દાખલ થયેલી જોવા ઇચ્છનારાઓને આ સમાચારથી આનંદ થયા વગર ભાગ્યે રહેશે સંયોજિત

રાજકીય જીવન (organised political life) માટે આવાં સ્થાનિક મંડળો સ્થપાય એ આવશ્યક છે એટલું નહિ, પરન્તુ તેઓ તત્પરતાથી નિરન્તર કાર્ય કરે એ પણ અતિશય જરૂરનું છે આ દૃષ્ટિથી પણ પંદરમી પ્રાન્તિક પરિષદ્ ભરાઈ એ યોગ્ય જ હતું

પૂનામાં ચાલુ માસની તા ૧૦ મી અને તા ૧૧ મીએ મળેલી મુંબઈ ઇલાકાની પંદરમી પ્રાન્તિક પરિષદ્ કેટલે અંશે સફલ હતી અને કેટલે અંશે અસંતોષકારક હતી તે આપણે જોઈએ પરિષદ્‌ના સંમેલનને આપણે ત્રણ દૃષ્ટિથી તપાસીશું પ્રથમ દૃષ્ટિ હાજરીની છે પરિષદ્‌ની સફલતાની તપાસ કરવામાં હાજરી કેટલી હતી અને કેવા પ્રકારનાં માણસોની હતી એ એક અગત્યની કસોટી છે આ દૃષ્ટિથી પંદરમી પ્રાન્તિક પરિષદ્ ફતેહમંદ હતી એમ જણાવતાં અમને આનંદ થાય છે લગભગ ૧૫૦૦ સ્ત્રીપુરૂષો હાજર હતાં, જેમાં ઇલાકાના જુદા જુદા વિભાગોમાંથી આવેલા પ્રતિનિધિઓની સંખ્યા લગભગ ૬૫૦ ની હશે આપણા ગુજરાતમાંથી લગભગ ૫૦ પ્રતિનિધિઓ હાજર હતા પરિષદ્‌નો સમય ઘણો અગવડભર્યો હતો અને વરસાદને લીધે કોકણ, રત્નાગિરી વગેરે વિભાગોમાંથી પ્રતિનિધિઓ આવી શકયા ન્હોતા, છતાં આવી સારી સંખ્યા હાજર હતી એ સંતોષકારક ગણી શકાય લોકસમેલનોમાં સંખ્યા એ એક અતિશય અગત્યનું અંગ છે, પરતુ કયી સ્થિતિનાં માણસો હાજર હતા એ દૃષ્ટિ એથી પણ વધારે મહત્ત્વની છે આ દૃષ્ટિથી પ્રાન્તિક પરિષદ્‌નું પંદરમું સમેલન ઘણું જ સફલ હતું મિતવાદી પક્ષના નેતાઓમાંથી દાદાભાઈ, સર ફિરોજશાહ, મી વાચ્છા, સર ભાલચન્દ્ર વગેરે થોડાક જ બાતલ કરીએ તો લગભગ સર્વે નેતાઓ હાજર હતા આપણા રાજકીય જીવનની મન્દ સ્થિતિમાં આ હકિકત જેટલી પરિષદ્‌ને શોભા અને પ્રતિષ્ઠા આપનારી છે તેટલી જ હાજર રહેનાર નેતાઓને અભિનન્દનને પાત્ર બનાવે છે વળી, મુંબાઈ ઇલાકાની ધારાસભાના બીનઅમલદાર સભાસદો મ્હોટી સંખ્યામાં હાજર હતા આપણા દેશના રાજકીય કાર્યકર્તાઓએ (Political workers) માત્ર કાઉન્સિલોમાં જ કામ કરવાનું છે એટલું નહિ પરન્તુ લોકસભાઓમાં પણ આગેવાન ભાગ લેવાનો છે એ સત્યની સમજ વધારે પ્રસરે અને વધારે અસરકારક બને એ અતિશય જરૂરનું છે આ ઉપરાંત નિવૃત્ત થયેલા સરકારી અમલદારો પણ મ્હોટી સંખ્યામાં હાજર હતા, અને ત્હેમણે પરિષદ્‌ના કાર્યમાં ભાગ લીધો હતો નિવૃત્ત થયેલા સરકારી અમલદારો આવાં લોકસમેલનોમાં હાજરી આપે અને પોતાનું તાદાત્મ્ય બતાવે એના કેટલાક ભય છે એ ખરૂં છે, પરન્તુ આપણા દેશની હાલની સ્થિતિમાં એ આવશ્યક અને લાભદાયક છે એમ અમને લાગે છે વળી, આ વખતની હાજરીમાં એક બીજુ તત્ત્વ પણ આવકારલાયક અને આશાજનક હતું સામાન્ય રીતે એવી ફરિયાદ કરવામાં આવે છે કે કોંગ્રેસો અને કોન્ફરન્સોમાં માત્ર વકિલો જ ભાગ લે છે આ પરિષદ્‌માં આગેવાન વેપારીઓ, જમીનદારો અને અન્ય ધંધાદારીઓએ પોતાની હાજરી આપી હતી એટલું નહિ, પરન્તુ પરિષદના કાર્યમાં ભાગ લીધો હતો જેમ જેમ આપણા લોકોમાં કેળવણી વધારે ને

વધારે પ્રસરતી જશે તેમ તેમ આપણા રાજકીય જીવનમાં વધારે ને વધારે વિવિધતા આવતી જશે

આ સર્વ ઉપરાંત, પરિષદ્મા અપાયની હાજરીને અંગે એક અગત્યની અને અપૂર્વ બાબત તે મુમ્બાઈ ઇલાકાના લોકપ્રિય ગવર્નર લૉર્ડ વિલિંગ્ડનનું, હેમનાં પત્ની લેડી વિલિંગડનનું તેમ જ મ્હોટા સરકારી અધિકારીઓનું આગમન હતું મુમ્બાઈ ઇલાકાની પ્રાન્તિક પરિષદ્માં ઇલાકાના હાકેમ હાજર રહે અને તે પરિષદ્માં ભાષણ આપે એવો આ પ્રથમ જ પ્રસગ હતો નામદાર લૉર્ડ અને લેડી વિલિંગડન હેમના ઉદાર ખવાસ અને મીલનસાર સ્વભાવને લીધે આ ઇલાકામાં એવાં તો લોકપ્રિય થઇ પડયા છે અને માજી ગવર્નર લૉર્ડ સિડનહામની નીતિથી જુદાં પડીને હેમણે લોકો તરફ તથા લોકોના નેતાઓ તરફ એવું તો સદ્ભાવભર્યું વલણ ધારણ કર્યું છે કે હેમને કેવળ લોકોની સસ્થાઓમા પણ હૃદયપૂર્વક સ્વાગત મળ્યા વગર રહે નહિ તે ઉપરાત, સામ્રાજ્યના હાકેમના અણીના પ્રસગે લોકો તરફથી જેમ રાજનિષ્ઠા દર્શાવવામાં આવે તેમ અધિકારીઓ તરફથી લોકો તરફ સદ્ભાવ દર્શાવવામાં આવે એ સ્વાભાવિક છે પરન્તુ આટલુ કબૂલ કર્યા પછી અમ્હારે કહેવુ જોઈએ કે કેવલ લોકોની સસ્થામા મ્હોટા સરકારી અમલદારોની હાજરી કેટલીક દૃષ્ટિઓથી બહુ આવકારલાયક નથી દુર્ભાગ્યે, આપણા લોકોમા એવા ચારિત્ર્યવાન પુરુષો થોડા છે કે જેઓ મ્હોટા મ્હોટા અમલદારોની હાજરીમાં પણ સ્વતત્રતા અને સ્વમાન બતાવી શકે આપણે એવા વાતાવરણમાં ઉછર્યા છિએ કે જેથી કેવલ લોકસસ્થાઓમાં પણ સરકારી અમલદારોને વધારે પડતુ પ્રાધાન્ય આપણા લોકોથી અપાઈ જાય છે પરિણામ એવુ થઈ જાય છે કે કેવલ લોક સસ્થાઓમાં માત્ર લોકહિત તરફ જ જે મુખ્ય દૃષ્ટિ રહેવી જોઈએ તેને બદલે રાષ્ટ્રીય સ્વમાનને ન શોભે એવી રીતે વફાદારીનું પ્રદર્શન કરવાના ઉમળકા આપણા લોકોને આવી જાય છે અમ્હારે ખેદ સાથે કહેવુ પડે છે કે પૂનામા ભરાયેલી પરિષદ્માં કેટલેક અશે આવુ થઈ ગયુ હતુ મદ્રાસમાં ભરાયેલી કૉંગ્રેસમાં ત્યાંના નામદાર ગવર્નર લૉર્ડ પેટલૅંડે હાજરી આપી હતી તે સમયનુ બાબુ ભૂપેન્દ્રનાથ બસુનું પ્રમુખ તરીકેનુ તેમ સમસ્ત કૉંગ્રેસનું વર્તન લગભગ આદર્શરૂપ ગૌરવ અને સ્વમાનથી યુક્ત હતુ અમ્હે ઇચ્છિએ છિએ કે તેવુ ગૌરવ અને સ્વમાન પૂનાની પરિષદ્માં જળવાયાં હોત તો સારૂ થાત સરકારની સાથેનો સહકાર વ્યક્તિ તરિકેના તથા રાષ્ટ્રાંગ તરિકેના સ્વમાનની સાથે અસગત નથી જો આપણે આપણા દેશમાં લોકશાસનની ઉંચા પ્રકારની ભાવનાઓથી પ્રેરિત રાજકીય ચારિત્ર્ય ઉત્પન્ન કરવુ હોય તો આપણા નાયકોએ પોતાના વર્તનથી લોકોને બતાવી આપવુ જોઇએ કે સાચી રાજનિષ્ઠા ઊંચા પ્રકારના સ્વાતંત્ર્ય અને સ્વમાન સાથે સભવિત છે સક્ષેપમાં લોકસમેલનોમા સરકારી અધિકારીઓની હાજરી સ્હામે અમ્હારે વાંધો નથી, પરન્તુ લોકસસ્થાઓમાં પણ તેમને આપવામા આવતુ વધારે પડતુ પ્રાધાન્ય અમને અયોગ્ય લાગે છે

પરિષદ્ની સફલતાની તપાસ આપણે એક દૃષ્ટિથી કરી, બીજી દૃષ્ટિઓથી આપણે આવતા અકમાં જોઈશુ

અપૂર્ણ

---

# હૃદયબળ.

લેખક—રા. મનહરરામ હરિરામ.

આ ન કંઈ ખેલ છે,
સ્વપ્ન કે રહેલ છે,
કામ બહુ આકરાં,
ઉચકવાં ધૂસરાં

છોડી સંગ્રામને ક્યાં જશો?
ધારી પુરૂષાર્થ સ્હામા થશો,
આ કસોટી ખરી ઇશ્વરી જાણશો,

હૃદયબળ રાખશો,
વાંક નહીં કાળનો,
વૃદ્ધ કે બાળનો,
ઉભય કર જોડીને
બેસશો છોડીને

સર્વ ઉદ્યમ ત્હમે? શરમ છે
કાર્યનો મંત્ર જે પરમ છે,
સદા તે સાધવો એ ખરો ધરમ છે

ધૈર્ય નવ ત્યાગશો,
હૃદયબળ રાખશો

ઉઠીને ઉભવું,
ઉભીને બોલવું,
બોલી દીલ ખોલવું,
હિમ્મત ધર્યા જવું

રોગનાં છે ઉંડાં મૂળ બહુ તેથી શું?
ચાલતું યુદ્ધ દારૂણ બહુ તેથી શું?
અડગ ઝૂઝો ભલે ઘોર બહુ રાતીઆં,
શ્રવણ કરશો ત્હમે મંગળ પ્રભાતીઆં

ધૈર્ય નવ ત્યાગશો,
હૃદયબળ રાખશો

# સમાલોચક

## માસિક.

---

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ. गी. १७ १५



તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની બી. એ.
પ્રકાશક—રા. રમણીકરામ ગોવર્ધનરામ ત્રિપાઠી

પુસ્તક ૨૦ મું.] ઑગસ્ટ ઈ. સ. ૧૯૧૫. [અંક ૮.



Printed by V. P. Pendharkar at the Tutorial Press, 211A Girgaum Back Road, Bombay,
and Published by Ramaniyaram Govardhanram Tripathi at Messrs. N. M. Tripathi & Co

# સમાલોચક.



अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७ १५

પુસ્તક ૨૦ મુ. ]　　　ઑગષ્ટ, ઈ. સ. ૧૯૧૫.　　　[ અંક ૮.

## અવલોકનશક્તિ.



“પુસ્તકોનો એક અવલોકનકાર એ જીવન અને સાહિત્ય, વિજ્ઞાન અને કલા, લોકવ્યવહાર, રીતિ, અને તરંગ સંબંધી પોતાના દૃષ્ટિબિંદુઓ અને અભિપ્રાયો ધરાવનાર એક પુરૂષ છે, અને તે કઠોર રીતે અથવા તો રમુજી ભરી રીતે, મતાગ્રહપૂર્વક અથવા તો ધ્વનિપૂર્વક, મશ્કરી રીતે અથવા તો સીધીસાદી રીતે, તેને પોતાની રસિક વૃત્તિ પ્રેરે કે તેની પદ્ધતિ ફરમાવે તે પ્રમાણે આ દૃષ્ટિબિન્દુઓ અને અભિપ્રાયો એ અવલોકનને લાગુ પાડે છે તેણે ટીકાના ક્ષેત્રમાં ગતિ કરતાં જ્ઞાન અને સમભાવના સહકારથી જ પ્રેરાવું જોઈએ જેમ કેવળ સમભાવ કે જ્ઞાન કદી પણ પરિપૂર્ણ હોઈ શકે નહીં તેમ સર્વસિદ્ધ અવલોકનકાર હોવો પણ અશક્ય છે એક અવલોકનકારને વસ્તુથી અજ્ઞાત રહેવું, ભાગ્યે જ પાલવી શકે, પરંતુ તે માટે તેણે જે જ્ઞાન પોતે ધરાવતો ન હોય તેનો દંભ પણ કરવાની અગત્ય નથી ઉચિત જ જ્ઞાન એ સમગ્ર અવલોકનનો વાસ્તવિક આત્મા છે અને છતાં ગુણદોષના તારણનું કાર્ય જ્ઞાનના કાર્યથી અધિક મહત્વનું છે રુચિ, વિનય અને વિવેક આમાંનું કંઈ પણ અવલોકનકાર ધરાવતો ન હોય તો તે નૂપ જ છે જ્ઞાન અને સમભાવ પણ નિપુણ નિયતાની અપેક્ષા રાખે છે એ નિપુણ નિયતા શાણપણની મૂર્તિ છે તો એ શાણપણની મૂર્તિને અવલોકનકારના સ્થાનમાં સદાને માટે વિરાજવા દો ”

ધી રાઇટ ઓનરેબલ ઓગસ્ટાઇન
બીરેલ એમ પી —“અવલોકન શક્તિ”

---

અભ્યસન શાંકર ભાષ્યાનુવાદ ભાગ ૧ ૨ ૫---૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# કવિ ભાલણ.

લેખક–રા. રામલાલ ચુનીલાલ મોદી.

## ૧ ઉપોદ્‌ઘાત.

**પાટણ, અને તેનું પ્રાચીન સાહિત્ય**

અત્યારે ગુજરાતના એક અજ્ઞાત કોણુમા પડેલુ પાટણુ એક વખત ગુજરાતના ઇતિહાસમા અગ્રપદે હતુ તેણે ઘણી રાજ્યક્રાન્તિઓ જોઇ છે, ઘણાં દુ ખ–સુખો સેવ્યાં છે અને તે ઘણી ચ-તીપડતીઓમાથી પસાર થયુ છે તે લગભગ છ શતક સુધી ગુજરાતનું પાટનગર રહ્યુ છે અને તેટલા કાળમા તેનો ઇતિહાસ ગુજરાતના ઇતિહાસ સાથે ઓતપ્રોત બન્યો છે આમ તેણે જેમ રાજ્યદ્વારી બાબતમાં અગ્રપદ ભોગવ્યુ છે, તેમ સાહિત્યમાં પણુ તેનુ સ્થાન કોઇથી ઉતરે તેવુ નથી જેમ તેના રાજ્યવીરોએ સમરાંગણુમા પોતાની અસિથી પોતાનુ નામ અમર કર્યું છે, અને તેના મહામાત્યો અને મન્ત્રીઓએ પોતાના બુદ્ધિપ્રભાવથી રાજ્યનીતિમાં અનુપમ કૌશલ્ય દાખવ્યુ છે, તેમ તેના ધુરધર પડિતોએ અને પ્રતિભાશાળી લેખકોએ સાહિસવાટિકા પણુ ચિરહરિત અને નવપલ્લવિત રાખી છે "પ્રાકૃતના પાણિનિ' અને ' કલિકાલ સર્વજ્ઞ ' શ્રીમદ્ હેમચન્દ્રથી માંડી, વાગ્ભટ, રામચન્દ્ર, ઉદય પ્રભ, સુભટ, અમરચન્દ્ર સૂરિ, મેરૂતુગાચાર્ય, આદિ કવિશેખરોએ ભારતના સસ્કૃતસાહિત્યમાં અમૂલ્ય ભાગ અર્પ્યો છે તે સિવાય પ્રાકૃત, અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી ભાષાના સાહિત્યમાં પણુ પાટણુના વિદ્વાનોનો કાંઈ નાનોસૂનો ફાળો નથી સૌથી વિશેષ અગત્યનુ તો એ છે કે, ફારસી જેવી પરકીય ભાષામાં પણુ પાટણુના એક ઇતિહાસકારે ઔરંગઝિબ વિષે એક ઇતિહાસનો ગ્રંથ લખ્યો છે, એમ હાલમા જાણુવામાં આવ્યુ છે આ વિષયમા માત્ર એકલા પાટણે જ નહિ પણુ આખા ગુજરાતે અભિમાન લેવુ યુક્ત છે, કારણુ કે, મોગલ સમયના ફારસીમાં ઇતિહાસ લખનાર બે જ હિન્દુ લેખકો જાણુવામાં આવ્યા છે તેમાં એક ભીમસેન બુરાનપુરી અને બીજા પાટણુના ઈશ્વરદાસ નાગર ઈશ્વરદાસને પ્રકાશમાં લાવવાનુ માન પટણા કૉલેજના પ્રોફેસર જગત્પ્રસિદ્ધ ઇતિહાસકાર શ્રીયુત જદુનાથ સરકારને ઘટે છે

**લોકપ્રસિદ્ધ સાહિત્યમાં પાટણુનો હિસ્સો**

આ બધા ઉપરાંત, ગુજરાતી ભાષાના લોકપ્રસિદ્ધ સાહિત્યમાં પણુ પાટણે માનભરેલી સહાય અર્પણુ કરી છે ભાલણુ તેના પુત્રો ઉદ્ધવ અને વિષ્ણુદાસ, તથા મધુસૂદન, ભીમ, ચતુર્ભુજ, નાયજી ગોપાળ, વિશ્વનાથ

* આ લેખ સુરતમાં પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ સમક્ષ વચાયો હતો સદ્ભાગ્યે નિરીક્ષક મંડળના સભાસદ સુપ્રસિદ્ધ પુરાતત્વવિદ્ રા રા લનસુખરામભાઈએ તે તપાસ્યો હતો તેમના તરફથી આ લેખમા બહુ ઉપયોગી થઇ પડે તેવી સૂચનાઓ મારી માગણી ઉપરથી મને મળી હતી, જેમનો ઉપયોગ તેમના નામનિર્દેશ સાથે ટિપ્પણોમા કર્યો છે તે માટે હુ તેમનો બહુ ઉપકૃત છુ

મહાસૂત્રશાંકર ભાષ્યાનુવાદ ભાગ ૨ ૩ ૫–૦–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

જાની, આદિ કવિઓ હાલમાં જાણવામાં આવ્યા છે પ્રેમાનંદને સાહિત્યના વિષયમાં ગુરુમંત્ર આપનાર અને તેનો કાવ્યપ્રવાહ ગુજરાતીમાં વાળનાર સદ્ગુરુ રામચરણ, કેટલાક જણાવે છે તેમ જો પાટણનિવાસી હોય તો, તેનું પણ પાટણને ઓછું માન ઘટતું નથી

**લેખવિભાગ**

નરસિંહ મહેતાના સમકાલીન પાટણનિવાસી ભાલણ સબંધી આ લેખમાં વિચાર કરવાનો ઉદ્દેશ છે મારા લેખના મુખ્ય ત્રણ ભાગ થઈ શકશે – (૧) ભાલણનું જીવન, (૨) તેની કવિતા અને (૩) તેના સમયની ભાષાનું સ્વરૂપ આ પ્રત્યેક વિભાગ વિષે મળી આવતી સર્વ વિગતો એકઠી કરી, તેની યોગ્ય પરીક્ષા કરવાનો વિચાર મેં રાખેલો છે

**ભાલણના ચરિત્રના સાધનો**

ભાલણના જીવનના પ્રસંગોમાં ઉતર્યા પહેલા તેના ચરિત્રના ઉપલબ્ધ સાધનો કયાં કયાં છે, તે જોવાની જરૂર છે આધુનિક સમયમાં ભાલણને પ્રસિદ્ધિમાં આણવાનું પ્રથમ માન સ્વ વ્રજલાલ શાસ્ત્રીને ઘટે છે તે સબંધી મર્હૂમ ડો હરિલાલ ધ્રુવે ઇ સ ૧૮૮૫ ના જુલાઈ માસના બુદ્ધિપ્રકાશમાં સૂચન કર્યું હતું, એમ સ્વ નારાયણ ભારતીના લખવાથી જણાય છે ત્યાર પછી ભાલણના ચરિત્ર સબંધમાં ત્રણ લેખ પ્રસિદ્ધ થયેલા જાણવામાં આવ્યા છે – (૧) પ્રાચીન કાવ્ય ત્રિમાસિકના ત્રીજા વર્ષે (ઇ સ ૧૮૮૭) ના ત્રીજા અંકમાં 'સપ્તશતી' ના ઉપોદ્ઘાત રૂપે પ્રકટ થયેલો સ્વ નારાયણ ભારતી યશવન્ત ભારતીનો 'કવિચરિત્ર' નામક લેખ (૨) પ્રાચીન કાવ્યમાળાના ૧૧ મા અંકમાં ભાલણ સબંધી ટૂંકું કવિચરિત્ર અને (૩) સાક્ષરમાળામાં રા જયસુખરાય પુરુષોત્તમરાય જોશીપુરાની તે કવિ વિષે નોંધ પરન્તુ, છેલ્લા બે લેખ સ્વતંત્ર નથી ત્રીજા લેખનું મૂળ બીજો લેખ છે અને બીજા લેખની સામગ્રી પહેલા લેખમાંથી મેળવેલી છે એટલે ખરી રીતે તો તેના ચરિત્ર સબંધમાં માત્ર એક જ લેખ છે માટે અહિં તેની જ પરીક્ષા કરી, તેમાંથી ઐતિહાસિક સત્વ તારવીશ બીજા બે લેખો વિષે પ્રસંગોપાત્ત સૂચન કરાશે

સ્વ ભારતીના લખવા ઉપરથી જણાય છે કે, ઇ સ ૧૮૮૫ ના અરસામાં ભાલણ સબંધી બુદ્ધિપ્રકાશમાં કંઈક ચર્ચા થઈ હશે, પરન્તુ, તે સમયની 'બુ પ્ર' ની ફાઇલો અહિં અપ્રાપ્ય હોવાથી, તે જોવાનું મારાથી બની શક્યું નથી ×

× આ સબંધી રા તનસુખરામભાઈએ મને હકીકત પુરી પાડી છે ઇ સ ૧૮૮૫ ના બુદ્ધિપ્રકાશ ' ની ફાઇલમાં જુલાઇના અંકમાં મહુમ ડૉ હરિલાલ હર્ષદરાય ધ્રુવનો અને ઓગસ્ટના અંકમાં રા બા હરગોવિંદદાસ કાંટાવાળાનો એમ કવિ 'ભાલણ એવા નામના બે લેખ છે આ લેખોના મહત્વના મુદ્દાનો સાર રા તનસુખરામભાઇએ મને લખી મોકલ્યો છે એમાંની અગત્યની હકીકત યોગ્ય સ્થળે મે ટિપ્પણોમાં જણાવી છે

જેમ પ્રેમાનંદ અને અન્ય કવિઓના ગ્રન્થોમાંથી તેમના સમય અને જીવન સબંધી ઘણીક હકીકત મળે છે, તેમ ભાલણ સબંધી તેના ગ્રન્થમાંથી એકાદ બે સ્થળ સિવાય, કંઈ હકીકત મળતી નથી

હવે, સ્વ નારાયણ ભારતીનો લેખ કેવો છે તે જરા અહિં તપાસવાની જરૂર છે સ્વ ભારતીનો લેખ તેમણે પોતે કરેલી તપાસના હેવાલ સાથેનો એક ૨૦ પૃષ્ઠનો લાંબો લેખ લખ્યો છે પરન્તુ, સખેદ જણાવવુ પડે છે કે, તેમાંની ઘણી હકીકત સપ્રમાણ જણાતી નથી કેટલીક બાબતો તેમના કેવળ તર્ક ઉપર આધાર રાખે છે, કેટલીક બાબતો તાણીતૂસીને કરેલા દીવે અનુમાનોને અવલબે છે અને ઘણીક હકીકત કાગળના છૂટા ટુકડાઓમા અમુક નામો અને સાલો જોઈ બાદરાયણ સબધ મેળવીને લખેલી લાગે છે તેમણે આપેલી હકીકતના ૪ વિભાગ કરી શકાય —(૧) કંઈ પણ આધાર વિના કેવલ તર્કથી કરેલા અનુમાનો, (૨) શકાશીલ કાગળો ઉપરથી તારવેલી હકીકત, (૩) લોકવાયકા અને (૪) ભાલણ તેમ જ તેના પુત્રોના ગ્રથમાથી મળતી હકીકત આમા પ્રથમ વિભાગની હકીકત પ્રમાણરૂપે સ્વીકારી શકાય નહિ બીજા અને ત્રીજા વિભાગની હકીકત સશયગ્રસ્ત ગણાય માત્ર ચોથા વિભાગની હકીકત નિર્વિવાદિત રીતે વિશ્વસનીય ગણી શકાય, કે જે વિષે સ્વ ભારતીના લેખમાંથી બહુ થોડું જ જાણવા લાયક મળે છે આ ચારે વિભાગોની હકીકતોની પરીક્ષા યથાસમયે પ્રસ્તુત ચરિત્રના આલેખનમાં થશે

**તેનો દસ્તાવેજી પુરાવો,**

માત્ર બીજા વિભાગની હકીકત કે જેને દસ્તાવેજી પુરાવો ગણી શકાય તે સબંધી અહિં કંઈક જણાવવુ ઉચિત છે સ્વ ભારતીએ લખ્યુ છે કે, તેમને સરસ્વતી નદીમાં પધરાવવા તૈયાર કરેલુ એક કાગળનું પોટકુ ભાલણના ઘરમાથી મળ્યુ હતું * તેમાંથી તેમણે કેટલાક પુરાવો આપ્યો છે તેમાથી પુરૂષોત્તમ, મગળજી, આદિ નીકળેલા નામોને અને કેટલાક જન્માક્ષરોના કાગળના ટૂકડાને ભાલણના વશ સબધી હોવાની તેમણે કલ્પના કરી છે, પરન્તુ તેમાં એટલી બધી પરસ્પર વિરૂદ્ધ બાબતો છે અને કેટલીક જગાએ એવો ઉઘાડો કાનવિરોધ છે કે, તેને વિશ્વાસપાત્ર દસ્તાવેજી પુરાવા તરીકે સ્વીકારતાં આંચકો ખાવો પડે છે આ કાગળો ભાલણના ઘરમાંથી મળ્યા તે વાત ખરી પણ તે ઘર મૂળથી કે અત્યાર સુધી ભાલણના વંશના તાબામાં રહ્યુ નથી

* થોડાક માસ ઉપર સ્વ ભારતીના મઠમા રણુજ ગામે આ કાગળો સબધી મે તપાસ કરી હતી પણ મને આ સબધી કોઈ કાગળ મળ્યો નહોતો ત્યા હસ્તલિખિત પુસ્તકોનો સારો સગ્રહ છે ભાલણની છબી તથા તેનુ પૂજાસાહિત્ય પાટણથી અમદાવાદ ગયેલા છે તેનો પત્તો મેળવી રા કેશવલાલભાઈએ પણ આ કાગળો સબધી તપાસ કરી હતી, પણ તેઓને પણ એ કાગળોનો એક કકડો સરખો પણ મળ્યો નહિ, એમ તેમણે મને જણાવ્યું હતુ



राशीया नामना पर्वतमांथी वहेती टेमशाग नदी उपरनो झुलतो पुल

The M inor in Pr ss E

જો તે હમેશાં તેના વશજોના તાબામાં રહ્યું હોત તોપણ કદાચ તે તેના વશ સબધી ધારી શકાય, પણ તેમ બન્યુ નથી સ્વ ભારતી જાતે જ લખે છે કે —

"તે કવિના ભાણેજપદથી અમદાવાદના એક ત્રિવેદી મોઢને ઘરનો વારસો પ્રાપ્ત થયો છે, પણ જ્યાંસુધી ભાણેજ ન હતા ત્યાં સુધી ભાલણના ઘરનું માનકીપણું પાટણનો શ્રીમાળી બ્રાહ્મણ ભાણા નામે કરતો હતો" ( પૃ ૭ ) આમ જો ભાલણનું ઘર બીજાઓના તાબામાં ગયુ હોય તો, તેમના પૂર્વજોનાં કાગળીઆં પણ તેમાં હોવાનો સભવ છે માટે ભાલણના ઘરમાંથી જે જે કાગળો નીકળે તેમા તેના જ વશની હકીકત મળવી જોઈએ, એમ નિશ્ચિત રીતે કહી શકાય નહિ દાખલા તરીકે તદ્દન અશુદ્ધ સંસ્કૃતમાં એક 'ब्रम तर्त्व' નામનો આઠ શ્લોકનો એક કાગળનો ટૂકડો નીકળ્યો, તેની નીચે "પરસોતમ" એમ નામ હોવાથી તેને ભાલણની કૃતિ માનવામા આવી છે પર તુ તેમ માનવાને કંઈ આધાર જણાયો નથી ભાલણનું નામ "પુરૂષોત્તમ' હોય, તો પણ પુરૂષોત્તમના નામના જેટલા કાગળ મળે તે બધા ભાલણની કૃતિ ગણી શકાય નહિ એ તો અમુક નામોના સામ્ય ઉપરથી બાદરાયણ અને તેમાનો બાદરા સબધ મેળવેયો ગણી શકાય युष्माक बदरी चर्क अस्माक बदरा तरु ।

**પણ સંબંધ**　આવા બાદરાયણ સબધનું એક બીજુ પણ ઉદાહરણ તે લેખમાથી મળે છે એક ચોપડીમાં કોઈ પુરૂષોત્તમે તેના બાપ ઉપર કાગળ રૂપે લખેલી થોડીક પક્તિઓને ભાલણે તેના બાપ ઉપર બાલ્યાવસ્થામાં કાગળ લખવાનો કરેલો પ્રયત્ન તેમણે માન્યો છે આમા 'પુરૂષોત્તમ' ઉપરાન્ત, ભાલણની તે કૃતિ માનવાને બીજો કંઈ જ આધાર નથી

આ ઉપરથી જણાય એમ છે કે, બીજા સજોગોમાં જે પુરાવો દસ્તાવેજી પુરાવા તરીકે નિ શક માની શકાય તે અહિં સશયગ્રસ્ત જણાય છે

## ૨. ભાલણનુ જીવન.

ભાલણના ચરિત્રમાં પ્રથમ તેનો સમય તપાસવાની જરૂર છે છેક આધુનિક કાળના કવિ-

**ભાલણનો સમય**　ઓના જન્મ સબધી વર્ષનો ચોક્કસ પત્તો લાગતો નથી, તો આજથી ચારસેં વર્ષ ઉપર થયેલા કવિના જન્મની સાલનો પત્તો લાગવો તે ઘણુ ખરૂં અસભવિત જેવુ છે સ્વ ભારતીએ તે સબધમાં ત્રણ બાબતો જણાવી છે -( ૧ ) કોઈ માણસે તેમને જણાવેલુ કે ભાલણ સ ૧૪૫૧ મા હૈદ્રાબાદમા હતો ( ૨ ) ૧૪૭૨ ની સાલનું લખેલુ જન્માક્ષરનુ એક નનામુ પાનુ અને ( ૩ ) અને કોઈ ગ્રન્થના છૂટક પાનાની પાછળ "संवत् १४८२ वर्षे आसो सुदी ४ સુધી "उमर वर्ष २१ मास २ दिन १२" ( આમાં 'સુધી' શબ્દ અવતરણમાં મૂકેલો નહિ હોવાથી તે સ્વ ભારતીનો પોતાનો લાગે છે ) આ ઉપરથી તેમણે ત્રણ વર્ષોનું

અનુમાન કર્યું છે ૧૪૫૧, ૧૪૬૧ અને ૧૪૭૧ જો તે ૧૪૫૧ મા હૈદ્રાબાદમાં હોય તો તે તેના જન્મની સાલ ગણાય નહિ પરન્તુ, તે વખતે તે ઓછામાં ઓછા વીસ વર્ષનો હશે, એમ માનીને ૧૪૩૧ માં તેનો જન્મ માનવો પડે આ ત્રણે સાલોમાંથી એક પણ વિશ્વાસલાયક જણાતી નથી કારણ કે, પ્રથમની કોઇના મોઢેથી સાભળેલી છે અને તે વખતે હૈદ્રાબાદ શહેરનુ અસ્તિત્વ પણ હોવુ સભવિત નથી ( આ બાબત હું આગળ ચર્ચવા માગુ છુ ) પાછળની બે સાલો છૂટા કાગળ ઉપર નામ સિવાયની જ મળેલી છે સાથે નામ નહિ હોવા છતા પણ તે સાલોને ભાલણના જન્મ સબધી માનવામા તો તર્કની પરાકાષ્ટા જ જણાય છે ! સવત્‌ના પન્દરમા શતકમાં જન્માક્ષરોની જેટલી સાલો મળે તે બધી ભાલણના જન્મ સબધી ધારી શકાય જ નહિ કારણ કે તે શતકમા ભાલણ ઉપરા ત બીજા મનુષ્યોનો જન્મ ન હોય, તેવુ માનવાને કોઈ કારણ નથી ! હિન્દુસ્તાન અથવા ગુજરાતમાં તે વખતે વસ્તીપત્રકની પદ્ધતિ નહોતી, પરન્તુ તે ઉપરથી એમ કહી શકાય નહિ કે તે વખતે માત્ર એકલા ભાલણનો જ જન્મ હશે ! આવો તુચ્છ આધાર હોવા છતાં પણ સ્વ ભારતીએ લખ્યુ છે કે, " આ પુરુષનો જન્મ સવત્ ૧૪૬૧ માં હોય " અને તે પાનાને ભાલણના વર્ષફળનુ પાનુ તેમણે માની લીધુ છે !!

આમ છતા પણ આપણી પાસે ભાલણનો સમય નિશ્ચિત કરવાનુ કોઈ સાધન ન હોત તો, કદાચ આ સાલો સંશયગ્રસ્ત મને પણ સ્વીકાર્યા સિવાય છૂટકો નહોતો પરન્તુ, આપણી પાસે એક ચોક્કસ સાધન છે ભાલણના કોઈ ગ્રન્થમાં તે રચ્યાયાનુ વર્ષ નથી માત્ર પ્રાચીન કાવ્યમાળાના ૧૧ મા ગ્રન્થમાં પ્રકટ થયેલા તેના ' નળાખ્યાન' માં તે રચ્યાયાનુ વર્ષ આપેલુ છે

" પદરસેં પીસતાળીશ માંહી, ગાયા નવગુણ આમજી,
" પદ્ય ખટ શત ને સાત કર્યા છે, હરિજનના વિશ્રામજી "*

આ ઉપરથી ભાલણ સ ૧૫૪૫ મા હયાત હતો તે બાબત ચોકસ્સ રીતે જણાય છે ભાલણસુત વિષ્ણુદાસે સ ૧૫૭૫ મા રામાયણનો ઉત્તરકાંડ પુરો કર્યો છે, તે બાબતથી પણ આને ટેકો મળે છે તેથી સ્વ ભારતીએ તેના જન્મના જણાવેલા વર્ષો સપ્રમાણ કરી શકતાં નથી પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકોએ તેનો જન્મ ૧૪૯૫ મા હોવાનુ અનુમાન કર્યું છે, તે સભવિત જણાય છે ભાલણે નળાખ્યાન ૩૫ થી ૫૫ વર્ષ સુધીની ઉમ્મર લખ્યુ એમ માનીએ તો ( કારણ કે આ નળાખ્યાન હું તેના કવનના મધ્યકાળની કૃતિ માનુ છુ, જેનાં કારણો આગળ જણાવીશ) તેનો જન્મ સવત્ ૧૪૯૦ થી ૧૫૧૦ સુધીમાં માની શકાય

* બૃહત્ કાવ્યદોહન ભાગ ૫ માં પ્રસિદ્ધ થયેલ ભાલણકૃત નળાખ્યાનમા આ બે પક્તિઓ નથી

**ભાલણની જ્ઞાતિ** ભાલણ જ્ઞાતિએ ત્રિવેદી મોઢ બ્રાહ્મણ હતો, એમ સ્વ ભારતીએ જણાવ્યુ છે તે સબંધી ભાલણના કોઈ ગ્રન્થમા ઇશારો નથી. સ્વ ભારતીએ ચતુર્ભુજકૃત મોઢપુરાણના ભાષાંતરમાથી ત્રિવેદી મોઢોની ઉત્પત્તિ સબંધી બે પદો ઉતાર્યા છે આ ચતુર્ભુજને સ્વ ભારતી ભાલણનો પુત્ર જણાવે છે, પરંતુ તેની પુષ્ટિમાં કોઈ પુરાવો આપતા નથી તેમણે લખ્યુ છે કે,

" "એ રીતે ભાલણના ત્રીજા પુત્ર ચતુર્ભુજે કરેલા કાવ્યમાં આગળ પોતાના પૂર્વજો સબંધી હકીકત લખ્યો હશે પણ અફસોસ કે, ટૂંક પાના મળવે, હકીકત અપૂર્ણ રહે છે " (પૃ ૧૫)

આ ઉપરથી જણાય છે કે, મોઢપુરાણનો તેમને પૂરો ગ્રન્થ મળ્યો નથી, તો તેને ભાલણનો પુત્ર માનવાનુ શુ કારણ હશે તે સમજાતુ નથી તેમણે આપેલા બે પદો ઉપરથી પણ તે વિષે કંઈ સૂચન મળતુ નથી. જો ચતુર્ભુજ ભાલણનો પુત્ર હોવાની વાત ખરી હોય તો ભાલણ જ્ઞાતિએ મોઢ ત્રિવેદી હોવાની વાત ચોક્કસ રીતે માની શકાય ભાલણના વંશનો ભાણેજ કે જેને ભાલણનુ ઘર વારસામા મળેલુ સ્વ ભારતી જણાવે છે, તે પણ મોઢ હોવાથી ભાલણની જ્ઞાતિનું પ્રમાણ મળે છે આ ઉપરાંત સ્વ ભારતીએ બીજી પણ જાતિતપાસ કરી હોય, તેથી આ બાબતમા તેમનો નિર્ણય સ્વીકારવાને વાંધો જણાતો નથી આમ છતાં બૃહત્ કાવ્યદોહન ભાગ ૫ માં તેને શ્રીમાળી બ્રાહ્મણ જણાવ્યો છે અને જેનો સ્વીકાર રા રા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પોતાના Milestones in Gujarati Literature એ નામના ઇંગ્રેજી ગ્રન્થમાં કર્યો છે, તે શા આધારે તે સમજાતુ નથી કદાચ પેલા શ્રીમાળી બ્રાહ્મણના તાબામાં ઘર હતુ, ત્યારે તેણે કોઈને ભાલણ પોતાના વંશનો હતો એમ જણાવ્યુ હોય *

* ઑગસ્ટ ૧૮૮૫ ના 'બુદ્ધિપ્રકાશ મા રા બા કાટાવાળાએ લખ્યુ છે કે કેટલાક તેને ઔદીચ્ય કહે છે કેટલાક વડનગરો નાગર કહે છે અને કેટલાક વિસનગરો નાગર પણ જણાવે છે વ્રજલાલ શાસ્ત્રીએ તેને ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ ગણ્યો, એમ ડૉ ધ્રુવના લેખમા સૂચન છે ડૉ ધ્રુવે તેની દશમલીલાનો પુરાવો આપ્યો છે તે આ પ્રમાણે છે

"इतिश्री भागवत महापुराणे दशमस्कंधे बाललीला पदबंध पाटण नगर मो–ब्राह्मण भालणकृत सपूण ।'

આ ઉપર તેઓએ કલ્પના કરી છે કે મો પછી ઢ અક્ષર લોપાઇ ગયો હોવાથી, તે મોઢ બ્રાહ્મણ હતો

આ પ્રમાણે તેની જ્ઞાતિ વિષે પ્રથમ મતભેદ હતો પરન્તુ સ્વ ભારતીના લેખ પછી, હુ ધારૂ છું કે, તે વિષે હવે ઝાઝો મતભેદ રહ્યો નથી રા તનસુખરામભાઈના મતે પણ તે મોઢ બ્રાહ્મણ હોવો જોઇએ આથી ઘણુ પુરાવાનુ બળ તે ત્રિવેદી મોઢ હોવાની તરફેણમા જાય છે

રા. બા કાટાવાળાએ ઉપર્યુંક્ત લેખમા જણાવ્યુ છે કે, તે સિદ્ધપુરનો હતો એમ પણ કોઇ કહે છે પરન્તુ, હુ ધારૂ છું કે સ્વ. ભારતીએ તે પાટણનો રહીશ હોવા વિષે ખાત્રીબદ્ધ પુરાવો રજૂ કર્યો છે તેમ જ તેના ગ્રંથોની ઇતિશ્રી'ઓ (colophons) મા પણ તેને સ્પષ્ટ રીતે પાટણ નગરવાસી જણાવવામા આવ્યો છે આથી આ બાબતનો સુનિશ્ચિત રીતે સ્થપિત થયેલી મળી શકાય

ભાલણના વંશનું પેઢીનામું સ્વ ભારતી આ પ્રમાણે આપે છે —"ભાલણ ઉર્ફે પુરૂષોત્તમજી

ભાલણના વંશનું પેઢીનામું — મહારાજના પિતાનુ નામ મગળજી હતુ, તથા મગળજીના બીજા પુત્રનુ નામ આદિત્યરામ આ બે ભાઇઓ પૈકી ભાલણનો વંશ ચાલ્યો નથી પણ આદિત્યરામનો વંશ ચાલ્યો છે તે વંશમાં આદિત્યરામના પુત્ર નવલરામ અને તેના પુત્ર અવલરામ થયા તે અવલરામના બે પુત્ર થયા એક વૈજનાથજી અને બીજો વિશ્વનાથજી વૈજનાથજીના સિદ્ધનાથજી થયા, તેને પુત્ર ન હોતો પણ પુત્રી બાઈ શિવકુમર હાલ હયાત છે તેના પુત્ર હરગોવિન્દ છે, જેને ભાણેજ-હવાથી ભાલણના ઘરની માનકી પ્રાપ્ત થઈ છે અને વિશ્વનાથજીના શિવનાથજી હાલ ઔરંગાબાદમાં ૭૦ વર્ષની ઉમરમાં હયાત છે" (પૃ ૧૧)

પણ આમ ચારસો વર્ષના ગાળામાં માત્ર પાંચ જ પેઢીઓ થાય તે સભવિત નહિ હોવાથી આ પેઢીનામું સ્વ ભારતીએ તેમ જ પ્રા કા માળાના પ્રકાશકોએ સંશય પડતુ માન્યુ છે, તે યોગ્ય છે છતાં સ્વ ભારતી પોતાના લેખના છેવટના ભાગમાં આ પેઢીનામુ ખરૂં ઠરાવવાનો પ્રયત્ન કરે છે તેઓ એક કાગળનું પ્રમાણ આપતાં લખે છે કે,

"આદિત્યરામના વંશમાં નવલરામ, અવલરામ લખ્યા છે, તે નામો ખરાં હોય એમ જણાય કેમ કે 'સંવત્ ૧૮૪૭ ના માગશર વદ ચોથ શનિવાર"ના રોજે ઔરંગાબાદથી કોઈ ગીડારામે કાગળ લખ્યો છે તે ત્રવાડી જાત (!) નો છે તેમાં લખે છે કે, 'હવે અવલરામ નવલરામને નમસ્કાર કહેજો'" (પૃ ૧૯)

જો આમ ૧૮૪૦ માં ભાલણના ભાઈનો પૌત્ર હયાત હોય તો તો કહેવુ પડે છે કે, સ્વ ભારતીએ જન્માક્ષરો તથા કાગળના ટુકડા એકઠા કરવાનો મિથ્યા પ્રયત્ન જ કર્યો છે! તેમાંથી તો એટલો બધો કાલવિરોધ જણાય છે કે, તે પુરાવાને ચકલાચકલીની વાત ( Cock and bull story ) ની કોટિમાં જ મુકવા દષ્ટ છે!!

જેમ ભાલણના વંશના પેઢીનામા સબધી આવો ગોટાળો છે, તેમ ભાલણના પિતાના

ભાલણના પિતાનુ નામ — નામ સબધી પણ સશયરહિત પુરાવો નથી સ્વ ભારતીએ તે બાબતમાં રજુ કરેલો પુરાવો જરા જોવા જેવો છે —

"ભાલણ" પોતે બાલ્યાવસ્થામાં હશે, તે વખત તેમના પિતા મગળજી કાશીયાત્રા કરવા ગયા હશે તેણે એક ચોપડીમાં (કોપી જેવી) મહાવરો કરવાને માટે પોતાના પિતા ઉપર કાગળ લખ્યો છે તે આ પ્રમાણે —"સ્વસ્તિશ્રી કાશી મહાશુભસ્થાને પુજારાધે દવેજી શ્રીપચ દવેજી, મગળજી દયાળજીના ચરણે શ્રી પાટણથી લહે દવે પુરૂષોત્તમ મગળજીના પ્રણામ વાચજો જત્રેહે અહીં તો કુશળ ક્ષેમ છે" ઇત્યાદિ પડીના કેટલાક અક્ષરો ઘસાઈ ગયા છે અને બીજા અક્ષરો કાગળ ફાટી જવાથી ગયા છે આ કાગળ સં૧૬૦ અને જાડો અમદાવાદી જેવો છે અક્ષર ગુજ

રાતી છે તેનો મરોડ એવો છે કે, જાણે ગામડાના શીખાઉ વાણીઆના અક્ષરો હોય, એવો જ બીજો કાગળ પાટણપુરના કોઈ ગુલામદાસ થોભણદાસ ઉપરનો લખેલો છે તેના અક્ષરો પણ પ્રથમના કાગળને ઘણે ભાગે મળતા છે, અને પાટણથી પુરુષોત્તમ મગળજી લખનાર છે, પણ બને કાગળોમા સવત્ નથી

આ કાગળોની વાત ઉઘાડી સશય પડતી છે પ્રથમ તો ભાષા જ એવી આધુનિક છે કે, તે ભાલણના સમયની હોઈ શકે જ નહિ બીજુ, ભાલણના સમયની લિપિ હાલના ગામડીઆ વાણીઆના અક્ષરો જેવી હોય, તે પણ માની શકાતુ નથી. ત્રીજુ, તેમાં સવત્ નથી અગર તો બીજો કોઈ પુરાવો નથી, તો તે કાગળો ભાલણના હાથના જ લખેલા છે, એમ શી રીતે માની શકાય ? તથા ચોથી બાબત એ કે સ્વ ભારતીએ ભાલણના વશની અટક ભટ્ જણાવી છે, ત્યારે આ તો કોઈ દવેના હાથનો કાગળ છે આમ વિરોધ આવે તેથી તેમણે એવો ખુલાસો કર્યો છે કે, તેમની મૂળ અટક દવે હશે પણ પાછળથી કથા વાંચવાનો ધંધો કરવાને લીધે ભટ્ થઈ ગઈ હશે આ કથનને તાણીતૂશીને કરેલા અનુમાન સિવાય કઈ આધાર નથી ઉલટુ, તેથી તો એમ જ જણાય છે કે, આ કાગળો બીજા જ કોઈ 'દવે પુરુષોત્તમ'ના લખેના હોવા જોઈએ આ કાગળો સાચવી રાખવામાં આવ્યા નથી, નહિ તો તેમના સ્વરૂપ ઉપરથી કહી શકાત કે ભાલણના સમય જેટલા જૂના છે કે નહિ જો તે ભાલણના હાથના જ સાબીત થાત તો પણ એક અમૂલ્ય પ્રાચીન વસ્તુની પ્રાપ્તિ ગણાત! આ ઉપરથી ભાલણના પિતાનુ નામ મગળજી હતુ કે નહિ તે શકાસ્થિત વિષય રહે છે

આમ જ્યારે ભાલણના પિતાનું નામ જ ચોક્કસ રીતે સ્થાપિત થઈ શકતુ નથી, ત્યારે પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકોએ લખ્યુ છે કે, "એના પિતાનું નામ મગળજી હતું પિતા સારા વિદ્વાન હતા તેમની પાસેથી તથા ગુરૂઓ પાસેથી તેમણે સસ્કૃત આદિનો અભ્યાસ કરેલો હતો"

આમ આવા ચોક્કસ કથન માટે તેમની પાસે શો આધાર હશે તે તેમણે જણાવ્યુ નથી. રા. જોશીપુરાએ આ કથનનો સ્વીકાર કર્યો છે એટલું જ નહિ પણ તેથી પણ એક પગલુ આગળ જઈ લખ્યુ છે કે, "તેનો પિતા મગળજી સસ્કારી હતો અને તેણે પોતાના સસ્કારોથી ભાલણને સસ્કૃત કરેલો હતો " આમ ભાલણનો પિતા વિદ્વાન અને સસ્કારી હતો તે બાબતનું તેઓ પાસે કોઈ પ્રમાણ હોય તો તેઓ રજૂ કરશે, એમ હું ઇચ્છુ છુ

અપૂર્ણ

---

# જીવનવ્યથા.

લેખક–રા. રંગીલદાસ મગનલાલ કાપડીઆ.




ના ! હું તેની સાથે પ્રેમથી બધાયો નથી, એ અસંભવિત છે જે મનુષ્ય એક વખત પ્રેમ એકને અર્પણ કરી ચૂકયો હોય તે બીજી વખત અન્યને અર્પણ કરી શકતો નથી મને સારના ગમતી હશે, તેનુ મુખારવિંદ નિહાળવા, તેની સાથે વાર્તાલાપ કરવા અને તેનો મધુર અવાજ—તેનુ કંઠમાધુર્ય—સાંભળવા મને ગમે છે પણ આ બધુ સહેલાઇથી સમજાવી શકાશે. એક મિત્ર તરફ જેવો પ્રેમ હોય છે તેવા પ્રેમથી હું તેને ચાહું છુ મારી પોતાની લાગણીઓ વિષે મને પોતાને જ વહેમ હતો પણ નહિ, હુ હમેશ એ વિચાર પર જ આવુ છુ કે, જે હૃદયે એક વખત પ્રેમ શી ચીજ છે તે જાણ્યુ હોય છે તે ફરીથી તેને જાણી શકતુ જ નથી

હું એક દાકતર છુ અને તે અબળાનો પરિચય મારા આ ધધાને લઈને થયો છે, અને તે પણ એક અકસ્માતને લીધે જ ! હુ એક વખત શહેર બહાર ફરતો હતો, એવામાં એ નાના ગામમાં કે, જેવાં ગામો આ પ્રદેશ તરફ બહુ હોય છે, અને જ્યાં વીસત્રીસ કાદવનાં ઝુપડાઓની હાર ઉભી જ હોય છે ત્યા, આવી ચઢયો આ સ્થળે કેટલીક વખત તો ધનાઢયોને ફરવા આવે ત્યારે રહેવાનાં બેત્રણ વિનોદસ્થાન–બગલાઓ–પણ હોય છે

હુ થાકી ગયો એટલે નદીકિનારે આસાએસ લેવા બેઠો એટલામા એક ચાકર મારી પાસે આવ્યો અને મને આશ્ચર્યમાં ગરકાવ કરતાં પૂછ્યુ, "સાહેબ! આપ દાકતર છો ? મારી શેઠાણી માંદી છે અને ત્યાં આપની જરૂર છે "

આ પ્રમાણે અમે મળ્યા અને જોતજોતામા મિત્રો બની ગયાં કિન્તુ વધુ આશ્ચર્યકારક તો એ લાગ્યું કે, પહેલે જ તેના હસ્તનો સ્પર્શ, તેનો અવાજ, તેનું હાસ્ય—આ વસ્તુઓએ મને છટ મનોવિકાર–આવેગ–ઊર્મિઓ–થી ઘેરી લીધો, એક પરિચિત મનુષ્યની અજાયબ રીતે યાદ આપી જ્યારે તેના નેત્રોનો પ્રકાશ–ચળકાટ મારાપર પડયો ત્યારે મને એક અન્ય જ વ્યક્તિ કે જેને મેં ભૂતકાળમા જોઈ હતી, જાણી હતી, તેના દેખાવનો ભાસ થયો તેના અવાજમાં મને એક અન્યના જ અવાજનો ભણકારો પડયો, તેના હસ્તકમળનો સ્પર્શ બીજી જ એક પ્રેમમૂર્તિનો સ્પર્શ લાગ્યો

સધ્યાનો સમય હતો અમે એકલા જ બેઠાં હતાં અને ઝુ પડામાં ઝાંખો પ્રકાશ ફેંકતો એક દીવો બળતો હતો તેના સુંદર નેત્રો મારા ચહેરા તરફ એકીટસે જોયા કરતાં હતાં ! અને તેણે એક

ઉંડા નિશ્વાસ સાથે પૂછ્યુ, " તમારા વિચારો ક્યા ભમે છે ? હુ તમારા ચહેરાપર દુ ખની છાયા પથરાયેલી જોઉં છુ એમ દેખાય છે કે, તમારા હૃદયને કોઈ ઉંડા ઘાના જખમો થયેલા છે અને તેથી તમારૂ હૃદય શોકગ્રસ્ત છે "

મારી જગ્યાએ કોઇ બીજો હોત તો તે આ મધુર કંઠના પ્રશ્નનો ઉત્તર વાળત કે નહિ, તે હું જાણી શકતો નથી પણ મારાથી તેમ ન થઈ શક્યુ " પરમાત્મા ! મારા જેવા દુ ખો બીજા કોઈને ન આપે ! " મારાથી બૂમ મરાઈ ગઈ અને મારાં નેત્રોમાથી આંસુઓ ખરવા માંડ્યા અને એક ઉંડી હાય નખાઈ ગઈ હુ મારા નેત્રોપર પડેલા આસુઓના પડદામાંથી પણ મારી પાસે બેઠેલી તે કોમલાંગીને જોઈ શક્યો અહા ! તે ચહેરાપર ગભીરતાને બદલે જુવાનીનો જુસ્સો હોત, નેત્રોમાં શોકને બદલે આનંદી-ખુશનુમા-દેખાવ હોત, તેના ગાલોપર ઓછી ફિકકાશ હોત અને તેનુ અગ ચિંતાથી લેવાઇ ગયેલી પ્રૌઢ સ્ત્રીના કરતાં એક છોકરીને છાજે તેવુ હોત તો તે કેટલી સુંદર દેખાત ? તે કોમળ હોઠની બહાર એક " હાય " નિકળતી મેં જોઈ એથી મારૂ ભ્રમિત મગજ ઠેકાણે આવ્યુ અને હું જાગ્રત થયો મેં પૂછ્યુ, " શુ મારા શબ્દોથી તમને દુ ખ થયુ છે ? "

તેણે જવાબ ન આપ્યો મંદ પ્રકાશને લીધે મારાથી તેનો ચહેરો બરાબર ન દેખાયો પણ હું ધારૂં છુ કે, મેં તેનાં નેત્રોમાં અશ્રુપ્રવાહ જોયો 'તમને શાથી આટલુ બધુ દુ ખ થાય છે ?" મેં ફરીથી પ્રશ્ન કર્યો અને વળી પણ સરલાએ પ્રત્યુત્તર ન જ વાળ્યો. મેં સહેજ બહોસ કરીને પૂછ્યુ, " શુ તમે બેચેન લાગો છો ? આશ્ચર્ય કે તમે મારા પ્રશ્નનો પ્રત્યુત્તર ન આપતાં ગૂપચૂપ રહ્યાં છો."

" હું ઇચ્છુ છુ કે, હું એક પરિચિત મનુષ્ય હોત છેક અજાણી છુ તેવી ન હોત " તેનો અવાજ તદ્દન ધીમો હતો, એટલુ જ નહિ પણ ગદ્ગદિત અને શોકાતુર હતો તેની ચિંતાનું કારણ જાણીને મને સહેજ હસવુ આવ્યુ, "તમારા શોકનું કારણ આ જ કે ? અને છેક આમ કરવાનું શું પ્રયોજન ?"

"કારણ હું જોઈ શકુ છુ કે, તમને મારાપર વિશ્વાસ આવી શકતો નથી' તેણે નિરાકારણ કર્યું

" તમારાપર વિશ્વાસ લાવી શકતો નથી ? અને આ દુનીઆમા તમારા સિવાય એવો અન્ય કયો મિત્ર છે કે, જેનાપર મને એટલો અટલ વિશ્વાસ હોય ? " મેં પ્રશ્ન કર્યો

" અને એમ છતાં તમે મને તમારા દુ ખમાં ભાગીએણુ બનાવી નથી શકતા ? "

તેના આ શબ્દોએ મારા મગજપર સચોટ અસર કરી હું તેને તુરત જ જવાબ આપી શક્યો " બહેન ! " જ્યારે હું બોલતો હતો ત્યારે મારૂં હૃદય ભરાઈ આવ્યું છતાં મેં આગળ ચલાવ્યુ, " તમારા આવા વહેમથી તમે મને અન્યાય કરો છો જગતમા મારૂ અ ય કોઈ જ નથી કે, ' જેને મારા હૃદયની ગુપ્ત વાતો હું સોંપી શકું અને હુ તે વાત તમને કહેવા નહિ ઇચ્છતો હોઉં તો તે

તમને દુ ખી નહિ કરવાના આશયથી જ! મારી જીદગીનો વૃત્તાંત દુ ખમય,—અતિ દુ ખમય—છે" અને હવેજ જ મેં તેને પરિચયવાચક શબ્દ 'તુ'થી સબોધી અને 'વ્હાલી ભગિની' ના સ્નેહાળ વચનોથી બોલાવી તે મને કુદરતી જ ભાસ્યુ, અને તેમાં મેં મારા અત કરણની ઊર્મિઓને વશ થવાનું જ યોગ્ય ધાર્યું

તે મધુર લાવણ્યમય કંઠ જવાબ આપતાં આગળ વધ્યો, "અને કદાચ તેથી મને દુ ખ પણ થાય તો શુ? હુ એક મિત્રના વિશ્વાસને પાત્ર છુ, એવી મારી ખાત્રી એને જ હુ તે દુ ખનો બદલો સમજીશ એક સાચા મિત્રના વિશ્વાસને પાત્ર થવા કરતાં વધારે બીજુ મોટુ સુખ કયુ હોઈ શકે?"

"ઠીક કહ્યુ, બ્હેન! તેં ઠીક કહ્યુ તુ એક સાચા હૃદયનો—એક નિર્મળ અને પવિત્ર હૃદયનો પડઘો પાડી રહી છે, તારો આવેગ ઉમદા—સ્તુત્ય છે, અને તેથી તને સાચો માલમ પડશે જો મને તારાપર વહેમ આવ્યો હોય, તારો વિશ્વાસ ન આવ્યો હોય તો તે એટલા જ માટે કે મેં મારા વિચારોને સત્ય માર્ગે ન દોર્યા, મેં અતરાત્માના અવાજને ન સાંભળ્યો જો મને કોઈ સમજે એવા માણસ આગળ મારૂં હૃદય ખોલવાનો પ્રસગ પ્રાપ્ત થયો હોત તો કયારનોએ મારા આ દુ ખનો બોજો ઓછો થયો હોત જેણે મારા આ દુ ખનો હેવાલ સાંભળવો જોઈએ તે હવે કદી સાંભળે એવો સભવ નથી, તો તે બ્હેન! તુ જ સાભળ! જો પ્રાયશ્ચિતથી વળતુ હોય, રે! પ્રાયશ્ચિત્ત જો કદી સભવતુ હોય તો તે વૃત્તાંત કહેવાથી એક બેઅદબી—શરમભરેલા કર્મ કે જે મેં શરમ ખાતર જ તેના—મારા જીગરની અધિષ્ઠાત્રીના આગળ કબુલ નહોતુ કર્યું, તે માટે હુ પ્રાયશ્ચિત્ત કરી શકીશ સાંભળ! અને આ અધમ જીવ તારા વિશ્વાસને માટે કેટલો અપાત્ર છે અને તેમ છતાં તે કેટલો નિખાલસ રીતે તારો વિશ્વાસ કરે છે, તે તુ જોઈ શકીશ

(૨)

"ઈગ્લાંડથી મારા પાછા ફર્યાં પછી મેં મારા મિત્રો અને સગાસબધીઓ સાથે મારી જન્મ-ભૂમિમાં કેટલાક દિવસો કહાડ્યા, અને પછી સુરત આવ્યો ગવર્નમેન્ટના તાબા હેઠળ ઇન્ડીઅન મેડીકલ સરજીઅન્ટ તરીકેની મારી નોકરીપર જોડાવાને હવે થોડાં જ અઠવાડીઆં બાકી હતાં એટલો વખત મેં મારા એક મિત્ર અને જ્ઞાતિબધુ કે જેના અને મારા કુટુબ વચ્ચે ગાઢ પરિચય હતો અને તે પણ ઘણા વરસોથી, તેના ઘરમાં ગાળ્યો હાઈ કોર્ટનો તે એક વકીલ હતો અને તેણે ઘણું દ્રવ્યસચય કર્યું હતુ પરતુ તેનું જીવન એકાત હતુ, તેની પત્ની મૃત્યુ પામી હતી અને એક છોકરી—તેનું એક પુત્ર બાળક—તેના હૃદયનો આલ્હાદ—સિવાય આ અઢળક દોલતનો ઉપભોગ કરનાર બીજુ કોઈ ન હોતુ કાન્તિપ્રસાદ કોઈ દિવસ દેશાવર નહોતા ગયા છતાં તેની ટેવો "રૂઢિને વળગી રહેનારી" નહોતી તેની પુત્રીને ઉચ્ચ શિક્ષણ આપવામાં આવ્યુ હતું અને હજુ સુધી તે પરણી નહોતી

"મેં સાંભળ્યુ હતું કે મધુરી (કારણ કે, મધુરી તે બાળાનુ મધુર નામ હતું) માંદી હતી તે એક ચોખ્ખ રોગ, વિચિત્ર પ્રકારના "હિસ્ટીરીયા"નો ભોગ થઈ પડી હતી તે વારવાર તાણુ ખાતી અને બેભાન થતી, જો કે કોઈ ગભીર ચિહ્નો દેખાતાં નહોતાં તે છતાં તે દેખીતી રીતે તો ચોવીસ કલાક સુધી પણ બેભાન સ્થિતિમાં પડી રહેતી આ વખતે તે ભર ઉંઘમાં હોય એમ લાગતુ, પણ તે પાછળથી કહેતી તેમ તે તેની આસપાસ જે કંઈ થતુ તે એ સાંભળી અને જાણી શકતી હતી જો કે આંખો બધ હોવાથી એ જોઈ તો નહોતી જ શકતી આમ ચોવીસ કલાક પછી તેને પાછુ ભાન આવતુ અને બરાબર શક્તિમાન્ થવાને ચાર પાચ દિવસ જોઈતા

"રોગનુ એક ખાસ લક્ષણુ એ હતુ કે, તે ઉભળી આવે તે પહેલા કઈ ચેતવણી સરખીએ ન મળે દરદી આ રોગ થવાનું કારણુ ખુલ્લી રીતે સમજાવી નહોતી શકતી, જો કે મારૂં માનવુ છે કે, તે જાણુતી હતી છતાં કહેતી નહોતી હુ તે ઘરમાં રહેવા આવ્યો તે પહેલા થોડા દિવસપર જ તેને તે રોગ ઉભળ્યો હતો, અને તેથી જ્યારે મેં તેને પહેલી જોઈ ત્યારે તે પથારીવશ હતી. તેના પિતાએ મને તે બાળાના રોગ વિષે વાત કરી અને મને તેને જોવા કહ્યુ (હુ તરતનો જ દાક્તર' થઈ આવ્યો' તો ને !) તરત જ મારા મગજ આગળ કોમળ, વિખેરાયલા કેશના ગુચ્છાથી ધમસાણુ મચાવતી, બેદરકારીથી પહેરેલા કપડાંવાળી, અધીરાં નેત્રોવાળી, એક મિનિટ પણુ પગપર શાંત ન રહેતી, કદિ નહિ કટાળે એવી અને બડબડતી જીવ્હાવાળી નાની બાળાનુ ચિત્ર ખડુ થયું

" કાંતિપ્રસાદ બાબુની ઇચ્છા પ્રમાણે તેની સાથે હું મધુરીના ઓરડામા તેને પાચ વર્ષપર જેવી તોફાની, ધમસાણુ મચાવનારી છોડી ગયેલો તેવી જ જોવાની આશા સાથે ગયો પણ જ્યારે મેં મધુરીને જોઈ ત્યારે મારે મારા આશ્ચર્યની વાત જ શી કરવી? સફેદ વસ્ત્રોમા વિંટાયલી, કોચ ઉપર અઢેલીને સુતેલી એક અબળા, જેના વાળનાં ગુચ્છાં તેના ચેહરાપર પડતાં હતાં, અને તેનાં અંબોડા લીધેલા વાળ એક સુંદર ડોક બતાવી રહ્યા હતા, તે બચપણુ પુરૂ થઈ ઔવન પ્રાપ્ત કરવાની જે વય હોય છે તે અત્યુત્કૃષ્ટ વયમાંથી પસાર થતી હતી તેના સ્વતત્ર જુવાનીના આવેગો, તેનું આનદી અને મનોરજક હાસ્ય હજુ સુધી મારી યાદ દાસ્તમાં ભમ્યાં કરતાં હતાં; અને તે ત્યાં હમેશ કાયમ રહેશે શું આ દરદી હતી? તેનામાં રોગનુ કોઈ ચિહ્ન માલમ નહોતુ પડતુ, સિવાય કે ચેહરાપરની ફિક્કાશ કે જે તેને વધારે મનોહર બતાવતી હતી તેના કરકમળમાં એક અર્ધવિકસિત ગુલાબનુ પુષ્પ હતુ, જેનો સુવાસ તે નાસિકાએ દ્વારા લેતી હતી તે શાંત હતી, તેણે મને એક પ્રેમમય હાસ્યથી આવકાર આપ્યો અને પાસે લેખનપીઠ ઉપર તે પુષ્પ મૂકી દીધુ

"ઓ રજનીકાંત! હું તમને જોઈને ઘણી જ ખુશી થાઉં છું," તેણે કહ્યું, "તમારામાં લેશ પણ ફેરફાર થયો હોય એમ લાગતું નથી. એક તમારા પહેરવેશ સિવાય તમે પાંચ વર્ષપર જેવા હતા તેવાજ દેખાવો છો." અને તેણે મને આવકાર આપવા તેનો હાથ લંબાવ્યો.

"તેના અવાજની ગુંજારી તેની લલિત ખુબસુરતીમાં વધારો ધરતી હતી. હું પ્રત્યુત્તર વાળી ન શકયો. મારાં નેત્રો મને પોતાને ઠગતાં તો નહોતાં? શું તે 'મધુરી જ' હતી કે કેવળ સ્વપ્ન? તેના પિતાએ કોચ પાસે એ ખુરશી ગોઠવી અને મને બેસવા કહ્યું. જ્યારે તેણે પોતે બારી પાસે પોતાની જગ્યા લીધી અને ન્યુસપેપર વાચવા માંડયું. મેં અત્યાર સુધી મૌન જ ધારણ કર્યું હતું એટલે સુધી કે તેના (મધુરીના) પ્રશ્નનો ઉત્તર પણ નહોતો આપ્યો એટલે મને લાગ્યું કે, તે મારે માટે ખોટો અભિપ્રાય બાંધશે. થોડોક વખત વિચાર કરીને મેં મૌનભંગ કરતાં પૂછ્યું, "બાઈ! તમે હજુ બિમારી-અશક્ત લાગો છો નહિ?"

"તે યુવતિના ચહેરાપર એક સ્મિત પસાર થઈ ગયું. "ત્યારે થોડા વરસમાં હું 'મેડમ' થઈ ગઈ નહિ? તમને ઈંગ્લીશ એટીકેટનો પુરો વા વાયો લાગે છે ખરો."

"તેની આ સચોટ અને સમયોચિત ટીકાથી હું જરા શરમાયો. "હું ગયો ત્યારે," મેં જવાબ આપ્યો, "તમે એટલાં નાનાં હતાં કે હું માની જ ન શકયો કે તમે તે જ લઘુવયની કન્યા છો કેમ!"

"પણ હું તો તમને વિસરી નથી ગઈ, હું હવે સમજી શકું છું કે ટુંક યાદદાસ્ત એ પુરૂષની ખાસીયત છે," તેણે કટાક્ષ કર્યો. તેનો અવાજ ઘણો જ ધીમો હતો. કદાચ તેની એવી ઈચ્છા હશે કે, તેના પિતા તેની વાત સાંભળી ન શકે. પણ તે ગૃહસ્થ તો તાજા સમાચાર વાંચવામાં એવા તો ગુથાઈ ગયા હતા, એવા તો તલ્લીન થઈ ગયા હતા કે, અમે ત્યાં હતા એ જ તે ભુલી ગયા લાગતા હતા. તેના શબ્દોએ મને આનંદ આપ્યો, તેણે મારા હૃદયને પીગાળ્યું.

"મધુરી! તું હતી એવી જ તોફાની અદ્યાપિપર્યંત રહી છે, રે! કંઈક અંશે વધારે. કદી ન જીતાય એવી તારી 'લહુરી'ની સામે કોનાથી થવાય? પાંચ વર્ષપરની નાદાન બાળાને હું યાદ કરૂં એ જ હું તને ભુલી નથી ગયો એની સાબિતી નથી?"

"ઠીક! તેમ મને ભુલી નથી ગયા એ જાણીને હું ઘણી જ ખુશ થઈ છું. પણ ચાલો વારૂ, તમારો ઇગ્લાંડનો અનુભવ કહો, જોઉં!"

"એને માટે તો બહુ વખત મળશે. પ્રથમ તમે મને તમારી માંદગી વિષે જણાવો. મેં સાંભળ્યું છે કે, આ ઘડીએ પણ લાગુ પડે અને તે આવે છે એ વાત પણ તમે જાણી શકતા નથી ખરી વાત કે?"

"ના" "ત્યારે શું એ રોગનુ કારણ પણ તમે જાણી શકતા નથી કે તે ખોરાકની અનિ-યમિતતા ને લીધે થાય છે કે બહુ વાંચવાથી કે બહુ વાત કરવાથી?" તેણે મને વધુ પ્રશ્નો પૂછવા જ ન દીધા મધુરી તરત જ વચ્ચે બોલી ઉઠી, "તમે ડાક્તર છો એટલે એ સઘળુ તમારે જાણવાનું શા કારણથી મને માંદગી બેટે છે તે હુ જાતે જાણી શકુ નહિ નકામા બપાટામા વખત ન ગાળતાં મને ઇગ્લાંડનું વર્ણન આપો એટલે મારો વખતનો વખત જશે, મારો ચિતને શાંતિ અને મને તેથી આનદ થશે"

"આ ઉપરથી મને જણાયુ કે, તે પ્રશ્નો પૂછવા દેવા જ નહોતી માંગતી તેમ છતાં 'હુ આગળ ઉપર કાંઇક દિવસ એ વાત છેડીશ' એવા વિચારથી મેં તેની જીજ્ઞાસા તૃપ્ત કરવાની પ્રાર્થના સ્વીકારી "ઇગ્લાંડ? ઇગ્લાંડ તો એક સ્વર્ગ જ છે! એક વખત ત્યાં ગયા કે પાછા આવવાનુ મન જ નથી થતુ."

"એ ઘણુ શોચનીય કે, તમારે પાછા આવવુ પડયુ! નહિ? પણ હું ધારૂં છુ કે તમે તમારૂં અર્ધુ અગ અહિં મૂકી ગયા હશો નહિ વારૂ?

"આખુ શરીર તેનાપર બોજારૂપ નાંખવા મારા મને કોઈ જાતની દરકાર ન કરી તે સિવાય ત્યાં મુકી આવવા અન્ય કોઈ વાંધો નહતો," મેં પણ કટાક્ષ કરતાં જ જવાબ આપ્યો

અહીં સુધી સરલાએ મારો હેવાલ ચૂપકીદીથી સાંભળ્યો પણ હવે તે વચ્ચે બોલી ઉઠી, "તે ઘણું ઉદારતાભરેલું તો ખરૂં જ!" હા! કેવા મધુર શબ્દો! તે જ શબ્દો મધુરીએ મને અમારા પહેલા જ વાર્તાલાપ વખતે કહ્યા હતા હુ ગાભરો બની ગયો અને સરલાના ચહેરા સામુ જોવા લાગ્યો. "અને પછી શું થયુ?" તેણે તો શાંતિથી જ પૂછયુ

મારે ઘણું જ થોડું કહેવાનું હતુ મારા વૃત્તાંતની સાંકળ તુટી ગઈ હતી. "મહત્વનું કંઇ જ નહિ" મેં ટુંકો ને ટચ જવાબ આપ્યો, "તે દરમ્યાન તેના પિતાએ પેપર પુરૂં કર્યું હતુ એટલે તે અને હુ ઓરડો છોડી ગયાં

"બેશક! તમારૂં હૃદય પાછળ મૂકીને જ નહિ?" સરલા એ મીઠી મશ્કરી કરી, "હુ પહેલા દષ્ટિપાતથી ઉદ્ભવેલા પ્રેમને માનતો નથી, નહિતર હકારમાં જવાબ આપત," મેં પણ ટોળમાં જવાબ વાળ્યો

"એમ નથી લાગતુ કે, તેમ માનવાને તમારે લાંબા અનુભવની જરૂર હતી!" સરલાએ પ્રશ્નમાળાનો એક મણકો વધાર્યો

"હું તેની ના પાડી શકતો નથી. મને હમણા તેની શરમ આવે છે, પણ તે સમયે મધુરીને મારી સાથે પરણાવવાની તેના પિતા પાસે માગણી કરતાં મને શરમ ન હોતી આવી એક આઠ

વાડીઉં પુરૂ થયુ તે પહેલાં મેં આ માગણી કીધી પણ અફસોસ ! તે દિવસની વ્યથા ! મારા માથા પર લટકતો તે દિવસનો શ્રાપ અને મારામા પ્રજળતા નિરાશાના અંગારા સાથે, મારે મારૂ બાકીનુ આયુષ્ય પુરૂ કરવુ પડશે. મને તે જ દિવસે–તે જ અભાગીયણ ઘડીએ ખબર પડી કે મધુરી મારી કદી પણ થનાર ન હોતી, મધુરી તો અન્યને આપવાનુ વચન અપાયુ હતુ, અને તેના લગ્નમાત્ર તેની બિમારીને લીધે જ મુલતવી રાખવામાં આવ્યાં હતાં મારી માગણીનો જવાબ મળતા જ હુ, નિરાશાથી સેવાઈ ગયો હાય ! નિરાશા ! તુ કેવી નિર્દય છુ ? તેં કેટલા ઉછરતા યુવકોની આશાનો ભંગ કરીને તેમનુ જીવન ખાર કર્યું છે, તેમના જીવનમાં વિષ રેડયુ છે ? આ જગતમાં તારી જરૂરજ શી છે ? પણ હા ! મનુષ્યસમાજમાં એવા ઘણા ભાગ્યહીન–અભાગીઆ પુરૂષો હશે કે, જેમને પ્રેમના આવી રીતે થયેલા ઓચિંતા નાશથી ઉદ્‌ભવતી વેદના મુંગેમોઢે સહન કરવી પડતી હશે ' એ જખમો સમય જતા રૂઝાઈ જાય છે, અને માણુસો તે દુ ખને કાલાન્તરે વિસરી જાય છે. મારૂ પોતાનુ દુ ખ તો . ”

હુ આગળ બોલી ન શકયો સરલાએ પ્રેમથી મારો હાથ તેના હાથમાં લીધો અને તરત જ તેનાં નેત્રોમાંથી અશ્રુ ઢળી પડયાં તેના આંસુ મારા હાથપર પડયાં "બહેન ! અહીં જ મારી વાર્તાનો અત આવવા દ્યો વધારે તમે સાભળી શકો એમ નથી," આટલું જ હુ ગદ્‌ગદ્ કંઠે બોલી શકયો. તેણે ઘણી જ નરમાશથી જવાબ આપ્યો–તેનો અવાજ તે વખતે કપતો હતો–" કંઈ નહિ, આગળ ચલાવો હુ સાંભળી શકીશ માત્ર મારો તમને વિશ્વાસ હોય એટલુ જ બસ છે "

" સાંભળો ત્યારે ! હુ બધુ જ કહુ છુ મારા તે કુટુબમિત્રનુ મકાન વિશાળ અને સગવડભરેલુ હતુ વચ્ચે એક મોટુ દિવાનખાનુ હતુ, જેની ઉભય બાજુએ બબ્બે ઓરડા હતા એક બાજુના બે ઓરડામાં મધુરી અને તેના પિતા રહેતા હતા બીજા બેમાંનો એક જમવાનો ઓરડો હતો જ્યારે બીજો પરોણાઓને માટે " રીઝર્વડ " રાખવામાં આવ્યો હતો

" અને હમણાં તે કમનસીબ ઘડી–જ્યારે મધુરીના હાથની મારી માંગણીનો અસ્વીકાર કરવામાં આવ્યો–મને યાદ આવે છે, તે દિવસે મેં તેને બીલકુલ જોઈ જ ન હોતી બપોરે કદાચ હુ તેના ઓરડામાં ગયો હોત પણ ત્યા તે વખતે તેનો વિવાહિત પતિ તેની સાથે હતો અને તે જ દિવસે માલમ પડયુ કે, તેનો વિવાહ મણિકાંત નામના એક ધનિક યુવક જોડે થયો હતો મેં એ યુવકને તે ઘરમાં ઘણી વખત આવતો જતો જોયો હતો તે સાંજરે મધુરી અમારી સાથે વાળુ કરવા બેઠી નહિ પણ કંઈ નવાઇનું નહોતું તે વારંવાર પોતાનુ ભાણું પોતાના ઓરડામાં મંગાવતી હતી દિવાનખાનામાં જઈને મારા મિત્ર–સરલાના પિતા કોચ ઉપર આરામ લેવા લાંબા થયા અને તેણે હુકો થોડે જ દૂર મુકાવીને જોતજોતામાં નિદ્રાદેવીના ખોળામા માથુ નાંખી દીધુ મને માલમ

પડયુ કે, મણિકાંત ઘણો શોકાતુર દેખાતો હતો હુ તેને મોટો ભાગ્યશાળી માનતો હતો એટલે મને એનુ કારણ માલમ ના પાડયુ તેણે પોતાના હાથમાં–વાયોલીન–વાજિંત્ર લીધુ અને વગાડવા માંડ્યુ મેં બારી બહાર ડોકીયુ કર્યું અને રાત્રીના દેખાવો તરફ તાકીતાકીને જોવા લાગ્યો અહા! પૌરસ્ત્ય પ્રદેશની રાત્રીનું ગભીર લાવણ્ય! શિયાળો તુરતનો જ પુરો થયેલો હતો, અને વસત પોતાની ચિત્તાકર્ષક મનોહરતા સાથે ભેગી ગૂંથી હતી વૃક્ષો, પડછાયાઓ, રે! ચદ્રનો પ્રકાશ પણ કંપતો હતો અને પછી વળી તે રાત્રીના ગર્ભમાથી વાજિંત્રનો અવાજ નિકળ્યો, એટલે તો પૂછવુ જ શુ! તે 'વાયોલીન'નો અવાજ વધતો જ ગયો અને શાત રાત્રિ પણ ખળભળી ઉઠી જ્યારે મને મારા કમનસીબના દુ ખદાયક ખબર મળ્યા હતા ત્યારે પણ હુ છેક નિરાશ તો નહોતો જ થયો, ત્યારે માત્ર હુ સ્તબ્ધ બની ગયો અને જાણે મારી સઘળી લાગણીઓ નષ્ટ જ થઈ ગઈ હોય એમ લાગ્યુ

'પણ તે વાયોલીનના નાદે મારી દરેક નસમાં નિરાશા જાગૃત કરી દીધી જેમ જેમ તે સગીત વધતુ ગયુ તેમ મારૂ હૃદય ડસકા લેવા લાગ્યુ 'તે મારી નથી તે મારી નથી' એ વિચારે મને ગાંડો બનાવી મૂક્યો અને મારા શોકગ્રસ્ત હૃદયે પડઘો પાડ્યો કે, 'જીવન એક ઉજ્જડ રણ છે! મૃત્યુ જ છે'

"મને તે વખતે ઘણુ જ લાગી આવ્યુ હુ વધુ વખત તે સહન ન કરી શક્યો અને ઉતાવળે પગે તે ઓરડો છોડી ગયો મધુરીના ઓરડા આગળથી પસાર થતા મેં તે ઓરડાનાં બારણા ઉઘાડાં દીઠા ગુસ્સાથી ગાંડો થયેલો હુ અદર દાખલ થયો તો મધુરી–એક વખત મારી પણ હવે બીજાની મધુરી–મારી આગળ કોચ ઉપર સુતેલી હતી હુ તેની પાસે ઉભો રહ્યો ચદ્રના પ્રકાશથી તેનું મુખારવિન્દ કેટલુ સુંદર દેખાતુ હતુ! હુ તો ટીકીટીકીને જોવા જ લાગ્યો અને બધુ ભાન ભુલી ગયો તે હવે મારી નહોતી એનુ તો મને ભાન જ ન રહ્યુ હુ તે ઉંઘના અગને જ ભેટી પડ્યો–મેં એક આક્રાંત્ક આલિંગન દીધુ અને ઘણા હેતથી વારવાર ચુબન કીધુ જો કે તેમ કરવાનો મને અધિકાર હવે નહોતો–કેવો નિર્લજ!"

સરલા એકદમ ઉશ્કેરાઈ ગઈ શુ ત્યારે તમે એક ચોરની માફક તેનો સા રૂ ધી નાંખ્યો?

"હા! મેં જ આવુ શરમભરેલુ નિર્લજ કાર્ય કર્યું હતુ ચાહે તો ભલે તમે મને ધિક્કારો! પણ તમારે યાદ રાખવુ જોઇએ કે, ગમે તેવો હુ પણ એક મનુષ્ય–ભુલને પાત્ર મનુષ્ય જ–છુ કોણ જાણે છે કે, એવા સજોગમા હાઉં તો હમણાં પણ પુન કદાચ એવુ જ વર્તન ચલાવુ એની શિક્ષા પણ મને મળી જ અને તે એક અક્ષમ્ય હૃદયને પણ પિગળાવવા પુરતી છે મારામા તમને વિશ્વાસ હોય તો માનો કે મેં મારા પાપનો બદલો ભોગવ્યો છે"

"આગળ ચલાવો" સરલાએ રડતા રડતા વચ્ચે જ કહ્યુ

"બીજે દિવસે પ્રભાતના તેના–મધુરીના–પિતાએ મને કહ્યુ કે, મધુરી આગલી સાંજથી પાછી મૂર્છામાં પડી હતી મને ઘણી જ શરમ આવી મારા વર્તનને માટે ઘણોજ પશ્ચાત્તાપ થયો'

---

પણ શરમ કે પશ્ચાત્તાપ ઉભય તે સમયે નિરર્થક હતાં તેની આગળ મારી શરમભરેલી વર્તણુક કબુલ કરીને માફી માગવાની મારામા હિંમત જ નહોતી એમ છતાં ત્રણ ચાર દિવસમાં મધુરીની તબીયત સુધરી, ઠેકાણે આવવા લાગી

તે દરમ્યાન મને તેના પિતાના વર્તનમા પણ ફેરફાર માલમ પડ્યો તે ગૃહસ્થ ચિંતાતુર રહેતા હતા તેના મગજમાં એવા કોઈ વિચારો રમી રહ્યા હતા કે, જે કોઇને તે કહી શકતા નહોતા પરન્તુ મને ઝાઝો વખત એ બાબત અંધારામાં રાખવામા આવ્યો નહિ એક દિવસ બપોરે અમે બે એકલા બેઠા હતા કાન્તિપ્રસાદ બાબુએ બોલવાની પહેલ કરી —

" રજનિકાન્ત ! મધુરીને પરણવા હજુ પણ તુ તૈયાર છે ખરો કે ? " તેણે કઈક વિષમતા સાથે પ્રશ્ન કર્યો

વાચક ! મારા આશ્ચર્યનો તુ જ ખ્યાલ કરી લેજે હુ તો તેના વિવાહિત પતિનો જ વિચાર કરવા લાગ્યો

" પણ મણિકાન્ત ? " મેં ચિંતાથી પૂછ્યુ

કાન્તિપ્રસાદ બાબુ ઝેડાઈ પડયા તેના બોલવામાં પણ ક્રોધ ખુલ્લો માલમ પડતો હતો

" મણિકાન્ત ? મણિકાન્ત તો હવે મને કહે છે કે,' લગ્ન કરવા બાબત તેણે તેના માત પિતાની સલાહ ન હોતી લીધી તેમ કરતાં તેને માલમ પડ્યુ કે, તે લોકો વાંધો લે છે એટલે તે હવે લગ્ન કરવા ખુશી નથી "

મારે કહેવાની ભાગ્યે જ જરૂર છે કે મને સ્વર્ગનુ સુખ હુ અનુભવતો હોય એમ લાગ્યુ થોડા દિવસ પસાર થયા અને હુ અને મારી મધુરી લગ્નગાંઠથી જોડાયાં–આજ સુધી જુદા હતાં તે હવે એક થયા

હુ અત્રે સહેજ અટક્યો પણ સરલા તો ઘણી જ અધીરી દેખાઈ તેણે મને આગળ ચલાવવા આગ્રહ કર્યો

" ત્યારપછી શુ બન્યુ ? " તેણે આતુરતાથી પૂછ્યુ—

"ત્યારપછી શુ બન્યુ ?" મેં તે જ શબ્દો પાછા બોલતા આગળ ચલાવ્યુ," સસારમા સુખ નથી, એ લોકોક્તિમાં કેટલુ સત્ય રહેલુ છે ! હવે જેને મેળવવા હુ આતુર હતો તે મને મળી હતી,–જેની હાજરી દુનીઆમા મને સૌથી વધુ પ્રિય હતી તેને હુ પ્રાપ્ત કરી શકયો હતો–છતાં હુ સુખી ન હોતો

હવે મારે નોકરીએ જવાનો વખત આવી લાગ્યો માત્ર એક અઠવાડિઉં જ બાકી હતુ તાપી નદીના કિનારાપર આવેલા " શ્રીબ્રગૃહ " મા ( મારૂં જન્મસ્થાન બીજુ હોવા છતાં હમણાં મારૂં નિવાસસ્થાન સુરતમાં રાખ્યુ હતુ ) તે વખતે અમે અમારા દિવસો પસાર કરતાં હતાં આ સ્થળે કુદરત પોતાની શોભા વધારી રહી હતી પણ જે હૃદયને સુખ નથી તે હૃદયપર કુદરતના સૌંદર્યની શી અસર ? મધુરી પોતાનો આનદી સ્વભાવ ત્યજી બેઠી હતી, તે હમેશા ઉદાસ રહેતી હતી મારૂં સાંત્વન કદાચ ટુક સમયને માટે તેની દિલગીરી દૂર કરી શકતુ ખરૂ પણ પાછ્ વધારે

ગુસ્સાથી તેને ઉશ્કેરાવવાને જ ! મેં વારવાર તેના નેત્રોમા અશ્રુધારા જોઇ હતી અને તે વખતે તે પોતાનુ મ્હોંડુ ફેરવી નાંખતી જ્યારે તેને લાગતુ કે, તેના આવા વર્તનથી મને દુ ખ થતુ હતું ત્યારે તે બોલતી, તોપણ તેના હૃદયમાં શુ હતુ તે તો તે કહેતી જ નહિ તે હજુ મણિકાંતને ચાહે છે તે સિવાય મારે બીજુ શુ ધારવુ ? આ વખતે મને નરકની વેદના થતી

"એક ઘણી રમણીય રાત્રીએ ચદ્રના પ્રકાશમાં નદી તટપર અમે બેઠા હતાં પૂર્ણિમાનો ચદ્ર આકાશમા ખીલી રહ્યો હતો અને તેનું પ્રતિબિંબ નીચે પાણીમાં પડતુ હતુ તે દેખાવ ઘણો મનોહર લાગતો હતો હજારો કીરણો પાણી પર ચળકાટ મારી રહ્યાં હતા આ દેખાવના સબધમાં આવવાથી અમારા હૃદયના અધકારે જૂદુ જ રૂપ પકડયુ તે વાત ઝરાની અદરથી એકાએક "વાયોલીન" નો નાદ નીકળ્યો મધુરી ચમકી અને ડોકુ ફેરવી નાખ્યુ તેણે કહ્યુ, "તે સાંજે મેં આ જ અવાજ સાભળ્યો હતો, એ તે જ છે," આ બોલતી વખતે તેના સાદ ઉપરથી લાગ્યુ કે, તેને સખત લાગણી થઈ આવી હતી

"તે તે કોણ, મારી મધુરી !" મેં પ્રશ્ન કર્યો.

"મણિકાન્ત ! તે અવાજે મને આભી બનાવી મૂકી હતી મારાથી રહેવાયુ નહિ અને મને મૂર્છા આવી ગઈ હતી મેં તમને એ વાત કહેવાનો ઘણીએ વેળા પ્રયત્ન કર્યો હતો પણ કરી ન જ શકી ક્ષમા કરો !" તેણે જવાબ આપ્યો

ત્યારે જ મને ખબર પડી કે, તે શાના વિષે બોલતી હતી ખેદથી હુ લેવાઈ ગયો છત પણ મારી કહેવાની હિંમત નહિ ચાલી કે, તે કાર્યનો કરનાર ઠગ તો હુ જ હતો, મણિકાન્ત નહીં મારા ઓષ્ઠોપર શરમે 'સીલ' મારી દીધુ તેણે પુન કહ્યુ, "તે બપોરે મેં મણિકાન્તને કહ્યુ હતુ કે, હું તેને પરણવા રાજી નહોતી કારણ કે હું તમને ચાહતી હતી તે એક પણ શબ્દ બોલ્યા વિના મને છોડી ગયો. મને તેને માટે ઘણું લાગી આવ્યુ, મેં મારી જાતને શાપ દીધો અને રડી અને જ્યારે 'વાયોલીન' નો અવાજ તેનુ દુઃખ પ્રગટ કરવા લાગ્યો ત્યારે તો મને લાગ્યુ કે, મારૂં હૃદય જ ફાટવા માડયુ હતુ થોડી વારમા હું બેભાન થઈ ગઈ હુ તેને માટે શોકનાં આંસુ ટપકાવી રહી હતી જ્યારે તેના બદનામાં તે બેશરમ આદમીએ–તે નિર્લજ્જ–હુ આશાભગ સ્થિતિમાં પડી હતી તેવી સ્થિતિમાં મને સ્પર્શ કર્યો, મને ક્ષમા આપજો–કારણ કે એમાં મારો વાંક ન હોતો હું તો તમને જ ચાહુ છું"

"મારૂં હૃદય છેક ભરાઈ આવ્યુ મારાથી બને એટલી મહેનતે હિંમત લાવવા તે ઘડીએ મેં પ્રયત્ન કર્યા અને તેના હાથ મારા હાથમા લઇને હુ કહેવા પણ તૈયાર થઈ ગયો કે, "તે ઠગ મણિકાન્ત નહિ પણ હુ જ હતો. "પણ આ શબ્દો કદી કહેવાયા જ નહિ મધુરીને મારા પગ આગળ મૂર્છા આવી અને તે પાણીમાં પડી ગઇ પછી તો હુ આંધળો બનીને ઉભો જ રહ્યો અને પછી મેં પણ પાણીમાં ઝંપલાવ્યુ પણ—"

"મારામાં શક્તિ ન રહી સરલાએ મને ગડના રડતા જાગૃત કર્યો "તમે મને નથી ઓળખતા" તેણે ધીમેથી કહ્યુ, "તમો ધારો છો તેમ હુ મરી નથી ગઈ, અહા! હમણા કહો છો તેમ એ જ શબ્દો તે વખતે તમે મને કેમ નહિ કહ્યા?"

"અને હવે જ મને બધુ સમજાયુ અને મારી આંખમાંથી આસુ-દુ ખનાં કહો કે હર્ષનાં કહો-પડ્યાં હા! તે મધુરી જ હતી, તે જ મધુરી કે જેને હુ મરેલી ધારીને વિલાપ કરતો હતો

"હા! હુ મધુરી જ છુ," તેણે પોતાના કદમાર્મુનો પરિચય કરાવતા કહ્યુ, "તમે મને ન ઓળખી, પણ મેં તમને આઘેથી જોયા અને તરત જ ઓળખ્યા"

"ત્યારે તે મને પ્રથમથી જ એ કહ્યુ કેમ નહિ?"

આંસુઓ ખરતા હતા છતાં મધુરી હસી અને કહ્યુ, "મારે જાણવુ હતુ કે, તમે મને જાણ્યા વિના ચાહો છો કે નહિ"

"મધુરી! તુ હજુએ તેવી જ તોફાની રહી ખરે! હમેશના જેવી જ તોફાની!"

સરલાએ—મધુરીએ (વાંચક! તુ જાણે છે કે સરલા તે જ મધુરી છે) ઉદાસ ચહેરે કહ્યુ, "અહા! આ પાચ વર્ષ મેં કેવુ અધમ—દુ ખગ્રસ્ત જીવન ગુજાર્યું છે તે મારો પરમાત્મા જ જાણે હુ બચી તો ખરી, પણ હાય! મને શા માટે બચાવવામા આવી? મણિકાન્ત શામાટે મારી મદદે દોડી આવ્યો? પણ આટલા બધા વર્ષો સુધી તમે કયા હતા?"

"હુ કયા હતો? મને ઘણો સખત આઘાત લાગ્યો જ્યારે મને ભાન આવ્યુ ત્યારે મને માલમ પડ્યું કે, હુ માંદા માણસોની હોસ્પીટલમાં હતો મને કેવી રીતે બચાવવામા આવ્યો, કોણે બચાવ્યો, હુ દવાખાનામાં કેવી રીતે આ યો—એ બાબતો વિષે હુ કેવળ અજ્ઞાત છુ મહીના સુધી તો મારૂ મગજ ઠેકાણે જ ન હોતુ પછી મને કઈ કઈ યા આવવા માડયુ તારી પાછળ પાણીમાં પડ્યો તે ઘડીથી મારી છ દગીની વાત જ ન કરવી"

મેં મધુરીના ચહેરાપર મધુર ઉદાસીનતા જોઈ, મેં તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેતી જોઈ "મારી તબીયત સુધાર્યા પછી" મેં આગળ ચ લા યુ "હુ હમેશ તારી શોધ કરતો હતો સુરતથી હુ મુબાઈ ગયો અને ત્યાંથી સુરત પાછો આવ્યો અને પુન તે "ગ્રીષ્મગૃહ" આગળ ગયો કે, જ્યાં આપણો દુ ખદ વિયોગ થયો હતો આખરે કટાળેલો અને થાક પામેલો, આશાભગ્ન હુ આ અજાણ્યા નિર્જન સ્થાનમાં આવી ચઢયો કે, જ્યા તુ મને મળી આરી તુ અહીં કેમ કરીને આવી ચઢી?"

તેણે ધ્રુજતા અવાજે તેના પિતાના મૃત્યુના શોકજનક સમાચાર, અને તે આ એકાંત સ્થાનમાં બાપીકુ ઘર ભાડે આપીને પોતાની મામી સાથે રહેવા આવી હતી તે કહ્યુ

પરસ્પર એકેકના હૃદયાલિંગનમા સકળાયલાં અમારા ઉભયની વચ્ચે હવે કોઈ પડદો રહ્યો નહોતો દુ ખદ ભૂતકાળને અમો વિસરી ગયાં

---

# સખીરી ! હેતતણા અંબાર.

લેખક —રા મંજુલાલ જમનારામ દવે, એમ એ,

—હોરી—

ભૂલું ન હો ઉપકાર,
    સખીરી ! હેતતણા અંબાર

પ્રેમ અને પરિચય કેરા એ
    પરિમલવન્ત સોહાગ

રસઉર ઐક્યે ઓજ ઝીલન્તા
    વિનિમય આત્મિક ભાવ    સખીરી !—

અંતરના ઉકળાટ અગોચર
    શીતોષ્ણ સુખ-દાહ

પ્રેમામૃત તુજ છાંટયે મધુરી !
    થાય સુભગ ચમકાટ    સખીરી !—

આશા ને અભિલાષા સર્વે
    સુપથ વાળ્યાં વિશાળ

જીવનનાં સારપ વ્હોરાવ્યાં
    શાન્ત ગભીર સુખ-દાણ    સખીરી !—

પ્રભુમય વૃત્તિ, પ્રભુમય કૃતિ
    પ્રભુતા પ્રભુમય સ્નિગ્ધ

પ્રીતી ને નમ્ર ઓળખાણી
    પ્રાપ્તિ કરાવી વિશુદ્ધ    સખીરી !—

ભૂલું ન હો ઉપકાર
    સખીરી ! હેતતણા અંબાર

---

# હિન્દમાં કૃષિકર્મની કેળવણી.

## પ્રીન્સીપાલ હેરલ્ડ માનનો લેખ*

હિંદમા કૃષિકર્મની કેળવણીનો સકળ આશય નવો છે, દુનીયાના લગભગ અન્ય ઘણા ખરા દેશોના કરતાં પણ તે વિશેષ નવીન છે જે દેશમાં, જો કે, તે વિશેષ પ્રધાનપણે અન્ય કોઈ કરતાં લગભગ કૃષિકર્મપરાયણ હોવા છતા, જમીનની ખેતીથી સમસ્ત કેળવાયલો વર્ગ વિચ્યુત થયયો છે, અને માત્ર બુદ્ધિસામર્થ્ય નહીં ધરાવનારાઓ માટે જ આ ધધો ગણી તેનો કંઈક તિરસ્કાર કરવાની વૃત્તિ ધરાવે છે, તે દેશમાં આથી બીજુ પરિણામ ભાગ્યે જ હોઈ શકે એટલે આનું આ પરિણામ આવ્યુ છે કે, ખેડુતને માટે પોતાના ધધાની માહિતી મેળવવાનું સાધન માત્ર પોતાના બાપદાદાઓથી ઉતરી આવેલ જ્ઞાન એ જ રહ્યુ છે, અને પોતાના જ વર્ગના વિશેષ બુદ્ધિમાન લોક બીજા જ ધધાઓ માટે ખેતી છોડી જવાની વૃત્તિ ધરાવતા થયા છે

તેથી જ્યારે, ઉત્તમ સફલતાથી જમીનની ખેતી ચલાવવા માટે ઘણું ઘણુ શીખવાની અગત્ય છે, એવો આશય પ્રચારમા આવવા માડ્યો, અને જ્યારે એમ સમજાયુ કે, અનેક અન્ય દેશોના ખેડુતો હિન્દના આપણા પોતાના ખેડુતો કરતા ઘણી ઘણી વિશેષ સારી માહિતી મેળવતા રહ્યા છે, ત્યારે અત્યાર સુધી વ્યવહારમાં ઉતરેલી પદ્ધતિઓમાં કોઈ ફેરફાર કરાવવામાં બે મુશ્કેલીઓ જણાઈ પહેલું તો, આ દેશમાં ખેતીનો ધધો ચલાવવા વાસ્તવિક રીતે શુ શુ કરવામા આવે છે અને ખેડુતોની ખરેખરી અડચણો શી શી છે, તે વિષે નહીં જેવુ જ જાણ્યામા હતુ, અને બીજુ જો અમે એ માહિતી સૌથી વિશેષ સપૂર્ણ અંશે ધરાવતા હત તો પણ માત્ર જે વર્ગોમાંથી જ કૃષિવિદ્યાના શિક્ષકો અત્યાર સુધી મેળવાતા હતા તેઓ, તાલીમ તેમ જ એ સમગ્ર ધધા તરફના અનુરાગથી આ વિષયમાં શિક્ષકો તરીકે કામ નિભાવવા સમર્થ ન હતા

બે મુશ્કેલીઓ

તેટલા માટે, એકપક્ષે, તત્કાલ ખેતીની પરિસ્થિતિ કેવી છે અને હિન્દના જૂદા જૂદા વિભાગોમાં પરિસ્થિતિ અનુસાર સુધારણાની કયી કયી પદ્ધતિઓ કામે લગાડાય એમ છે, તેની શોધ કરવા સબધમાં પ્રથમ પગલુ ભરવુ પડયુ, અને બીજે પક્ષે, સરકારી કૃષિકર્મના અનુરાગી થવાને અને દેશના કૃષિકારોના ખરેખરા પ્રતિનિધિભૂત ખેડુતોના સમૂહોમાં ઉપદેશક રૂપે વર્તવાને કેળવાયલા વર્ગના લોક વ્યાવહારિક કૃષિકર્મનિપુણ બને એવી તાલીમ તેમને આપવાનું કાર્ય કરવાનું હતુ

* કોમનવીલ પત્રના ૧૯૧૫ ના તા ૨૩ મી જુલાઈના 'કૃષિકર્મ' સબધી ખાસ પરિશિષ્ટ અકમાંથી

કેળવાયલા વર્ગને તાલીમ

અહીં આ અગત્યોમાંની બીજી, આપણે કેળવાયના લોકને તાલીમ આપવાની, અગત્યનો જ વિચાર કરીશુ હિન્દમા કૃષિકર્મની કેળવણીનો પહેલો ક્રમ ખેતવાડીની પાઠશાળાઓની સ્થાપનાનો (સૈદપેઠ) હતો, પછી પાઠશાળાઓના કૃષિકર્મની તાલીમ આપનારા વિભાગોની, (જૂના), તેમ જ હાઇસ્કુલના ધોરણની ખેતીવાડીની નિશાળોની (નાગપુર વગેરે સ્થળોએ) સ્થાપના થઈ આમાંની પહેલી પાઠશાળા ૧૮૭૬ મા સૈદપેઠમાં સ્થપાઈ, અને બીજી ઘણી ખરી પાઠશાળાઓ ૧૮૭૭ ના દુષ્કાળના અને પછી તે સબંધી નીમાયના દુષ્કાળ કમીશનના રીપોર્ટના સીધા કે આડકતરા પરિણામરૂપે હતી એ સર્વની કારકીર્દી ઘણી જ ચિત્રવિચિત્ર હતી તેમણે અનેક ભૂલો કરી હતી તેમાંની ઘણીખરી પાઠશાળાઓ ધીરે ધીરે સરકારના કારોબારી ખાતાના પ્રવેશક દ્વાર રૂપે પલટાઈ ગઈ, અને જેઓ તેના અભ્યાસક્રમો શીખતા તેઓ, જો કે સપૂર્ણ અશે તો નહીં પણ મોટે ભાગે, કૃષિકર્મમા પરાણે રસ ધરાવતા હતા અને તેમણે પ્રાપ્ત કરેલાં પરિણામો નિરાશાજનક હતા

છતા, ઉપર સ્થાપેલો નિયમ સાચો હતો ઉત્કૃષ્ટ કૃષિકર્મમાટે માત્ર એક જ માર્ગ, જનસમૂહોમા કેળવણીપ્રદાતા–શિક્ષકો તરીકે પોતે જીવન ગાળે એવા ઉચ્ચ કેળવણી પામેલા પુરુષો પુષ્કળ સખ્યામાં મેળવવા એ પ્રથમ છે સને ૧૯૦૫ મા અગાઉની પેઠે આ જ દિશામા વિશેષ ગભીર પગલુ ભરવામા આવ્યુ અને હિન્દના લગભગ દરેક પ્રાતમા અમેરિકા કે યૂરોપથી આણેલા નિપુણોથી તેમ જ ઉચ્ચ સાધનસામગ્રીઓથી સયુક્ત, એવી એકેક ખેતીવાડીની કોલેજ સ્થાપવામાં આવી

આ કોલેજો સફલ થઈ છે, અને કેવળ કેળવણીવિષયક સસ્થાઓ તરીકે તેમની સફલતા ઘણા જૂદા જૂદા પ્રમાણમાં થયલી છે આ સવને ખેતીવાડીની શોધખોળના મથકો તેમ જ કેળવણીની સસ્થાઓ બનાવવાની ધારણા છે અને કેટલીક પાઠશાળાઓમા શોધખોળના પહેલા હેતુએ લગભગ કેળવણીના બીજા હેતુને કચડી નાખ્યો છે કેટલાકમા હજી પોતાની પરિસ્થિતિને અનુકૂલ અભ્યાસક્રમની ઘટનાનો વિચાર થાય છે એક કોલેજ તો રેવેન્યુ ખાતા માટે કેટલાક અધિકારીઓને તૈયાર કરનારા ખાતારૂપ પોતાની સ્થિતિમાથી, મુક્ત થવાની કોશિશ કરી રહી છે એક કે બે કોલેજોને સ્પષ્ટ સફલતા મળી છે અને તે દેશમાં જેમનો લાગવગ ક્યારનોએ જણાવા લાગ્યો છે એવા વિશાળ, સખ્યાબધ વિદ્યાર્થીઓને આકર્ષે છે હાલમા આ કોલેજો, પુના (મુબઈ) કોઇમ્બતુર (મદ્રાસ), નાગપૂર (મધ્યપ્રાતો), કાનપૂર (સયુક્ત પ્રાતો) લાયલપૂર (પજાબ), અને ભાગલપૂર (બીહાર અને ઓરીસા) માં છે તેમા એકલા મુબઈ પ્રાતમાં કૃષિકર્મવિદ્યાનો ઉચ્ચમા ઉચ્ચ કોટીના અભ્યાસના પાત્ર સાધન તરીકે યુનીવર્સીટીએ સ્વીકાર કર્યો છે

આ કાલેજો સબંધમાં તેમણે કરવાનાં કાર્યો હું શા ધારૂ છુ તે વિષે ઘણું જ સ્પષ્ટ કથન મારે કરવું જોઇએ. ખેતીવાડીની કોલેજોએ કરવાનુ છે તેઓ મુખ્યત્વે કરી કૃષિકર્મવિદ્યાના શિક્ષકોને તાલીમ આપવાના સ્થાન છે આ શિક્ષકો યોગ્ય નામને પામેલા કેળવણી ખાતામાં પ્રવેશ કરે, અને ખાસ નિશાળો કે બીજી કોઈ નિશાળોમાં કૃષિકર્મવિદ્યાના શિક્ષકો થાય, તેઓ તે જ રીતે ખેતીવાડી ખાતાંના સભ્યો થઇ શકે અને બીજી રીતે લોકને કેળવણી આપે, તેમ હુ ભાર મૂકીને કહીશ કે, તેઓ તેવી જ રીતે સરકારના કારોબારી ખાતાના સભ્યો થાય અને જનસમૂહોમાં ખેતીવાડીની કેળવણીવિષયક ઘણી જ અગત્યની અસર પ્રવર્તાવે, અને છેવટ એ કે, તેઓ પોતે જ ક્ષેત્રીઓ તરીકે કૃષિકર્મમાં સામેલ થાય અને ઉત્તમ પ્રતિના કૃષિકર્મવિષયક બળનાં કેન્દ્ર થાય આમાના દરેક કાર્યક્ષેત્રમાં આપણી ખેડુતપ્રજાના સમૂહોમાં ખેતીવાડીના જ્ઞાનના પ્રસારકો તરીકે ઉત્તમ કામ કરનારા પુરૂષો છે એ હુ જાણુ છુ, અને એ દરેક કાર્યક્ષેત્રમાં સારૂ કામ કરી શકે એવા પુરૂષોને કેળવવા એ કોલેજની કાર્તિ છે, એમ હું ધારૂ છુ ભય એ છે કે, આ કાર્યોમાનું એકાદુ બીજાં સઘળાં કાર્યોને દાબી નાખશે આમાંના કોઈ એક કે સઘળા કાર્ય ઉઠાવી લે એવા પુરૂષો તૈયાર કરવા, એ એક ખેતીવાડીની કોલેજનુ વાજબી કાર્ય ગણાતું હોય, અને એ દરેક કાર્ય માટે વિદ્યાર્થીઓને પુષ્કળ સંખ્યામાં આકર્ષવામાં આવતા હોય તો પછી, જે વાસ્તવિક હેતુસર કોલેજ સ્થપાઈ છે તે હેતુ તે સાધે છે, એમ હું ગણુ છુ

અને આપણે એ સ્વીકારવુ જોઇશે કે, ઉચ્ચ ધોરણની ખેતીવાડીની કોલેજની સ્થાપના ખેતીવાડીની કેળવણીના વાસ્તવિક પ્રશ્નને માત્ર ઘણી જ ગૌણુ રીતિએ સ્પર્શ કરે છે આ કોલેજમાં તાલીમ પામેલાઓને દેશમાં બહાર પડવાની અને પોતે મેળવેલુ જ્ઞાન ખરા ખેડુતવર્ગમાં પ્રસારવાની અનુકૂલતા અપાય નહીં ત્યાં સુધી આપણે એમ કહીએ કે, કાંઈ પણ કરાયુ નથી સાંપ્રત વર્ષોમાં જૂદા જૂદા ઇલાકાઓમાં ખેતીવાડી ખાતાંઓના સબંધમાં આવી અનુકૂલતાઓ કરી આપેલી છે મોટે ભાગે ખેતીવાડીની કોલેજમા કેળવણી પામેલા પુરૂષોના એક મડળને, આ કાર્યમા રોકેલુ છે, તેઓ સિદ્ધ મૂલ્યવાળી, ખેતીવાડીની ઉત્કૃષ્ટ રીતિઓ લોકને દેખાડવામા પોતાનો સમય ગાળે છે, અને થોડા સ્થળોએ તો, ખેડુતવર્ગના છોકરાઓને (અલબત્ત તદ્દન દેશી ભાષા દ્વારા) પોતાના સજોગોને અનુકૂલ કૃષિકર્મ ચલાવવાની ઉત્તમ પદ્ધતિઓ શિખવવાના સ્પષ્ટ પ્રયત્ન પણ થયા છે આમાના કેટલાક પ્રયત્નો વર્ણવતાં, હુ દૃષ્ટાન્ત માટે મારા પોતાના ઇલાકાના પ્રયત્નો (મુંબઈ) વિષે કહીશ, આ ઇલાકાના પ્રયત્નો દૃષ્ટાંતરૂપે લેવાનુ કારણ તે બીજા કરતાં પ્રમુખ અગત્યના છે તે માટે નહીં પણ હુ તે ઉત્તમ રીતે જાણું છુ, તે જ છે ગમે તેમ પણ મુંબઈમાં અને હુ માનુ છું કે બીજાં સ્થળોએ, કેળવણી ખાતાઓએ અન્ય પ્રદેશોમાં પણ નિયમિત નિશાળના વર્ગોમાં વાસ્તવિક વિષય તરીકે કૃષિકર્મવિદ્યાને દાખલ કરવા માંડી છે

---

રામકૃષ્ણ પરમહંસનાં બોધ વચન રૂ ૫-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

મુનઈમા દેશી ભાષા દ્વારા ખેતીવાડીની કેળવણીનુ અમારૂ ખાતુ ઘણે મોટે ભાગે અજમાયશી

**ખેતીવાડીની બોર્ડીંગ સ્કુલ** ક્રમમાં છે આરભ તરીકે, ૧૮૯૭ માં મેં સરકારને એક ખેતીવાડીની બોર્ડીંગ સ્કુલ સ્થાપવાની અને તેમા ખેડુતોના છોકરાઓને દાખલ કરવાની સુચના કરી બીજે જ વર્ષે, મરાઠી ભાષા બોલનારા જીલ્લાઓને સહાયતા આપવાને આવી એક પહેલી નિશાળ પુના પાસે કાઢવામા આવી તેમા દાખલ થનારા છોકરાઓએ કાંઈ નહીં તો દેશી ચોથુ ધોરણ અવશ્ય પસાર કરેલું હોવુ જોઇએ, તેઓ ખેડુતોના છોકરા હોવા જોઇએ અને પોતાના જ હાથે ખેતીના કાર્ય કરવા તત્પર હોવા જોઇએ, તથા ૧૪ અને ૧૭ વર્ષ વચ્ચેની ઉમ્મરના હોવા જોઇએ, તેમ જ નિશાળનો અભ્યાસક્રમ શીખ્યા પછી ઘેર પોતાની જમીન ખેડવાની તેમની ધારણા હોવી જોઈએ, એમ ઠરાવ્યુ આ અભ્યાસક્રમ બે વર્ષ ચાલે છે અને ખરેખરી રીતે તે સામાન્ય નિશાળોમાં શિખેલા જ્ઞાનની સતત શૃખલા જેવો છે સાથે વ્યવહારૂ ખેતીની તાલીમ પણ અપાય છે પરતુ કૃષિકર્મ સાથે સબધ ધરાવતો હરેક વિષય ખાસ શીખવાય છે અને તેના કૃષિવિષયક સ્વરૂપો ઉપર નિરતર ભાર મૂકાય છે આ નિશાળના અગે ૩૦ એકર જમીન અલગ કાઢેલી છે અને આ સમગ્ર ખેતરનું કામ છોકરાઓ પોતે જ ચલાવે છે તેનો હેડમાસ્તર ખેતીવાડી કોલેજનો એક વિશેષ નામાંકિત ગ્રેજ્યુએટ છે અને આ નિશાળની સ્થાપનાનુ પરિણામ ઘણુ જ સતોષકારક આવ્યુ છે લગભગ ધારેલી પાત્રતાવાળા છોકરાઓથી નિશાળ ભરાઈ ગઈ છે અને નિશાળમાથી પસાર થયલા સઘળા વિદ્યાર્થીઓ હાલમા પોતાની જમીન ખેડે છે આ નિશાળની સફલતા થવાથી, બીજી ભાષા બોલનારા વિસ્તારોમાં પણ આવા જ ધોરણોએ નિશાળો સ્થપાઈ છે અને હુ માનુ છુ કે, આનાથી ભિન્ન નહીં એવી પદ્ધતિસર મ્હેસુર અને હિન્દના બીજા ભાગોમાં આવી નિશાળો ચાલે છે અહીં મારે એ ઘણી સ્પષ્ટરીતે જણાવવાનું કે આવી નિશાળો ચલાવવાનુ કામ કાંઈ સહેલુ નથી, પરતુ તે સફળ થતાં, નિશાળમાંથી પાસ થનારા છોકરાઓ જે ગામના તેઓ હોય છે તે ગામમાં સ્પષ્ટરીતે લાભદાયક રૂપ બને છે, તેનો પુરાવો અમારી પાસે છે

અને તેથી હિન્દના બીજા ભાગોમાં આવા પ્રકારની નિશાળોની સ્થાપનાને હુ આવકાર આપીશ પરતુ ઉપર વર્ણવી તેવી ખેતીવાડીની બોર્ડિંગ નિશાળો ભલેને ચાલુ છે અને તેથી વિશેષ તો એ છે કે, તે કૃષિકર્મની કેળવણીના માત્ર ઉપાંતભાગને જ સ્પર્શે છે અને મને એમ લાગે છે કે, કંઈ નહીં તો વિશાળ અભ્યાસક્રમ આમ્ય શાળાઓમા સમર્થ પુરૂષો દ્વારા આપણને કૃષિકર્મની કેળવણી મળી શકશે નહીં ત્યાં સુધી જે અવસ્થિતિ તેણે ધારણ કરવી જોઈ એ તે અવસ્થિતિએ તે કદી પણ પહોંચશે નહીં

પરતુ આ લેખના આરંભમાં મેં સૂચવેલી મુશ્કેલીઓ દરેક ક્રમે અમને નડે છે હાલમા શિક્ષકોની તંગી યોગ્યતાવાળા કૃષિકર્મવિદ્યાના જ્ઞાતા શિક્ષકો અમને મળી શકતા નથી કોલેજોમાંથી પાસ થતા ખેતીવાડીના ગ્રેજ્યુએટો ઘણા જ થોડા થઇ પડે છે અને વળી તેમની સખ્યા અલ્પ હોય છે, જે વાસ્તવિક કૃષિકર્મ અને તેની મુશ્કેલીઓ વિષે કઇક પણ જ્ઞાન નહીં ધરાવનારા, યોગ્યતા વિનાના મનુષ્યો રોકવામાં આવે છે તો તેના પરિણામે ખરેખરા ખેતીવાળા પ્રદેશોમાં સમગ્ર કેળવણી હાંસીને પાત્ર થાય છે, અને સઘળી ઉત્કૃષ્ટ કૃષિકર્મની પદ્ધતિઓ વાસ્તવિક જીવન વ્યવહારને અનનુકૂલ અને અવ્યાવહારિક લેખાય છે અને આ મુશ્કેલીને પહોંચી વળાય નહીં અને જે વિદ્યા શિખવવાનો તેઓ દાવો કરે તે વિદ્યા વાસ્તવિક રીતે જાણનારા શિક્ષકો પૂરા પાડી શકાય નહીં, ત્યા સુધી આવા ખેતીવાળા, ગ્રામ્ય પ્રદેશોમાં કૃષિકર્મનું શિક્ષણ અવ્યાવહારિક જણાય છે

પરતુ તે સાથે, જે દરેક ખેતીવાળા વિસ્તારમાં કૃષિકર્મની કેળવણી આપવી, એ સભવિત ન હોય તો, આસપાસ ગામડાંઓનો મોટો વિસ્તાર હોય એવે સ્થળે એક ખેતીવાડીની નિશાળમા એવી કેળવણી આપવાનું બની શકે ખરૂ. અને આ ધોરણોએ, સરદાર પી. કે. બીવા ઠરે મુબઇ પાસે ઘણા જ સફલ અખતરાઓ કર્યાં છે, આમ કરવા માટે સરકાર તરફથી તેમની પ્રશસા ઘણી જ અત કરણપૂર્વક થઈ છે આમાં નાની વયથી જ પોતાના બાપદાદાના ધધામા ખેડુતોના છોકરાઓને રસ લેતા કરવાનો અને આ રીતે તેમની કેળવણી પૂરી થતા હિન્દ દેવીની કરોડ જેવા એક અતિશય માનપ્રદ ધધાને વખોડવાને બદલે ખેડુતો તરીકે જ રહેવા તેમને સમજાવવાનો તેમનો હેતુ છે

પોતે સ્થાપેલી અલીબાગ પાસેની વેશવીની નિશાળમાં વ્યવહાર કસોટીએ પોતાના આશયો એક સફલ અખતરો ચઢાવવાને તેમણે માત્ર ૪૦ છોકરાથી જ શરૂઆત કરી તે સમયે, હેડમાસ્તર તરીકે એક કૃષિકર્મનો ગ્રેજ્યુએટ મેળવવાનાં પગલા ભરાયાં, પરતુ ૧૯૧૩ ના નવેમ્બર સુધી એવો તાલીમ પામેલો ગ્રેજ્યુએટ મળી શક્યો નહીં એટલામાં તો નિશાળમા ૬૦ છોકરા દાખલ થયા હતા અને ૪ વર્ગો ઉઘડી પણ ચૂક્યા હતા બાળ, પહેલા અને બીજા એ ધોરણોમાં પ્રાથમિક કેળવણીની નિશાળો માટેના, કેળવણી ખાતાએ ઠરાવેલા, સામાન્ય અભ્યાસક્રમ પ્રમાણે શિક્ષણ અપાય છે ત્રીજા ધોરણમા પણ છોકરાઓ ધોરણનુ સામાન્ય શિક્ષણ મેળવે છે, પરતુ વધા રમાં કૃષિકર્મવિદ્યાના સિદ્ધાંતો અને વ્યવહારની પ્રાથમિક સૂચનાઓ પણ, મેળવે છે, ઉપરાત મરઘાબતકાંની ઉછેર, દુધશાળાનું કામકાજ, વાંસફોડાનું કામ, દોરડાંનું વણાટકામ અને સુતારકામ આદિ ઘરના ઉદ્યોગોની તાલીમ મેળવે છે, તે તો જૂદુ

પહેલાં, છોકરાઓની અનિયમિત હાજરી, અને ખેતીમાં વ્યાવહારિક સૂચનાઓ મેળવવા ખેતરોમા કામ કરવાની તેમની અનિચ્છા, એ મુશ્કેલીઓ નડી હતી આ ઉપરથી, મફત ખાવા

પીવાનુ, લુગડાંલત્તાં અને રહેવાનુ ત્રીજા ધોરણમા સઘળા છોકરાઓને અપાય છે પ્રથમ તો, વીસ છોકરાઓના વર્ગમાથી માત્ર આઠ જણાએ જ આ ઉદાર વ્યવસ્થા સ્વીકારી પરંતુ તરત જ તેના લાભ સમજાયા, અને એક મહીનામા નિશાળમા ૧૭ બોર્ડરો નોંધાયા નિશાળે પહેલુ વર્ષ પસાર કર્યું, ત્યારે નવા હેડમાસ્તરની કાર્કીર્દીમા ૧૦૫ વિદ્યાર્થીઓ હતા ૧૯૧૪ નું વર્ષ પૂરૂ થતાં, ચોથા ધોરણની ઘટના થઈ અને તે પછીથી પાંચમાથી સાતમા ધોરણ સુધીના કેળવણી ખાતાંનાં સામાન્ય ધોરણોના અભ્યાસ સાથે કૃષિવિદ્યાના અભ્યાસક્રમો તૈયાર થાય છે, જેથી આ નિશાળ કૃષિકર્મની કેળવણી સાથે પૂરેપૂરો પ્રાથમિક અભ્યાસક્રમ વખત પણ આપ્યે શિખવવા સમર્થ થવાની આશા રાખે છે આરભની મુશ્કેલીઓ મોટે ભાગે વટાવાઈ છે અહીં એટલુ ઉમેરવુ જોઇએ કે માત્ર ત્રીજા ધોરણથી જ કૃષિકર્મનું રીતસરનું શિક્ષણ આપવાનો આરભ થયો, છતાં કુદરતના શિક્ષણની તાલીમ નીચેના ધોરણોમાં છોકરાઓને આપવામા અને આ રીતે પોતાના ભવિષ્યના અભ્યાસક્રમોમા રસ લેવાની વૃત્તિએ વાળવામાં કોઈ પ્રયાસ ઉણો રખાયો ન હતો

આ નિશાળ એક અખતરો છે અને બીજા સ્થળોએ સફલતાથી આવો અખતરો વ્યવહારમા ઉતારાય તે માટે તે સબધી તપસીલો મેં આપી છે ગામડાઓના એક સમૂહ માટે આવી એક નિશાળને એક મથક બનાવ્યાથી ખર્ચના પ્રશ્નને પહોચી વળવાનુ અને ગામડાંની પડોશમાં છોકરાઓને કૃષિકર્મના શિક્ષણ માટે અનુકૂલતા કરી આપવાનુ બની શકે

**ભવિષ્યની આશાઓ.** પરતુ આ પણ માત્ર એક આરભ જ છે અને મને એમ લાગે છે કે, ખેતીવાળા વિસ્તારોમાં હાલમાં સઘળા છોકરાઓને ઘણા મોટા વિશાળ પ્રમાણમાં કૃષિકર્મનું શિક્ષણ પ્રાપ્ય કરાવુ જોઇએ દેશની સામાન્ય નિશાળોને કૃષિવિદ્યાનો રગ આપવો જોઇએ અને અમેરિકનો જેને "જીવનવૃત્તિ પ્રાપ્ત કરાવનારી નિશાળો"–'Vocational schools' કહે છે, એવી ગણવી જોઇએ મેં ક્યારનુંયે કહ્યુ છે તેમ આમ કરવામાં મુખ્ય મુશ્કેલી શિક્ષકોની તંગી અને કેળવણીખાતાનું રૂઢિરક્ષકપણું એ છે આમાની પહેલી મુશ્કેલી સૌથી વિશેષ ગભીર છે ભૂતકાળમાં શિક્ષકો માટે ' ટ્રેનીંગ કૉલેજો " મા એક કૃષિવિદ્યાનો વર્ગ કાઢીને આ મુશ્કેલી વટાવવાનો પ્રયાસ થયો છે આ પદ્ધતિ ચોક્કસ નિષ્ફલતારૂપ નીવડી છે અને મારા મત પ્રમાણે આનું આથી અન્ય પરિણામ હોઈ શકે નહી ! " ટ્રેનીંગ કૉલેજો " માં રીતસર આવતા વિદ્યાર્થીઓને આ વિષયમાં રસ હોતો નથી અને જો કે તેઓમાંના ઘણાખરાને તો અગાઉ ખેતીવાડી સાથે કોઈ સબધ નથી હોતો છતાં જમીન સાથે જીવનવૃત્તિનો સબધ ધરાવનારા છોકરાઓને શીખવી શકે એવી રીતે આ વિષય તેઓ ગ્રહણ કરે, એવી ધારણા રખાય છે વાસ્તવિક રીતે, જ્યાં સુધી ગામડાંના શિક્ષકો ચોક્કસ રીતિએ ગામડાંના જ છોકરાઓ હોવાનુ સમજવામાં આવે નહીં

---

ચદ્રકાન્ત પ્રથમ ભાગ ( હિંદી ) રૂ ૨–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુંબાઈ

અને જ્યા સુધી હાલની ' ટ્રેનીંગ કોલેજ ' ની કેળવણીને બદલે, કૃષિવિદ્યાનુ શિક્ષણ એ જ જેનુ પ્રધાન લક્ષણ હોય અને જે ખરેખરા ખેતીના વિસ્તાર ઉપરજ શીખવાની હોય એવી ખાસ તાલીમ તેમને અપાય નહીં ત્યાં સુધી કૃષિવિદ્યાના ધોરણોએ ગ્રામ્ય વિસ્તારોમા કેળવણીના કોઈ સંયોગ જામે, એ મારી દૃષ્ટિમા તો ઉતરી શકતુ નથી

આ કેટલે અંશે બની શકે એમ છે, એ કહેવુ મુશ્કેલ છે હિન્દના દરેક ભાગની પરિસ્થિતિને અનુકૂલ હોય એવાં વાસ્તવિકરીતે યોગ્ય ધોરણો નક્કી કરતા અગાઉ વિશાળ પ્રમાણમા તેમની અજમાયશ કરવાની અપેક્ષા રહેશે પરતુ ઠેઠ સુધીના વર્ગોમા કૃષિવિદ્યાના રગથી ગ્રામ્ય શિક્ષણને રગવાનો આશય જો આપણે લક્ષમા રાખીએ અને જો છોકરાઓ લખતા અને વાચતા શીખી શકે કે તરત જ તેમનુ શિક્ષણ " જીવન વૃત્તિ પ્રાપ્ત કરાવનારૂ " ચોક્કસ રીતે થઈ પડે, તેમ જ જો આવી યોજના વ્યવહારમા ઉતારવામાં કેટલોક રસ લેનારા શિક્ષકોની વ્યવસ્થા એ સાંપ્રત સમયે સૌથી વિશેષ મોટી મુશ્કેલી છે, એ રહસ્ય આપણે સમજીએ, તો પછી મને લાગે છે કે, આખરે કૃષિવિદ્યાની કેળવણી સબધમા ભવિષ્યને માટે યોગ્ય માર્ગ આપણે પડીશુ

અને જ્યાં સુધી હાલની 'ટ્રેનીંગ કોલેજ' ની કેળવણીને બદલે, કૃષિવિદ્યાનુ શિક્ષણ એ જ જેનુ પ્રધાન લક્ષણ હોય અને જે ખરેખરા ખેતીના વિસ્તાર ઉપરજ શીખવાની હોય એવી ખાસ તાલીમ તેમને અપાય નહીં ત્યાં સુધી કૃષિવિદ્યાના ધોરણોએ ગ્રામ્ય વિસ્તારોમા કેળવણીના કોઈ સંયોગ જામે, એ મારી દષ્ટિમા તો ઉતરી શકતુ નથી

આ કેટલે અંશે બની શકે એમ છે, એ કહેવુ મુશ્કેલ છે હિન્દના દરેક ભાગની પરિસ્થિતિને અનુકૂલ હોય એવાં વાસ્તવિકરીતે યોગ્ય ધોરણો નક્કી કરતા અગાઉ વિશાળ પ્રમાણમા તેમની અજમાયશ કરવાની અપેક્ષા રહેશે પરતુ ઠેઠ સુધીના વર્ગોમા કૃષિવિદ્યાના ગંધથી ગ્રામ્ય શિક્ષણને રગવાનો આશય જો આપણે લક્ષમા રાખીએ અને જે છોકરાઓ લખતા અને વાંચતા શીખી શકે કે તરત જ તેમનુ શિક્ષણ "જીવન વૃત્તિ પ્રાપ્ત કરાવનારૂ" ચોક્કસ રીતે થઈ પડે, તેમ જ એ આવી યોજના વ્યવહારમા ઉતારવામાં કેટલોક રસ લેનારા શિક્ષકોની વ્યવસ્થા એ સાંપ્રત સમયે સૌથી વિશેષ મોટી મુશ્કેલી છે, એ રહસ્ય આપણે સમજીએ, તો પછી મને લાગે છે કે, આયદે કૃષિવિદ્યાની કેળવણી સબધમા ભવિષ્યને માટે યોગ્ય માર્ગે આપણે પડીશુ

पुनानी पदरमी प्रातिक परिपदना अध्यक्ष



मी चाडीआ बेरीस्टर

पुनानी पदरमी प्रान्तिक परिपदना स्वागतमडळना अध्यक्ष



ग हरि नागयण आपटे

# પંદરમી પ્રાન્તિક પરિષદ્.

( અનુસંધાન ગયા અંકનું પૃષ્ઠ ૩૦૯ )

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ , એલ એલ બી

### ૭. પરિષદે કરેલું કાર્ય.

પુનામાં મળેલી પ્રાન્તિક પરિષદ્ હાજરીની દૃષ્ટિથી કેટલે અંશે સફળ હતી અને કેટલે અંશે અસંતોષકારક હતી તે આપણે ગયા અંકમાં જોયું હવે આપણે બીજી દૃષ્ટિથી, પ્રમાણમાં ઘણી વધારે અગત્યની દૃષ્ટિથી જોઈશું, અને તે દૃષ્ટિ તે એ છે કે પરિષદે કાર્ય શું કર્યું? આ દૃષ્ટિથી તપાસવામાં એક બાબત ખાસ લક્ષમાં રાખવા જેવી છે સામાન્યરીતે આવી પરિષદોના બે મુખ્ય ઉદ્દેશ હોય છે એક ઉદ્દેશ એ કે ચાલતા રાજ્યવહિવટથી લોકોને જે અગવડો પડતી હોય, એ રાજ્યવહિવટમાં લોકોની દૃષ્ટિથી જે દોષો હોય તે સર્વને યોગ્ય સ્વરૂપમાં એકત્ર કરી સરકાર આગળ રજુ કરવા, બીજો મુખ્ય ઉદ્દેશ એ કે લોકોમાં સંયોજિત રાજકીય જીવન (organised political life) વિષે જ્ઞાન ફેલાવવું, લોકોને બ્રિટિશ નાગરિક તરિકેના પોતાના હકોનું ભાન કરાવવું, પોતાના હકોનો અમલ થયેલો જોવા માટે આવશ્યક પ્રવૃત્તિ કરતાં ત્હેમને શીખવવું, અને હિન્દુસ્તાનના લોકોએ રાજકીય જીવનની અદર અન્ય સુધરેલા દેશોની ભૂમિકાએ પ્હોંચવા માટે અસામાન્ય વેગથી કાર્ય કરવાનું છે, એ ધ્યાન આપણા અજ્ઞાન અને નિરુત્સાહી દેશજનોના હૃદયોમાં ઉતારવો સંક્ષેપમાં, આવી પરિષદોની એક દૃષ્ટિ સરકાર તરફ હોય છે, અને બીજી દૃષ્ટિ લોક તરફ હોય છે આ બન્ને દૃષ્ટિઓથી સામાન્ય રીતે આવી પરિષદોના કાર્યક્રમો રચવામાં આવે છે પરન્તુ હાલમાં એક વિશેષ મહાપ્રસંગ યુરોપમાં ચાલી રહેલા યુદ્ધને લીધે ઉત્પન્ન થયો છે આપણા રાજ્યકર્તાઓ હાલમાં એક એવા ભયંકર યુદ્ધમાં રોકાયા છે કે જે યુદ્ધના પરિણામ ઉપર સમગ્ર સામ્રાજ્યના સર્વસ્વનો આધાર રહેલો છે એવે પ્રસંગે સામ્રાજ્યના અંગ તરિકે આપણો ધર્મ છે કે સામ્રાજ્યને સહાયરૂપ થવું નહિ કે પ્રત્યવાયરૂપ થવું આપણા રાજ્યકર્તાઓ સામ્રાજ્યના સંરક્ષણનું કાર્ય બરાબર એકનિષ્ઠાથી અને અવિભક્ત ધ્યાનથી કરી શકે તે માટે આવશ્યક છે કે આપણે હાલમાં એવી કોઈ પણ માગણીઓ ન કરવી કે જેથી ત્હેમનાં ચિત્ત વિક્ષિપ્ત થાય તેટલા માટે પરિષદમાં એક પાસથી સામ્રાજ્યનિષ્ઠાનો ઉદ્ઘોષ કરવો અને બીજી પાસથી વિવાદગ્રસ્ત પ્રશ્નોની ચર્ચા થોડા સમય માટે બન્ધ રાખવી પરિષદના પ્રમુખે આ બાબત નીચેના શબ્દોમાં કહી હતી —

"This is not the time for discussing claims which Government either in India or the United Kingdom cannot attend to And this

is not the time when we could think of doing anything or urging anything that could in the remotest degree embarrass Government

While the war lasts, all other thoughts should be laid aside and we should devote ourselves, not only let our rulers devote themselves to the supreme task, their every thought and every effort " આપણા રાજકીય નેતાઓએ સ્વીકારેલી આ દૃષ્ટિ સમજુ અને સામ્રાજ્યનિષ્ઠ પુરૂષો માન્ય કર્યા વિના લાગ્યે રહેશે આપણી ફરિયાદો નથી એમ નહિ, આપણી ફરિયાદો આપણે વિસરી જવાની છે એમ પણ નહિ, માત્ર એટલુ જ કે સામ્રાજ્યનો આ મહાપ્રસગ સમજી તે સમ્બન્ધમા આપણે મૌન ધારણ કરવુ પદરમી પ્રાન્તિક પરિષદે કરેલા કાર્યની પરીક્ષા કરતા આ દૃષ્ટિ પરિષદ્ સમક્ષ હતી, એ બાબત લક્ષમા રાખવા જેવી છે આ દૃષ્ટિએ સ્વાગતકમિટીના તથા પરિષદ્ના પ્રમુખના ભાષણથી માંડી ઠરાવોની પસ ગી સુધીની સર્વ ન્હાનીમ્હોટી બાબતો ઉપર અસર કરી હતી આ દૃષ્ટિને લીધે રાજકીય હકોની માગણી કરવાનુ, રાજ્યવહિવટના ગુણદોષ બતાવવાનુ અને રાજકીય હકોના સમ્બન્ધમા લોકમત એકત્ર કરવાનુ પરિષ ્નુ મુખ્ય કાર્ય એ કે ન્હોતુ થઈ શક્યુ, છતા આનુ પગિક લાભ એ થયો હતો કે સામાન્ય રીતે પ્રમાણમા ગાણ પરન્તુ ઘણા આવશ્યક એવા કેટલાક પ્રશ્નો ઉપર જોઇએ તેટલો ભાર જે દઈ શકાતો ન્હોતો તે આ વખત દઈ શકાયો હતો દાખના તરિકે જમીનની મુસાફરીમા રેલ્વેમા અને દરિયાની મુસાફરીમા બોટોમા ત્રીજા વર્ગના ઉતારૂઓને જે હાડમારી ભોગવવી પડે છે તે દૂર કરવાને સરકારને અરજ કરવાના ઠરાવો ઉપર આ વખતે ઘટતો ભાર દઇ શકાયો હતો તે ઉપરાત, સ્વદેશી, સહકારનો વિસ્તાર, ગામડાંઓ માટે આરોગ્ય યોજના, ખેતીવાડી માટે યોજના વગેરે દેશોન્નતિ માટે આવશ્યક વિષયો ઉપર ભાર દઈ શકાયો હતો બેશક, અમ્હારે કબૂલ કરવુ પડશે કે આ, સતોષનુ નહિ, પરન્તુ આશ્વાસનનુ સાધન છે, પણ હાલની વિશેષ સ્થિતિ લક્ષમા રાખનારને આથી અસતોષ ઓછો થવાનાં કારણો મળી શકશે

હવે પરિષદે કરેલા કાર્યક્રમનુ સક્ષેપમાં નિરીક્ષણ કરી જઇએ પ્રારમ્ભમાં જ લોકમાન્ય મિ દાદાભાઇ અને સર ફિરોજશાહ મહેતાના પત્રો વચાયા હતા, તેમ જ બીજા આગેવાનોના સંદેશાઓનુ સૂચન કરવામાં આવ્યુ હતુ તે પછી શ્રીયુત હરિ નારાયણ આપ્ટેએ પોતાનુ સ્વાગત કમિટીના પ્રમુખ તરિકેનુ વ્યાખ્યાન વાચ્યુ હતું ત્હેમનુ વ્યાખ્યાન સક્ષિપ્ત, થોડા મુદ્દાઓ ચર્ચનારૂ અને સાદુ હતું ત્હેમણે જણાવ્યુ હતુ કે દેશની અનેક રાજકીય સસ્થાઓની જનની કૉંગ્રેસની સ્થાપનાનો ખ્યાલ પ્રથમ પૂનાના ઐતિહાસિક નગરમા જન્મ પામ્યો હતો અને ચર્ચાયો હતો એટલુ જ નહિ, પરન્તુ ૧૮૮૮ માં પ્રાન્તિક પરિષદ્ની સ્થાપના થઇ ત્યારથી ૧૮૯૨ સુધીની

ત્હેની વાર્ષિક બેઠકો પણ પૂનામા જ થઇ હતી ૧૮૯૨ માં એમ સર્વને લાગ્યુ કે કૉંગ્રેસની માફક પ્રાન્તિક પરિષ્દ્ પણ પ્રાન્તના જુ દાં જુ દાં શહેરોમા ભરવામા આવે તો સમસ્ત પ્રાન્તના લોકોમાં રાજકીય જ્ઞાન ફેલાય, રાજકીય જાગૃતિ થાય અને રાજકીય સમેલનો ભરવાની કલાની આવડ આવે તે પછી અમદાવાદ, મુબાઈ, બેલ્ગામ, કરાંચી, સતારા, મુબાઈ, શોલાપુર, ધારવાર અને સુરત એ પ્રમાણે નવ પરિષદો ભરાઈ હતી બે વખત ત્રણ ત્રણ વર્ષના ગાળા પડ્યા હતા ગાળા પડવા એ કાંઈ પરિષદ્‌ની સતતતામા નવુ લક્ષણ નથી ૧૯૦૮ સુધી કૉંગ્રેસનુ કે ત્હેના અગરૂપ કૉન્ફરન્સોનું કાંઈ પણ બધારણ ન્હોતુ, પરન્તુ સુરતમા કૉંગ્રેસમા ભગાણ પડ્યુ ત્યાર પછીથી બધારણ ઘડવામાં આવ્યુ અને તે બધારણ પ્રમાણે ભરાયલી આ પ્રથમ જ પ્રાન્તિક પરિષદ્ છે પરિષદ્‌નો ઇતિહાસ આપ્યા પછી સાત વર્ષનો ગાળો કેમ પાડવામા આવ્યો અને આ વર્ષે કૉન્ફરન્સ ભરવામા કેમ આવી ત્હેના કારણો શ્રીયુત આપ્ટેએ આપ્યા હતાં મિતવાદી અને ઉદ્દામ પક્ષોના સમાધાનના પ્રશ્ન વિષે તેઓએ ગભીર અને વિચારપૂર્ણ ઉદ્‌ગારો કાઢ્યા હતા ત્હેમણે યોગ્ય શબ્દોમા કહ્યુ હતુ કે " The house is open to all but not if they insist upon entering through a breach which we are asked to make in the walls that support the house Those who do not like our constitution and our creed, but are anxious to join us, insist upon our abolishing certain rules and relaxing the vigour of others in order to enable their conscience to feel that they did not accept the constitution in forming which, they complain they had no hand They call this a compromise It may be a compromise that would satisfy them, but I have no doubt you all would think that *entertaining a proposal for such a compromise would be compromising the principle of the constitution* કૉન્ફરન્સ ચોમાસાની ઋતુમા પૂનામાં ભરવામાં આવી ત્હેના કારણ રૂપે શ્રીયુત આપ્ટેએ જણાવ્યુ કે મુબાઈ ઇલાકાની પ્રજાની વફાદારીની ખાત્રી આ યુદ્ધ પ્રસગે આપવાની જરૂર હતી, અને ચોમાસામાં સરકારનો નિવાસ પૂનામાં હોવાથી પરિષદ્ પૂનામાં ભરવામાં આવી હતી શ્રીયુત ગોખલેના સબધમાં બોલતાં ત્હેમણે જણાવ્યુ હતુ કે તે મહાન્ નરની મિત્રતા ત્હેમણે ત્રીસ વર્ષ પર્યંત ભોગવી હતી શ્રીયુત ગોખલેના મરણથી માત્ર હિન્દને નહિ, પરન્તુ સમસ્ત સામ્રાજ્યને ખોટ પડી છે શ્રીયુત ગોખલેનુ નામ આપણા સન્તોની નામાવલિમાં દાખલ કરવા જેવુ છે અન્તમાં, ત્હેમણે કહ્યું હતું કે આપણી કોટિમાંથી સ્હેજ પણ ચ્યુત થયા વિના વિવાદાસ્પદ વિષયો વિષે આવે પ્રસગે મૌન ધારણ કરીને લોકો પોતે જે બાબતો કરી શકે તેમ છે તે ઉપર ધ્યાન આપવા જેવુ છે

પરિષદના પ્રમુખ તરીકેનું મિ. હોરમસજી અરદેશર વાડીઆનું ભાષણ ઘણું જ લાંબુ હતુ અને કેટલાંક કારણોને લીધે કંટાળાભરેલુ થઈ પડ્યુ હતુ મિ. વાડીઆ એક જાણીતા જુસ્સાદાર વક્તા છે, પરન્તુ કમનસીબે હેમના જીવનના આવા એક પ્રસંગે તેઓ સમયને ઉચિત છટાથી બોલી કે વાંચી શક્યા નહિ કોઈ ન સમજતા એવી રીતે તેઓ નરમ બની ગયા હતા, અને હેમનાં પ્હેલાંનાં ભાષણોએ હેમને માટે સ્વતંત્રતા અને જુસ્સાનો સંસ્કાર જે પાડ્યો હેનાથી હેમનુ ભાષણ અને વર્તન વિપરીત હતુ પ્રમુખનુ ભાષણ એ પરિષદનુ એક ઘણું અગત્યનું અંગ ગણાય છે, અને તે અસંતોષકારક લાગે ત્યારે સ્વાભાવિક રીતે નિરાશા થાય છે મિ. વાડીઆએ કાં તો પોતાનુ ભાષણ પૂરેપૂરૂં ગોખીને આપવુ જોઈતુ હતુ કે એકસરખી છટાથી પૂરેપૂરૂ વાંચવુ જોઈતુ હતુ જેમાંથી એકકે બરાબર રીતે ન કરવાથી હેમનું ભાષણ શ્રોતાઓને કંટાળાભરેલું થઈ પડ્યું હતુ વક્તૃત્વની કે વાચનની છટાની બાબત દૂર રાખીએ તોપણ હેમનું ભાષણ બહુ ઊંચી કોટિનુ લાગતુ ન્હોતુ લડાઈના સમ્બન્ધમાં જે લંબાણથી હેઓ બોલ્યા હતા તે અનાવશ્યક હતુ તે ભાગ જો તેઓએ ટુંકો કર્યો હોત તો સારૂં થાત ચૂંટી કાઢેલા યોગ્ય શબ્દોમાં પોતાનો મુદ્દો સંક્ષેપમાં અસરકારક અને સીધી રીતે મૂકવો એ કળા મિ. વાડીઆની નથી. ટુંકામાં, મિ. વાડીઆનુ ભાષણ બહુ ઊંચી કોટિનું ન્હોતુ હેમણે હેમના ભાષણની શરૂઆતમાં લૉર્ડ વિલિંગ્ડનની યોગ્ય પ્રશંસા કરી હતી શ્રીયુત ગોખલેના મરણ માટે શોક દર્શાવી હેમનુ એક અમર સ્મારક "સર્વન્ટ્સ ઑફ ઇન્ડિઆ સોસાઇટી" છે, અને તે માટે તે સંસ્થાને સ્થાયી ધોરણ ઉપર મૂકવી જોઇએ તે સંબંધમાં મિસિસ ઍની બેસન્ટના જીવંત ઉદ્ગારો હેમણે ટાંક્યા હતા

"Gokhale felt that India needed a body of political and social workers, who would labour with the enthusiasm of religionists and the wisdom of statesmen A burning patriotism is to be their religion, an unwearying sacrifice to be their guru-dakshina, a stead fast perseverance their Bhakti, a wholehearted service their Dharma Let us then at least secure the physical existence of the Society, that it may train up the workers of the future and maintain the workers of the present, that it may carry on his plans, and in that best of all forms be his living monument" તે પછી તેઓ લડાઈ વિષે વિસ્તારથી બોલ્યા હતા, જેમાં આપણા શહેનશાહે આપણા ઉપર મૂકેલો વિશ્વાસ, આપણા સૈનિકોનું શૌર્ય, આપણા રાજારજવાડાઓએ તથા લોકોએ બતાવેલી વફાદારી, પ્રશિઅન ભય, સ્ત્રીઓએ બજાવેલી સેવા, જર્મનીમાં હિન્દી કેદીઓ,

લોકોમાં ઉડતી ખોટી અફવાઓ વગેરે બાબતોનો હેમણે સમાવેશ કર્યો હતો બ્રિટિશ સરકારે હિન્દી સૈનિકોને યુરોપીય યુદ્ધમાં બોલાવ્યા તે સમયની જર્મનીએ કરેલી ફરિયાદ વિષે મિ. વાડીઆ બહુ આવેશથી સ્મરણીય શબ્દોમાં બોલ્યા હતા કે "You will perhaps remember, ladies and gentlemen, that when Indian soldiers were called to the battlefield in Europe, Germany made it a grievance that Great Britain had brought Asiatic savages and degraded European warfare Asiatic Savages indeed! They are a hundred times superior to the German superman, those monsters born of the union of Satan and science Let India tell Germany that *it is not the black skin that matters but the black soul*" લડાઇનો મુદ્દો વિસ્તારથી ચર્ચ્યા પછી મિ. વાડીયાએ હિન્દના વાઇસરૉય નામદાર લૉર્ડ હાર્ડિંજને વિશેષ સમય આપવામાં આવ્યો તે સમ્બન્ધમાં આનન્દ દર્શાવતાં હેમની પ્રશંસા કરી હતી, અને હેમણે હિન્દ ઉપર મહાન્ ઉપકારો કર્યા છે એમ જણાવ્યું હતુ તે પછી મિતવાદી અને ઉદ્દામ પક્ષોના સમાધાનના પ્રશ્ન વિષે મિ. વાડીયાએ પોતાના વિચારો જણાવ્યા હતા હેમના કહેવાનો મુદ્દો ટુંકામાં એ હતો કે જો પ્રામાણિકરીતે સમાધાન શક્ય હોય તો સમાધાન જેવી આપણા દેશની પ્રગતિ માટે ઉત્તમ વસ્તુ નથી, પરન્તુ એ સમાધાન સિદ્ધાન્તોના ભોગે થવું ન જોઇએ કૉંગ્રેસે કોઈ કોઇને બુદ્ધિપૂર્વક બ્હાર રાખ્યા નથી જેઓને યોગ્ય દ્વારથી કૉંગ્રેસમાં પ્રવેશ કરવો હોય હેમને માટે કૉંગ્રેસના દ્વાર સર્વદા ખુલ્લાં જ છે પ્રમુખના મતનું વલણ એવું હતું કે સમાધાન કરી કૉંગ્રેસના નેતાઓ સાથે એકદિલ થઈ કાર્ય કરવાની ઉદ્દામોની ઇચ્છા જ નથી અને તેથી સમાધાન અસંભવિત છે સમાધાનનો મુદ્દો ચર્ચ્યા પછી યુદ્ધ ચાલે છે ત્યાં સુધી આપણે આપણા હકોની માગણી ન કરવી એમ પ્રમુખે જણાવ્યું હતું તે પછી આપણા ઉદ્યોગો તથા આપણી ખેતીવાડી સુધારવાના સમ્બન્ધમાં તેઓ બોલ્યા હતા, અને માત્ર સરકાર ઉપર આધાર રાખી બેસી ન રહેતાં આપણા લોકોએ વધારે ને વધારે સ્વાશ્રય શીખવો જોઈએ એમ હેમણે જણાવ્યું હતું આ સમન્ધમાં મિ. વાડીયાના ઉદ્ગારોમાં બહુ ઊંડી સમજ પ્રકટ થતી નથી તે પછી પશુરક્ષણના સમન્ધમાં તેઓ બોલ્યા હતા. હિન્દુસ્તાન દેશનો મુખ્ય ધંધો ખેતીવાડી છે એ લક્ષમાં રાખનારને આ મુદ્દાની અગત્ય સમજાયા વગર રહે તેમ નથી તે પછી બ્રિટિશ ન્યાય દેશના લોકોને ઘણો મોંઘો પડે છે એ બાબત ઉપર તેઓ બોલ્યા હતા ન્યાય મેળવવાની સામગ્રી એટલી બધી સાદી અને સસ્તી હોવી જોઇએ કે જેથી ગરીબમાં ગરીબ પણ સ્હેલાઇથી ન્યાયમન્દિરનો આશ્રય લઈ શકે અને ઇ સાફ મેળવી શકે રેલ્વેના ત્રીજા વર્ગના ઉતારુઓની અગવડો અને મુશ્કેલીઓ વિષે તેઓ સખ્ત શબ્દોમાં બોલ્યા હતા જેમ લોકો ગરીબ અને

પરિષદ્‌ના પ્રમુખ તરીકેનું મિ. હોરમસજી અરદેશર વાડીયાનું ભાષણ ઘણું જ લાંબુ હતું, અને કેટલાંક કારણોને લીધે કંટાળાભરેલું થઈ પડયું હતું. મિ. વાડીયા એક જાણીતા જુસ્સાદાર વક્તા છે, પરંતુ કમનસીબે ત્હેમના જીવનના આવા એક પ્રસંગે તેઓ વખતને ઉચિત છટાથી બોલી કે વાંચી શક્યા નહિ. કોઈ ન સમજાય એવી રીતે તેઓ નરમ બની ગયા હતા, અને ત્હેમના પ્હેલાંનાં ભાષણોએ ત્હેમને માટે સ્વતંત્રતા અને જુસ્સાનો સત્કાર જે પાડેલો ત્હેનાથી ત્હેમનું ભાષણ અને વર્તન વિપરીત હતું. પ્રમુખનું ભાષણ એ પરિષદ્‌નું એક ઘણું અગત્યનું અંગ મનાય છે, અને તે અસંતોષકારક લાગે ત્યારે સ્વાભાવિકરીતે નિરાશા થાય છે. મિ. વાડીયાએ કાં તો પોતાનું ભાષણ પૂરેપૂરું મ્હોંએ આપવું જોઈતું હતું કે ચોકસપણે છટાથી પૂરેપૂરું વાંચવું જોઈતું હતું. બેમાંથી એકકે બરોબર રીતે ન કરવાથી ત્હેમનું ભાષણ શ્રોતાઓને કંટાળાભરેલું થઈ પડયું હતું. વક્તૃત્વની કે વાચનની છટાની બાબત દૂર રાખીએ તોપણ ત્હેમનું ભાષણ બહુ ઊંચી કોટિનું લાગતું નહોતું. લડાઈના સમ્બન્ધમાં જે લંબાણથી ત્હેઓ બોલ્યા હતા તે અનાવશ્યક હતું. તે ભાગ જો તેઓએ ટુંકો કર્યો હોત તો સારૂં થાત. ચૂંટી કાઢેલા યોગ્ય શબ્દોમાં પોતાનો મુદ્દો સંક્ષેપમાં અસરકારક અને સીધીરીતે મૂકવો એ કળા મિ. વાડીયાની નથી. ટુંકામાં, મિ. વાડીયાનું ભાષણ બહુ ઊંચી કોટિનું નહોતું. ત્હેમણે ત્હેમના ભાષણની શરૂઆતમાં લૉ. વિલિંગ્ડનની યોગ્ય પ્રશંસા કરી હતી. શ્રીયુત ગોખલેના મરણ માટે શોક દર્શાવી ત્હેમનું એક અમર સ્મારક "સર્વન્ટ્સ ઑફ ઇન્ડિઆ સોસાઇટી" છે, અને તે માટે તે સંસ્થાને સ્થાયી ધોરણ ઉપર મૂકવી જોઇએ એ તે સભામાં મિસિસ ઍની બેસન્ટના ઉદ્ગારો ત્હેમણે ટાંકયા હતા.

"Gokhale felt that India needed a body of political and social workers, who would labour with the enthusiasm of religionists and the wisdom of statesmen. A burning patriotism is to be their religion, an unwearying sacrifice to be their guru-dakshina, a steadfast perseverance their Bhakti, a wholehearted service their Dharma. Let us then *at least secure the physical existence of the Society, that it may train* up the workers of the future and maintain the workers of the present, that it may carry on his plans, and in that best of all forms be his living monument." તે પછી તેઓ લડાઈ વિષે વિસ્તારથી બોલ્યા હતા, જેમાં આપણા સમ્રાટે આપણા ઉપર મૂકેલો વિશ્વાસ, આપણા સૈનિકોનું શૌર્ય, આપણા રાજરજવાડાઓએ તથા લોકોએ બતાવેલી વફાદારી, બ્રિટિશ અને બધી સ્ત્રીઓએ બજાવેલી સેવા, જર્મનીમાં હિન્દી કેદીઓ,

લોકોમા ઉડતી ખોટી અફવાઓ વગેરે બાબતોનો ત્હેમણે સમાવેશ કર્યો હતો બ્રિટિશ સરકારે હિન્દી સૈનિકોને યુરોપીય યુદ્ધમા બોલાવ્યા તે સમયની જર્મનીએ કરેલી ફરિયાદ વિષે મિ. વાડીયા બહુ આવેશથી સ્મરણીય શબ્દોમા બોલ્યા હતા કે "You will perhaps remember, ladies and gentlemen, that when Indian soldiers were called to the battlefield in Europe, Germany made it a grievance that Great Britain had brought Asiatic savages and degraded European warfare Asiatic Savages indeed! They are a hundred times superior to the German superman, those monsters born of the union of Satan and science Let India tell Germany that *it is not the black skin that matters but the black soul*" લડાઇનો મુદ્દો વિસ્તારથી ચર્ચ્યા પછી મિ. વાડીયાએ હિન્દના વાઈસરૉય નામદાર લૉર્ડ હાર્ડિંજને વિશેષ સમય આપવામાં આવ્યો તે સમ્બન્ધમા આનન્દ દર્શાવતાં ત્હેમની પ્રશંસા કરી હતી, અને ત્હેમણે હિન્દ ઉપર મહાન્ ઉપકારો કર્યા છે એમ જણાવ્યુ હતુ તે પછી મિતવાદી અને ઉદ્દામ પક્ષોના સમાધાનના પ્રશ્ન વિષે મિ. વાડીયાએ પોતાના વિચારો જણાવ્યા હતા ત્હેમના કહેવાનો મુદ્દો ટુકામાં એ હતો કે જો પ્રામાણિકરીતે સમાધાન શકય હોય તો સમાધાન જેવી આપણા દેશની પ્રગતિ માટે ઉત્તમ વસ્તુ નથી, પરન્તુ એ સમાધાન સિદ્ધાન્તોના ભોગે થવુ ન જોઇએ કૉંગ્રેસે કોઈ કોઇને બુદ્ધિપૂર્વક બ્હાર રાખ્યા નથી જેઓને યોગ્ય દ્વારથી કૉંગ્રેસમાં પ્રવેશ કરવો હોય ત્હેમને માટે કૉંગ્રેસના દ્વાર સર્વદા ખુલ્લાં જ છે પ્રમુખના મતનુ વલણ એવુ હતુ કે સમાધાન કરી કૉંગ્રેસના નેતાઓ સાથે એકદિલ થઈ કાર્ય કરવાની ઉદ્દામોની ઇચ્છા જ નથી અને તેથી સમાધાન અસભવિત છે સમાધાનનો મુદ્દો ચર્ચ્યા પછી યુદ્ધ ચાલે છે ત્યાં સુધી આપણે આપણા હકોની માગણી ન કરવી એમ પ્રમુખે જણાવ્યુ હતું તે પછી આપણા ઉદ્યોગો તથા આપણી ખેતીવાડી સુધારવાના સમન્ધમા તેઓ બોલ્યા હતા, અને માત્ર સરકાર ઉપર આધાર રાખી બેસી ન રહેતા આપણા લોકોએ વધારે ને વધારે સ્વાશ્રય શીખવો જોઈએ એમ ત્હેમણે જણાવ્યુ હતું આ સમન્ધમાં મિ. વાડીયાના ઉદ્ગારોમા બહુ ઊંડી સમજ પ્રકટ થતી નથી તે પછી પશુરક્ષણના સમન્ધમા તેઓ બોલ્યા હતા હિન્દુસ્તાન દેશનો મુખ્ય ધંધો ખેતીવાડી છે એ લક્ષમાં રાખનારને આ મુદ્દાની અગત્ય સમજાયા વગર રહે તેમ નથી તે પછી બ્રિટિશ ન્યાય દેશના લોકોને ઘણો મોંઘો પડે છે એ બાબત ઉપર તેઓ બોલ્યા હતા ન્યાય મેળવવાની સામગ્રી એટલી બધી સાદી અને સસ્તી હોવી જોઇએ કે જેથી ગરીબમા ગરીબ પણ સ્ટેંપ નાખ્યાથી ન્યાયમન્દિરનો આશ્રય લઈ શકે અને ઇન્સાફ મેળવી શકે રેલ્વેના ત્રીજા વર્ગના ઉતારૂ ઓની અગવડો અને મુશ્કેલીઓ વિષે તેઓ સખ્ત શબ્દોમાં બોલ્યા હતા જેમ લોકો ગરીબ અને

અવાચક હોય છે તેમ ત્હેમને વધારે દુ ખ ખમવુ પડે છે લોકો પોતાના હાથમાં કાયદો લે તે પ્હેલાં રેલ્વે કંપનીઓએ આ બાબતમાં સુધારો કરવા જેવો છે તે પછી સહકારી હિલચાલના સમ્બન્ધમાં બોલતા ત્હેમણે સમ્રાટ જ્યૉર્જના નીચેના અમર શબ્દોનુ અવતરણ કર્યું હતુ —

" If the system of co-operation can be introduced and utilized to the full, I foresee a great and glorious future for the agricultural interests of this country " દિવસે દિવસે સહકારી હિલચાલ વધારે ને વધારે સફળ થતી જાય છે તે તરફ સંતોષ બતાવી આરી પરિણામે લાભ થાય છે એમ જણાવી મિ. વાડીયાએ ત્હેમનુ ભાષણ સમાપ્ત કર્યું હતુ

મિ. વાડીયાના પ્રમુખ તરિકેના ભાષણનો છેલ્લો ભાગ વાચતી વખતે નામદાર લૉર્ડ વિલિંગ્ડન તથા લેડી વિલિંગ્ડનનુ આગમન થયુ હતુ મિ. વાડીયાનુ ભાષણ પૂરૂં થયા પછી રાજનિષ્ઠાનો પ્રથમ ઠરાવ ડૉ. સર રામકૃષ્ણ ભાંડારકરે રજુ કર્યો હતો ત્હેમનું ભાષણ ઘણું જ લાબુ અને કંટાળાભર્યું હતુ બ્રિટિશ રાજ્યના લાભ ગણાવતાં તે એવી વિગતોમાં ઉતર્યાં હતા કે જે સાતમા ધોરણના વિદ્યાર્થીઓને માટે પણ અતિપરિષ્ટ ગણાય એટલુ જ નહિ, પરન્તુ મોગલ અને મરાઠા રાજ્યની બ્રિટિશ રાજ્યની સાથેની ત્હેમણે કરેલી સરખામણી અનુચિત અને રોષજનક હતી સર નારાયણ ચંદાવરકરે તે ઠરાવને અનુમોદન આપતા જણાવ્યુ હતું કે " England will conquer India and India will conquer England and both will march on hand in hand as the civilising agencies of the world " સર ઇબ્રાહિમ રહિમતુલ્લા, " સર્વન્ટસ ઑફ ઇન્ડિઆ"વાળા મિ. શ્રીનિવાસ શાસ્ત્રી, મિ. જહાંગીર પીટીટ અને રેવરંડ મિ. ટિલક એ ઠરાવને સમર્થન આપ્યુ હતું મિ. શાસ્ત્રીનું તથા મિ. પીટીટનુ એ બે ભાષણો ગૌરવાન્વિત અને સ્વમાનયુક્ત હતાં, આ રાજનિષ્ઠાનો ઠરાવ પસાર થયા પછી મિ. વાડીયાએ નામદાર લૉર્ડ વિલિંગ્ડનનો આભાર માન્યો હતો નામદાર લૉર્ડ વિલિંગ્ડને બહુ સમયોચિત શબ્દોમાં ત્હેનો ઉત્તર આપ્યો હતો સર ફિરોજશાહની નાદુરસ્ત તબિયતને લીધેની ગેરહાજરી માટે ત્હેમણે દીલગીરી જાહેર કરી હતી અને ત્હેમને સત્વર આરામ થાઓ એવી શુભેચ્છા દર્શાવી હતી કૉન્ફરન્સનો ત્હેમણે " The great gathering of the representatives of the constitutional party of true progress and reformation in this country " એ શબ્દોમાં સ્વીકાર કર્યો હતો એકંદરે નામદાર લૉર્ડ વિલિંગ્ડનનું ભાષણ સદ્ભાવભર્યું અને સમયોચિત હતુ સરકારી અમલદારોના સંદેહની પાત્ર બનેલી આપણી રાજકીય પ્રવૃત્તિ ઈલાકાના ગવર્નર જેવા મહાન અધિકારી પાસે ઉપરના ઉદ્ગાર કઢાવે એ જેમ આપણી-રાજકીય પ્રવૃત્તિ ચાલુ રાખનારાને

અભિનન્દનના પાત્ર બનાવે છે તેમ તેવા ઉદ્ગાર કાઢનાર અધિકારીને પણુ અભિનન્દનને પાત્ર બનાવે છે આ પ્રસગને ધી બૉમ્બે ક્રૉનિકલે ' નવ યુગ ' નુ જે નામ આપ્યુ છે તે યોગ્ય છે

શનિવાર, તા ૧૦-૭-૧૯૧૫ ને દિને ઉપર પ્રમાણે કાર્ય થયુ હતુ રવિવાર તા ૧૧-૭ ૧૯૧૫ ના દિવસનું કાર્ય નીચે મુજબ હતુ ધી ઑ. મિ. શ્રીનિવાસ શેટ્ટે રેલ્વેના ત્રીજા વર્ગના ઉતારૂઓની મુશ્કેલીઓ દૂર કરવા જલ્દી પગલાં લેવા સરકારને અરજ કરનારો ઠરાવ રજુ કર્યો હતો તેમણે જણાવ્યુ હતુ કે બ્રિટિશ હિન્દુસ્તાનમાં કોઈ ઠેકાણે જો "જુલુમ" હોય તો તે રેલ્વેમા છે ત્રીજા વર્ગના ઉતારૂઓની મુશ્કેલીઓનું તેમણે વિગતવાર વર્ણન કર્યુ હતુ રા ચન્દ્રશકર નર્મદાશકર પડ્યાએ (આ લેખકે) તે ઠરાવને અનુમોદન આપતા જણાવ્યુ હતુ કે હિન્દુસ્તાનના લોકોની ફરિયાદો ઉપર જોઈએ તેટલી તાકિદથી ધ્યાન અપાતુ નથી તેનું એક કારણ એ છે કે આપણા લોકો જોઈએ તેવો સતત અને સયોજિત સક્ષોભ કરતા નથી कार्य साधयामि वा देह पातयामि એવો નિશ્ચય કરીને ખતથી આપણા લોકો કાયદેસર પણ સતત સયોજિત સક્ષોભ કરે તો હિન્દીઓની ઘણી ફરિયાદોનો વ્હેલો નિકાલ થઈ જાય હિન્દુસ્તાનના લોકોએ સ્વમાન અને સ્વાશ્રય વધારે શીખવા જોઈએ અને મક્કમપણે પોતાના હકો માટે નિર તર લડત ચલાવવી જોઈએ આ ઠરાવ મજુર થયા બા મિ. ચીતળેએ સહકારી પ્રવૃત્તિનો વિસ્તાર કરવાની અગત્યના સમન્ધમા ઠરાવ રજુ કર્યો હતો સરકારનું ધ્યાન આ બાબત તરફ ૧૮૯૦ મા ગયુ ત્યારથી આજ પર્યન્તની પ્રવૃત્તિનો સક્ષિપ્ત વૃત્તા ત તેમણે આપ્યો હતો આ સહકારી પ્રવૃત્તિના સમન્ધમા સરકારે અને પ્રજાએ સદ્કાર કરવા જેવો છે ગામે ગામ ફરીને ખેડુતો વિષે માહિતી મેળવવાની જરૂર ઉપર તેમણે ભાર દીધો હતો ધી ઑ. મિ. લલ્લુભાઈ સામળદાસે તે ઠરાવને અનુમોદન આપતા જણાવ્યું કે સહકારી પેઢીઓની વધતી જતી સખ્યા ઉપરથી જણાય છે કે લોકો તેનુ મહત્ત્વ સમજ્યા છે અન્ય વક્તાઓએ આ ઠરાવનુ સમર્થન કર્યા પછી તે મજુર થયો હતો શ્રીયુત ગોખલેના મૃત્યુ માટે શોકદર્શક ઠરાવ શ્રીમતી રમાબાઈ રાનડેએ અસાધારણ કોમલતાથી અને ભાવાર્દ્રતાથી રજુ કર્યો હતો, અને તેને શ્રીયુત મોહનલાલ ગાધીએ તેમની સાદી પણ લાગણીભરી ભાષામાં અનુમોદન આપ્યુ હતુ શ્રીયુત ગોખલે પોતાનાં સર્વ કાર્યો ધર્મબુદ્ધિથી કરતા હતા, અને જ્યાં સુધી તેવી ધર્મબુદ્ધિથી આપણે આપણાં દેશકાર્યો કરીશુ નહિ ત્યાં સુધી આપણો ઉદ્ધાર નથી એમ તેમણે જણાવ્યુ હતુ બીજા વક્તાઓના સમર્થન પછી આ ઠરાવ મંજુર થયો હતો આગબોટના ઉતારૂઓની મુશ્કેલીઓ વિષેનો ઠરાવ શ્રીયુત બ્રાજપેએ વિસ્તારયુક્ત અને રમુજી રીતે રજુ કર્યો હતો રા ભાટેએ એ ઠરાવને અનુમોદન આપ્યા પછી એ ઠરાવ મજુર થયો હતો. લૉર્ડ હાર્ડિજે પોતાની મુદત પૂરી થયેલી હોવા છતાં પોતાની હાલની પદવીમાં રહેવાનું સ્વીકાર્યું તે માટે તેમનો ઉપકાર

માનવાનો ઠરાવ રજુ કરતાં સર નારાયણ ચંદાવરકરે ઘણુ અસરકારક ભાષણ કર્યું હતુ બીજા વક્તાઓના સમર્થન પછી આ ઠરાવ મજુર થયો હતો આરોગ્યસુધારણાની બાબતમાં લોકમત તૈયાર કરવાની જરૂર સ્વીકારનાર ઠરાવ રા. નાયકે રજુ કર્યો હતો અને ડૉ. ગોખલેએ ત્હેને અનુમોદન આપ્યા પછી તે મજુર થયો હતો ખેતીવાડીની સુધારણામાટે ગામોમા માહિતી ફેલાવવાની જરૂર બતાવનારો ઠરાવ રજુ કરતાં ધી ઑ. મિ. કામટે જણાવ્યુ કે સુશિક્ષિત લોકોએ ખેતીવાડીના કાર્યમા પડવુ ઘટે છે અને તે બાબતમાં ત્હેમણે દૃષ્ટાન્તરૂપ બનવુ જોઇએ રા. ચન્દુલાલ પટેલે ત્હેને ટેકો આપ્યા પછી ઠરાવ મજુર થયો હતો હાલના મહાયુદ્ધને લીધે વ્યાપારની અવ્યવસ્થા થયેલી હોવાથી હિન્દુસ્તાને પોતાનો ધધો વધારી સ્વાશ્રયી થવુ જોઇએ એવી મતલબનો સ્વદેશીને ઉત્તેજન આપનાર ઠરાવ ધી ઑ મિ. લલ્લુભાઈ સામળદાસે રજુ કર્યો હતો ત્હેમણે જણાવ્યુ હતુ કે કાચ, ખાંડ, રેશમ એવી નિત્યની જરૂરીયાતો માટે પણ હિન્દુસ્તાનને જર્મની અને ઑસ્ટ્રિયા ઉપર આધાર રાખવો પડે છે હિન્દુસ્તાનના દરેક પ્રાન્તોની ઔદ્યોગિક શક્યતાઓ વિષે તપાસ કરવા અમલદારો તથા બીનઅમલદારોની કમિટીઓ નીમવા સૂચના કરી હતી આ બાબતમાં વખતસર વેગભર્યું કામ કરવા ત્હેમણે સરકારને તથા લોકોને પ્રબળ વિજ્ઞપ્તિ કરી હતી આ ઠરાવને રા. કાશીનાથ પત, રા. જમનાદાસ દ્વારકાદાસ ધરમસી, રા. ઉત્તમલાલ ત્રિવેદી વગેરે તરફથી સમર્થન મળ્યા પછી તે મજુર થયો હતો તે પછી ધી ઑ. મિ એન એમ સમર્થે કૉંગ્રેસના બધારણને અનુસરી કૉંગ્રેસનુ કામ આગળ વધારવા માટે લોકોને વિજ્ઞપ્તિ કરનાર ઠરાવ રજુ કર્યો હતો સમાધાનનો પ્રશ્ન ચર્ચતાં ત્હેમણે જણાવ્યુ કે અનેક પક્ષો એકત્ર કાર્ય કરે એવી પાર્લામેન્ટની સાથે કૉંગ્રેસને સરખાવવી બરાબર નથી પાર્લામેન્ટમા એક પક્ષ સત્તારૂઢ થાય એટલે બીજો પક્ષ ત્હેનો વિરોધ કરે છે કૉંગ્રેસની પાસે સત્તા છે નહિ, અને કૉંગ્રેસે તો દેશજનોના હકોની માગણી કરવાની છે એટલે કૉંગ્રેસવાળાઓમા પક્ષો ન હોવા જોઇએ, પરતુ કૉંગ્રેસવાળાઓ એકમત જ હોવા જોઇએ આ ઠરાવને ટેકો મળ્યા પછી તે મજુર થયો હતો તે બાદ પ્રમુખનો ઉપકાર માની પરિષદ્ વિસર્જન પામી હતી

## ૩. લોકોમા ઉત્સાહ અને જાગૃતિ.

પરિષદ્‌ની સફલતા આંકવાની બે કસોટીઓનો પ્રયોગ આપણે કર્યો હાજરી કેવી અને કેવા પ્રકારની હતી એ જેમ આપણે જોયુ તેમ પરિષદે શુ કાર્ય કર્યું તે પણ આપણે જોયુ લડાઈને અગે ઉત્પન્ન થયેલી સ્થિતિને લીધે રાજકીય હકોની માગણીના વિષયો તેમ જ બીજા વિવાદગ્રસ્ત વિષયોને દૂર રાખવામા આવ્યા હતા, અને રાજનિષ્ઠાના ઠરાવ ઉપરાત દેશનુ આરોગ્ય તથા આર્થિક સ્થિતિ સુધારવાના ઠરાવોને પ્રાધાન્ય આપવામા આવ્યુ હતુ એ પણ આપણે જોયુ •

આ ઠરાવોમાં પણ સરકારે શુ કરવાનુ છે તે બતાવવાને બદલે સરકારે જે અતિશય થોડું કર્યું છે, તે માટે વધારે પડતો ઉપકાર માનવાની વૃત્તિ પ્રધાન દેખાતી હતી ત્રીજા વર્ગના ઉતારૂઓના સબન્ધમાં ઠરાવ બાતલ કરીએ તો બીજા ઠરાવો ઘણા જ નરમ અને મોળા હતા ટુકમાં વિષયની પસદગીની બાબત દૂર મૂકીએ તોપણ તે નિરૂપણો વધારે ઉત્સાહમય, વધારે સ્વમાનયુક્ત અને વધારે ઉત્તેજક થઈ શક્યાં હોત ત્રીજી દષ્ટિ એ છે કે પરિષદને અગે લોકોમા કેટલો ઉત્સાહ પ્રેરાયો અને કેટલી રાજકીય જાગૃતિ થઈ? પરિષદ્ જે વિશેષ સયોગોમાં મળી હતી તે પૂરેપૂરી રીતે લક્ષમા રાખીને અમ્હે કહીએ છિએ કે આવા પ્રાન્તિક લોકસમેલનોને અગે લોકસમસ્તમા, સુશિક્ષિત તથા અશિક્ષિત વર્ગોમા, જેવો ઉત્સાહ પ્રકટ થવો જોઈએ તેવો દેખાતો ન હતો લોકમત જાગૃત કરવાની જવાબદારીવાળાને ન શોભે એવી જેમ તેમ ઔપચારિક પદ્ધતિથી સક્ષેપમા કામ પતવી દેવાની અયોગ્ય ઇતેજારી અને અધીરાઈ શોકજનક રીતે દેખાઈ આવતા હતાં સામ્રાજ્યના અગ્નિના પ્રસગે સરકારના રાજ્યવહિવટ ઉપર ટીકા ન કરતાં તે સબધમા મૌન ધારણ કરવુ એ યોગ્ય છે, પરન્તુ લોકોના નાયકોએ સરકારની ભૂલો વગર બીજુ કાંઈ લોકોને કહેવાનુ નથી, "સરકારને કાંઈ ન કહેવાનુ હોય તો પછી કામ સમેટી લ્યો" એવા પ્રકારના પરિષદ્દના વર્તનથી "મિતવાદીઓની નજર સરકાર તરફ જ છે, લોક તરફ નથી" એ ઉદ્દામોના આરોપને શુ આધાર આપવામા આવતો નથી? અન્તમાં યુદ્ધને લીધે ઉત્પન્ન થયેલી વિશેષ પરિસ્થિતિ ધ્યાનમા રાખવા છતા અમ્હારે કહેવુ પડે છે કે પરિષદ્ આથી વધારે સફળ થઈ શકી હોત અમ્હે ઇચ્છીએ છિએ કે કૉંગ્રેસનુ મુબાઈનું સમેલન આવુ મોળુ અને લુખુ ન થતાં વળું જ વધારે ઉત્સાહમય અને અસરકારક થાય.

---

# ટોરૂદત્ત–એક સ્મારક.

લેખક —રા. દીનકરલાલ નદલાલ દીક્ષિત.

( અનુસધાન પૃષ્ટ ૧૮૪ થી. )



સ્વદેશાગમનકાળ સુધી ટોરૂની કવિતાશક્તિ નિદ્રાવશ સ્થિતિમાં હશે એમ લાગે છે ત્યાના પ્રભાવથી તેની શક્તિને જાગૃત થવાનુ કઇંક એકાએક સાધન મળ્યુ, અને તેની બુદ્ધિ ખીલી અને તેમાથી ઇંગ્રેજી અને ફ્રેન્ચ ગદ્ય પદ્યાત્મક કાવ્યોના રસનો પુષ્કળ ઝરો ઝર્યો પ્રથમ પ્રયાસે તો અપરિપકવ પાક ઉતર્યો પણ ઉત્તરોત્તર પ્રયાસમાં સગીતમા નૂતન શક્તિઓ એકરૂપ થતી ગઈ વિચિત્ર પ્રકારના ફ્રેન્ચ કવિઓની કવિતાથી તે મુગ્ધ બની અને ઇંગ્રેજીમાં તેની અનુવાદક બની આ એક અજાએબ જેવો બનાવ હતો એક યુવાન બગાળી બાળાને શરીરે નાજુક અને તદુરસ્તીમાં પણ નાજુક, એક પરાયા દેશની કવિતાને બીજા દેશની ભાષામા અનુવાદક કરતી જોવી અને તે પણ ઝડઝમકમય સુંદર સગીતમા, એ એક અજાયબી નહીં તો બીજુ શુ? તેના પ્રથમ પુસ્તક ઉપર ગોસે નીચે પ્રમાણે લખ્યુ છે,—

"તેમાં શકિત અને અશકિતનુ એક અજબ મિશ્રણ છે મહાન્ નડતરોને દત્ત–બુદ્ધિ દુર કરે છે જ્યારે અજ્ઞાન અને બીનઅનુભવ બુદ્ધિ–શકિત આગળ નમન કરે છે આ પ્રમાણે બનવુ એ જ એટલુ અસાધારણ લાગે છે કે તેના આગળ અસામાન્યપણાની જ વિસ્મૃતિ થાય છે કેટલીએક વખતે ઇંગ્રેજી કાવ્ય–કૃતિ ઉત્તમ ભાસે છે જ્યારે કોઈ કોઈમાં તો કવિતાવિચારના નિયમોને તદ્દન જ કોરાણે મૂકવામા આવ્યા હોય એમ જણાય છે અને એ તો દેખીતુ જ છે કે બગાળીસ્ત્રી–કવિ એક એવુ ગાન ગણગણે છે કે જેનો સુર એક ઇંગ્રેજને તો બસુરો લાગે રાગ પણ ઘણા ગુચવણ ભર્યા અને અજાણ્યાને અચબો પમાડી ગુચવે તેવા છે લેખકનુ અજ્ઞાન જોઈ અને કેટલીક બાબ તોમા તેનુ ઉંડુ અભ્યાસી જ્ઞાન જોઈને આપણને ઘણુ જ આશ્ચર્ય થાય છે એકદરે પુસ્તકનો ઉઠાવ ઘણો જ હેરત પમાડનાર છે અર્વાચીન વિવેચકમાં ગોસ એક ઉત્તમમાં ઉત્તમ વિવેચક ગણાય છે માટે જ મ્હેં તેનું કરેલુ સપૂર્ણ વિવેચન અત્રે ટાંકયુ છે તે કોઇ પણ શબ્દો કોઇ પણ લેખક માટે વાપરતા પૂર્વે ઘણો જ વિચાર કરે છે જેમ જેમ ટોરૂના કાવ્યોનો આપણે અભ્યાસ કરીએ છીએ તેમ તેમ આપણને જણાય છે કે તેણે તેનાં આટલા બધાં કરેલા વખાણ અતિશયોક્તિરૂપે નથી

પણ તેમાં સત્ય જ છે  દત્ત–બુદ્ધિનું આટલે સુધી  ઉર્ધ્વ ઉડ્ડયન અને તે  પણ આટલી  નાની જ વયમા એ વાત જ પણ એક  અતિ અલ્પ સભવનીય બાબત છે

ટોરૂને ફ્રાન્સમાં મેડમ કલેરીસે–બ્લેડર સાથે મૈત્રિ થઈ અને  તેણે સ્ત્રીઓ વિશે અને હિન્દુસ્તાન વિષે પુષ્કળ લખ્યુ છે તે વાચી તેમની મૈત્રિ વધારે ગાઢ બની

એ બન્ને વચ્ચે આનદજન્ન પત્રવ્યવહાર ચાલ્યો અને સુભાગ્યે તે અદ્યાપિ પર્યંત અસ્તિત્વમા છે ૧૮૬૯ માં  તેના  પિતા સાથે તે  બન્ને ઈગ્લડ  ગયા અને ત્યાં  પણ  કેમ્બ્રીજમા  સ્ત્રીઓની સભામાં ભાષણો અને ચર્ચાઓ સાભળવા જતા  ૧૮૭૩ માં તેનુ આખુ  કુટુબ બગાળામાં પાછુ ફર્યું તેની જીદગીનાં પાછ્ના ચાર વર્ષ કલકત્તાના તેના બાળવયના  ઉદ્યાન–ગૃહમાં  તેણે પસાર કર્યા

ખાસ લક્ષમા આવે એવી વાત તો એજ છે કે ટોરૂની હયાતીના લેખોમાં તેમ જ તેના અવસાન પછી પ્રસિદ્ધ થયેલા  લેખોમા  તેની માતા  પ્રત્યેની તેની લાગણી સ્ફુરી  નીકળતી જણાય છે આ કાવ્યોમાના એક કાવ્યમા તે  તેનાં  ભાઈબ્હેન સાથે  સીતાની વાત તેની  માતાને  મ્હોંએથી સાભળતી તેનુ સૂચન છે —

"ત્રણ આનંદી બાળકો એકી ટસે એક અધારી ઓરડીમા શુ સાભળે છે ?

અધકારમય એક  ઘીચ વન કે જ્યા સૂર્યના કિરણો પણ પ્રવેશે  નહીં  તેવા નિર્જન સ્થાનમાં એક સુઘડ સ્થાન ઉપર આ કોણ બેઠા  છે —વેલી  ઉપરના સુંદર  સુમનો વૃક્ષો સાથે કેલી કરે છે શાંત નિર્મળ સરોવરમા સફેદ દુધ જેના હસો, મયુર, રમે  છે અને કુદેછે, ખડીમાં  સરસરાટ પાણી ઉપર સરે છે જગલી હરણો  પણ દોડાદોડ કરી રહ્યા છે  હવનમા  હવીઓના પડવાથી  સર્પાકાર ઉર્દ્ધગામી થતો  ધુમાડો આકાશમાં ચાલ્યો જાય છે  પણ આ બધાની વચ્ચે આ  સુદર સુદરી કોણ છે ? તે વૃથા રૂદન કરતી નથી કારણ કે તેની સાથે ત્રણે બાળકો પણ અશ્રુ  સારે છે   અને દીલગીરીમાં બિચારા ગમગીન થયેલાં જણાય છે

આ પરિણામ  એક માતા એક સીતા સબધી પુરાણી વાતનુ ગાન કરે છે તેનું છે    છેવટે તે અપૂર્ણ થાય છે અને ચિત્રમય પ્રદેશ પણ ગળી જાય છે   સધ્યા સમયે ફરીથી માતાની પાસે તે બાળકો આવી વાર્તા સાભળવા મળે છે ત્યાંસુધી તેમને આ વાર્તાના સ્વપ્ન આવે છે '

તેનાં લઘુ કાવ્યોમા પણ માતા પ્રત્યેનો આવો જ  સ્નેહ ઝળખી  ઉઠે છે  તેનો રાગ જ એવો સુદર છે કે કાવ્યમા  ઉચ્ચ શ્રેણીનો ધ્વનિ તરત શ્રવણ થાય છે   વિચાર જર્મનના હીનમાથી લીધો છે પણ ભાષા અને અદ્ભુત ઝડઝમક તો  તેનાં  જ  છે    કવિતા વિચારની દૃષ્ટિએ જોતાં ઈંગ્રેજી કાવ્યના એક  આરભકનો ભાસ થાય છે પણ ધ્વનિ  અને વિચાર  એક  ઉત્તમ  કવિ હોય 'એમ સાબીત કરી આપે છે

---

એક બીજો બસુરો, સ્વછંદી, અને તોફાની પણ ખરેખરા લાગણીમય કાવ્યોથી ઉછળતો સુર અરવીન્દો ઘોષનો સંભળાય છે આ શિવાય કોઇએ પણ સ્મરણીય કાવ્ય લખ્યાં હોય એમ મ્હારી જાણમાં તો નથી રોમેશચંદ્ર દત્ત અને એવા બીજા ઘણા લેખકો હશે અને તેમણે કાવ્યના નિયમાનુસાર ઘણીએ કવિતાઓ લખી હશે પણ આ બેની વચ્ચે ઘણો તફાવત છે-બુદ્ધિપ્રેરણા શક્તિ પ્રેરીત બુદ્ધિથી પણ વધુ તેણે લખ્યો જેને મ્હેં આ બધામાંથી શોધી કહાડ્યો છે તે બંગાળી છે અને તેથી દરેક વિચારકને સહજમાં સમજાશે કે અર્વાચીન હિંદને ગગીનમય કાવ્યમાં દોરવાને તે જ પ્રાન્ત નિર્માયેલો હશે

ટોરુદત્તે પોતાની ટુંકી જીંદગી પણ ફોગટ ગાળી નથી જે સમયમાં બંગાળાનું નામ વર્ણ હલકું પડી ગયું હતું તેમાંથી પાશ્ચાત્ય પ્રજાની નજરમાં તેને અગ્રમાં લાવનાર તે વીર ટોરુ જ છે જે સમયમાં હીંદુઓ ભમાતા અને નિરુત્સાહી થઈ બેઠા હતા તે જ સમયની ગાઢ નિદ્રામાંથી સ્વદેશના પ્રાચીન વીરો અને વીરભગિનીઓના રોમાંચ ઉભાં થાય એવાં કાવ્યો લખી તેણે તેમને જાગૃત કર્યા છે જે સમયમાં યુરોપમાં રહેતા હિંદુઓ સ્વદેશી રીતરીવાજ ભૂલી પૂરા વિદેશી આચાર વિચાર પાળતા તેવા કટોકટીના મામલામાં ટોરુ એક વીરસુભટ રહી સ્વદેશનું જાતિત્વ સાચવવામાં સાધનભૂત થઈ શારીરિક નબળાઇને ના ગણકારતાં માતૃભૂમિની પૂજ્યબુદ્ધિથી એકંદરે ઘણી જ લાયક સેવા તેણે બજાવી હતી મનની ઇચ્છાઓને મનમાં જ રાખી કેટલીકને ધારેલાં ફળ આવતાં જ અને કેટલીકને આવતા પહેલાં તે બિચારી આ ફાની દુનીયા ત્યજી ગઈ આ વેપાર રોજગાર અને વિજ્ઞાનકળાના ધાંધલીઆ કાળમાં ભલે તેના કાર્યને લોકો ન ગણકારે પણ શાંતિના ધાર્મિક કાળમાં તો તે નહીં જ વિસરાય—જો કાવ્યનો આ મા એ જ સત્ય નરતુ હશે તો, વેપાર વણજ વધારવાની યુક્તિઓની મોળી નૂતન શોધો કરતાં તેના બે પુસ્તકની કિંમત વધુ અંકાશે જો ઇશ્વર એને અત્યારે જીંદગીના પૂર્વેના સુખમય માર્ગમાં વિચરવાની રજા આપતો હોય તો હું ચોક્કસ રીતે કહું છું કે જે માતૃભૂમિ માટે વીરરસપ્રધાન કાવ્યો તેણે રચ્યાં છે તે જ માતૃભૂમિ તરફ તેનું મન અને વલણ થાય એમ તેનાં કાર્યો બતાવી આપે છે સ્વદેશાભિમાનનાં તેનાં રોપેલાં બીજકને અંકુર આવી ફળ પામતાં તે જોશે અને સમસ્ત દેશને સ્વજાતિના ઉત્કર્ષ માટે જાગૃત થયેલા નીરખશે

આવી વીર બાળાને કોણ મરેલી માની શકશે ? પ્રત્યેક આર્યના શોણીતના ટીપે ટીપામાં તેના આણુઓનો પ્રતિધ્વનિ થાય છે અને મૃત છતાં જીવીત દેહ પ્રત્યેક આર્યને સ્વકર્મારૂઢ થવા પ્રેરે છે

હે આર્યાવર્ત ! ત્હારો આધાર આવી બાળાઓ ઉપર જ છે પ્રચાયતાન દેવની માયારૂપ શક્તિ ! ત્હારા શિવાય બ્રહ્મા, વિષ્ણુ, ઇત્યાદિના આ છુટાં છુટાં એક એક અંગ શું કરી શકનાર છે ? તું જાગૃત થા અને ત્હારા બાળકને કર્મમાર્ગે પ્રવૃત્ત કર

---

## આદર્શભૂત સ્વદેશભક્તિ



પરમપૂજ્ય મહર્ષિ દાદાભાઈ નવરોજજી, એલ્ એલ ડી (૧૯૧૫)

Block by ... esy ... The Bombay Art Printing Works

# સમાલોચક.



अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ गी १७,१५

પુસ્તક ૨૦ મુ. ] સપ્ટેમ્બર, ઈ. સ. ૧૯૧૫. [ અંક ૯.


## દેશીરાજ્યના દિવાન અને આપણા યુવાનો.




ન્દ્રકાન્ત, મ્હારે કહેવુ જોઈએ કે આપણી ઈંગ્રેજી વિદ્યામા એક જાતનો દોષ છે અને તે એ કે માણસની વિચારશક્તિને તે ઉદ્ધત બનાવી મૂકે છે અસતુષ્ટ વૃત્તિ પાશ્ચાત્યપ્રવૃત્તિનુ મૂળ છે, તે પ્રવૃત્તિને ઉત્પન્ન કરે છે, વધારે છે, અને દષ્ટિમર્યાદાના જેવી ફળપરપરા દેખાડે છે એ વૃત્તિથી માણસ ફળ પ્રાપ્ત કરવા ઉતાવળું બને છે અને અધીરૂં થાય છે આ વૃત્તિવાળા મન સટોરીયા જેવી પ્રકૃતિવાળા થઈ જાય છે, ભૂતકાળનો અનુભવ શોધ્યા વિના, વર્તમાન સ્થિતિ જોયા વિના, આતુર મન ભવિષ્ય શોધવા નીકળે છે અને સાધન વિના ફળ ઇચ્છે છે આજ કાલના જુવાનો સહનશીલતાને દાસત્વ ગણે છે, પરવિચારને વશ થવામાં શૌર્યહીનતા ગણે છે, પોતાના તરગ પ્રમાણે જ ચાલવાની સ્વતત્રતા શોધે છે, મનની વાત બ્હાર કહાડવામાં અને સાકાર કરવામાં વીરત્વ માને છે, અનુભવને હસે છે, નિવૃત્તિને ધિક્કારે છે, અને વૃદ્ધાચારને ક્ષુદ્ર કલ્પે છે ઘણાક પિતાઓ લક્ષ્મીનંદન પેઠે માનતા હશે, પણ તેટલા ઉપરથી આ પ્રમાણે કરનાર તો તમારા મિત્રને જ દીઠા ખરેખર, મૂર્ખમા મૂર્ખ માણસો વચ્ચે ચાસ ચસાય નહી એમ રાખી તીખા, અભિમાની, અને દુષ્ટ ઉપરીના હાથ નીચે બે વર્ષ નોકરી કરવી પડે, દુષ્ટ વચન સાખવા પડે, અને ટુકામાં દાસત્વનો અનુભવ થાય તો જ તમારાં સુમાર્ગિયા માણસો ઠેકાણે આવે ! આવા દાસત્વમાં કાંઈ દોષ નથી એમ નથી પણ પારકાં માણસોને, અનુભવને, અને સ્થિતિને વશ કેમ રહેવુ—પોતાના મનની વૃત્તિને પરવશ કેમ રાખવી—એ શીખવું પણ આવશ્યક છે ”

રા. ગોવર્દ્ધનરામ. “સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો.”

# ઓગણીસમા શતકનું બંગાળાનું બુદ્ધિજીવન.

## એક સિંહાવલોકન.

લેખક —રા ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

[ નોંધ.–બંગાળાના જાણીતા દેશભક્ત અને વિદ્વાન્ બાબુ રમેશ ચન્દ્ર દત્તે "Literature of Bengal" એ નામનું પુસ્તક અંગ્રેજીમાં લખેલું છે બંગાળાના સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ ત્હેમાં સરસ રીતે આપ્યો છે તે પુસ્તકના વીસમા પ્રકરણનો આ અનુવાદ છે આવી જાતનું સિંહાવલોકન ઓગણીસમા શતકના ગુજરાતના બુદ્ધિજીવનના સંબંધમાં કોઈ સમર્થ વિદ્વાને કરવા જેવું છે ]

### સાહિત્ય.

ઓગણીસમા શતકના બંગાળી સાહિત્યની પ્રગતિ એવી છે કે જે આનન્દથી અને યોગ્ય અભિમાનથી આપણે જોઈ શકીએ એવો, એક પણ દશકો ગયો નથી કે જેમાં નવા લેખકો ઉત્પન્ન ન થયા હોય અને જેમાં નોંધવા લાયક વિકાસ ન થયો હોય પ્હેલા અને બીજા દશકામાં મહાન્ રાજા રામ મોહન રાય પ્રગતિનું કાર્ય આગળ વધારતા હતા, અને વિદ્વાન્ રાજા રાધા કાન્ત દેવના નેતૃત્વ નીચે જૂના વિચારનો પક્ષ જૂની ક્રિયાઓ અને રૂઢિઓનો બચાવ કરવાનું કાર્ય કરતો હતો, અને આનું પરિણામ એ થયું કે પથ્ય અને ચેતનમય ગદ્ય સાહિત્ય ઉત્પન્ન થયું ત્રીજા દશકામાં કવિ ઇશ્વિર ચન્દ્ર ગુપ્ત રંગભૂમિ ઉપર આવ્યા અને ત્હેમની પ્રવાહમય રમુજી અને અનન્ત પદ્યરચનાઓથી ત્હેમણે બંગાળી કવિતાને સમૃદ્ધ કરી, અને તેમ કરતે કરતે બંગાળી ભાષાનો એવો તો પ્રભાવ બતાવ્યો કે જેવો બંગાળી ભાષામાં હશે એમ પ્હેલાં લાગેલું પણ નહિ ચોથા દશકામા વધારે ઉત્સાહી કાર્યકર્તાઓ ક્ષેત્રમાં આવ્યા, અક્ષયકુમારના સાહિત્ય, વિજ્ઞાન અને નીતિ વિષેના ગૌરવાન્વિત ઉપદેશો બંગાળાના આગળ વધેલા વિચારવાળા વાચકોમા વંચાતા, અને ઇશ્વિર ચન્દ્ર વિદ્યાસાગરે શિક્ષણ, સમાજ અને સાહિત્યના પ્રદેશોમાં સુધારાનું મહાંની કાર્ય આરમ્ભ્યું હતું પાંચમા દશકામા રામ નારાયણ તર્કરત્ને અર્વાચીન બંગાલી નાટકની પ્રથા શરૂ કરી, અને મહાન્ મધુ સુદન દત્તે પોતાનું સ્મરણીય મહાકાવ્ય પ્રાસરહિત કવિતામા રચ્યું છઠ્ઠા દશકામાં દીન બન્ધુ મિત્રે નાટકસાહિત્યનો વિકાસ કર્યો અને બંકિમ ચન્દ્રે પોતાની નવી પ્રથાની નવલકથાઓ શરૂ કરી તથા સાહિત્યસામ્રાજ્યમાં એવા તેજસ્વી રાજ્યનો પ્રારંભ કર્યો કે જે ત્હેમના મરણ પર્યંત ચાલ્યું સાતમા અને આઠમા દશકાઓમાં નવા લેખકો પ્રતિષ્ઠા પામ્યા અને હેમ ચન્દ્ર, નવીન ચ. તથા રવીન્દ્ર નાથની પ્રતિભા આ બનાવોથી ભરેલા શતકના અન્તિમ વર્ષોને પ્રકાશિત બનાવે છે

'પરન્તુ ઓગણીસમા' શતકના બગાળી લેખકો વિષે જ બોલવામાં આપણા દેશની પ્રગતિનો એકદેશીય અને અપૂર્ણ ઇતિહાસ આપણે આપીએ છિએ હાલમાં અગ્રેજો હિન્દના રાજ્યકર્તાઓ છે, રાજ્યવહિવટનુ અને ન્યાયખાતાનું કામ ગ્રેજીમાં થાય છે, અને અગ્રેજી એ એક જ એવી ભાષા છે કે જેમાં હિન્દના જુદા જુદા પ્રાન્તોના લોકો એક બીજાની સાથે વ્યવહાર ચલાવી શકે પરિણામે આપણા દેશના લોકોની સાહિત્યપ્રવૃત્તિનો ઘણો ભાગ અંગ્રેજીમાં થવો જ જોઇએ અને થાય છે આપણાં વધારેમાં વધારે પ્રતિષ્ઠિત પત્રો અગ્રેજીમાં જ ચલાવવાં જોઇએ, આપણા ઉત્તમ કાયદાનાં પુસ્તકો અંગ્રેજીમાં જ લખવાં જોઇએ, વકિલાતને લગતુ વક્તૃત્વ અગ્રેજીમાં જ વિકસી શકે, નિયમાનુસારી સક્ષોભ અને રાજકીય કાર્ય અગ્રેજીમાં જ ચલાવવાં જોઇએ, અને વિજ્ઞાન તથા ઇતિહાસનાં અન્વેષણો અગ્રેજીમાં જ લખાવાં જોઈએ હિન્દની સર્વ જાતો માટે અને યુરોપીયન વાચકો માટે લખવાની વસ્તુઓ અગ્રેજીમાં જ લખાવી જોઇએ તેથી, ઓગણીસમા શતકમાં થયેલી પ્રગતિ પૂરેપૂરી સમજવા માટે અંગ્રેજીમાં થયેલી સાહિત્યપ્રવૃત્તિનુ સિંહાવલોકન કરવાની જરૂર છે

રાજા રામમોહન રાય એ ચાલુ શતકના જેમ પ્રથમ બગાળી લેખક હતા તેમ પ્રથમ અંગ્રેજી લેખક પણ હતા. અને ત્હેમની ખ્રીસ્તી પાદરીઓ સાથેની ચર્ચાઓમા તથા ત્હેમનાં સામાજિક વિષયો વિષેના નિબન્ધોમા એવાં તો જ્ઞાનવિસ્તાર, તર્કશક્તિ, અને અગ્રેજી ભાષા ઉપરની પ્રભુતા દેખાઈ આવે છે કે તે વખતના પ્રતિષ્ઠિત અંગ્રેજ લેખકો પણ તેથી આશ્ચર્ય પામતા. ત્હેમની ચર્ચાઓ હવે લગભગ વીસરાઈ ગઈ છે, પરન્તુ પ્રાચીન ઉપનિષદોના ત્હેમનાં અગ્રેજી ભાષાન્તરો એ ત્હેમણે સસ્કૃત સાહિત્ય અને હિન્દી પ્રાચીન વસ્તુઓના કરવા માંડેલા અન્વેષણના પ્રથમ પ્રયાસો હતા.

## હિન્દુ કૉલેજ અને અંગ્રેજી પદ્યો.

હિન્દુ કૉલેજની ૧૮૧૭ માં સ્થાપના કરવામા રાજારામમોહન રાયે મદદ કરી હતી પરન્તુ એ કૉલેજમાથી નીકળેલા પ્રથમ વિદ્યાર્થીઓએ એ પ્રતિષ્ઠિત સુધારકે ઉઘાડેલો માર્ગ છોડી દીધો અને થોડો વખત અગ્રેજી કવિતામાં પ્રતિષ્ઠા મેળવવાનાં સ્વપ્નોની મોજ તેઓ માણવા લાગ્યા ડેરોઝિઓ અને ડી. એલ રિચર્ડસન જેવા પુરૂષોનાં દૃષ્ટાન્તોથી ઉત્તેજન પામીને અને જેની સુવર્ણચાવી ત્હેમને મળી હતી તેવા પાશ્ચાત્ય સાહિત્ય પ્રતિના ત્હેમના ઉત્સાહભર્યા અનુરાગથી પ્રેરાઇને તેઓએ ત્હેમની શક્તિઓનો ઉપયોગ અગ્રેજી સાહિત્યને પોતાનાં અર્પણો કરવામા કર્યો. કાશી પ્રસાદ ઘોષ અગ્રેસર બન્યા, અને ત્હેમની અંગ્રેજી કવિતાઓના પુસ્તકે યુવાન બગાળાના અગ્રેજી કવિતા રચવાના પ્રથમ પ્રયાસ તરિકે ઘણુ ધ્યાન ખેચ્યુ પ્રતિભાશાલી

મધુ સૂદન દત્તે ત્હેમના દૃષ્ટાન્તનુ અનુકરણ કર્યુ અને ત્હેમણે ૧૮૪૯ માં મદ્રાસમાં " Captive Ladie-કેદી કાન્તા"—એ નામનુ કાવ્ય પ્રકટ કર્યું

રસંમય દત્તના પુત્રો અને ભત્રિજાઓ આ પ્રદેશમાં દાખલ થયા અને ત્હેમણે બીજા પ્રતિસ્પર્ધીઓને પોતાની પાછળ મૂકી દીધા શશી ચ દ્ર દત્ત અને ગોવન્દ ચ દ્ર દત્તના પ્હેલાંના ઉદ્ગારોનુ પ્રશસાત્મક અવલોકન ઇગ્લંડના બ્લૅકવુડ મૅગેઝિનમાં આવ્યુ શશી ચન્દ્ર ઐતિહાસિક અને બીજા પુસ્તકો લખવા જેટલુ જીવી શકયા તે પુસ્તકો દસ વિભાગોમાં પ્રકટ કરવામાં આવ્યાં છે ગોવિન્દ ચન્દ્રે ત્હેમના ભાઈઓ અને ભત્રિજાઓ સાથે મળીને દત્ત કુટુમ્બનુ આલ્બમ પ્રકટ કર્યુ ત્હેમની પ્રતિભાશાલિની પુત્રી તરૂ દત્તે " Lays & Ballads of India ", એ નામનો ન્હાનો કાવ્યસગ્રહ રચ્યો અને તે પ્રતિ એડમન્ડ ગૉસે બ્રિટિશ આલમનુ ધ્યાન ખેંચ્યુ એચ સી. દત્તે ત્હેમનાં " Lotus Leaves " રચ્યાં છે, અને જી. સી. દત્તે " Cherry Blossoms " પ્રકટ કર્યાં છે ઓ. સી. દત્ત હજી પણ ત્હેમના સૉનેટસથી અને ત્હેમનાં જર્મન અને ફ્રેન્ચ ઉપરથી કરેલાં ભાષાન્તરોથી આપણને આનન્દ આપે છે જે. સી. દત્તે " Indian Pilgrim" સ્પેન્સરના જેવાં પદ્યોમા રચ્યુ છે

## હિન્દની પ્રાચીન વસ્તુઓનું અન્વેષણ.

પરતુ અગ્રેજી કવિતાના ગ્રન્થોથી કીર્તિ મેળવવાનાં સ્વપ્ન હવે ચાલ્યાં ગયાં છે, અને યુવાન બગાળાએ અભ્યાસના વધારે વ્યાવહારિક વિષયોમાં સિદ્ધિ મેળવી છે રાજા રામ મોહન રાયની પછી થોડા સમયે ડૉ. કે. એમ બૅનરજીએ સસ્કૃત સાહિત્ય વિષેનાં અ વેષણો શરૂ કર્યાં ત્હેમણે ખ્રીસ્તી ધર્મ સ્વીકાર્યો, અને સસ્કૃતના ત્હેમના સપૂર્ણ જ્ઞાનથી તેમ જ સુન્દર અગ્રેજી શૈલી ઉપરની ત્હેમની પ્રભુતાથી હિન્દની પ્રાચીન વસ્તુઓના અન્વેષણના ક્ષેત્રમાં તેઓ એક અસરકારક લેખક થઈ શકયા " Dialogues on Hindu Philosophy " એ નામનુ ત્હેમનુ પુસ્તક વિચારપૂર્ણ છે અને હિન્દુ તત્ત્વચિન્તનના જુદા જુદાં દર્શનોનુ ત્હેમાં એટલુ બધુ જ્ઞાન જણાય છે કે જેવુ તે વખતે થોડા જ વિદ્વાનોમાં હતુ પરતુ તત્ત્વચિન્તનની અને વિજ્ઞાનની શોધો જ્યારે અમુક માન્યતા કે અમુક સમ્પ્રદાયની પુષ્ટિના ઉદ્દેશથી કરવામા આવે છે ત્યારે તે ત્હેમનું સાધ્ય સિદ્ધ કરવામાં નિષ્ફળ થાય છે, અને ડૉ. બૅનરજીની કૃતિની કિમ્મત આને લીધે ઓછી થાય છે તેમ જ અન્યથા વિદ્વાનોમાં તે જેટલી પ્રતિષ્ઠા મેળવી શકત તેટલી મેળવી શકતી નથી ત્હેમના ઉત્તર વિસોમા " Aryan Witness " નામનું પ્રથમના જેવુ જ વિચારપૂર્ણ પુસ્તક ડૉ. બૅનરજીએ લખ્યુ. પરતુ તે પણ તેવા જ રાગદ્વેષોથી કલુષિત હોવાથી ત્હેનુ મૂલ્ય પણ કમી થઈ જાય છે

પ્રાચીન વસ્તુઓની અને વિદ્યાની શોધખોળોમા ત્હેમની પછી ડૉ. રાજેન્દ્રલાલ મિત્ર આવ્યા અને ત્હેમની વિદ્વત્તાથી યુરોપમાં પણ કીર્તિ મેળવી શક્યા "વિવિધાર્થ સંગ્રહ" નામનું સસ્તુ ચોપાનીયું ત્હેમણે ૧૮૫૧ માં બંગાળીમાં કાઢ્યુ ત્હેમનો ઉદ્દેશ ત્હેમના દેશબંધુઓમાં ઉપયોગી માહિતી પ્રસારવાનો હતો, પરન્તુ બંગાળી લેખક તરીકે તેઓ ફાવ્યા નહિ બીજી બાજુએ હિંદની પ્રાચીન વસ્તુઓની શોધખોળની બાબતમાં ત્હેમની કદર થઈ, અને બંગાળાની સરકારે ત્હેમને પ્હેલા ઓરિસ્સાનાં પ્રાચીન મન્દિરો તપાસવા માટે અને પછી બુદ્ધ ગયાનું દહેરૂં તપાસવા માટે નીમ્યા. ફેરોમાહેરાથી અને પ્રાચીન હિન્દુઓની કળાઓ, રૂઢિઓ અને જીંદગી વિષેની જાણવાજોગ માહિતીથી ભરેલાં બે ભવ્ય પુસ્તકો ત્હેમણે તૈયાર કર્યાં. દરમ્યાન વિદ્વત્તા ભર્યાં માસિકોમાંથી તે વિદ્વાનના લેખો એકત્ર કરવામા આવ્યા, અને "Indo Aryans", નામના પુસ્તકમાં બે વિભાગમાં પ્રકટ થયા તે પુસ્તક ત્હેમની વિદ્વત્તાનુ સ્મરણચિન્હ રહેશે

## માહિતીના પુસ્તકો.

ઉપરના પ્રસિદ્ધ ડૉકટરો કરતાં ભોળા નાથ ચન્દ્ર અને લાલ બિહારી દે ઓછા મહત્વાકાંક્ષી હતા તેઓએ ત્હેમનાં સરસ પુસ્તકોમાં આપણા દેશ વિષે ઘણી ઉપયોગી માહિતીનો સમાવેશ કર્યો છે ભોળા નાથનુ "Travels of a Hindu—એક હિન્દુના પ્રવાસો–" એ નામનું પુસ્તક હિન્દુસ્તાન વિષેની માહિતીનાં પુસ્તકોમાં એક અગત્યનું પુસ્તક ગણાય છે, અને લાલ બિહારીનુ "Peasant Life in Bengal–બંગાળાના ખેડુતોની જીંદગી–" એ નામના પુસ્તકમાં એક મનોરંજક નવલકથાના રૂપમાં બંગાળાના ખેડુતના જીવનનુ વર્ણન આપવામાં આવ્યું છે

## પત્રકારનો ધંધો.

પત્રકારના ધંધામાં આ શતકના મધ્ય ભાગમાં હરિશ ચન્દ્ર મુકરજીએ પ્હેલ કરી, અને જે સમર્થતા, પ્રામાણિકતા અને જે નિડરતાથી "Hindu Patriot" નામના પોતે સ્થાપેલા પત્રમાં પોતાના દેશજનોના હકો રજુ કર્યાં હતા ત્હેની ઘટતી સ્તુતિ અને સ્વીકાર થયાં હતાં ક્રિસ્તો દાસ પાલે યોગ્ય રીતે હરિશ્ચન્દ્રનુ અનુસરણ કર્યું, અને પોતાના મરણના દિવસ પર્યન્ત "Hindu Patriot" ના તન્ત્રી તરીકે પોતાના દેશને માટે બુદ્ધિથી અને અચૂક વિવેકશક્તિથી ત્હેમણે શ્રમ કર્યો હતો

## સાર્વજનિક વક્તાઓ.

પત્રકારનુ કાર્ય અને સાર્વજનિક વક્તૃત્વ, એ સાથે સાથે વિકસ્યાં છે, અને બંગાળાના લોકોએ ત્હેમની અભિલાષાઓ તથા ત્હેમના અભિપ્રાયો અંગ્રેજી ભાષામા ધ્યાન ખેંચે એવી

સમર્થતાથી પ્રકાશિત કરવાનું કાર્ય ચાલુ રાખ્યુ છે રામ ગોપાળ ઘોષ એ બંગાળાના પ્રથમ મહાન્ વક્તા હતા, અને આ શતકના મધ્ય ભાગના હેમના વક્તૃત્વથી તથા હેમની દેશભક્તિથી લોકોના પક્ષવાદી તરિકે પ્રસિદ્ધિ પામ્યા સુરેન્દ્ર નાથ બેનરજી સાર્વજનિક વક્તૃત્વની કલામાં તેમ જ દેશની રાજકીય પ્રગતિના મહાન્ કાર્યમાં હેમના લાયક અનુયાયી છે શતકના છેલ્લા ચતુર્થ વિભાગમાં એ કાર્ય માટે તેઓ સતતતાથી મચ્યા રહ્યા છે, હેમણે પોતાના દેશજનો માટે સ્વરાજ્યનો અને પ્રતિનિધિત્વયુક્ત સસ્થાઓનો વધતો જતો હિસ્સો મેળવ્યો છે, અને બગાળાનો ભવિષ્યનો ઇતિહાસકાર હેમનું નામ લોકોની રાજકીય પ્રગતિ સાથે જરૂર જોડશે

## રાજકીય મડળો.

અર્ધા સૈકા દરમ્યાન પ્રભાવમા પ્રબળ અને હેમની અરજીઓમા મિતવાદી એવા રાજકીય મડળો પણ બગાળામાં કામ કર્યે જાય છે **ધી બ્રિટિશ ઈન્ડિઅન ઍસોશિએશન** કે જે જમીન દારોનુ મડળ છે તે આપણા દેશનું એક જૂનામા જૂનુ પ્રતિનિધિત્વ ઉપર રચાયલુ સાર્વજનિક મડળ છે પાછળથી ઈન્ડિઅન ઍસોસિએશન વધારે લોકપ્રિય ધોરણ ઉપર સ્થપાઈ છે, અને રાજકીય પ્રગતિના કાર્ય માટે **ધી નૅશનલ કૉંગ્રેસ હિંદના** સર્વ વિભાગોના પ્રતિનિધિરૂપ અને ઉત્તમ માણસોને એકત્ર કરે છે અને મિતવાદી તથા સમર્થ રીતે પદ્ધતિસર સક્ષોભ કરે છે

## બ્રાહ્મ સમાજ.

ધાર્મિક અને સામાજિક પ્રગતિનો પ્રવાહ ઓછા ઘોંઘાટથી, પરન્તુ તે માટે કાંઇ ઓછા ઊંડાણથી નહિ, એમ વહ્યો જાય છે અને **રાજા રામ મોહન રાયના** દિવસથી તે પ્રવાહ વિશાળ પણ બન્યો છે હેમણે આરમ્ભેલું કાર્ય પૂજ્ય **દેવેન્દ્ર નાથ ટાગોરે** યોગ્યતાથી ચાલુ રાખ્યુ છે, અને નૈતિક પ્રગતિનુ કાર્ય ચાલુ રાખવામાં હેમણે કરેલી સેવાનુ મૂલ્ય જેટલુ આંકીએ તેટલુ ઓછુ છે **દેવેન્દ્ર નાથની** નૈતિક અસર નીચે ઉછરેલા **કેશવ ચન્દ્ર સેને** ૧૮૬૮ મા બ્રાહ્મ સમાજની નવી શાખા સ્થાપી, અને તેઓ તથા હેમના અનુયાયીઓ સંસાર સુધારાના આદ્ય કાર્યકર્તાઓ ગણાશે, કારણ કે એક સસ્થા તરિકે આ સદીમાં હેમણે પ્હેલ વ્હેલી જ્ઞાતિની ઉપેક્ષા કરી અને જુદી જુદી જ્ઞાતિઓમાં પરસ્પર કન્યાવ્યવહાર સ્થાપ્યો હિન્દુસ્તાનના વતનીએ અગ્રેજીમાં લખેલાં પુસ્તકોમાં ઉત્તમ જીવનચરિત્ર ગણવા જેવા પુસ્તકમાં હેમના મિત્ર અને ઉપદેશકબન્ધુ **પ્રતાપ ચન્દ્ર મઝુમદારે** હેમનુ જીવનચરિત્ર અને હેમના ઉપદેશો પ્રકટ કર્યા છે એ એક સદ્ભાગ્ય છે દસ વર્ષ પછી બ્રાહ્મ સમાજની ત્રીજી અને વધારે લોકપ્રિય શાખા સ્થપાઇ, અને બુદ્ધિશાલી શિવનાથ શાસ્ત્રી અને હેમના સહચરો સમાજની એ આગળ વધેલી શાખાનું કાર્ય યોગ્યરીતે ચલાવ્યે જાય છે

બ્રાહ્મ સમાજની પ્રગતિ એક સુચિન્હ છે, કારણ કે બ્રાહ્મ સમાજ એ હિન્દુ સમાજની એક આગળ વધેલી શાખા છે બ્રાહ્મ સમાજોની એક શાખા હજી પણ પોતાને હિન્દુ કહેવડાવે છે, અને દરેક શાખાએ હિન્દુઓની સામાજિક અને ધાર્મિક ક્રિયાઓનો સ્વીકાર કેટલાક ફેરફારો સાથે કર્યો છે, હિન્દુઓની માફક તેઓ રહે છે, અને હિન્દુધર્મશાસ્ત્રોમાંથી ઉપદેશ ગ્રહણ કરે છે બ્રાહ્મ સમાજોની સામાજિક પ્રગતિથી આખો હિંદુ સમાજ ઉન્નત થાય છે એ બન્ને સમાજો દર વર્ષ વધારે ને વધારે સમીપ આવતા જાય છે, અને બ્રાહ્મ સમાજને સો વર્ષ થશે ત્યારે આગળ વધેલા હિન્દુઓની એક શાખા તરિકે તે ગણાશે, અને સમાજના સ્થાપકની ઇચ્છા પણ તેવી જ હતી

## હિન્દુ સુધારો.

બ્રાહ્મ સમાજની બ્હારના હિન્દુઓમાં હમણાં હમણાંમાં જુદી જુદી જ્ઞાતિઓ વચ્ચે પ્હેલાં કરતાં વધારે સારો સબંધ થયો છે જૂના વિચારના તેમ જ નવા વિચારના વિભાગોના લોકોને એક બીજાની વધારે સમીપ આવીને રાષ્ટ્રીય પ્રગતિ અને સાર્વજનિક હિત માટે એકત્ર મળીને કામ કરવાનું મન થતું જાય છે પ્રજાની પ્રગતિમા વિઘ્નરૂપ બનેલી બ્રાહ્મણોની સત્તા કમી થતી જાય છે, બ્રાહ્મણોના હકોને જ્યાં ત્યાં ઉભા કરવાના પ્રયાસો ઓછા થતા જાય છે, અને બંગાળાના આગળ વધેલા હિન્દુઓમા જ્ઞાતિના હાનિકારક બન્ધનો નબળાં પડતાં જાય છે સામાજિક કુસંપોને કમી કરવા અને આધુનિક બન્ધનોની ઉપેક્ષા કરવા તેમજ પ્રાચીન શાસ્ત્રોનાં અકનુચિત નીતિ અને ધર્મ તરફ વળવાની ઇચ્છા વધતી જાય છે અર્વાચીન હિન્દુઓ હવે માર્ગદર્શન માટે પ્રાચીન ધર્મશાસ્ત્રોનો આશ્રય લે છે

## વિજ્ઞાન અને ઉદ્યોગો.

વિજ્ઞાનમાં યુવાન હોશિયાર ડૉક્ટરો મેડીકલ કૉલેજમાંથી બ્હાર પડ્યા છે, તેમ જ રસાયનશાસ્ત્ર, પદાર્થશાસ્ત્ર (Physics), ગણિતશાસ્ત્ર અને ખગોળશાસ્ત્રમાં પ્રવીણતાને માટે પ્રસિદ્ધ માણસો આપણી કૉલેજોમાંથી બ્હાર પડ્યા છે પરન્તુ અપૂર્વ અન્વેષણ (Orignal Research) માટેની યોગ્યતાનાં ચિન્હો હજી કોઇએ બતાવ્યાં નથી આ નિષ્ફળતાનું એક કારણ દેશમા મૂલ્યવાન સાધનો નથી એ હોઈ શકે, તેમ વૈજ્ઞાનિક કાર્યકર્તાઓનો અભાવ એ બીજું કારણ હોઇ શકે ઉત્સાહી કાર્યકર્તાઓને અભાવે ડૉ. મહેન્દ્રલાલ સરકારની "Science Association—વિજ્ઞાન સભા" શિથિલ બની ગઇ છે, અને થોડા સમયથી સ્થાપેલી "Industrial Association ઉદ્યોગસભા" ઔદ્યોગિક પ્રવૃત્તિઓનું પોષણ દેખાઇ આવે એવી રીતે હજી સુધી કરતી નથી. વચ્ચે વચ્ચે નવા ઉદ્યોગો સ્થાપવાના અથવા નવી પદ્ધતિ

શુક્ર નીતિ રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઇ

ઉપર જૂના ઉદ્યોગોનો પુનરુદ્ધાર કરવાના નિર્બલ પ્રયત્નો શરૂ કરવામાં આવે છે દેશમાં જેનો પુષ્કળ પાક થાય છે એવાં રૂ અને શણને કાંતવાનું અને વણવાનું કામ આપણે માટે ઇંગ્લંડમાં થાય છે, અને રૂનો માલ તૈયાર કરવામા મુંબાઇએ જે દાખલો બેસાડ્યો છે ત્હેનુ અનુસરણ બંગાળાએ દેખાઇ આવે એવી રીતે કર્યું નથી અંગ્રેજી કેળવણીની અસરથી પ્રેરાઇને બગાળા વિજ્ઞાન અને ઉદ્યોગની બાબતમાં પ્રસિદ્ધ થયું નથી

## કાયદો.

બગાળાના લોકોને માટે કાયદો એ અભ્યાસનો વધારે અનુકૂળ વિષય છે, અને સર હેન્રી મેઇન જેવા પ્રમાણભૂત વિદ્વાને લખ્યું છે કે કાયદાની બાબતમા બગાળી પ્રજાએ સાચી યોગ્યતા અને પ્રતિભા બતાવી છે પ્રસન્ન કુમાર ટાગોર અને રામ પ્રસાદ રાય અને તે જમાનાના બીજા વકિલોએ જે શક્તિની સાબતી આપી હતી તેથી લક્ષ ખેંચાયુ હતું અને સરકારની હિન્દી નોકરીમા ન્યાયખાતાની ઊંચામાં ઊંચી પદવીઓ તે વખતના બુદ્ધિશાલી વકિલો તરત મેળવી શક્યા હતા રાજા રામ મોહન રાયના પુત્ર રામ પ્રસાદ રાય કલકત્તાની હાઈકોર્ટના ન્યાયાધીશ નીમાયા હતા,પરન્તુ તેઓ તે પદવી ભોગવવા જેટલું જીવ્યાં નહિ તે પછી શમ્ભુનાથ પંડિત આવ્યા અને પછીથી બુદ્ધિશાળી દ્વારકા નાથ મિત્રે વકિલ તરીકે વક્તૃત્વ, વિદ્વત્તા અને ઉત્સાહ માટે પ્રખ્યાતિ મેળવી, અને આખી હાઈ કોર્ટના એક સંગીનમાં સંગીન અને સારામાં સારા ન્યાયાધીશ થયા બીજા હોશિયાર પુરૂષો ત્હેમની પાછળ થયા છે સર રમેશ ચન્દ્ર મિત્રે બંગાળાના મુખ્ય ન્યાયાધીશ તરિકે થોડો વખત કામ કર્યું હતુ બગાળી મુસલમાનોમાંથી સૈયદ અમીર અલી બગાળાની હાઈ કોર્ટના ન્યાયાધીશ છે અને " Life of Mahomet–મહમ્મદનું જીવનચરિત્ર " તથા " Mahomedan Law–મુસલ્માની કાયદો " એ નામના વિદ્વત્તાભર્યા પુસ્તકોથી પ્રસિદ્ધિ પામ્યા છે પરન્તુ અર્વાચીન કાળમા બગાળાના નિવાસીઓએ લખેલાં કાયદાના પ્રશસનીય પુસ્તકોમાં એકલા સૈયદ અમીર અલીનાં જ પુસ્તક છે એમ નથી પ્રસન્ન કુમાર ટાગોરની ઉદારતાથી કાયદાના ભાષણો માટે એક ઉપદેશકની પદવી સ્થાપવામા આવી છે અને મ્હોટે ભાગે હિન્દુસ્તાનના વતનીઓથી દર વર્ષે અપાયલા ભાષણોની હિન્દના કાયદા વિષે પ્રશસનીય લેખમાલા બની છે

## રાજ્યવહિવટ.

સામાન્ય રાજ્યવહિવટના કામમા દેશના લોકોને વધારે સાવધતાથી દાખલ કરવામાં આવ્યા છે, ત્હેમના પ્રયત્નો વધારે શ્રમજનક અને ચિરકાળના છે, અને તેથી ત્હેમને મળેલી સફળતા વધારે અભિનન્દનને પાત્ર છે હિન્દુસ્તાનના રાજ્યવહિવટ ઉપર પરોક્ષ રીતે ઇંગ્લંડના પક્ષોની

ફતેહાની અમર થાય છે, અને જ્યારે એક પ્રબળ તથા પા‘ઠ ઉદાર પ્રત્યાઘાતથી ૧૮૩૨ મા બ્રિટિશ પ્રજાના ખરા પ્રતિનિધિઓને પાર્લામેન્ટમાં બેઠકો મળી ત્યારે લૉર્ડ વિલિઅમ બેન્ટિકે પ્હેલી જ વાર બગાળાના લોકોને રાજ્યવહિવટના કામમાં ખરો ભાગ લેવાની તક આપી મુન્સફો અને ડેપ્યુટી કલેકટરો તરિકે જે માણુસોની હેમણે નિમણુક કરી તેમણે શક્તિ, કામ કરવાની લાયકાત અને પોતાના દેશનુ જ્ઞાન એ ગુણો માટે તરત જ પ્રતિષ્ઠા મેળવી આ નિમણુકોથી બ્રિટિશ સરકારનુ વધારે સમર્થન થયુ અને તે લોકોના સસર્ગમાં વધારે આવી

૧૮૫૨ માં લૉર્ડ રસલે ઇગ્લડમાં સુધારાનો સવાલ ફરીથી રજુ કર્યો અને બીજુ રીફૉર્મ બિલ પસાર કરવામા આવ્યુ આ વર્ષોમા કૉવેનન્ટેડ સિવિલ સર્વિસ મહારાણીની સર્વ પ્રજાને માટે ખુલ્લી મૂકવામાં આવી, અને હિદુસ્તાનનો પ્રથમ વતની ત્હેમાં દાખલ થયો ૧૮૬૨ માં પૂજ્ય દેવેન્દ્ર નાથ ટાગોરના પુત્ર સત્યેન્દ્ર નાથ ટાગોર હિન્દુસ્તાનની સિવિલ સર્વિસ માટે ઇગ્લડમાં થતી ખુલ્લી હરીફાઈમા ફતેહમદ નીવડ્યા તે પછી માક મૂકવાની પદ્ધતિમાં અનુદાર ફેરફાર કરવામા આવ્યો અને ત્હેને લીધે હિન્દુસ્તાનના બીજા વતનીઓ કેટલાક સમય સુધી ફાવ્યા નહિ પરન્તુ ૧૮૬૯ મા બગાળાના બીજા ત્રણ વતનીઓ અને એક મુંબાઈનો વતની એ ચાર હિન્દીઓ ખુલ્લી હરીફાઈમા ફતેહમદ નીવડ્યા અને ત્યાર પછી દરેક વર્ષ હિન્દી યુવાનો વધતી જતી સખ્યામાં સિવિલ સર્વિસ માટે, બૅરિસ્ટર, ડૉકટર કે એન્જીનીઅર થવા માટે અથવા તો સામાન્ય શિક્ષણ પૂરુ કરવા માટે ઈંગ્લડ જાય છે

ઈંગ્લડનાં પરગણાઓમા મત આપવાનો હક સમાન કરનારો ત્રીજો સુધારાનો કાયદો ૧૮૮૫ મા થયો આ ઉદાર પ્રત્યાઘાતની અસર પ્હેલાંની માફક હિન્દુસ્તાન સુધી પ્હોંચી, ૧૮૮૪ ને ૧૮૮૬ ની વચ્ચે લૉર્ડ રિપનનો “Local Self-government Act” અને Municipal Act” એ બે સ્થાનિક સ્વરાજ્યના કાયદાઓ પસાર થયા અને સ્થાનિક કાર્યાના વહિવટમાં આ પ્રમાણે લોકોને વધારે ને વધારે હિસ્સો આપવામા આવ્યો

## ઇગ્લડમાની પરીક્ષાઓ પછી ઊંચી પદવીઓ ઉપર નિમણુક.

ઇગ્લડમાં આપણા યુવાનો કેળવણી લે છે એના પરિણામે સારા આવ્યા છે સાધારણરીતે જ્યા પોતાના દેશબન્ધુઓને દાખલ કરવામા નથી આવતા તેવી ઊંચી પદવીઓ ઉપર ઇગ્લડમા પરીક્ષાઓ પાસ કરવાને લીધે સિવિલિઅનો, ડૉકટરો, એન્જીનિઅરો તરિકે કેટલાક હિન્દીઓ પોતાના દેશના વહિવટમા જવાબદાર ભાગ લઈ શકયા છે બગાળી સિવિલિઅનોએ ડિસ્ટ્રિક્ટ ઑફિસરો, ડિસ્ટ્રિક્ટ જજો અને ડિવિઝનલ કમિશનરો તરિકે, બગાળી મેડિકલ ખાતાના

માણુસોએ સિવિલ સર્જનો તરિકે અને બંગાળી એન્જનિઅરોએ એક્ઝિક્યુટિવ એન્જીનિઅરો તરિકે કામ કર્યું છે બંગાળાના લોકોએ પોતાના દેશના વહિવટમા લીધેલો ભાગ સીધી રીતે વધવાથી લોકોને લાભ થયો છે અને ત્હેને પરિણામે હિન્દુસ્તાનમા બ્રિટિશ રાજ્ય વધારે મજબૂત અને લોકપ્રિય બન્યુ છે

## બૅરિસ્ટરો

જે લોકો બૅરિસ્ટરો થઈને પાછા આવ્યા છે ત્હેમણે પણ ઓછી સેવા બજાવી નથી મનો મોહન ઘોષ, કે જેઓ સત્યેન્દ્ર નાથ ટાગોરની સાથે ઈંગ્લંડ ગયા હતા, તેઓ પ્હેલા બંગાળી બૅરિસ્ટર તરિકે અને આવ્યા કવિ મધુસૂદન દત્ત પણ લગભગ તે જ વખતે આ યા, અને વ્યોમેશ ચન્દ્ર બૉનરજી થોડા સમય પછી ૧૮૬૮ માં આવ્યા મધુસૂદન મરણ પામ્યા છે, પરતુ ઘોષ અને બૉનરજી હાલમા બારના નેસ્ટર જેવા છે ન્યાયના કામમા મદદ કરીને અને વહિવટ સુધરાવીને ત્હેમણે દેશની મ્હોટી સેવા કરી છે પરન્તુ ત્હેમના દેશબન્ધુઓની રાજકીય પ્રગતિના કામમાં કાર્યકર્તા તરિકે ત્હેમણે બજાવેલી સેવા તેથી પણ વધારે મૂલ્યવાન છે યુવાન બૅરિસ્ટરો ત્હેમને પગલે ચાલે છે, અને કાયદાના ધંધામા પડેલા આપણા દેશના બુદ્ધિશાલી અને દેશાનુરાગી પુરૂષોનો આપણો દેશ ઘણો આભારી છે અને રહેશે

## યુરોપના પ્રવાસના સામાજિક પરિણામો.

બીજી દૃષ્ટિઓથી જોતા આપણા યુવાન બન્ધુઓ મ્હોટી સખ્યામા ઈંગ્લંડ જાય છે ત્હેને લીધે આપણા સામાજિક નિયમોમા શાતિથી મ્હોટા ફેરફાર થતો જાય છે સમુદ્રનું ઉલ્લંઘન કરી યુરોપ જતી વખતે કે ત્યાંથી પાછા આવી પોતાના સ્નેહીસમ્બન્ધીઓની સાથે રહેતી વખતે અથવા તો પોતાની જ્ઞાતિની બ્હાર પ્રસગે પરણતી વખતે પોતાની જ્ઞાતિઓ પાસેથી યુવાનો પરવાનગી માગતા નથી જૂના વિચારનો હિન્દુ સમાજ રૂઢ અને પ્રચલિત રીવાજોનાં ઉલ્લંઘનોથી વધારે ને વધારે પરિચિત થતો જાય છે, અને સજીવ સમાજે પ્રાગતિક થવુ જોઈએ એ હકિકત સ્વીકારે છે કહેવતમા કહ્યા પ્રમાણે "કામ કરવાની ઉત્તમ રીત કામ કરી બતાવવુ એ છે," અને ઇંગ્લંડમા કેળવાયેલા યુવાન બંગાળીઓ આ કહેવતનુ સત્ય બરાબર સમજે છે જે સામાજિક સુધારાઓને માટે પૂજ્ય વિદ્યાસાગર જેવા પુરૂષોએ પોતા ા જીવનનો ઉત્તમ ભાગ ગાળ્યો હતો તેવા સુધારાઓ શાન્તિથી થયે જાય છે, અને તે માટે માસિકોમા કે વર્તમાનપત્રોમા ચર્ચાની જરૂર નથી પડતી કે વિદ્વાન પંડિતોની સભાઓની યે જરૂર નથી પડતી નિરર્થક ચર્ચાના વર્ષોના વર્ષો કરતા એક કરેલુ કાય ઘણુ વધારે સમર્થ નિવડે છે, હિન્દુ સમાજ એમ ધારે છે અને ધીમે ધીમે અનિવાર્યનો અંગીકાર કરે છે

---

સામાજિક સેવાના સન્માર્ગ રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

### ઉપસંહાર.

'યુવાન બગાળામાં દોષો છે, અને તે દોષો દર્શાવનાર' "નિખાનસ મિત્રો" ની કાંઈ ખોટ નથી પરન્તુ ત્હેના દોષો ઉપર સખ્ત ટીકા કરનારાઓ ત્હેની મુશ્કેલીઓ અને ત્હેના પ્રયાસો વિષે બહુ થોડું જાણે છે આ ચાલુ સદીમા યુવાન બગાળાએ પોતાનુ પથ્ય રાષ્ટ્રીય સાહિત્ય ઉત્પન્ન કરવા પ્રયાસો કર્યા છે, પ્રાચીન હિન્દુ શાસ્ત્રો તરફ દૃષ્ટિ રાખીને સામાજિક અને ધાર્મિક સુધારણા માટે પ્રયત્નો કર્યા છે, કાયદાના ધધામા અને રાજ્યવહિવટના કાર્યમાં પ્રખ્યાતિ મેળવી છે, અને દેશના હિતને માટે આશાપૂર્ણ હૃદયે બહાદુરીથી કાર્ય કર્યે જાય છે આ સર્વમાં આશાને માટે કારણ છે, પરન્તુ તે કરતાં પણ વધારે કારણ ભવિષ્યમા ઉત્સાહભર્યું કાય કરવા માટે છે, અને કયારનાયે દૃશ્યમાન થવા માંડેલાં પરિણામો પ્રાપ્ત કરવાં એનો સપૂર્ણ આધાર આપણા પોતાના ઉપર છે યુરોપમાં એક એવી પ્રજા નથી કે જેણે ભૂતકાળમા સૈકાં સુધી કઠણ અને શ્રમજનક મહેનત કરી કરીને પોતાના ભાવિનુ નિર્માણ ન કર્યું હોય આપણે વધારે સુખી સમયમા અને વધારે પથ્ય તથા ઉદાર અભિપ્રાયોની અસર નીચે રહીએ છીએ, અને આ અસરો નીચે તેમ જ ઇગ્લડના ઉદાર માર્ગદર્શન નીચે આ પ્રગતિના યુગમાં અગ્રેજી સસ્થાનો જેમ આગળ વધ્યે જાય છે તેમ રાષ્ટ્રીય પ્રગતિના પથે આપણે આગળ વધીશુ કે નહિ ત્હેનો આધાર આપણા પોતાના ઉપર જ છે

---

# કવિ ભાલણ.

લેખક —રા. રામલાલ ચુનિલાલ મોદી.

( અનુસધાન પૃષ્ઠ ૩૧૯ )

સ્વ. ભારતીએ ભાલણનાં બે નામ જણાવ્યાં છે એક ભાલણ અને બીજુ પુરુષોત્તમજી મહારાજ આમાં ભાલણ નામ તો ચોક્કસ જ છે, કારણ કે ભાલણના ગ્રથોમાં અને તેના દરેક પદની અન્તે તે નામ જોવામાં આવે છે પરન્તુ, પુરુષોત્તમ વિષે સશય રહે છે તે પુરુષોત્તમ નામ માટે સ્વ ભારતીએ માત્ર બે પુરાવા આપ્યા છે એક 'બ્રહ્મ તત્વ' નામનું અતિ અશુદ્ધ સસ્કૃત અષ્ટક અને બીજો પુરુષોત્તમના નામના કાગળો આ બન્ને માટે પ્રબળ સશય રાખવાના કારણો મેં આગળ જણાવ્યાં છે તેથી પુરુષોત્તમનો ભાલણ સાથે સબધ સ્થાપિત કરવામાં સશય રહે છે

**ભાલણના નામ**

---

માણુસોએ સિવિલ સર્જનો તરીકે અને બંગાળી એન્જીનિઅરોએ એક્ઝિક્યુટિવ એન્જીનિઅરો તરીકે કામ કર્યું છે બંગાળાના લોકોએ પોતાના દેશના વહિવટમા લીધેલો ભાગ સીધી રીતે વધવાથી લોકોને લાભ થયો છે અને ત્હેને પરિણામે હિન્દુસ્તાનમા બ્રિટિશ રાજ્ય વધારે મજબૂત અને લોકપ્રિય બન્યુ છે

## બૅરિસ્ટરો.

જે થોડા બૅરિસ્ટરો થઈને પાછા આવ્યા છે ત્હેમણે પણ ઓછી સેવા બજાવી નથી મનો મોહન ઘોષ, કે જેઓ સત્યેન્દ્ર નાથ ટાગોરની સાથે ઈગ્લંડ ગયા હતા, તેઓ પ્હેલા બંગાળી બૅરિસ્ટર તરીકે અત્ર આવ્યા કવિ મધુસૂદન દત્ત પણ લગભગ તે જ વખતે આવ્યા, અને વ્યોમેશ ચંદ્ર બૉનરજી થોડા સમય પછી ૧૮૬૮ માં આવ્યા મધુસૂદન મરણ પામ્યા છે, પરન્તુ ઘોષ અને બૉનરજી હાલમા બારના નેસ્ટર જેવા છે ન્યાયના કામમા મદદ કરીને અને વહિવટ સુધરાવીને ત્હેમણે દેશની મ્હોટી સેવા કરી છે પરન્તુ ત્હેમના દેશબન્ધુઓની રાજકીય પ્રગતિના કામમા કાર્યકર્તા તરીકે ત્હેમણે બજાવેલી સેવા તેથી પણ વધારે મૂલ્યવાન છે યુવાન બૅરિસ્ટરો ત્હેમને પગલે ચાલે છે અને કાયદાના ધંધામા પડેલા આપણા દેશના બુદ્ધિશાલી અને દેશાનુરાગી પુરૂષોનો આપણો દેશ ઘણો આભારી છે અને રહેશે

## યુરોપના પ્રવાસના સામાજિક પરિણામો.

બીજી દૃષ્ટિએથી જોતા આપણા યુવાન બન્ધુઓ મ્હોટી સખ્યામા ઈગ્લંડ જાય છે ત્હેને લીધે આપણા સામાજિક નિયમોમાં શાન્તિથી મ્હોટા ફેરફાર થતા જાય છે સમુદ્રનું ઉલ્લઘન કરી યુરોપ જતી વખતે કે ત્યાંથી પાછા આવી પોતાના સ્નેહીસમ્બન્ધીઓની સાથે રહેતી વખતે અથવા તો પોતાની નાતિની બ્હાર પ્રસગે પરણતી વખતે પોતાની જ્ઞાતિઓ પાસેથી યુવાનો પરવાનગી માગતા નથી જૂના વિચારનો હિન્દુ સમાજ રૂઢ અને પ્રચલિત રીવાજોનાં ઉલ્લઘનોથી વધારે ને વધારે પરિચિત થતો જાય છે અને સજીવ સમાજે પ્રાગતિક થવુ જોઈએ એ હકિકત સ્વીકારે છે કહેવતમા કહ્યા પ્રમાણે "કામ કરવાની ઉત્તમ રીત કામ કરી બતાવવુ એ છે," અને ઇગ્લંડમા કેળવાયલા યુવાન બંગાળીઓ આ કહેવતનુ સત્ય બરાબર સમજે છે જે સામાજિક સુધારાઓને માટે પૂજ્ય વિદ્યાસાગર જેવા પુરૂષોએ પોતાના જીવનોનો ઉત્તમ ભાગ ગાળ્યો હતો તેવા સુધારાઓ શાન્તિથી થયે જાય છે, અને તે માટે માસિકોમા કે વર્તમાનપત્રોમા ચર્ચાની જરૂર નથી પડતી કે વિદ્વાન પડિતોની સભાઓની યે જરૂર નથી પડતી નિરર્થક ચર્ચાના વર્ષોનાં વર્ષો કરતા એક કરેલુ કાર્ય ઘણુ વધારે સમર્થ નિવડે છે હિન્દુ સમાજ એમ ધારે છે અને ધીમે ધીમે અનિવાર્યનો અગીકાર કરે છે

---

સામાજિક સેવાના સન્માર્ગ રૂ ૦-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

### ઉપસંહાર.

યુવાન બંગાળામાં દોષો છે, અને તે દોષો દર્શાવનાર "નિખાલસ મિત્રો" ની કાંઈ ખોટ નથી પરન્તુ ત્હેના દોષો ઉપર સખ્ત ટીકા કરનારાઓ ત્હેની મુશ્કેલીઓ અને ત્હેના પ્રયાસો વિષે બહુ થોડું જાણે છે આ ચાલુ સદીમા યુવાન બંગાળાએ પોતાનું પથ્ય રાષ્ટ્રીય સાહિત્ય ઉત્પન કરવા પ્રયાસો કર્યાં છે, પ્રાચીન હિંદુ શાસ્ત્રો તરફ દૃષ્ટિ રાખીને સામાજિક અને ધાર્મિક સુધારણા માટે પ્રયત્નો કર્યાં છે, કાયદાના ધંધામા અને રાજ્યવહિવટના કાર્યમાં પ્રખ્યાતિ મેળવી છે, અને દેશના હિતને માટે આશાપૂર્ણ હૃદયે બહાદુરીથી કાર્ય કર્યે જાય છે આ સર્વમા આશાને માટે કારણ છે, પરન્તુ તે કરતાં પણ વધારે કારણ ભવિષ્યમા ઉત્સાહભર્યું કાર્ય કરવા માટે છે અને ક્યારનાયે દૃશ્યમાન થવા માંડેલાં પરિણામો પ્રાપ્ત કરવાં એનો સંપૂર્ણ આધાર આપણા પોતાના ઉપર છે યુરોપમાં એક એવી પ્રજા નથી કે જેણે ભૂતકાળમા સૈકાં સુધી કઠણ અને શ્રમજનક મહેનત કરી કરીને પોતાના ભાવિનું નિર્માણ ન કર્યું હોય આપણે વધારે સુખી સમયમાં અને વધારે પથ્ય તથા ઉદાર અભિપ્રાયોની અસર નીચે રહીએ છીએ અને આ અસરો નીચે તેમ જ ઇંગ્લંડના ઉદાર માર્ગદર્શન નીચે આ પ્રગતિના યુગમાં અંગ્રેજી સંસ્થાનો જેમ આગળ વધ્યે જાય છે તેમ રાષ્ટ્રીય પ્રગતિના પથે આપણે આગળ વધીશું કે નહિ ત્હેનો આધાર આપણા પોતાના ઉપર જ છે

---

## કવિ ભાલણ.

લેખક —રા. રામલાલ ચુનિલાલ મોદી.

( અનુસંધાન પૃષ્ઠ ૩૧૯ )

**ભાલણના નામ**

સ્વ. ભારતીએ ભાલણનાં બે નામ જણાવ્યાં છે એક ભાલણ અને બીજુ પુરૂષોત્તમજી મહારાજ આમાં ભાલણ નામ તો ચોક્કસ જ છે, કારણ કે ભાલણના ગ્રંથોમાં અને તેના દરેક પદની અન્તે તે નામ જોવામાં આવે છે પરન્તુ, પુરૂષોત્તમ વિષે સંશય રહે છે તે પુરૂષોત્તમ નામ માટે સ્વ ભારતીએ માત્ર બે પુરાવા આપ્યા છે એક 'બ્રહ્મ તત્વ' નામનું અતિ અશુદ્ધ સંસ્કૃત અષ્ટક અને બીજો પુરૂષોત્તમના નામના કાગળો આ બન્ને માટે પ્રબળ સંશય રાખવાનાં કારણો મેં આગળ જણાવ્યાં છે તેથી પુરૂષોત્તમનો ભાલણ સાથે સંબંધ સ્થાપિત કરવામાં સંશય રહે છે

---

'સાક્ષરમાળા'મા, નબાના પત્રા ઉપર ગાદીતળાએ બેઠેલા કોઈ માણસની છબી કોતરેલી, તેનો ફોટો આપવામાં આવ્યો છે * તેને ભાલણની "સમાધિસ્થ સ્થિતિ"ની છબી તરીકે ઓળખાવવામા આવી છે તેના ઉપર "श्री पुरुपान माहाराजन पाटणना" એમ કોતરેલું દૃષ્ટિગોચર થાય છે પણ એમાં 'પુરૂષોત્તમ' લખ્યુ નથી તેથી એ છબી ઉપરથી પણ તેનું નામ પુરૂષોત્તમ ઠરી શકતુ નથી અહિ એટલુ નોંધવુ આવશ્યક છે કે, સ્વ ભારતીએ આ ચિત્રનુ પોતાના લેખમા બારીક વર્ણન આપ્યુ છે, પણ તેમા આ અક્ષરો સબધી ઇશારો સરખોએ નથી

ભાલણ અને પુરૂષોત્તમ એ બેમાથી જન્મનુ નામ કીયુ, અને પાછળનુ નામ કીયુ, એ બાબત સ્વ ભારતીએ શકા બતાવી છે, જો કે તેઓ પુરૂષોત્તમના નામનો બાલ્યાવસ્થામાં લખેલો કાગળ ભાલણનો જણાવી, તેનો હવાનો આગળ જતા પોતાના લેખમાં આપે છે તેમનુ કહેવુ કદાચ એમ હશે કે હાલમાં ભાલણ નામ અપરિચિત લાગતુ હોવાથી, પુરૂષોત્તમ નામ જન્મનુ હશે, અને ભાલણ ઉપનામ હશે પરતુ, આ ધારણા ખોટી જણાય છે અત્યારે ભાલણ નામના માણસો જણાતા નથી, પરતુ તે વખતે તેવાં જન્મના નામો નહિ પડતા હોય એમ કહી શકાય નહિ રા રા ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલે 'લાઇબ્રેરી મિસેલેની' નામના ત્રિમાસિકના ઇ સ. ૧૯૧૪ ના ફેબ્રુઆરી-મેના અંકોમા 'વશવર્ણન' નામનુ એક સસ્કૃત કાવ્ય પ્રકટ કર્યું છે, તેમાં સુરતનુ ગોપી તળાવ ખોદાવનાર ગોપીનાથના એક પૂર્વજનુ નામ પણ ભાલણ હોવાનું જણાવ્યુ છે † તે ઉપરથી જણાય છે કે ભાલણ નામો પ્રથમ પડતાં હતાં

આ ભાલણ અને આપણો કવિ એક હોઈ શકે નહિ કારણ કે ગોપીનાથ આપણા કવિનો સમકાલીન હતો અને તેનો પૂર્વજ ભાલણ તેની ચોથી પેઢીએ થયો હતો, એમ તે કાવ્ય ઉપરથી જણાય છે આ કાવ્યની જે પ્રત વડોદરાની સેન્ટ્રલ લાઇબ્રેરીમાં છે, તે સ્વ નારાયણ ભારતીના હાથે નકલ કરેલી છે તેમાં ભાલણ નામ જોઈને તેમણે તેનુ મૂળ નામ 'વશવર્ણન' હતુ તેની આગળ ભાલણ શબ્દ ઉમેરી, તેના શિર્ષક ઉપર ભાલણ વશવર્ણન' એમ લખ્યુ છે તેમણે કદાચ તેને ભાલણ કવિના વશનુ વર્ણન ધાર્યું હશે!

**ભાલણ વિષે દંતકથાઓ**

હવે ભાલણના જીવનના પ્રસગોમા ઉતરીએ ભાલણના વિષે સ્વ ભારતીએ ચાર અદ્ભુત દતકથાઓ જણાવી છે—(૧) કોઈ સાધુને ચમત્કાર દેખાડવા દાતણની બે ચીરીઓમાંથી તેણે બે ઝાડ ઉગાડ્યાં હતાં,

* આ ત્રાબાનુ પત્રુ અથવા મૂર્ત જેનો ફોટો સાક્ષરમાળામા આપવામા આવ્યો છે તે હાલ ભાલણના ઘરમા નથી તપાસ કરતા કોઈ અમદાવાદનો તે માણસ લઇ ગયો છે, એમ સાભળવામા આવે છે

† मृदयति बुधवृन्द चन्द्रबिम्बानुकारि स्फुरितविततरम्यैं स्वयशोभि सदैव ।
मदनमदनिहन्ता शत्रुशर्मप्रहन्ता व्यजयत परमश्री भालणो रामसूनु ॥ ३५ ॥

(૨) ભાલણ દેવીપૂજક હતો તે વાતની ખબર પાટણના કોઈ મુસલમાન અધિકારીને પડતાં તેણે તે બાબતમા ખબર કાઢવાને પોતાનાં માણસોને ભાલણને ત્યાં મોકલ્યાં હતાં તે વખતે ભાલણ પૂજામાં જ હતો, પરતુ તેણે મદિરાના સિસામાથી દૂધ કાઢી બતાવ્યુ અને અભક્ષ્ય વસ્તુના પાત્રનો રૂમાલ ખસેડી તેમાં તરેહવાર જાતના પુષ્પો દેખાડ્યાં, અને તે અધિકારીને શાપ આપ્યો કે સત્તર દિવસમાં તેનુ મૃત્યુ થશે, તે પ્રમાણે જ તે મરણ પામ્યો (૩) પાટણના તે વખતના હાકેમ કોઈ મ્લેચ્છ રાજવંશીને કોઈએ ચાડી ખાધી કે ભાલણ ઘણી સ્ત્રીઓને ભેગી કરી વ્યભિચાર કરે છે, તેથી તેણે ભાલણને તુરત ને તુરત પકડી મગાવ્યો તે વખતે તેના કપાળે ચદનની ચર્ચા કરેલી હતી, ગળામાં પુષ્પનો હાર હતો અને માથુ ઉઘાડુ હતુ તેને એક કોટડીમાં પૂરી મૂકવામા આવ્યો ત્યારબાદ સાજે જ્યારે હાકેમ મીરાંના દરવાજે મીરાંની દરગાહે સલામ કરવા ગયો, તે વખતે મીરાંના ઓટલા ઉપર જ ભાલણને જે સ્વરૂપમાં કોટડીમાં પૂર્યો હતો, તે જ સ્વરૂપમા બેઠેલો જોયો તે ઉપરથી કોટડીમા તપાસ કરાવી તો ત્યા પણ તે હાજર હતો એ ઉપરથી તેને મુક્ત કરવામા આવ્યો (૪) ભાલણ પોતાના દિકરાના યજ્ઞોપવિતના પ્રસગે ઔરગાબાદ હતો, ત્યા કાગળ મોડો પોહોચવાને લીધે માત્ર એક જ રાતમા તે પાટણ આવ્યો હતો

આ બધી વાતો દન્તકથાના વર્ગમાં જ મૂકી શકાય એવી વાત તો ઐતિહાસિક વસ્તુસ્થિતિની પણ વિરૂદ્ધ છે કારણ કે તેના વખતમાં ઔરગાબાદનુ અસ્તિત્વ જ ન હોતું, એ હુ હમણા જ નીચે સિદ્ધ કરીશ આ વાર્તાઓ ઉપરથી કઇક જ્ઞાતવ્ય મળતુ હોય તો એટલુ જ કે ભાલણ પોતાના પ્રારભકાળમા શાક્ત મતનો હશે પર તુ, તેને બીજો કઈ આધાર નથી તેણે 'સપ્તશતીનુ' કાવ્ય લખ્યું છે, પરન્તુ તેટલા ઉપરથી તે શાક્ત હતો એમ કહી શકાય નહિ કારણ કે તેવાં કાવ્યો તો, બીજા કવિઓ કે જેઓ શાક્ત નહોતા તેમણે પણ લખ્યા છે ઉલટુ કાદમ્બરીની તેની નીચેની નિદિઓ તે મન્તવ્યની વિરૂદ્ધ જાય છે

"મિ મનિ જાયૂ, એ પાપિઉ, ધિક ધિક અવતાર !
જાણીઇ ઝિવનિ આવિઉ કરવાનિ સહાર શ્રુતપદ
ધરમ કરમ એવાં કરિ, નરમાંસ ઉપહાર,
નિદિન જે અવિ આધુનિ, મદ્ય આમિષ આહાર મિ૦"

(પૃ ૨૦)

જો ભાલણ શાક્ત હોય તો, તે તેની જુવાનીમાં હોય પરન્તુ કાદમ્બરી લખી તે વખતે તો તેણે તે ધર્મનો ત્યાગ કર્યો હોવો જોઈએ નહિ તો મદ્ય અને આમિષ સાધુને અનિનિદિત છે, એમ જણાવે નહિ

પારાશરસ્મૃતિ (પ્રમાણવાળુ ને ટીકાવાળુ ભાષાંતર) રૂ ૧ ૮ ० એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

સ્વ ભારતીના લેખ ઉપરથી જણાય છે કે, ભાલણ હૈદ્રાબાદ અને ઔરંગાબાદ ગયો હશે

**ભાલણનો પ્રવાસ** સ્વ ભારતીને કોઈએ કહ્યુ હતુ કે, ભાલણ તથા મીઠારામ નામનો કોઈ માણસ સ ૧૪૫૧ માં હૈદ્રાબાદ ગયા હતા આ વાત તદન બનાવટી હોય તેમ જણાય છે એક તો કોઇએ કહેલી જ છે, તેને બીજો કંઈ આધાર નથી બીજુ, આગળ જણાવ્યા પ્રમાણે ૧૪૫૧ માં ભાલણની હયાતી સભવતી નથી અને ત્રીજું દક્ષિણ હૈદ્રાબાદ ઇ સ ૧૫૮૯ એટલે વિ સ ૧૬૪૫ના અરસામાં સ્થપાયલું છે, એટલે ભાલણ પછી ૧૦૦ વર્ષે * આ મીઠારામ જો ૧૮૪૭ ના કાગળવાળો મીઠારામ હોય તો તેનુ હૈદ્રાબાદ જવુ સભવે, પણ તે તેના પહેલાં ૩૦૦ વર્ષ ઉપર થયેલા ભાલણને પોતાની સાથે હૈદ્રાબાદ લેઈ જઈ શકે નહિ!! વળી ભાલણ ઔરગાબાદ ગયો હતો, તેની પુષ્ટિમા પૃ ૯ ઉપર સ્વ ભારતીએ લખ્યું છે કે,

"ભાલણ જ્યારે દક્ષિણ હૈદ્રાબાદ અને ઔરંગાબાદ રહેતો હતો તે વખતે ત્યાંના કોઈ રત્નાદિત્ય રાજાના દિવાને તેને પૂજવા માટે ચામુડા દેવીની એક મૂર્તિ આપી છે તે મૂર્તિના પૃષ્ઠ ભાગે કોતરીને લખ્યુ છે કે,

'सवत १५२० वर्षे ठाकुर रत्नादित्य भाउही चामुडापूजनार्थ ठ रत्नादित्य पूठी दिवा न या णीआ'

આ લેખ ઉપરથી, આ મૂર્તિ ભાલણને મળી હોય અથવા તો ભાલણ હૈદ્રાબાદ કે ઔરંગાબાદ ગયો હોય તે સિદ્ધ થતુ નથી ભાલણના વખતમા હૈદ્રાબાદનું અસ્તિત્વ જ ન હોતુ, તે ઉપર જણાવ્યુ છે જ તે વખતે ઔરંગાબાદની પણ હયાતી ન હોતી કારણ કે તે શહેર ઔરંગઝિબ, જે વખતે દક્ષિણની પ્રથમ સુબાગીરી ભોગવતો હતો, તે વખતે તેણે વસાવ્યુ હતુ † ઔરંગઝિબની પ્રથમ સુબાગિરીનો સમય ઇ સ ૧૬૩૬ થી ૧૬૪૪ સુધી એટલે વિ સ ૧૬૯૨ થી ૧૭૦૦ છે એટલે તે શહેર પણ ભાલણના જન્મ પછી ૨૦૦ વર્ષે વસેલુ છે

* હન્ટરકૃત ઇમ્પિરિઅલ ગેઝેટિઅર ગ્ર ૧ ૧ મા હૈદ્રાબાદ સ્થપાયા સબધી આ પ્રમાણે હકીકત છે (દક્ષિણ) હૈદ્રાબાદ સન ૧૫૮૯ મા કુતુબશાહ મુહમ્મદ કુલીએ સ્થાપ્યુ હતુ એ ગોવલકોડાના વશસ્થાપક સુલ્તાન કુલી કુતુબશાહથી પાચમો હતો ગોવલકોડામા પાણીનો દુકાળ થવાથી અને તેથી રોગવૃદ્ધિ થવાથી, જૂની રાજધાનીથી ૭ માઇલ દૂર મુશી નદી ઉપર નવું નગર વસાવ્યુ પોતાની માનીતી રખાયત ભાગીમેતી ના નામ ઉપરથી તેનુ નામ 'ભાગનગર' પાડયુ પણ તે મરી ગઈ ત્યાર પછી થોડાક વર્ષો પછી તે હૈદરાબાદ નામથી કહેવાવા લાગ્યુ

(આ ખબર પણ પૂરી પાડવા માટે પણ હુ રા તનસુખરામભાઈનો જ ઋણી છુ)

† The city of Aurangabad bears the Prince's name and commemorates his first viceroyalty

Prof Jadunath Sarkar's History of Aurangzib Vol I p 174.

આથી ભાલણ હૈદ્રાબાદ કે ઔરંગાબાદ ગયાની વાત ગપાટો જ હોય તેમ લાગે છે

સ્વ ભારતીએ પૃ ૧૧ ઉપર લખ્યુ છે કે,

" હુ જે વખતે ભાલણના ઘરમાં ગયો તે વખત રદ્દી કાગળનુ પોટકુ મેં તપાસ્યુ તેમા ઔરંગાબાદથી પાટણ અને પાટણથી ઔરંગાબાદ તથા પાટણથી કાશી અને પાલણપુર તરફ લખેલા કાગળોના ટૂટેલા ભાગ મળી આવ્યા તેમા સવત્ કે માસ તો જાણે લખવાની રીત ન હોય તેમ વિના સાલના કેટલાક મળ્યા તેમાં કેટલોક મચકૂર મારા પરિશ્રમને ફતેહ આપનારો છે, એટલુ જ નહિ પણ કેટલીક વાત નિશ્ચય કરી આપે છે અને કેટલીક અનુમાનથી સભવિત થાય છે" ભાલણ પછી ઘણાં વર્ષે ઔરંગાબાદ વસેલુ છે, તે તે ગામના કાગળો ભાલણના સમયના હોઈ શકે જ નહિ તેથી તેનાથી કાઈ બાબતનો નિશ્ચય થાય નહિ તેમ જ પરિશ્રમને ફતેહ મળે તેવો મજકુર નિકળે તે પણ ગગનકુસુમ જેવુ છે! આવી રીતે આવા કાગળોનો પુરાવો બિન ઉપયોગી થઇ પડે છે

**નાગરો સાથે સબધ**

ભાલણને નાગરો સાથે કઈક સબધ હોય તેમ જણાય છે કોઈ કહે છે કે, તે નાગરનો નોતરીઓ હતો, કોઈ કહે છે કે નાગરો તેને મહારાજ તરીકે પૂજતા હતા, જ્યારે એક જણ કહે છે કે બધા નાગરો નહિ પણ એક કે બે જણ તેના સેવકો હતા આમાની કઈ વાત ખરી ને કઈ ખોટી તે જાણી શકાતી નથી આ વિષે સ્વ ભારતીએ પોતાના લેખમા કઈ જણાવ્યુ નથી આમાંની એક વાત, ભાલણ નાગરોનો નોતરીઓ હતો તે તો માની શકાતી નથી આવો કવિ એ કામ કરે એ અસભવિત જેવુ જણાય છે તો પણ નાગરો ભાલણના પરિચયમા આવેલા એટલી વાત ખરી લાગે છે કેમકે તે વિષે ભાલણે પોતાના નળાખ્યાનમા એક બાબત ટાકી છે —

" નાગર કાજે શ્રમ કુવેળા કવિને કમ લાગ્યોજી,
ધ્રુવાખ્યાન ને નળાખ્યાન બે, પુનરપિ કરી અનુરાગ્યોજી
ગાધીને કહેવુ મરી મારે, મૂર્ખ જાણે નહિ મરીની ખોટજી
ગુરુકૃપાએ કવિતાસાગરમાં આવે ભરતી ઓટજી
દૂધ કરમી કુકુ હોશે, સુખીઆને હોય સુખજી,
નળની કથા ગાઈ મનોહર જાયે દુ ખિયાના દુ ખજી "

આ કા માળાના પ્રકાશકો તથા રા જોષીપુરાએ આનો એવો અર્થ કર્યો છે કે ભાલણે નળાખ્યાન તથા ધ્રુવાખ્યાન કોઈ નાગરને આપેલા તે તેણે પાછા નહિ આપવાથી, તેને ફરી રચવા પડ્યાં જો કે એમ્દર સબધ જોતા આ અર્થ વિશેષ સભવિત જણાય છે, તોપણ તેનો બીજો પણ

અર્થ થઈ શકે તે એ કે ભાલણને કોઈ નાગરે એમ કહ્યુ હાય કે તમારાથી બીજી વાર નળાખ્યાન અને ધ્રુવાખ્યાનની રચના થઈ શકશે નહિ, તેના ઉત્તરમા પોતે તે રચી બતાવ્યા હોય * ગમે તેમ હોય, પરન્તુ આ ઉપરથી એટલુ તો જણાય છે જ કે નાગરો ભાલણ સાથે કોઈને કોઈ જાતના સબધમાં આવેલા ખરા હાલ પણ પાટણની વૃદ્ધ નાગર સ્ત્રીઓને મોઢે બીજા કવિઓ કરતાં ભાલણના પદો અનેરોપ પ્રમાણમા યાદ હોય છે

ભાલણના ગુરૂનુ નામ સ્વ ભારતી પરમાનન્દ અથવા સદાનદ સાગર હોવાનુ જણાવે છે **ભાલણના ગુરૂ** તેની પુષ્ટિમાં તેમણે એક હિન્દી પદ-જેને તેઓ 'જકરી' કહે છે—તે આપ્યુ છે તેના અન્તે सदानन्द सागर એવુ નામ છે અને તેના નીચે કોઈ 'પુરૂષોત્તમ'ના નામના ત્રણેક ગુજરાતી દુહા છે પરન્તુ આ પુરૂષોત્તમ તે જ ભાલણ શી રીતે તે તેમણે સમજાવ્યુ નથી વળી સદાનન્દ અને આ પુરૂષોત્તમનો સમય પણ તેમણે જણાવ્યો નથી કદાચ જો આ પુરૂષોત્તમ અને ભાલણ એક જ હોય તોપણ એક સદાનન્દના પદ નીચે તેણે થોડીક પંક્તિઓ લખી, તેટલા ઉપરથી તેને તેણે પોતાના ગુરૂ તરીકે સ્વીકાર્યા હતા, એમ કહી શકાય નહિ ભાલણે પોતાના કોઈ ગ્રન્થમાં પોતાના ગુરૂના નામ વિષે સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નથી તેના નળાખ્યાનમા આટલો સહેજ ઇશારો છે

"ગુરૂકૃપાએ કવિતાસાગરમાં આવે ભરતી ઓટજી,

× × × × × ×

દ્વય કર જોડી ભાલણ વિનવે કરે કૃપા મત મહતજી."

આમાં 'સાગર' શબ્દ પોતાના ગુરૂના નામવાચ્ય ( સદાનન્દ સાગર ) હોય તો તેના ગુરૂનુ નામ તે હોઈ શકે પરન્તુ તેને બીજા સ્વતન્ત્ર પ્રમાણોની અપેક્ષા રહે છે

ભાલણે પોતાની ઉત્તર વયમા સન્યસ્ત લીધુ હતુ, એમ સ્વ ભારતીએ જણાવ્યુ છે તેણે **ભાલણનુ સન્યસ્ત** જીવતા સમાધિ લીધી હતી, એમ પણ લખ્યું છે આને માટે તેમણે કંઈ પ્રમાણ આપ્યુ નથી, પરન્તુ લખ્યુ છે કે, પાટણથી બે માઈલ દૂર આવેલા હરિહર મહાદેવની જગામા

---

* આ બીજો અર્થ નીચેની પંક્તિઓ ઉપરથી સૂચિત થાય છે

'ગાધીને કહેવુ મરી મારે મૂર્ખ જાણે નહિ મરીની ખોટજી
ગુરૂકૃપાએ કવિતાસાગરમા આવે ભરતી ઓટજી

જો આ અર્થ ન માનીએ તો આ પંક્તિઓ નિરર્થક (Superfluous) જણાય છે તેમ જ જો માત્ર નાગરની સાથે બીજી વખત લખવાની સરત થઈ એટલો જ અર્થ લઈએ તો નીચેની પંક્તિ અસગત લાગે છે

'" કુડા કર્મનિ કુડુ હોશે સુખીઆને હોય સુખજી

આથી આ ભાગ-અર્થ જણાય છે

---

તેની તથા તેના ગુરૂની સમાધિઓ છે  સમાધિઓ ઉપર લેખ હોતા નથી તેમ જ તપાસ કરતા અત્યારે તે સમાધિઓ કોઈ ઓળખાવી શકતુ પણ નથી સ્વ ભારતીએ તે કેમ ઓળખી હશે, તે સમજાતુ નથી  જો ભાલણે સ યરત લીધાની વાત ખરી હોય તો તેની ત્યાગદશાનું બીજુ નામ હોવુ જોઇએ  તે નામ શુ હતુ તે સ્વ ભારતી કે અન્ય કોઈએ જણાવ્યુ નથી એ સબધી ભાલણના કોઈ ગ્રથમાં ઉલ્લેખ જણાતો નથી ભાલણના સુત ઉધ્ધવે રામાયણના પ્રારભમાં આ પ્રમાણે લખ્યુ છે

' મધુસૂદન આશ્રમે સન્યાસી, સમરી તેનું નામ,
પિતાને પ્રેમે પ્રણામ કરીને, ગાવા હરિગુણ ગ્રામ "

આમા તેના પિતા અને મધુસૂદન એક જ હોય તો, ભાલણનું ચતુર્થાશ્રમનુ નામ મધુસદન હોઇ શકે, પણ નિશ્ચિત કહેવાય નહિ

સ્વ ભારતી જણાવે છે કે, ભાલણ 'મહારાજ' તરીકે પૂજાતો હતો અને તેનુ માહાત્મ્ય ભાલણનુ મહાત્મ્ય, વધ્યુ હતુ પ્રા કા માળામાં જણાવવામાં આ યુ છે કે, તેની ત્યાગદશા પછી તેનુ મહાત્મ્ય વધ્યુ હશે પરન્તુ આને માટે કઈ આધાર જણાતો નથી ભાલણના ચિત્ર તરીકે ઓળખાતી પત્રા ઉપરની છબી ઉપર ભાલણ કે પુરૂષોત્તમજી મહારાજ લખ્યુ નથી, પણ તેના ઉપર તો કુસપાંનજી મહારાજ એમ લખ્યું છે  તેની ગાદી, પાવડીઓ, વસ્ત્રો, આદિની ઘણા કાળ સુધી પૂજા થતી હતી, એમ સ્વ ભારતીએ જણાવ્યુ છે પરન્તુ તે પ્રમાણે તેના જીવન કાળમાં પણ થતુ હશે, એમ કહી શકાય નહિ  તેના શિષ્યોએ તેના મરણ પછી તેમ કરવા માંડયુ

અને તેની નમ્રતા  હોય વળી, કવિએ પોતાના ગ્રન્થોમાં જે નમ્રતા બતાવી છે, તે ઉપરથી પણ તેણે પોતાના જીવનકાળમાં પોતાનુ પૂજન થવા દીધુ હોય અગર નવો સમ્પ્રદાય ચલાવ્યો હોય, તે વાત માની શકાતી નથી તેણે પોતાના નળાખ્યાનના અતે લખ્યુ છે કે,

"કિંચિત્ બુદ્ધિ જેવી નહિ મારી મતિ છે મદજી,
સમુદ્રમાંહિ ચચ ભરી છે, જાણ નહિ પ્રબધ કે છદજી
વાંકાચૂકો ગોધૂમનો રોટલો, ક્ષુધિતપણુ તે જાયજી"

દશમસ્કધની અતમાં પણ આપ્રમાણે લખ્યુ છે,

" હવે કવિબુધ જેવી નહિ માહારી મત્ય છિ મદ
સમુદ્ર માંહીથી મેં ચચ ભરી સિધા વાને પાવન "

આ પ્રમાણે પોતાની નમ્રતા જણાવે છે નળાખ્યાન તથા દશમસ્કધ સ્વ ભારતીના જોવામા

નહિ આવવાને લીધે તેમણે તો એટલે સુધી લખ્યું છે કે ભાલણે પોતાને કવિપદ પણ કોઈ જગાએ લગાડેલું નથી પરંતુ, નળાખ્યાનમા

" નાગરકાજે શ્રમ દુવેળા કવિને કર્મે લાગ્યોજી "

અને દશમસ્કંધમાં

" હવે કવિબુધ એવી નહિ "

એમ સ્પષ્ટ રીતે પોતાને માટે કવિ શબ્દ વાપર્યો છે પરન્તુ, તે પોતાને માટે કવિ શબ્દ વાપરે તેમાં કંઇ નમ્રતાથી હાનિ થતી નથી, પરંતુ કવિ અને કવીશ્વરની અટક જાતે લેઇ ફરવું અને પોતાના કાવ્યોની પોતે લખેલી ટીકામાં પોતાની કવિત્વશક્તિથી મુગ્ધ થઈ જવું, તેમા જ નમ્રતાથી હાનિ જણાય છે, તેવું કંઈ ભાલણે કર્યું નથી

**ભાલણનુ ધાર્મિક મન્તવ્ય**

ભાલણે ચંડીચરિત, શિવભીલડીસવાદ, દશમસ્કંધ અને રામાયણ એમ જૂદાં જૂદાં દેવદેવીઓ સબધી કાવ્યો લખ્યા છે તેથી તેના ધાર્મિક મન્તવ્ય માટે મતભેદ છે પ્રા કા માળાના પ્રકાશકોના મતે અદ્વૈત મતવાળાઓને કોઈ દેવદેવીઓ સાથે વિરોધ નહિ હોવાથી, ભાલણ અદ્વૈત મતનો હશે અને 'ભાલણ પ્રભુ રઘુનાથ' એ પદ તેનાં કાવ્યોમા વારવાર આવતું હોવાથી, રામચંદ્ર ઉપર તેની વધારે પ્રીતિ હશે રા જેપીપુરાને પણ આ મત ગ્રાહ્ય છે, પરન્તુ રામચન્દ્ર ઉપર તેની વિશેષ પ્રીતિ હોય, તે મતથી તેઓ જૂદા પડે છે અને 'રઘુનાથ' માત્ર એક લાક્ષણિક પદ છે, એમ તેઓ જણાવે છે પોતાની પુષ્ટિમા તેઓ 'ભ્રમતત્વ' નો આધાર જણાવે છે આ કથનથી હું જુદો પડુ છુ અને રવ ભારતીએ તેને " રામચંદ્રનો ખાસ ભક્ત " જણાવ્યો છે, તે હુ ઘણે અંશે સ્વીકારૂ છુ અદ્વૈત અથવા શાકર સિદ્ધાતમા પચાયતનની પૂજાનું વિધાન છે, એ ખરૂં, પરન્તુ તેમનુ વિશેષ વલણ શિવપૂજન તરફ હોય છે, એ અનુભવગમ્ય વાત છે ભાલણના મનનુ વલણ તેવુ કંઈ જણાતુ નથી, પરન્તુ રામભક્તિ તરફ સ્પષ્ટરીતે તેનું વલણ જણાય છે તે જૂદાં જૂદાં દેવદેવીઓ સબધી આખ્યાનો લખે તેટલા ઉપરથી જ તેને અદ્વૈતમતનો ધારી કહી શકાય નહિ ગુજરાતના ઘણા ખરા પ્રાચીન કવિઓની તેવી પદ્ધતિ જ હતી 'ભ્રમ તત્વ' વિષે મેં સશય પાછળ જણાવ્યો છે ભાલણના શાક્ત ધર્મના મન્તવ્ય સબધી ચર્ચા હુ હમણાં જ કરી ગયો છુ મારો એવો અભિપ્રાય છે કે, ભાલણ પોતાના જીવનના પૂર્વકાળમા શાક્ત કે શૈવ ગમે તે હોય, પરન્તુ તેના ઉત્તર કાળમાં તેણે રામભક્તિ સ્વીકારેલી હોવી જોઈએ તેણે સપ્તશતી, શિવભીલડી સવાદ અને કાદમ્બરીમાં રામભક્તિનો નિર્દેશ કર્યો નથી, પરન્તુ તેના ઉત્તરકાળના નળાખ્યાન દશમસ્કંધ અને રામાયણમાં જગે જગે "ભાલણ પ્રભુ રઘુનાથજી" એમ લખ્યુ છે રામાયણ અથવા

વિવેકાનંદ વિચારમાળા ( ભાગ ૧ લો ) રૂ ૨-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

રામલીલામાં પ્રત્યેક પદે તેની રામભક્તિ ઝળકે છે, એટલુ જ નહિ પણ રામચન્દ્રને તેણે સ્પષ્ટરીતે પોતાના સ્વામી અથવા ઇષ્ટદેવ તરીકે સ્વીકાર્યા હોય તેમ જણાય છે

" ભાલણ પ્રભુ રઘુનાથ માહારો મુક્તિનો દાતાર "

( પ૦ ૮ )

" ધણી ભાલણના સુરભૂપ, મહારૂપ કુણ કળે "

( પદ ૧ )

" ઉવાડી અદપડીઆળી નેણ, ભાલણ ભવભવ ભજશે વેણ "

( પદ ૧૪ )

આ ઉપરાન્ત શ્રીમદ્ભાગવતના દશમસ્કંધના અનુવાદમા પણ દરેક પદના અન્તે રામભક્તિનુ સૂચન છે એક જગાએ તો કૃષ્ણને રામસ્વરૂપે ભજવાનુ જણાવ્યુ છે

" તાહારે પ્રેમે થઇ રહ્યો છુ વૃન્દાવનધણી,
ભાલણજન ગુણ ગાન કરતો સીતાપતિ જાણી "

( પદ ૧૨૧ )

ઉપરનાં પ્રમાણો મારા અભિપ્રાયની તરફેણમા છે રા રા કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જેવા પ્રાચીનકાવ્યમર્મજ્ઞ વિદ્વાનનો ટેકો છે તેઓ સાહેબ ખાનગી પત્રમાં લખે છે કે " ભાલણના ધાર્મિક વિચારોના પરિવર્તન વિશે તમારો તર્ક છે પરન્તુ હુ તેની વાસ્તવિકતાની બીજી કસોટી કાઢી જોવા માગૂ છુ " એ બીજી કસોટી નીકળશે તો આ બાબત વિશેષ નિશ્ચિત થશે †

ભાલણના બે પુત્રો સુનિશ્ચિત રીતે સિદ્ધ થાય છે ૧ ઉદ્ધવ અને ૨ વિષ્ણુદાસ ઉદ્ધવનુ

ભાલણના પુત્રો— રચેલુ રામાયણ સુન્દરકાંડસુધીનુ મળી આવે છે * દરેક કાંડના અન્તે ઉદ્ધવ અને વિષ્ણુદાસ તે પોતાને ' ભાલણ સુત ઉદ્ધવ જણાવે છે એથી તે ભાલણનો પુત્ર હતો એમ નક્કી થાય છે

† રા તનસુખરામભાઇ પણ તેને રામભક્ત જ જણાવે છે તેઓ પણ લખે છે કે ' રામભક્ત જ હતો બાકી કવિ તો ગમે તે બીજા વિષયની કે દેવદેવી સબંધમા કવિતા લખે છે

આ સબંધમા એક વાત ઉમેરવા જેવી છે કે પાટણમા રઘુનાથજીનો એક મહોલ્લો છે અને તેમા રઘુનાથજીનુ એક પ્રાચીન મન્દિર છે તેના સેવકો ખાસ કરીને મોઢવાણીઆ છે અને પૂજારી મોઢ બ્રાહ્મણ છે

* ઉદ્ધવનુ રચેલુ એક બીજુ કાવ્ય પણ છે તેનુ નામ ' બભ્રુવાહન આખ્યાન છે તે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના સંગ્રહમા છે તેના અન્તની પંક્તિ આ પ્રમાણે છે —

" કર જોડીને કહે આનદે ભાલણસુત ઓધવદાસ '

( બુદ્ધિપ્રકાશ જાનુઆરી ૧૯૧૪ )

અયોધ્યાકાંડના અન્તે,

"કર જોડીને વિનવે ભાનણસુત ઉધ્ધવદાસ"

તથા કિષ્કિન્ધા કાંડના અન્તે,

"ભાલણસુત ઉધ્ધવદાસ આશ એક રઘુનાથનીરે"

વિષ્ણુદાસનો લખેલો ઉત્તરકાંડ પ્રસિદ્ધિમા આવ્યો છે તેના અન્તે પણ તે પોતાને 'ભાલણસુત' જણાવે છે

"સંવત ૫દર પચોતેરો શુકલપક્ષ કાર્તિકમાસ,
પંચમી તિથિ બુધવારે પૂર્ણ ગ્રન્થ ઇતિહાસ
ઉત્તરકાંડ સંપૂર્ણ સુણતાં ઉપજે મન ઉલ્લાસ
કર જોડીને ભાલણસુત વિનવે નિજ સેવક વિષ્ણુદાસ"

આ વિષ્ણુદાસે પોતાના ગ્રન્થના પ્રારભમાં 'બાળકૃષ્ણભટ્ટ' નામના પોતાના ગુરુનુ સ્મરણ કર્યું છે

"મારા શ્રીગુરુને ચરણે નમુ કવિતણે લાગુ પાય —
ભટ્ટ બાળકૃષ્ણની કૃપાથી, એ ગ્રન્થ પૂરણ થાય"

સત્તરમા શતકમાં થએલા ખભાતના વિષ્ણુદાસે પણ રામાયણ રચેલુ છે તેમાં પણ પોતાના* ગુરુનું નામ 'બાળકૃષ્ણ' જણાવેલું છે, એમ નર્મગદ્ય ઉપરથી જણાય છે તેથી આ બે વિષ્ણુદાસ એક હશે, એમ ઘણાને ભ્રમ થવાનો સભવ છે પરન્તુ તે બે એક હોઇ શકે નહિ કારણ કે ખભાતના વિષ્ણુદાસે ૧૬૬૦ મા થયા, તેમ જ બન્ને કવિઓની ભાષા-શૈલી જૂદી પડે છે તે ઉપરાન્ત ભાલણસુત વિષ્ણુદાસ ઘણાંખરા કડવાને અન્તે પોતાને 'જનકુઅર' અથવા 'શ્રીરામજનકુઅર' કહે છે, તેમ ખભાતનો કવિ પોતાને કોઈ સ્થળે કહેતો નથી

"શ્રીરામજન કુઅર કહે, પછે દશાનન બોલ્યો સહી રે" (કડવુ ૧૫)

"જનકુઅર કહે એવુ સાભળી, લંકાપતિ ચાલ્યો સહી રે' (કડવુ ૨૧ મુ)

રા આ દુર્ગાગોવિન્દદાસ કોટાવાળા અને સ્વ નાથાશકર શાસ્ત્રીએ સપાદિત કરીને ઉદ્ધવકૃત રામાયણ (અપૂર્ણ), મધુસૂદનકૃત યુદ્ધકાંડ અને વિષ્ણુદાસકૃત ઉત્તરકાંડ એ ત્રણે

* ખભાતના વિષ્ણુદાસના ગુરુનુ નામ બાળકૃષ્ણ હતુ એ નર્મદાશકરે જણાવેલી વાત બરાબર લાગતી નથી કારણ કે બૃ કા દો ભાગ ૮ ની પ્રસ્તાવનામા રા નટવરલાલ ઈચ્છારામ દેસાઇએ લખેલા વિષ્ણુદાસના ચરિત્રમા તેના કાવ્યોમાથી ટાંકેલા વચનો ઉપરથી તેના ગુરુનુ નામ બાળકૃષ્ણ હોય એમ જણાતુ નથી પરતુ ભૂધર અથવા વિશ્વનાથ વ્યાસ સ્પષ્ટ રીતે જણાય છે

રા તનસુખરામભાઈ પણ આ અર્થયુક્ત જણાવે છે તેઓ ઉમેરે છે કે જન નો અર્થ ભક્ત થાય છે 'રામજન એટલે રામભક્ત

ભેગાં "ભાનણસુત ઉદ્ધવ કવિકૃત રામાયણ" એ નામથી ગુ વ સોસાઇટી માર્ફત પ્રસિદ્ધ કર્યાં છે તેની પ્રસ્તાવનામા લખ્યુ છે કે, "શા કારણથી વિષ્ણુદાસે પોતાને જનકુઅર કે શ્રીરામજનકુઅર લખ્યો છે, તે કાંઈ સમજાતુ નથી" પણ મને તે શબ્દો ભાનણને ઉદ્દેશીને લખેલા લાગે છે કારણ કે, ભાનણ પોતાના નામની પાછળ ઘણી વખત 'જન' અથવા 'રામજન' લખે છે, તેથી 'જનકુઅર' એટલે 'ભાલણપુત્ર' એમ અર્થ થઈ શકે

ભાલણના દશમસ્કધમા બે એક પદોમાં વિષ્ણુદાસનુ નામ જોવામાં આવે છે આ પદો વ્રજ ભાષામાં છે વ્રજ ભાષામા એ નામનો કોઈ કવિ જાણવામા નથી, તેથી તેથી કદાચ તે ભાલણના પુત્રની પણ કૃતિ હોય

આ ઉપરાન્ત સ્વ ભારતીએ ભાનણના બીજા બે પુત્રો પણ જણાવ્યા છે ૧ ચતુર્ભુજ—

**શકાશીલ પુત્રો —**

અને ૨ ભીમ સ્વ ભારતીએ આપેલા પુરાવા ઉપરથી ચતુર્ભુજ

**ચતુર્ભુજ,**

ભાનણનો પુત્ર સિદ્ધ થઈ શકતો નથી તે વિષે પાછળ મેં શકા જણાવી છે તેથી તે વિષે સશય ઉભો રહે છે ભાનણના દશમસ્કધમા કોઈ ચતુરદાસના નામનુ એક ગુજરાતી પદ છે, જો આ ચતુરદાસ અને ચતુર્ભુજ એક હોય તોપણ તે ભાનણનો પુત્ર હતો, એમ નક્કી કહી શકાય નહિ

ભીમ ભાલણનો પુત્ર હતો, એમ સ્વ ભારતી ચોક્કસ રીતે કહેતા નથી તે કદાચ તેના

**તથા ભીમ**

વશમા પણ થયો હોય, તેમ તેમની શકા છે પ્રાચીન કાવ્યમાળામા ઉદ્ધવ અને ભીમને એક જણાવ્યા છે, તે શા આધારે તેની સમજણ પડતી નથી લોકપ્રસિદ્ધ સાહિત્યમા ચાર ભીમ જાણવામા આવ્યા છે —૧ હરિલીલાનો અનુવાદક ૨ નરસિંહ મહેતાનો

**ચાર ભીમ**

પ્રતિસ્પર્ધી ૩ પ્રબોધચદ્રોદયનો ભાષા તરજુમો કરનાર ૪ યુદ્ધકાંડમા મધુસૂદને નિર્દિષ્ટ કરેલો ભીમજી વ્યાસ* આ ચારે ભીમનો પૃથક્ વિચાર કરીએ અને જોઇએ કે તેમાંનો કોઈ ભાલણનો પુત્ર હોઇ શકે કે નહિ

બોપદેવકૃત સસ્કૃત હરિલીલાના ભીમે સિદ્ધપુરમા ગુજરાતીમા અનુવાદ કર્યો છે બૃ. કા

**ભીમ ન ૧.**

દોહન ઉપરથી તે રચાયાની સાલ સ ૧૫૪૧ જણાય છે તેથી તે ભાલણનો

* આ સિવાય બીજા બે ભીમ પણ ગુજરાતી સાહિત્યમા થયા છે

(૧) રા ચીમનલાલ દલાલે તૈયાર કરેલી પાટણના જૈન ભડારોના હસ્તલિખિત ગ્રથોની યાદીમા સુદયવત્સવીર ચરિત્ર (સદેવત સાવળીંગાની વાર્તા) એ નામનુ પ્રાકૃત અને અપભ્રશ (પ્રાચીન ગુજરાતી)મા સ ૫ રચનાર ભીમનો ઉલ્લેખ છે

(૨) ભીમગીતા અથવા રસિક ગીતાનો રચનાર શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સપ્રદાયનો ભીમ

(બૃ કા દો ભા ૭)

પરન્તુ આ બે ભીમનો ભાલણપુત્ર સાથે સભ્રમ થવાનો સભવ નથી (આ બાબતમા પણ રા તનસુખરામ ભાઈએ મારૂં ધ્યાન ખેંચ્યું છે)

સમકાલીન હશે, એમ લાગે છે તેણે દરેક કતાની અન્તે પોતાને ' વિષ્ણુદાસ ભીમ ' જણાવ્યો છે આ ઉપરથી તેનુ બીજુ નામ વિષ્ણુદાસ છે અથવા પોતાને વિષ્ણુનો દાસ લખ્યો છે, તે નક્કી થઇ શકતુ નથી ભાલણનો પુત્ર વિષ્ણુદાસ અને આ 'વિષ્ણુદાસ' એક હોય તો જ તે ભાલણનો પુત્ર હોઈ શકે પરન્તુ, જેમ પેલા વિષ્ણુદાસે પોતાને 'ભાલણસુત' લખ્યુ છે, તેમ આણે લખ્યુ નથી, તેથી શંકા રહે છે તેણે સિદ્ધપુરમાં કાવ્ય લખ્યુ, તેથી તે સિદ્ધપુરનો જ વતની હતો એમ કહી શકાય નહિ, કારણ કે પાટણથી સિદ્ધપુર માત્ર બાર ગાઉ જ દૂર છે, અને તેથી તેણે તીર્થક્ષેત્રમાં જઇને પોતાનું કાવ્ય પૂરૂં કર્યું પણ હોય

ભીમ નં ૨

હારમાળાના પ્રસગમાં નરસિંહ મહેતાના પ્રતિસ્પર્ધી તરીકે પ્રખ્યાત થયેલો ભીમ અથવા ભીમડો પણ કંઈક અંગે ભાલણનો સમકાલીન છે પ્રાચીન કાવ્યમાળામાં લખ્યુ છે કે " નૃસિંહ મહેતાની સાથે હારમાળામા વિવાદ કરનાર ભીમ તે ભાલણનો પુત્ર એમ કોઈ કહે છે આ વાત સંભવિત દેખાય છે, પણ તે પુરાવાથી સાબીત થવી જોઇએ.' આ બાબત પ્રાચીન કાવ્યમાળાના પ્રકાશકોને સંભવિત જણાય છે, પરન્તુ મને તો તે સંભવિત જણાતી નથી તેમણે ભાલણનો જન્મ સંવત્ ૧૪૯૫ માં માન્યો છે તો તે હિસાબે હારમાળાના પ્રસગે ( સ ૧૫૧૨ ) ભાલણની ઉમર માત્ર ૧૭ વરસની ઠરે છે, તો તેને તે વખતે એવડો પુત્ર શી રીતે હોઈ શકે કે જે નરસિંહ સાથે વિવાદમાં ઉતરી શકે ? નરસિંહ સાથે વિવાદમાં ઉતરનાર ભીમની ઉમર જો ઓછામા ઓછી એટલે વીસ વરસની ધારીએ તો તેનો જન્મ ૧૪૯૨ માં ઠરે એટલે ભાલણ કરતાં તે ત્રણ વર્ષે મોટો ' બાપ કરતા બેટો મોટો !! આથી તે ભીમ ભાલણનો પુત્ર હોઇ શકે નહિ

ભીમ નં ૩

સસ્કૃત 'પ્રબોધ ચન્દ્રોદય 'નુ ભાષાન્તર કરનાર ત્રીજો ભીમ પણ ભાલણનો સમકાલીન હોય તેમ જણાય છે આ ગ્રન્થનું સ્વ જારતીને માત્ર છેલ્લુ પાનું જ હાથ આવેલું, તેમાથી પોતાના લેખમા ચાર લિટીઓ ટાંકી બતાવી છે, તે આ પ્રમાણે

" અખિત સકળ શાસ્ત્રસિદ્ધાન્ત, પ્રેમ અધિક ઉપરિ વેદાન્ત
શ્રીપુરૂષોત્તમ તણા પ્રસાદ, કીધુ એહ કથા અનુવાદ
પ્રબોધ ચન્દ્રોદય વિસ્તાર નાટક શાસ્ત્ર મિહર સસાર
ભીમ ભાણે નારાયણ વસ, અંક સમાપન પૂર્ણ પ્રકાશ "

આમાં 'પુરૂષોત્તમ' વિષ્ણુને બદલે વપરાયો હોય તેમ જણાય છે પરન્તુ, આ પુરૂષોત્તમ મનુષ્યવાચક હોય, તે ભીમનો બાપ હોય, અને ભાલણનુ બીજુ નામ પુરૂષોત્તમ હોવાની વાત ખરી હોય તો, આ ભીમ ભાલણનો પુત્ર હોઈ શકે, પરન્તુ તેનુ દીર્ઘ અનુમાન કરવામા સાંકળની અનેક કડીઓ તૂટતી છે

સ્વર્ગની સડક રૂ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

સ્વ ભારતીએ ઉકત ગ્રન્થ રચાયાની સાન આપી નથી, પરન્તુ ચોથી સાહિત્ય પરિષદના નિબંધસંગ્રહમા ર રા છગનલાલ વિદ્યારામ રાવળે પ્રકટ કરેલી યાદી ઉપરથી જણાય છે કે, એ પૂરો ગ્રન્થ ગ. રા તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીના કબજામા છે તે રચાયાની સાન સવત ૧૫૫૭ જણાવેલી છે, અને તેને પાટણનો ઔદીચ્ય બ્રાહ્મણ ગણેલો છે જો તે જ્ઞાતિ ઔદીચ્ય બ્રાહ્મણ હોવાની વાત ચોક્કસ હોય તો તે ભાલણનો પુત્ર અથવા તો સ્વ ભારતીએ તેને ભાલણના વશનો ધાર્યો છે, તેમ હોઈ શકે નહિ *

ચોથો ભીમ ભાલણનો સમકાલીન નથી સવત ૧૬૮૭ મા મધુસૂદને રચેલા રામાયણમા ભીમજી વ્યાસનો નિર્દેશ કર્યો છે- તેણે મધુસૂદનને સસ્કૃતમાથી યુદ્ધકાડ સભળાવેલો તેનો અનુવાદ તેણે ગુજરાતીમા કર્યો છે સ્વ ભારતીએ તે યુદ્ધકાંડનો કર્તા ભીમજી ધાર્યો છે, પરન્તુ તેમાં તો સ્પષ્ટ મધુસૂદન છે, તેથી તેમની ભૂલ થયેલી જણાય છે

'તે માંહે એક ભીમજી, યુદ્ધકાંડ સભળાવ્યુ સાર
પ્રાકૃતભાષાએ સુણીને, કહ્યું મધુસૂદન
×     ×     ×     ×
વાગ્વાણી પ્રસાદે રામજીના ગુણ મધુસૂદનજન ગાય

આ ભીમ ભાલણનો પુત્ર હોઈ શકે નહિ, કારણ કે ૧૬૮૭ મા તેની હયાતી હતી તેમ જ તેની જ્ઞાતિ મહા 'રાયકવાળ' જણાતી છે આ બધા ઉપરથી જણાય એમ છે કે, ચતુર્ભુજ અને ભીમ ભાલણના પુત્ર હોવાની વાત સ્પષ્ટ રીતે સિદ્ધ થઈ શકતી નથી

* રા. રાવળે જણાવેલી વાત બરોબર નથી રા તનસુખરામભાઈ પાસે પ્રબોધપ્રકાશ ની બે પ્રત છે તેની રચ્યા સાલ સ ૧૫૪૬ છે ૧૫૫૩ તો તે ઉતારાની સાલ છે આ ગ્રથની સપૂર્ણ પ્રત તેમની પાસે નથી પણ ત્રુટક છે તેઓ આ ગ્રથ ટિપ્પણસહિત અ ૫ સમયમા પ્રકટ કરવાના છે આ ગ્રથનો કર્તા અને હરિલીલાનો કર્તા તેમના મત પ્રમાણે એક જ છે વળી તે ઘણુ કરીને પાટણ કે સિદ્ધપુરનો નહોતો એમ તેમનુ માનવુ છે તેઓ જણાવે છે કે તે ગ્રથની પક્તિઓ સમજવામા ભૂલ થયેલી છે તેઓ આ સબધી વિશેષ પ્રકાશ ગ્રથપ્રકાશન વખતે આપશે તેમની પ્રતના અન્તની પક્તિઓ આ પ્રમાણે છે —

અધિક સકલશાસ્ત્રસિદ્ધાન્ત પ્રેમ અધિક ઉપરિવાનદાન
શ્રીપુરૂષત્તમ તણા પ્રસાદ કીધો એહ કથા અનુવાદ     ૭૯
ન્યાપૂર યા અધિકુ કહ્યુ કથા એક ગ્રથમાહિ પદ રહ્યુ
કરી પ્રણામ કહુ કર જોડી કવિજન મ દેશુ ખોડી     ૮૦
શ્લો०——न्यूनातिरिक्त यत्किचिन्मतत्न्य मे त्वयि प्रमा
प्रीतोमव सुरश्रेष्ठ मथोनानेन केशव ॥     ૮૧
ચુ०——પ્રબોધ ચ ત્રોદય વિસ્તાર નાટક શાંત મહારસસાર
ભીમ ભણે નારાયણદાસ અ- સમાપ્તિ ષષ્ઠ પ્રકાશ     ૮૨
ઇતિશ્રી વિષ્ણુદાસ ભીમ વિરચિતે પ્રબોધપ્રકાશે ષષ્ઠપ્રકાશ સપૂર્ણ

આ ઉપરથી પુરૂષોત્તમ શબ્દ વિષ્ણુવાચક જણાય છે હરિલીલાની માફક અહિ પણ તે પોતાને 'વિષ્ણુદાસ ભીમ' જણાવે છે તેને રા રાવળે ઔદીચ્ય જણાવ્યો છે પરન્તુ રા તનસુખરામભાઇ લખે છે કે, તેની જ્ઞાતિ સબધી કોઈ નિર્ણય થઈ શકે એમ નથી

અપૂર્ણ

# અમારા દેશના દાદા.

લેખક —રા. શયદા.

ગઝલ

સદાએ સ્હાય કરનારા અમારા દેશના દાદા,
હમેશાં હિત ચાહનારા અમારા દેશના દાદા
અહોનિશ આત્મશક્તિથી અને સ્વદેશ ભક્તિથી,
ધરા નુજાવનારા છે અમારા દેશના દાદા

યુધિષ્ઠિર ભિષ્મ અર્જુન કે કૃપાળુ કૃષ્ણુના જેવા
અમે ભાન દથી કહેશુ અમારા દેશના દાદા
ભારતભૂમિ રૂપી વાડી તણા માળી બની તેને
ખિલેલી રાખનારા છે અમારા દેશના દાદા

બનીને વૃક્ષ ફાલેના નિરતર હિન્દની ઉપર
રહેજો છાયડી રૂપે અમારા દેશના દાદા
વિભુવર એ જ માગુ છુ હજારો હિન્દની માંહે
વિરલ તુ આપ છે જેવા અમારા દેશના દાદા

---

# ઇતિહાસ ચર્ચાની પ્રણાલિ.

લેખક—પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, એમ એ,

આજે આખા દેશમાં ઇતિહાસ ચર્ચાની પ્રવૃત્તિ જાગ્રત થઈ છે અને આજે કોઈ કોઈ અફસોસ સાથે કહે છે કે બગીય માસિક પત્રોના પાનાંમાંથી ઐતિહાસિક નિબંધે ટૂકી વાર્તાઓને હાંકી કાઢી છે એ સુખબર જો સત્ય હોય તો પ્રજાકીય મન (national mind)ના આ વિકાસ સમયે સાહિત્યનેતા અને પરિષદ્‌ને શિર એક મહાન કર્તવ્ય ઉપસ્થિત થયુ છે, તેની હવે વધારે વખત અવગણના કરી શકાય તેમ નથી આપણુ કર્તવ્ય એ છે કે આ નવી જાગ્રતી પામેલ ઇતિહાસ ચર્ચાના પ્રયાસને સમવાય સૂત્રથી બાધવો આ ઉદ્યમને ઉપદેશ દ્વારા સયત અને ઉચિત પથે ચલાવવો, જેથી બગાવી મગજનો અપવ્યય ન થાય, જેથી શ્રમનું સર્વોત્કૃષ્ટ ફલ ઉત્પન્ન થાય, જેથી યત્રના અથવા પ્રણાલિના દોષથી ઐતિહાસિક કારીગરે તૈયાર કરેલા દ્રવ્યો અગહીન અથવા ભગુર આકાર ધારણ ન કરે કેવળ ધીમાનમડળી આ કામ કરી શકે, અમુક વ્યક્તિ એકલી જ આ કામ કરવા શક્તિમાન નથી, તેમ તેનો અધિકાર પણ સાધારણ રીતે જનસમુદાય સ્વીકારે નહીં સર્વને વિદિત છે કે કારીગર પાસે જેવાં યત્ર હોય અને તે જેવી પ્રણાલિથી કામ કરે તેવુ જ તેનુ તૈયાર કરેલુ દ્રવ્ય થાય મહા મેધાવીનું લાંબા પરિશ્રમનું ફલ પણ યત્રના દોષથી બેડોળ અને નિરૂપયોગી થાય છે અને યોગ્ય પ્રણાલિનું અવલમ્બન ન કરવાથી બધી મહેનત વ્યર્થ જાય છે

ઇતિહાસ ચર્ચાની શ્રેષ્ઠ પ્રણાલિ તે વૈજ્ઞાનિક પ્રણાલિ (Scientific method) છે દેશકાલના ભેદ અનુસાર અથવા વિષયના ભેદ અનુસાર આ પદ્ધતિમાં કાંઈ ફેરફાર થતો નથી કારણ જ્ઞાનના ક્ષેત્રના બધા વિભાગોમાં આ પદ્ધતિ સમાન ઉપયોગી છે, અને બધી જાતનાં અતરોમાં એ સમાયલી છે યુરોપીયન પ્રજાઓએ આ પદ્ધતિનું જેટલુ અવલંબન કર્યું છે તેટલા જ અંશમાં જાતીયતાના અભિમાનથી મત્ત થઈ આપણે તે પદ્ધતિની અવગણના કરીશું તો તેથી આપણને જ નુકસાન થવાનું જગત તો આગળ વધશે, માત્ર આપણે જ મધ્યયુગ (middle ages) માં પડ્યા રહીશુ, આપણે રચેલો ઇતિહાસ વિજ્ઞાન વિરૂદ્ધ અને અશુદ્ધ થશે, અને વિદેશીઓ વૈજ્ઞાનિક પ્રણાલિથી જે ઇતિહાસરચના કર્યે જાય છે તે સત્યના બળથી બળવાન થઈ થોડા દીવસ પછી આપણા પ્રાચીન ધોરણ પર સ્થાપેલ ઐતિહાસિક કલ્પના જલ્પનાને પરાસ્ત કરશે કારણ ઋષિ વાક્ય યાદ રાખજો કે 'સત્ય જ જય મેળવે છે, અસત્ય મેળવતુ નથી'

ત્યારે ઇતિહાસકનો શો ઉદ્દેશ હોવા જોઈએ એ સમજ્યાથી ઇતિહાસ લખવાની શ્રેષ્ઠ પદ્ધતિ જાણી શકાય? ખરો ઇતિહાસ ભૂતકાળને સજીવ કરી આંખ સામે ખડો કરે છે આપણે

[બરદ્વાન બગીય સાહિ ય સમ્મેલનની ઇતિહાસ શાખાના પ્રમુખ તરીકે પ્રોફેસર જદુનાથ સરકારે આપેલું વ્યાખ્યાન]

જાણે સુદૂર કાલના લોકોના દેહમાં પ્રવેશ કરીએ છીએ, તેઓના વિચાર પ્રમાણે વિચાર કરીએ છીએ, તેમનાં સુખ, દુ ખ, આશા, ભય આપણાં હૃદયમાં અનુભવીએ છીએ એ પ્રમાણે ભૂતકાળ સબંધી અવિકૃત અને સંપૂર્ણ સત્ય ઉપલબ્ધ કરવુ એ જ ઇતિહાસનો ઉદ્દેશ છે

સત્યના દૃઢ સંગીન પાયા પર ઇતિહાસ ઉભો રહે છે જો એ સત્ય નિશ્ચિત ન થાય, જો ભૂતકાળની એકાદ ગમે તેવી છબી ખડી કરી, અથવા તેની અર્ધિપર્ધિ છબી દોરીને જ આપણે અટકીએ તો તો આપણે કલ્પનાના જ પ્રદેશમાં ગયા તો પછી એ બાબતમાં આપણે જે કાંઈ લખીયે યા વિશ્વાસ કરીએ તે રેતીના પાયા પર ત્રણ માળના મકાન ચણવાના પ્રયાસ જેવુ જ ગણાય.

સત્ય નિર્ણય કરવાની પદ્ધતિ કઈ? સર્વથી પ્રથમ આ કાર્ય માટે પોતાના મનને ઉપયોગી બનાવી દેવુ યશ, ધન, અથવા માનની લાલસા દૂર કરી, પોતાના અંતરના અનુરાગ વિરાગનુ દમન કરી, સર્વ પૂર્વ સંસ્કારનો ત્યાગ કરી, દૃઢ પ્રતિજ્ઞા કરવી જોઈએ કે

અમે સત્યને આ જ મનનુ સમર્પણ કરીએ છીએ,

અમે સત્યને સમજશું, સત્યને પૂજશુ, સત્ય ધન શોધશુ

સત્ય પ્રિય હોય કે અપ્રિય હોય, સાધારણ લોકોએ સ્વીકારેલું હોય કે પ્રચલિત મતથી વિરોધી હોય, તેનો વિચાર કરવો નહીં આપણા સ્વદેશ ગૌરવને આઘાત કરો કે ન કરો, તે વિરે નજર કરશો નહીં સત્યનો પ્રચાર કરતા જતા સમાજ કે બહુવર્ગમાં ઉપહાસ કે તિરસ્કાર સહેવો પડશે તો સહેશુ, પરંતુ સત્યને શોધશુ, સમજશું અને સ્વીકારશું, આ ઇતિહાસકની પ્રતિજ્ઞા હોય છે ભારતની અતિ પ્રાચીન કાલની કથા, રામાયણ મહાભારત વગેરેની રાજ કથા જો કાલ્પનિક છે એમ ગણીએ તો હિન્દુ ધર્મની ગ્લાનિ થાય એ જે આપણી સામાન્ય માન્યતા છે તેનો ઉચ્છેદ કરવો જોઈશે પ્રતિજ્ઞા કરી જોઈ શે કે પ્રમાણ મળ્યા વગર અમે કશુ માનશુ નહીં

પ્રામાણિક ઘટનામાંથી જ ઇતિહાસનો આરંભ છે એથી જ યુરોપમા ઇતિહાસની રચનામાં એક ક્રમોન્નતિની ધારા દેખાય છે જ્ઞાનના વિસ્તારની સાથે સાથે ક્રમસર પુરાતન મત, પુરાતન ગ્રંથ હડસેલી દેવાતા જાય છે કાયદાનાં પુસ્તકો માફક ઇતિહાસમાં પણ ક્રમે ક્રમે નવી આવૃત્તિઓ ખરીદવી પડે છે પિતામહના વખતથી ચાલતાં આવેલાં વિશ્વાસના મૂલની પરીક્ષા કરી એ પુરાતન ઇમારતો ક્રમશ મમતા હીન બની ભાંગી નાખી તેને સ્થાને નવાં નવાં ઘરો રચાતાં જાયછે આના કેટલાંક દૃષ્ટાંતો આગળ આપશુ

સભ્યતા, સમાજ, વિશ્વાસની વૃદ્ધિ અને પરિવર્તન ઇતિહાસના વિષયમાં આવી જાય છે અહીંયા માનવીના હાથની લખેલ સાક્ષી ન મળતા છતાં પણ માનવીના હાથનું કાર્ય કેટલા યુગો થયાં પૃથ્વીના અનેક સ્થાનમાં સચવાઈ રહ્યુ છે? કિન્તુ 'ઇતિહાસ' કહેવાથી આપણે સાધારણ રીતે જે સમજીએ છીએ તેનો આરંભ પ્રામાણિક ઘટનામાંથી છે પ્રમાણ માટે સાક્ષીનો સંગ્રહ અને વિચાર કરવો એ ઇતિહાસનુ સર્વથી પ્રથમ કાર્ય છે --આ મૂળ મંત્ર એટલો બધો સહજ છે,

આપણી દરેક અદાલતમાં તેમ જ સસારી કાર્યમા તેનો આપણે એટલો બધો સહજ છે, આપણી દરેક અદાલતમાં તેમ જ સસારી કાર્યમાં તેનો આપણે એટનો બધો ઉપયોગ કરીએ છીએ કે તેની વ્યાખ્યા કરવી એ અનાવશ્યક ગણાય છતાં અફસોસની વાત છે કે આપણા જુદા જુદા પ્રદેશમા લખાયેલા આધુનિક ઇતિહાસ અને ઐતિહાસિક ગ્રન્થો વાંચતા આપણને લાગે છે કે ઇતિહાસના ક્ષેત્રમાં આ નિયમ આપણે હજી સ્વીકારતા થયા નથી

સાક્ષી તપાસવામાં આપણે ત્રણ પ્રશ્ન કરીએ છીએ,

(૧) સર્વે પહેલા કોણે ખબર આપી છે? આ first information યાને ખબરની પ્રથમ નકલ મોજુદ છે? પોલીસ ડાયરીની ખાનગી નકલ કેવી રીતે મળી શકે?

(૨) આ સાક્ષીને બનાવ જાણવા માટે કેવી સગવડ હતી? તેણે બનાવ પોતાની આંખે જોયો છે કે કોઈ પાસેથી સાંભળેલી વાત કહે છે?

(૩) મુકદમાના કોઇ પક્ષની સાથે તેનો સ્વાર્થ જોડાયલો છે કે નહીં?

પ્રત્યેક ઇતિહાસકને પણ પગને પગને આ ત્રણ પ્રશ્નો પુછવા પડે છે બનાવ સબંધે જે કાંઈ લખી ગયા છે તેઓનાં નામની યાદી, વર્ગીકરણ, પરસ્પરની ઉક્તિના વિરોધનો પરિહાર અને અવલોકન કર્યા પછી જ ઇતિહાસ લખવાનો આરભ કરવો જોઇએ પ્રથમ આ પ્રકારની યાદી (critical bibliography) નો સગ્રહ કર્યા વગર રચના કરવા મડવુ એ મોટો ભ્રમ છે એ આપણે હજી પણ સપૂર્ણ રીતે સમજતા નથી.

વર્ણવેલા બનાવના સૌથી પહેલા અને મુખ્ય સાક્ષીની ઉક્તિ શોધી કાઢવી એ જરૂરનું છે સમકાલીન લેખક ન મળે તો બનાવથી બને તેટલો નજીકનો સાક્ષી મળી શકે તેમ વધારે સારૂ પુરાતન વર્ણન સક્ષેપમા અને કઠોર ભાષામાં લખાયલ હોય છતાં આધુનિક સમયનાં લાંબાં અને સુલલિત વર્ણનની ઉપર તેને સ્થાન જોઇએ મૂળગ્રથ મળે તો અનુવાદનો ઉપયોગ કરવો ઘટતો નથી.

આમ છતાં આપણા દેશના અનેક ઇતિહાસકોને મન દાળીયા મમરા અને મોહનભોગની એક જ કીમત છે કોઈ બનાવ સબંધે જેણે જેણે બે વાત લખી હોય તે બધાને સરખા વિશ્વાસને યોગ્ય આપણે માની લઇએ છીએ આપણે વિચાર કરતા નથી, અવલોકન કરતા નથી; સત્યના આદિ ઝરણને પહોંચવાનો પ્રયત્ન કરતા નથી આ જ જુવો પઠાણ યુગનો ભારતનો ઇતિહાસ લખવા જતાં આપણે ફિરસ્તા અને આસ્વાદામુનીર ઉપર, સત્તરમી સદીના મોગલ બાદશાહ સમયની કાફીખાં ઉપર અંધશ્રદ્ધા રાખી આપણે ગ્રથો રચીએ છીએ છતાં આ ત્રણે લેખકો વર્ણવેલ બનાવ પછી લાંબે કાળે જન્મ્યા હતા; અને તેમણે તે તે યુગના સમકાલીન વિવરણ ઉપરથી ફક્ત ગોઠવણી કરી છે આપણે એ બધાં સમકાલીન વિવરણો મેળવવા પ્રયત્ન કરતા નથી, તેમ એ વિવરણો મેળવવાં એ ઉપયોગી છે એટલુ પણ મનમાં માનતા નથી એક

સમકાલીન સાક્ષીની વિરૂદ્ધમાં તે પછીના યુગના હજાર નકલ કરનારા ખડા થાય તોપણ એ બનાવ સબંધમા તેઓની સાક્ષીમાં કંઈ પણ વજૂદ નથી, તેમની કથા એક જાતની સમાયોચના તરીકે ગણાય, પણ તે ઈતિહાસનુ મૂળ ઉપાદાન ન મણાય આ સત્ય પણ આપણે ખરેખર માનતા નથી

વળી સાક્ષીને સત્ય જાણવા માટે કેવી સગવડ હતી એ વિચારવુ પણ આવશ્યક છે જેમકે શાહજહાનનો પુત્ર શુજા આરાકાનમાં માર્યો ગયો, તે સ્થાને હિન્દુ મુસલમાનને આવવા જવાનો નિષેધ હતો માધરાજા વલદા અને ફિરગી શિવાય બીજા પરદેશીઓને પોતાના રાજ્યમાં ટકવા દેતા નહીં આ યુરોપી વેપારીઓએ શુજાની છેવટની દશા સબધે જે ખબર ભારતમા પોતાની કોઠીઓ ઉપર મોકલેલી તે બર્નીયરની મુસાફરીના વૃત્તાતમાં કંઈક અને અર્વિન તરજુમો કરેલ માનુચીના આત્મવૃત્તાતમાં વિસ્તારથી આપવામાં આવેલ છે પરતુ આપણા લોકો બીજે બધે ઠેકાણેથી તરેહ તરેહના ગપગોટા એકઠા કરી નિબધ પૂરો કરે છે પણ આ બે ગ્રન્થ સામુ જોતા નથી અને જુવે છે તો તેની ઉક્તિને સર્વશ્રેષ્ઠ તરીકે કબુલ કરતા નથી

આદિ સાક્ષીનું અનુસન્ધાન કરવાથી વિલાયતમાં ઈતિહાસ ક્ષેત્રમાં જે રાષ્ટ્રવિપ્લવ જેવુ પરિવર્તન થયુ છે તેનાં એક બે દૃષ્ટાંત આપું છુ ચારસો વર્ષ થયા ઈગ્લાંડનો રાજા રિચર્ડ ઇતિહાસમાં નરપિશાચ તરીકે વર્ણવાતો આવે છે હાલ સર કલેમન્ટસ માર્કામે આ માન્યતાના પાયાની પરીક્ષા કરી મિથ્યા તરીકે સાબીત કરવાને પ્રયત્ન કર્યો છે અને વાચેલ છે જે સ્પેનના વિસિગૉથ વશના છેલ્લા રાજા રૉડરીકે પોતાના સેનાપતિ જૂલીયનની કન્યા ઉપર જુલમ ગુજારવાથી જૂલીયને મુસલમાનોને બોલાવી રાજાનો નાશ કરાવ્યો પરતુ નવા શોધને પરિણામે સાબીત થયુ છે કે આ વાત કેવળ ઉપજાવી કહાડેલ છે રમણિના ઉપર જુલમ ગુજારવાની વાત આ બનાવ બન્યા પછી છસો વર્ષ પર ઇટાલીના એક સાધુએ પ્રથમ ઉપજાવી કાઢી જૂલીયન નામે કોઈ હતો જ નહીં સ્પેન દેશમાં જે વિખ્યાત પુરૂષે મુસલમાનોનો પક્ષ લીધેલ તેનું નામ આબોન હતુ રૉડરિક નામનો સ્પેન રાજ્યમાં ખરેખરો અધિકારી હતો જ નહીં, ઈત્યાદી આથી કરી આરબોના સ્પેનના વિજયની કહાણી તદ્દન નવેસરથી લખાવા માંડી છે પુરૂષોનાં નામ અને ચરિત્રો, બનાવ પરંપરા, બનાવોનાં કારણ સુદ્ધાં બદલાવવાં પડે છે નેપોલીઅન સબધમાં થીઅર્સ (Thiers) જે ઇતિહાસ લખી ગયો છે અને જે આપણા દેશમાં આદર પામેલા ઍબટના નેપોલિયન ચરિત્રનું મૂલ છે તેની કીમત જુદા જુદા દેશના સરકારી કાગળ પત્ર અને ખાનગી ચિઠ્ઠિની શોધ પરથી અત્યારે શિક્ષિત સમાજમાં ખડુ ઉતરતી થઇ ગઇ છે અને એક કાવ્ય તરીકે તિરસ્કારથી તેનો પરિત્યાગ કરવામાં આવેલ છે છતાં આ નવીન શોધનુ ફલ જ્યાં એકત્ર કરવામાં આવેલ છે તે Holland Rose's Life of Napoleon નુ નામ સુદ્ધાં આપણામાંના ઘણાઓએ સાંભળ્યુ નથી આપણો બીજો નીલમણિ ટૉડનું રાજસ્થાન પણ ઘણે સ્થળે અવિશ્વાસ યોગ્ય વાર્તામાત્ર છે એનો આપણે વિચાર કરતા નથી.

અસત ગ્રથ મોજુદ હોવા છતાં તરજુમા ઉપર આધાર રાખવાથી કેવી ભૂલ થાય છે તેનું એક દષ્ટાંત આપુ છું કેપ્ટન ગ્રૅન્ટ ડફનો મરાઠા જાતીનો ઇતિહાસ એક મઝાનો ગ્રથ છે પણ ડફ સાહેબના પડિતે ભૂલથી અફઝલખાનના દૂતનું નામ શિવાજીના દૂતને આપ્યું છે આ કાંઈ કહાડી નાંખીએ એવી ભૂલ નથી અફઝલખાનનો દૂત જો શિવાજીના પૈસા ખાઈ પોતાના સ્વામીને ભૂલ થાપ આપી વધ્ય ભૂમિમાં લાવત તો તે વિશ્વાસઘાતી બનત શિવાજીના દૂતના સબધમા તેનું એ કાર્ય એટલુ બધુ નીતિ વિરૂદ્ધ ન ગણાય એજ પ્રમાણે Dow's History of Hindustan નામે એક અગ્રેજી ગ્રથને ઘણાઓ મુગલ બાદશાહોના અતિ વિશ્વાસયોગ્ય ઇતિહાસ તરીકે માની તેનો મત ટાંકે છે, છતાં ડાઉ સાહેબ સમકાલીન અને પ્રામાણિક કોઈ ફારસી ગ્રથનો ઉપયોગ કરતા નથી, તેમ જે બધા નવા ફારસી ગ્રથની મદદ લીધી છે તેનો પણ વિશુદ્ધ અને સાંગોપાંગ તરજુમો આપતા નથી મોટે ભાગે પોતાની કલ્પનાના બનથી રગાયલી કહાણીઓ માત્ર લખે છે અત્યારે પડિત સમાજમાં કોઈ પણ ડાઉના ગ્રથને ઇતિહાસ તરીકે માનતા નથી

સમકાલીન લેખકને આંખો વીંચીને માનીને તે ઉપરથી અગાઉ ગ્રીસ દેશનો ઇતિહાસ લખાતો હતો. પરતુ હવે શિલાલેખ, સિક્કાઓ, વગેરેની સહાયથી અને યુકિતસગત અવલોકનને પરિણામે ગ્રીસના ઇતિહાસમાં જે કાંઈ મહાન પરિવર્ત્તન થયુ છે તે Bury's History of Greece વાંચવાથી જાણી શકાય છે એ જ પ્રમાણે ઇસ્લામના અભ્યુદય અને આદિ યુગનો વિશુદ્ધ ઇતિહાસ નવા બહાર પડેલ Cambridge Mediaeval History માં લખાયલો છે જેથી વણો ભ્રમ દૂર થયો છે

એટલા માટે જે કોઈ મરાઠી ભાષા જાણનાર લેખક માત્ર ગ્રાન્ટ ડફને આધારે અને ફારસી જાણનાર લેખક માત્ર ડાઉને આધારે ઇતિહાસ લખે તો તે પુસ્તકની કીમત શી ? તે આપણા જ્ઞાનમાં વિરૃદ્ધિ કરી શકે નહીં આવા ગ્રથનો આપણે કેમ આદર કરીએ ? આવા ઉપગ્રથને વિલાયતમાં rechauffe કહે છે, અર્થાત વાસી ખોરાકને બીજે દીવસે ગરમ કરી તાજી જણસ તરીકે વેચવાનો પ્રયત્ન કરવામાં આવે તેવો માલ એ છે બગાની સાહિત્યમાં જો એ પ્રમાણે ગરમ કરેલ વાસી ઇતિહાસનો વિશેષ પ્રચાર કરવા દેવામાં આવે તો સાહિત્ય ભોક્તાઓની તદુરસ્તી સબધમા ખાસ ભય રાખવો પડશે આવા ગ્રથની દયાહીન સમાલોચના કરવી એ એક જરૂર કરવાનું કામ છે, ભલે પછી એ અત્યંત અપ્રીતિકર હો આ કામ અમુક એક વ્યક્તિ ન કરતાં બુદ્ધિમાન મડળ કરે તો સારૂં દેખાય અને એથી વિશેષ ફલ થાય

જે ઠેકાણે અનુવાદનો ઉપયોગ કર્યા વગર ન ચાલે તે ઠેકાણે સર્વથી ઉત્સ્ટ્રો રચાયેલ અથવા સર્વથી શુદ્ધ અનુવાદનો ઉપયોગ કરવો જોઈએ આ જુઓ, જહાંગીર બાદશાહના આત્મજીવનની કથાના અગ્રેજીમાં બે નવુ અનુવા૦ અઢારમી સદીનાં અત ભાગમાં પ્રાઇસ અને એન્ડરસન નામના બે અંગ્રેજોએ બહાર પાડયા છે તે અત્યંત અશુદ્ધ ફારસી પોથીના ઉપરથી રચાયેલા છે, અને

અનુવાદ કર્તાએ પણ અનેક સ્થળે અર્થની ભૂલ કરી છે આ પુસ્તકની વિશુદ્ધ ફારસી નકલને આધારે પી રાજર્સ અનુવાદ રચ્યો છે અને તેમાં મૂલ્યવાન ભૂગોલ સબંધી ટીકા અને સશોધન ઉમેરી મી બેવરિજે તેને થોડાં વર્ષ પહેલા બહાર પાડયો છે હવે જો આપણે પ્રથમના અશુદ્ધ ભાષાન્તર ઉપરથી અનુવાદ કરીએ અને રાજર્સનો અનુવાદ જોવો જરૂરનો ન ધારીયે તો આવા પુસ્તકથી આપણું સાહિત્ય પરિપુષ્ટ થાય એમ કહી શકાય નહીં તેમજ ચીનાઈ મુસાફરોની સફરના વૃત્તાંતોના, માનુચીના ગ્રંથના તેમ જ અશોકના ફરમાનોનાં એકથી વધારે અંગ્રેજી ભાષાંતરો થયાં છે તેમાંથી સર્વથી શ્રેષ્ઠ ભાષાંતર જ બંગાલી લેખકોએ વાપરવાં જોઇએ એવી જાતની જિદ્દ કરવી એ આપણા ધીમાન મડલનુ કર્તવ્ય છે

કયારેક કયારેક તરજુમાનો તરજુમો અણછુટકે વાપરવો પડે છે, પરતુ કવોટેશનનું કવોટેશન અને તેનું કવોટેશન શા માટે વાપરવુ ? અંગ્રેજીમાં એક મહત્વનું વચન છે કે Always verify your references, અર્થાત્ જેના મતનો ઉલ્લેખ કર્યો હોય તેણે એ વાત બરાબર કહી છે કે નહીં તે ખસુસ જોવુ મેં જે બીજાનાં વચન ઉતાર્યા છે તે કોનાં વચન છે, અને કયા ગ્રંથમાં કયે ઠેકાણે તે છે એ બાબતનો નિર્દેશ ન કરવાથી સાહિત્ય સબધી અસાધુતા થાય છે અને ભ્રમ સશોધનમાં પણ હરકત પડે છે

ઇતિહાસ લેખક વિસ્તૃત અને વિશુદ્ધ પ્રમાણુની યાદી આપવા બધાયલો છે કાયદાનાં પુસ્તક જેવી રીતે ઝીણા ટાઇપમાં છાપેલ ઉદાહરણોથી પૂર્ણ ન હોય તો ચાલે નહીં તેમ જ ઇતિહાસ પણ નાના ટાઇપની ફૂટનોટથી ઘેરાયલો હોવો જોઇએ આ કંઇ પાંડિત્ય બતાવવાનો ઉપાય નથી. કારણ એ ન હોય તો ગ્રંથની કીમત ઘટે. દરેક ખરો ઇતિહાસક દરેક પાનાની નીચે ટીકા આપીને તેમાં પ્રામાણિક ગ્રંથનુ નામ, આવૃત્તિ અને પ્રગટ થવાની સાલ, અને પાનાની સખ્યા વગેરે ઝીણામાં ઝીણી બાબતોનો શુદ્ધ ઉલ્લેખ કરવો એ આવશ્યક કર્તવ્ય ગણે છે આપણો મોટો દોષ એ છે કે આપણામાંના ઘણા પોતે રચેલા ઇતિહાસ કે ગ્રંથમાં આ પ્રમાણે આદિ વૃત્તાંતોના નામ કે પૃષ્ઠની સખ્યાને ઉલ્લેખ કરવાનો પરિશ્રમ લેવા ચાહતા નથી કાં તો શરૂઆતમાં કેટલાક ગ્રંથોનાં નામ માત્ર આપી છોડી દઈએ છીએ, આથી આપણી જાણે અજાણે થયેલી ભૂલોમાં સશોધન કરવાનો ઉપાય રહેતો નથી, અને જ્ઞાનપિપાસુ વાચક પણ પોતે મૂળ વૃત્તાંત વાંચી કોઈ બાબતમાં વિશેષ જાણવાનો માર્ગ જોઈ શકતા નથી

આ જે બધી પ્રણાલિનો અત્યાર સુધી નિર્દેશ કર્યો તે હિસાબ રાખવા જેવુ ફકત મહેનતનું કામ છે, તેમાં વિશેષ ઉંચી પ્રતિભાની જરૂર નથી જો આ કામ જરૂર કરવા યોગ્ય ગણી આળસનો ત્યાગ કરીએ તો આપણે બધા આ કામ સહજ કરી શકીએ

હવે આપણે ઇતિહાસ રચનાના વધારે ઉંચે પગથીએ ચડીએ. ઇતિહાસ લેખકે વ્યક્તિગત

---

સર્વ દર્શન સમહ રૂ. ૫-૦-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

ભ્રમના સશોધનનો અને તેટલો પ્રયાસ કરવો જોઈએ; એક જ બનાવ ઉપર ભિન્ન ભિન્ન દિશાએથી અજવાળુ પાડવુ જોઈએ શત્રુ પક્ષ આમ કહે છે, મિત્ર પક્ષ આમ કહે છે, પરદેશી મુસાફરો આમ જોઈ ગયા છે, સ્વદેશી કવિઓએ આની સાક્ષી પૂરી છે આ બધી હકીકત એકઠી કરી તેમાંથી કઇ સાક્ષી વિશ્વાસનાલાયક અને કેટને દરજ્જે વિશ્વાસલાયક છે એ નક્કી કરીએ ત્યારે પૂર્વ કાલના બનાવનું ખરૂ સ્વરૂપ જાણવામા આવે એ ઇતિહાસમાં કોઈ પક્ષને પ્રથમ એક તરફી ડિક્રી (ચુકાદો) મળે તો તે એક દિવસ અપસેટ ( upset=ફેરવાઈ જશે ) થઈ જાય, કારણ જગતના જ્ઞાનની અદાલતમાં અપીલને મુદતનો બાધ નથી આવતો સૈંકડો વર્ષ પછી પણ ગેરવાજબી મતની વિરૂદ્ધ ફરિયાદ કરી શકાય છે, અપીલની છેલ્લામા છેલ્લી સીમા સત્ય નિર્ણય સુધી પહોચ્યા પછી જ અટકે છે જો માફ કરો તો મારા જાણવામાં આવેલા એક બે ઉદાહરણ હું આપુ છુ હમણાં મિરજુમ્લાના આસામ અને કુચબિહારના જયનો ઇતિહાસ લખવામા રોકાયેલો છુ એ માટે એક તરફથી મુગલ સવાદદાતાનો ફારસી ગ્રથ અને બાદશાહી ફારસી ઇતિહાસ, બીજા પક્ષમાં આસામના લોકોએ લખેલ ખબરો અને એક વલદા નૌકાસૈન્યની કાહાણીનો ઉપયોગ કરવાનો છે. તે પ્રમાણે શિવાજી અને શભાજીની કાર્ય પરપરા માટે મુગલ પાદશાહની પક્ષે લખેલો ફારસી ઇતિહાસ, બે સમકાલીન નિષ્પક્ષપાત હિન્દુઓનો લખેલો ફારસી ઇતિહાસ, ગોલકોન્ડા અને બિજાપુરના સુલતાનો માટે રચાયેલ ફારસી ઇતિહાસ, મરાઠી ભાષામાં લખાયેલી ખબરો, કાગળો વગેરે અને યુરોપીય વેપારીઓની સાક્ષી એમ પાંચ પ્રકારનાં જુદાં જુદાં સાધનોનો સગ્રહ કરવો પડ્યો છે

બનાવનું ખરાપણું નકકી કરવાથી જ ઇતિહાસનુ કાર્ય પુરૂ થતુ નથી, ગત કાલના બાહ્ય આવરણ, તેના શરીરની ચામડી ચક્ષુ સમીપ સહેજે લાવી શકાય, પરતુ તેનુ હૃદય દેખાડયા વગર ખરો ઇતિહાસ થાય નહીં, કેવળ રાજાનાં નામ, રાજ્ય ફેરફાર, યુદ્ધવિગ્રહથી જ કાંઈ ઇતિહાસ બનતો નથી ઇતિહાસ દર્શન નામને યોગ્ય છે તે પદે પદે દર્શાતો દેખાડી આ દર્શન લખવુ પડે છે દાર્શનિક ન હોય તો પ્રથમ પક્તિનો ઇતિહાસકાર બની શકે નહીં પરતુ એવા લેખક વિરલ હોય છે આપણી પરિષદ અથવા સમિતિ એમને ઉપજાવી શકતાં નથી એટલે ધીમાન મંડલના પ્રયાસથી આ મહાકાર્યમાં જેટલી સહાયતા આપી શકાય તેટલા જ વિષય માટે હું બોલીશ

(૧) પ્રત્યેક વિભાગના મુખ્ય મુખ્ય વિષય અને શાખામાંનાં કેટલાક પુસ્તકોમાંથી જે નવામાં નવુ અને સૌથી વધારે કીમતી જ્ઞાન આપી શકે તેની યાદી બહાર પાડવી દરેક વિષયમાં દેશી વિદેશી પડિત મંડળી આજ સુધી કેટને આગળ વધી છે તેનું સારૂં વિવરણ એ સર્વ પુસ્તકમાંથી આપણને મળવાનુ અગાઉ મેળવેલા જ્ઞાનની સીડી ઉપર ઉભા રહ્યા સિવાય આપણે વિદ્યાવૃક્ષની વધારે ઉંચી શાખા ઉપર ચડી શકીશુ નહીં

(૨) પરિષદ અથવા બીજા કોઈ વિદ્વાન મડળ અથવા મહાનુભાવ જમીનદારવગ આ બધાં

# વર્તમાન ચર્ચા.

લેખક —રા. મનસુખલાલ આત્મારામ માસ્ટર, બી એ , એલએલ બી

## ૧. હિન્દના બે મહાન દેશભક્તોને ડૉકટર ઑફ લૉઝની પદવી.

એલએલ ડી. અર્થાત્ ડૉક્ટર ઑફ લૉઝની માનભરી પદવી આપવામાં મુમ્બાઇની યુનીવરસીટીએ અત્યાર લગી ઉંચી ધર્મબુદ્ધિ અને ઉંચુ ડહાપણ બતાવ્યાં છે ૫૮ વર્ષના તેના ઇતિહાસમાં માત્ર પાચ વખત જ આ પદવી તેણે આપી છે સ્થાનિક સ્વરાજ્યનો હક બક્ષનાર હિન્દનો વ્હાલો વાઇસરૉય માર્કિવસ ઑફ રીપન, આ ઇલાકામા ઉંચી કેળવણીનો સગીન પ્રચાર કરનાર સર રેમન્ડ વૅસ્ટ, પ્રિન્સીપાલ વર્ડસ્વર્થ તથા પ્રિન્સીપાલ સેલ્બી, પૂર્વની ભાષાઓમાં શોધખોળ કરી ઉંડી વિદ્વત્તા પ્રાપ્ત કરના સર રામકૃષ્ણ ભાંડારકર-આ પાંચ પુરૂષો આ પદવી મેળવવાને ભાગ્યશાળી થયા છે આ ઉજ્જ્વલ નામાવલિને વધારે ઉજ્જ્વલ બનાવનાર બે નામોનો હાલમાં તેમા વધારો થયો છે હિન્દનાં બે પ્રાતઃસ્મરણીય નામો-હિન્દના દાદા શ્રી દાદાભાઈ નવરોજજીને તથા "હિન્દના તાજ વગરના રાજા સર ફીરોજશાહ મહેતાને આ પદવી આપવાનો મુમ્બાઇની યુનીવરસીટીએ ઠરાવ કર્યો છે આ બે મહાન દેશભક્તોએ પોતાની માતૃભૂમિની કરેલી સેવાઓ એટલી તો અમૂલ્ય છે તથા યુનીવરસીટીનુ જીવન ઘડવામાં તેઓએ ખાસ કરીને સર ફીરોજશાહ મહેતાએ-લીધેલો ભાગ-એટલો તો મહત્ત્વવાળો છે કે તેઓ આ પદવીને માટે ઘણા વર્ષો થયાં લાયક થયા હતા તેની કોઇથી પણ ના પાડી શકાશે નહિ પણ જેની રગે રગમાં દેશભક્તિનુ પવિત્ર લોહી વહી રહ્યું છે એવા કર્મવીરોની દેશસેવાઓની આપણે જોઇએ તેટલી ત્વરાથી તથા જોઇએ તેવી સગીન રીતે કદર કરતા નથી એ શુ આપણા જાહેર જીવનનું શોચનીય લક્ષણ નથી ? તેનાં કારણો ઘણાં છે પણ તે અત્ર દર્શાવવાનો સમય નથી મોડી મોડી પણ મુબાઇની યુનીવરસીટી જાગી અને પોતાનો કર્તવ્યપથ જોયો તે માટે હમે તેને અત કરણપૂર્વક અભિનદન આપીએ છીએ

આ બે મહાન પુરૂષોએ કેળવણીના વિષયમાં જે મહત્ત્વનુ કાર્ય કર્યું છે તે વિષે બે બોલ કહેવા જેવા છે શ્રી. દાદાભાઈ નવરોજજીએ ૧૮૪૫ થી ૧૮૫૫ સુધી એલ્ફીન્સ્ટન કૉલેજમાં ગણિતશાસ્ત્રના પ્રોફેસર તરીકે કામ કર્યું હતુ પણ તેમની ખરી કિંમતી સેવા તો સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવામાં સમાયલી છે ૧૮૪૦-૪૫ ના સમયમાં સ્ત્રીકેળવણી તરફ સખ્ત વિગ્રહતા હતી કુમારિકાઓને શાળામાં જવાનું દુર્ગ જીતવા જેટલું દુષ્કર હતુ એટલી બધી

આદર્શભૂત સ્વદેશભક્ત



પરમપૂજ્ય હિ ઓનર સર ફિરોજશાહ મહેતા એન્એન્ ડી (૧૯૧૫)

Block by ... The Be... Art Printing Works.

## મુંબઈ યુનિવર્સિટીના પહેલા પાંચ એલ્‌એલ્‌ ડી



મિ૦ વર્ડ્ઝવર્થ (૧૮૯૦)



સર રેમ૦ વેસ્ટ (૧૮૯૧)



લાર્ડ રીપન (૧૮૮૪)



ડૉ સર રામકૃષ્ણ ગો ભાંડારકર (૧૯૦૪)



પ્રિ મેકી (૧૯૦૮)

લોકલાગણી ઉશ્કેરાયલી હતી તેવા સમયમા શત્રુના ઘાની લેશ પણ દરકાર કર્યા વગર માત્ર કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇને યુદ્ધને મોખરે વિચરનાર શૂરવીર યોદ્ધાની માફક મી દાદાભાઈ નવરોજજીએ કેળવણીનો ઝુડો ઉપાડ્યો હતો તથા તેના પરિણામરૂપે ધી સાયન્ટીફીક અને લિટરરી એજ્યુકેશન સોસાઈટી સ્થાપી હતી એટલુ જ નહિ પણ તેઓ પોતે શિખવવા જતા હતા તથા પોતાના સમકાલીન યુવકોને તેમ કરવાને પ્રોત્સાહન આપતા હતા આ તેમની દેશ સેવાની ઉંડી લાગણી તથા તેમની ધર્મબુદ્ધિની ઉચી કસોટી કેળવણીના ઇતિહાસમાં મી દાદાભાઈ નવરોજજીનુ નામ એક મહાન આદિપુરૂષ તરીકે અમર રહેશે

સર ફીરોજશાહનુ કેળવણીને લગતુ કાર્ય એટલુ તો સગીન અને વિશાળ છે કે જો લખવા બેસીએ તો આ ઇલાકાની ઉચી કેળવણીનો તથા ખાસ કરીને મુબાઇની યુનીવરસીટીના છેલ્લાં ત્રીસથી ચાળીસ વર્ષનો ઇતિહાસ લખવા જેવુ થાય સરકારે ઉંચી કેળવણીનો બ્હોળો પ્રચાર આ દેશમાં કરવો જોઇએ તે વિષે સર ફીરોજશાહે સતત લડત ચલાવી છે યુનીવરસીટી એ પ્રજાકીય સસ્થા છે એ સૂત્રનુ સાદુ રહસ્ય તેઓએ પોતાના જીવનથી સચોટ રીતે દર્શાવ્યુ છે લૉર્ડ કર્ઝનના યુનીવરસીટી ઍક્ટથી સરકારી તત્વનો અને સરકારી અકુશનો યુનીવરસીટીમાં ઘણો મોટો પ્રવેશ થયો છે તથાપિ યુનીવરસીટીનુ ગૌરવ તથા તેની સ્વતન્ત્રતા બને તેટલાં જળવાઈ રહે તે માટે સર ફીરોજશાહે છેલ્લાં દશ વર્ષમાં જે કમર કસીને લડત ચલાવી છે તે માટે યુનીવરસીટી તેમનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે સર ફીરોજશાહનુ નામ Liberal Culture ના પ્રચાર સાથે હમેશાં જોડાયલું રહેશે ગમે તેટલાં પ્રનો બનો હોય તેની લેશ પણ દરકાર કર્યા વગર માતૃભૂમિની ઉન્નતિ અર્થે ઉંચી કર્તવ્યબુદ્ધિથી પોતાના સિદ્ધાન્તોને વળગી રહેનાર વીર પુરૂષો વિરલ છે, અને તેમાં તે સિદ્ધાન્તોની અનેક મુશ્કેલીઓને ટાળીને કાર્યમાં સક્રાન્ત કરનાર પુરૂષો તો તેથી પણ વધારે વિરલ છે હિન્દના દાદા મી દાદાભાઈ નવરોજજી અને સર ફીરોજશાહ મહેતા આવી ઉંચી કક્ષાના દેશભક્તો છે આવા યશસ્વી પુરૂષોને એલએલ ડી. ની પદવી અર્પવામાં યુનીવરસીટીએ પોતાના જ માનમાં વૃદ્ધિ કરી છે સ્વદેશાનુરાગની વેદી પર અનેક બલિદાન આપનાર આ બે હિન્દના હીરાનો ચૈતનમય પ્રકાશ દીર્ઘકાળસુધી આપણી માતૃભૂમિપર પડો એ જ પ્રાર્થના છે

## ૨. કર્ણાટક માટે કૉલેજ.

કર્ણાટકમાં એક આર્ટસ કૉલેજ સ્થાપવાની હીલચાલ લાંબા વખત થયાં ચાલી રહી છે એ બાબતમાં સરકારે યુનીવરસીટીને હાલમાં એક પત્ર લખ્યો છે તેમાં ત્રણ મુદ્દાઓ ઉપર સરકારે તેમનો અભિપ્રાય માગ્યો છે પ્રથમ મુદ્દો એ છે કે કર્ણાટકના લોકો બે લાખ રૂપિયા

સરકારને રોકડા આપે તો જ સરકાર ત્યાં કૉલેજ કહાડવાની હીલચાલને મદદ કરે આ સરત તે લોકોએ પૂરી કરી નથી આવી સરત રાખવાનું એક મુખ્ય કારણ એ છે કે તે ઉપરથી સરકારને માલમ પડે કે કર્ણાટકના લોકોને ઉંચી કેળવણીને માટે ખરે ખરી ભૂખ છે કે નહિ. બીજો મુદ્દો એ છે કે કર્ણાટકમાં કૉલેજ સ્થાપવાથી હાલની કૉલેજોમાં થતી ગીરદી ઘટશે ખરી ? ત્રીજો પ્રશ્ન એ છે કે કર્ણાટકમાં કૉલેજ ઉભી કરવાને બદલે હાલ જે સ્થળોમાં કૉલેજો છે તેની સંખ્યા વધારવી અથવા તેનો વિસ્તાર વધારવો એ પદ્ધતિ વધારે હિતકારક નથી? આવી અગત્યની બાબતમાં સરકારે સેનેટનો અભિપ્રાય માગ્યો છે એ આગળની જોહુકમની રાજ્યનીતિમાં એક આવકારલાયક ફેરફાર જ ગણાશે

બે લાખ રૂપિયા પ્હેલાં એકઠા કરીને આપો તો જ તમારી કૉલેજ સ્થાપવાની હીલચાલને મદદ કરીએ એ સરકારની સરત ઘણી અજાયબી ઉત્પન્ન કરનારી છે કર્ણાટકના લોકો આટલા આટલા રૂપિયા એકઠા કરે તો જ ત્યાં ઉંચી કેળવણીના પ્રચાર માટે અવકાશ છે એ માન્યતા અનુભવને હસી કહાડવા જેવી છે તવગરની ભૂખ કોઈ દિન પણ મટે નહિ અને ગરીબનું પેટ હમેશાં ભરેલું જ રહે એ ન્યાયબુદ્ધિ પ્રગતિની પોષક નથી કર્ણાટકવિભાગમાં અત્યારે એક પણ કૉલેજ નથી ત્યાં કૉલેજ ઉભી કરી ઉંચી કેળવણીનાં સાધનો પૂરાં પાડવાં એ તો સરકારની ગંભીર ફરજ છે તે સ્વીકારવાને બદલે આવી સરતની અસ્થિર દોરી પર અનેક આશાભર્યા વિદ્યાર્થીઓનાં જીવનને ઝોલાં ખવડાવવાં એ શું ઉંચી કેળવણીના પ્રવાહને ઘડીકભર અટકાવવા બરાબર નથી ? સેનેટે આ પ્રશ્નના જવાબમાં કહ્યું છે કે પૈસાની બાબતપર હમે અભિપ્રાય આપવા માગતા નથી એ બાબત વિષે સરકાર સઘળું જાણે છે અને કંઈ પણ તેના લક્ષની બ્હાર નથી આ ઉત્તર અર્થસૂચક છે ખરો પણ સેનેટે બે સીધા શબ્દોમાં એમ કહ્યું હત કે પૈસા પૂરાં પાડવાનું કામ સરકારનું છે તો તેણે કર્ણાટકના લોકો ઉપર મોટો ઉપકાર કર્યો હોત

બીજા પ્રશ્નના જવાબમાં સેનેટે કહ્યું છે કે કર્ણાટકમાં કૉલેજ ઉભી કરવાથી હાલની કૉલેજોમાંની ગીરદી થોડે ઘણે અંશે ઘટશે દર વર્ષે વધતી જતી સંખ્યામાં પાસ થતા વિદ્યાર્થીઓને ઉંચી કેળવણીનાં સાધનો કેવી રીતે પૂરા પડવા એ હાલમાં કેળવણીનો એક બારીક પ્રશ્ન થઈ પડ્યો છે એક તરફથી હાલની કૉલેજો વિદ્યાર્થીઓને કહે છે "તમારે માટે જગા નથી ભવિષ્યમાં નસીબ અજમાવજો " જ્યારે બીજી તરફથી સરકાર નથી સ્વીકારતી નવી કૉલેજો ઉભી કરવાનું પોતાનું કર્તવ્ય કે નથી દાખવતી તેવી હીલચાલ પ્રતિ જોઈએ તેવી સંગીન સહાનુભૂતિ આવા સંયોગોમાં બીચારા વિદ્યાર્થીઓની સ્થિતિ ત્રિશંકુ જેવી થઈ પડે છે કર્ણાટક વિભાગના ૪૦૦ વિદ્યાર્થીઓ અત્યારે મુંબાઈની કૉલેજોમાં શિખે છે વળી ખર્ચ ઉઠાવવાની અશક્તિને લીધે ઘણા

વિદ્યાર્થીઓ પૂના કે મુંબાઇની કૉલેજોનો લાભ લઇ શકતા નથી ઉપરાંત, કૉલેજોનાં દ્વાર બંધ થવાથી નિરાશ થઇને પાછા ફરનારની સંખ્યા તો જુદી જ જ્યાં બીજી દશ કૉલેજોને માટે અવકાશ છે ત્યાં કર્ણાટકમાં એક કૉલેજ ઉભી કરવી કે નહિ તેના નિર્ણયમાં મિથ્યા સમય ગુમાવવો એ શું ડહાપણ ભરેલું છે ?

ત્રીજો પ્રશ્ન ઘણો ગંભીર છે જે સ્થળોમાં હાલ કૉલેજો છે ત્યાં જ નવી કૉલેજો ઉભી કરવી અથવા તેનો વિસ્તાર વધારવો કે ઇલાકાના જૂદા જૂદા ભાગમાં કૉલેજો કહાડવી ? સેનેટે હિમ્મત ભરી રીતે જવાબ આપ્યો છે કે ઇલાકાના દરેક ભાગમાં એક કૉલેજ સ્થાપવાની તો અત્યંત જરૂર છે જે લોકો યુનીવરસીટીઓને શિક્ષણ આપનારી યુનીવરસીટીઓ બનાવવાની હિમાયત કરે છે તેઓનો મત એવો છે કે એક જ સ્થળે જૂદી જૂદી કૉલેજો હોય તો તેથી શિક્ષણનું ધોરણ એક સરખું રહે અને વિદ્યાર્થીઓને જૂદા જૂદા પ્રોફેસરોનો લાભ મળે આ ઉપરાંત કૉલેજોની દૃષ્ટિએ ખર્ચમાં પણ કંઇ બચાવ થાય ખરો પણ હિન્દુસ્થાન દેશ એટલો મોટો છે કે તેમાં સેંકડો યુનીવરસીટીઓ સ્થાપવામાં આવે તો તે ઓછી છે એક કૉલેજ તેની આસપાસના લોકોનું માનસિક તથા આધ્યાત્મિક જીવન ઘડવામાં બહુ મોટો ભાગ ભજવે છે સાર્વજનિક જીવનના તથા સાર્વજનિક ચેતનના આવિર્ભાવને માટે જોઇતાં સ્વાર્થત્યાગ અને આત્મબળનો સંભવ કૉલેજો અને યુનીવરસીટીઓમાંથી જ થાય છે કર્ણાટક જેવા મોટા વિભાગને ઉંચી કેલવણીના સાધનોથી હમેશાં વિમુખ રાખવો એ ખુદ સરકારના શબ્દોમાં કહીએ તો તેના રાજ્યવહિવટપર એક મોટું કલંક છે મનુષ્યરચિત બન્ધનોથી ઉંચી કેલવણીનો પ્રવાહ હમેશને માટે અટકશે ખરો ? આ દેશના જૂદા જૂદા ભાગોમાં કૉલેજો સ્થપાય અને કાલાન્તરે તેઓનું જ યુનીવરસીટીઓમાં રૂપાન્તર થાય એવી સ્થિતિ ઉભી કરવામાં મદદ કરવાનું ગંભીર કર્તવ્ય સરકારનુ પોતાનુ જ છે

૩. સૅમ્સનકેસ.

ગયા ડીસેમ્બર મહિનામાં મેસર્સ પવ્વા સૉલીસીટર્સની કંપનીએ પોતાના એસીલ તરફથી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટને એક પત્ર લખ્યો હતો તેમાં ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના ઍસીસ્ટન્ટ મૅનેજર મી સૅમ્સને તેઓના અસીલ પાસેથી લાંચ માગી હતી અને લાંચ નહિ આપે તો ભાડું વધારવાની ધમકી આપી હતી એમ જણાવ્યું હતુ આ ઉપરથી લૉર્ડ મી. ઑરની વિરૂદ્ધતા છતાં-જેણે આ સૅમ્સન નાટકમાં ન ઇચ્છવા જેવો ભાગ ભજવ્યો છે-એવું ઠરાવ્યુ કે મી સૅમ્સને કોર્ટમાં જઇને એવું સાબીત કરવું કે તેણે લાંચ માગી નથી અને લીધી પણ નથી મી સૅમસને તે ઉપરથી પેલા ભાડૂત સામે ચીફ પ્રેસીડન્સી મૅજીસ્ટ્રેટની કોર્ટમાં ડૅફેમેશન માટે કામ ચલાવ્યુ આ કેસની ૬૦ સુનાવણી થઇ મૅજીસ્ટ્રેટે ચૂકાદો આપતાં કહ્યું કે મી સૅમ્સને વખતોવખત લાંચ લીધી છે

એ ખુલ્લી રીતે પુરવાર થયુ છે બચાવ પક્ષે જે પૂરાવા રજુ કર્યા છે તે ઉપરથી જણાય છે કે તેઓએ જે ભાષા વાપરી છે તેથી વધારે કડક ભાષા વાપરતા તો કંઇ પણ હરકત ન્હોતી સૅમ્સન સામે મૂકેલો આરોપ સાચો છે તે જાહેર હિતના સરક્ષણને માટે મૂકવામાં આવ્યો છે અને તેથી આરોપીને હું છોડી દઉંછુ આવા સ્પષ્ટ ચૂકાદા પછી બૉર્ડ મી સૅમ્સનને એક મીનીટ પણ પોતાની નોકરીમા રાખશે નહિ પણ તેને કહાડી મૂકશે એવી હમે આશા રાખી હતી પણ બન્યુ શુ ? ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ જેવુ મંડળ પ્રજા તરફની પોતાની જવાબદારી ભૂલી ગયુ અને જાહેર નીતિના ઉંચા ધોરણ પરથી ગબડી પડયુ મી ઑર અને બીજા પાંચ ગોરા સભાસદોએ મી સૅમ્સનને આ કઢંગી સ્થિતિમાંથી કેમ બચાવવો તેના માર્ગો શોધવામાં વિલમ્બ કર્યો સૅમ્સનના ઉપર પોલીસે કામ ચલાવવુ, સરકારે કામ ચલાવવુ, કે ટ્રસ્ટે કામ ચલાવવુ એ પ્રશ્નના નિરાકરણ જોડે પ્રજાને કંઇ સબન્ધ નથી પ્રજા તો એટલુ જ માગે છે કે મેજીસ્ટ્રેટના આવા સ્પષ્ટ ચૂકાદા પછી ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટ જેવા મંડળે લાંચ લેનારને પોતાની નોકરીમાંથી કહાડી મૂકવો હતો. જે મંડળમાં પૈસાની આટલી મોટી ઉથલપાથલ થાય છે તેના હોદ્દેદાર લાંચ લે છે એમ જણાય છતાં તેને નોકરીમા રાખવામાં આવે તો ઇમ્પ્રુમેન્ટ ટ્રસ્ટે પોતાના ટ્રસ્ટનો ઘણો જ દુરૂપયોગ કર્યો છે એમ હમે જરા પણ સંકોચ વગર કહીશુ આપણને વારવાર કહેવામા છે કે આપણે સ્વરાજ્યને માટે લાયક થયા નથી, પણ સરકારના મોટા મોટા અમલદારો પોતાના હાથ નીચેના એક નોકરને બચાવવાની ખાતર મૅજીસ્ટ્રેટની કોર્ટના ગૌરવની ક્ષતિ થાય તથા તેના ચૂકાદા માટે લોકોમાં તિરસ્કાર ઉત્પન્ન કરે એવી ટીકાઓ કરે તેનુ શું ? એટલું જ કે તેઓ ઇમ્પ્રુવમેન્ટટ્રસ્ટ જેવા મંડળપર રાજ્ય ચલાવવાને લાયક નથી આશ્વાસન માત્ર એટલું જ છે કે મૅન્ટઈપર, સર ઇબ્રાહીમ તથા મી વાચ્છાએ આ કેસમાં સૅમ્સનને નોકરીમાંથી કહાડી મૂકવાનો જે હીમ્મતભરી રીતે આગ્રહ કર્યો હતો તે પ્રશસાપાત્ર છે મી વાચ્છાએ સૅમ્સન કેસનુ જે સાચુ સ્વરૂપ પ્રજા સમક્ષ મૂકયુ છે તથા જાહેર જીવનના ગૌરવને સાચવી રાખવાના ઉચ્ચ હેતુથી મી ઑરના પક્ષપાતી અને પ્રમુખની જવાબદારીને જરા પણ ન શોભે તેવા વર્તણુની જે ઝાટકણી કહાડી છે તે માટે પ્રજા તેમનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે.

પણ સૅમ્સન નાટક હજી પુરૂ થયુ નથી. જાહેર નીતિને તિલાંજલી આપનારી મી ઑરની આવી આપખુદી પદ્ધતિ આપણે ક્યાં સુધી સાંખી શકીશુ ? મી સૅમ્સન કેસ જેવા નાટકથી અગ્રેજોની ન્યાયબુદ્ધિમાંનો આપણો વિશ્વાસ ડગમગે તો તેને માટે જવાબદાર તેઓ જ છે. નામદાર લૉર્ડ વિલીંગડને પોતાના કૉન્વોકેશનના ભાષણમાં public morality

જાહેર નીતિનુ જે દર્શન કરાવ્યુ હતુ તે જાળવી રાખવાનો તેમની સરકારને પ્રસગ પ્રાપ્ત થયો છે આશા છે કે આ શરમભરેલું નાટક વધારે લખાય તે પૂર્વે સરકાર જાહેર સસ્થાઓના ગૌરવ અને જવાબદારીને અનુરૂપ તેનો અત આણશે. તેમ થશે તો જ ઇમ્પ્રુમેન્ટ ટ્રસ્ટમાંથી પ્રજાનો ઉડી ગયેલો ટ્રસ્ટ પાછો બેસશે

## ૪. પ્રેસ ઍક્ટનો એક પ્રયોગ.

પ્રેસ ઍક્ટ જ્યારે પસાર કરવામાં આવ્યો ત્યારે સરકાર તરફથી એવુ વચન આપવામાં આવ્યુ હતું કે તેનો ઉપયોગ ઉંડા વિવેકથી અને ન છૂટકે જ કરવામાં આવશે પણ અત્યાર સુધી તેનો જે ઉપયોગ કર્યા છે તેમાં જોઇએ તેટલો વિવેક બતાવવામાં આવ્યો નથી, અને આપણા પ્રખ્યાત દેશભક્ત ધી ઑનરેબલ મી૰ મદન મોહન માલવીયા પાસેથી અભ્યુદય પ્રેસના સબધમાં રૂપિયા ૨૫૦૦ ની જે જામીનગીરી માગવામાં આવી હતી તેણે તો હદ જ વાળી છે મી મદન મોહન માલવીયા અભ્યુદય પ્રેસના માલિક છે તેમાંથી પ્રકટ થતા અભ્યુદય નામના પત્રના તારીખ ૨૬ મી જૂનના અકમાં ફ્રેંચ આફ્રિકન સીપાઈ અને બ્રીટિશ આફ્રિકન સીપાઇ રણભૂમિ ઉપર જે જૂદો જૂદો દેખાવ કરે છે તેનુ કારણ તેઓના શિક્ષણ–training–ના ભેદ છે એવુ લખાણ આવ્યુ હતું આફ્રિકાના કારભારની પ્રત્યક્ષ માહિતી અભ્યુદય પત્રને હોઈ શકે એ શકય નથી તેણે તો "ઇડિયન ઓપીનીઅન" નામના આફ્રિકામાં પ્રકટ થતા પત્રના ૨૫મી મેના અકમાંથી ઉતારો કર્યો હતો હિન્દી સીપાઇ સબ ધી તેમાં કઇ લખાણ ન્હોતું અભ્યુદય પત્ર આફ્રિકામાં જવાનો સભવ નથી, અને જાય તો પણ આફ્રિકન સીપાઇ સમજનાર નથી એટલે એ લેખથી તેઓમાં બેદીલી ઉત્પન્ન થવાનો જરાપણ સભવ નથી. વળી જે પત્રને આધારે અભ્યુદયે આ લખાણ કર્યું છે તે પત્રની પાસેથી ત્યાંની સરકારે જામિનગીરી માગી નથી સ્થિતિ આવી હોવા છતાં અભ્યુદય પત્ર પાસે નહિ, પણ અભ્યુદય પ્રેસના માલિક મી માલવીયા પાસે અલ્હાબાદની સરકારે રૂપિયા ૨૫૦૦) ની જામીનગીરી માગી! મી માલવીયાની દેશભક્તિ અને રાજ્યભક્તિ સુવિદિત છે તેમનુ જાહેરજીવન એટલું તો નિર્મલ અને રાજ્યભક્તિથી અકિત થયેલુ છે કે તેમની રાજ્યનિષ્ઠાને માટે સરકારને લેશ પણ શકા હોઇ શકે નહિ આવા એક ઠરેલ, ઉચ્ચચરિત્રશીલ અને રાજ્યભક્ત પુરૂષને સર જેમ્સ મેસ્ટનની સરકારે માત્ર એક સૂચના જ કરી હત તો તે ઉપર જરૂર લક્ષ અપાત એ વાત નિર્સદેહ છે પણ તેમ કરવાને બદલે રૂપિયા ૨૫૦૦ ની એકદમ જામિનગીરી માગી એ મી માલવીયા જેવા રાજ્યનિષ્ઠ પુરૂષનુ હડહડતુ અપમાન છે અગ્રેજી વર્તમાનપત્રો અને દેશી વર્તમાનપત્રો તરફ સરકાર જે દૃષ્ટિએ જૂએ છે તેથી આપણને અસંતોષ થાય એ સ્વાભાવિક છે અને તેમા જ્યારે

બધા દેશી વર્તમાનપત્રોને 'સબ જમાઇકુ સૂળીયે ચડા દો' એ સૂત્રે હકારવામાં આવે છે ત્યારે તો એ અસંતોષ આપણા હૃદયને બાળી નાંખે છે પણ આપણે શું કરી શકીયે? પ્રેસની પાસેથી જામિનગીરી માગવાના હૂકમ સામે–આપણે આપીલ કરી શકીશું એવું વચન આપ્યા છતાં—આપણને અપીલ કરવાનો હક્ક નથી "મી માલવીયા પાસે જામિનગીરી" એ વિચાર કયા દેશાનુરાગી પુરૂષના હૃદયને નહિ દુખાવે? પણ જ્યાં અપીલનો અવકાશ નથી ત્યાં લાચારીએ સરકારનો હૂકમ માથે ચડાવ્યા સિવાય ઉપાય નથી મી માલવીયાએ સરકારના હૂકમના સમ્બન્ધમાં સરકારને એક પત્ર લખી તે વાજબી નથી એમ દર્શાવ્યું હતું મી માલવીયાએ રૂપિયા ૨૫૦૦ ની જામિનગીરી આપી નહિ પણ એક ખરેખરા દેશભક્ત અને રાજ્યભક્ત પુરૂષના સ્વમાન અને ગૌરવને શોભે તેવી રીતે પ્રેસ બંધ કરવાનો ઠરાવ કર્યો અને અભ્યુદય પ્રકટ થતું બંધ થયું એટલુંજ નહિ પણ તે પ્રેસમાંથી પ્રકટ થતાં મર્યાદા અને ફુરસીબત પત્રોને પણ તેનો ફટકો લાગ્યો આ રીતે સરકારે એક પથરે ત્રણ પક્ષીને પાડ્યાં! ધી ટાઇમ્સ ઑફ ઇન્ડિયાએ ચૅન્સેલરના ભાષણપર એક અગ્ર લેખ લખતાં એક બહુ જ ગંભીર વિચાર દર્શાવ્યો હતો તે એ છે કે "An impatience of wrong and tyranny and injustice must be instinct in our educational system" પ્રેસ ઍક્ટના આવા પ્રયોગથી તથા તેની વિવેકશૂન્યતાથી આખો સુશિક્ષિત વર્ગ અધીરો અને અસંતોષી બની જાય તો તે કેટલું સ્વાભાવિક છે! ડાહી અને ઉંચી રાજ્યનીતિ આવી અધીરાઈ અને અસંતોષને દૂર કરવામાં સમાયેલી છે, નહિ કે હેને વધારવામાં દીલાસો માત્ર એટલો જ છે કે અભ્યુદય પ્રેસની પાસેથી જામિનગીરી લેવાનો જે હુકમ સરકારે કહાડ્યો હતો તે પાછો ખેંચી લીધો છે અને અભ્યુદય પત્ર પણ હમેશની માફક પ્રકટ થશે આ ખુશ ખબર છે અને સરકારે પોતાની ભૂલ જોઈ તે માટે હમે તેમને અભિનંદન આપીએ છીએ

# સ્નેહવદનનું કુંડું

લેખક —રા ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા

કોઇનું કોઇપણ પ્રકારે કામ કરી છૂટવુ એ વૃત્તિ મ્હારા હૃદયમાં બહુ પ્રબળ છે ગમે તે માણસ મ્હને ગમે તે કામ કરવાનુ કહે તે કરવાને હુ તરત તૈયાર પરંતુ હું મ્હારા અનુભવ ઉપરથી એમ કહી શકુ છુ કે એ પ્રમાણે કામ કરવામાં કાંઈ સાર નથી, આખરે તો અપજસ જ મળવાનો. આપણે કોઇના નવાણું કામ બરાબર રીતે કર્યાં કરીએ અને છેવટે સોમુ કામ બરાબર રીતે નહિ કરીએ એટલે થઇ ચૂક્યું પેલો માણસ આપણા કરેલાં નવાણું કામ ભૂલી જાય અને સોમુ કામ બરાબર કેમ નહિ કર્યું એ વિષય ઉપર જ ઉતરી પડે તકરાર થાય, વેર બધાય, અને કામ કરી છૂટવે પણ આપણા હૃદયમાં વ્યથા થાય વળી કેટલાક માણસોને એવી જ ટેવ હોય છે કે પોતાનુ ગમે તે કામ હોય તોપણ જો તે બીજા કરી આપવાની હા પાડતા હોય તો ત્હેમને જ સોંપી દે અને પછી તે કામ બગડે ત્હારે બબડવા બેસે મ્હારે અને સ્નેહવદનને પણ આ જાતની તકરારનું કારણુ એક વખત આવેલું ત્હેને આજે ઘણો સમય થઇ ગયો તેમ છતાં હજીપણ જ્યારે જ્યારે ત્હેમને એ વાત યાદ આવે છે ત્હારે ત્હારે ત્હેમની મુખમુદ્રા એકદમ ગંભીર થઇ જાય છે અને જાણે મ્હેં કેમ ત્હેમના કોઇ સ્નેહીનું ખૂન કર્યું હોય તેમ મ્હારા તરફ તિરસ્કારવૃત્તિથી જોઇ રહે છે અલબત્ત, હુ તે પ્રસગે મૌન જ ધારણ કરૂં છુ એમ કર્યાં સિવાય બીજો રસ્તો પણ શો? આપણો વાંક નહિ હોય તોપણ જ્યારે માણસો એમ ચ્હીડવાતાં ફરે ત્હારે આપણે બીજું શુ કરી શકીએ?

તકરાર નજીવા કારણુને લઇને ઉભી થએલી હમે બન્ને તે વખતે મુબાઇમા એક જ ચાલમા પાસે પાસેની ઓરડીમાં રહેતા હતા એક વખત થોડા વખતને માટે સ્નેહવદનને સુરત જવુ પડ્યું હતુ—સુરત જવુ પડ્યુ હતુ કે બોરપાડ કે કામળેજ કે વડોદરા જવુ પડ્યુ હતુ તે મ્હને બરાબર યાદ નથી પણ તે પ્રશ્ન બહુ મહત્વનો નથી જતી વખતે મ્હને કહી ગયા કે “ન્હાનાભાઈ, જરા આટલું મ્હારૂં એક રોપાનું કુડું છે ત્હેને દરરોજ જરૂર, જરૂર પાણી પાયા કરજો રોપો બહુ કિમતી છે માટે પાણી પાવાનું ભૂલશો નહિ ”

તકરારનુ કારણુ આટલુ જ હતુ પણ એમાં પાછા આવીને ત્હેમણે એ વિશે જે મનની ન્હાનમ બતાવી હતી તે જો કોઈએ પણ સાંભળી હોય તો ત્હેને ત્હેમને વિશે બહુ જ હલકો અભિપ્રાય બધાય. મ્હારે કાંઈ કુડાંને પાણી પાવાનુ એકલુ જ કામ નહતુ અને આખો દિવસ

સારસ્વતીચન્દ્ર ભાગ ૧ લો ૨ ૧–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

એ જ કામ કરવા હું બંધાયલો નહતો, અને જો કે હું કબૂલ કરૂં છું કે મ્હેં કુંડામાં કોઈ દિવસ પાણી રેડ્યું નહતું પણ મ્હારે ત્હેની સાથે એટલું પણ કહેવું જોઈએ કે જાણી જોઈને મ્હારે ન જ રેડવું એવો મ્હારો વિચાર હતો જ નહિ પણ શાંત રીતે સ્હામા માણસનો બચાવ સાંભળવો અને પછી અમૂક વિષય ઉપર નિર્ણય ઉપર આવવું એ ટેવ બહુ જ થોડા માણસોને હોય છે, ત્હેમાં સ્નેહવદનને તો એ ટેવ નથી જ એટલે લાચાર!

એમાં ભૂલ્ય એટલી થઈ કે સ્નેહવદન એ કુંડામાં પાણી રેડવાનું કામ ધારીને ન સોંપતા ગયા એટલું ખરૂં કે મ્હેં દરરોજ પાણી રેડવાનું વચન આપ્યું હતું પણ તે વખતે સ્નેહવદને મ્હને એવો છેતર્યો કે જાણે પાણી રેડવાનું કામ જાણે રમતની વાત ન હોય! ફક્ત એટલું જ કે એમણે મ્હારા ભલા સ્વભાવનો પૂરેપૂરો લાભ લીધો.

સ્નેહવદન પાસે એ કુંડું ઘણા માસ થયાં હતું અને તે દરમ્યાન તે એને દરરોજ પાણી પાતા એટલે જાણીજોઇને મ્હને પોતે જૂઠું સ્હમજાવ્યું એમાં વાંક કોનો? ત્હેમનું કહેવું એમ હતું કે એક વખત આપણને ટેવ પડી જાય એટલે એ કામ એવું સ્હેલું થઇ પડે છે કે ખાવાનું ભૂલીયે તો કુંડામાં પાણી રેડવાનું ભૂલીયે! હવે આ ત્હેમનો સિદ્ધાન્ત તદન જ ખોટો હતો એમ ગમે તે માણસ જાણી શકે હું ત્હેમની ગેરહાજરીમાં કોઇપણ દિવસ ખાવાનું ભુલી ગયો નહતો પણ પાણી રેડવાનું કામ એકપણ દિવસ કરી શકયો નહતો ત્હેનું કેમ? હજી જો મ્હને ત્હેમણે તે કુંડું મ્હારી રૂમમાં મૂકવા દીધું હોત તો હું જરૂર પાણી રેડત પણ જ્યારે મ્હેં ત્હેમને તેમ કરવાનું કહ્યું ત્હારે ત્હેમણે ચોખ્ખી ના પાડી શા માટે ભાઈ? વળી એ કિમતી રોપાનું કુંડું સ્નેહવદને ક્યહાંથી મેળવ્યું અને શી રીતે મેળવ્યું તે જાણવાની મ્હારી આકાંક્ષા નહતી પણ જ્યારે તે કુંડાંને પાણી પાવાનું કામ મ્હને સોંપ્યું ત્હારે વિવેકની ખાતર પણ ત્હેમણે તે રોપાની સાચી હકીકત મ્હને કહી દેવી જોઇતી હતી એક માણસને, "રોજ ઝાડને પાણી પાવા જેવું વિકટ કાર્ય સોંપવું અને ત્હેનો કાંઈ પણ ઇતિહાસ કહેવો નહિ એના જેવી ધૃષ્ટતા મ્હેં હજીસૂધી જોઈ નથી. મ્હારો મત એમ છે અને કનૈયાલાલ અને અવિનાશ પણ એ મ્હારા મતને ટેકો આપતા હતા કે એ કુંડું એમણે કોઈ માળીને બે ચાર આના આપીને કોઈ રોડીયાના બગલામાંથી તફડાવ્યું હતું—અલબત્ત, આમ ફક્ત મ્હારૂં ધારવું જ હતું ત્હેને વિષે મ્હારીકને પુરાવા ન હતા—અને પોતે એમ કહેતા હતા કે કોઇએ એમને ખાસ ભેટ આપ્યું હતું! હું આ વાત બીલકુલ માની શકતો નથી સ્નેહવદનને કિંમતી ફુલઝાડનું કુંડું ભેટ તરીકે કોણ આપે? સ્નેહવદનનામાં એવા તે શા ગુણ છે કે સ્હામુ માણસ એમના ઉપર મોહી પડે?

સ્નેહવદન એમ કહે છે કે મ્હારો પાણી રેડવાનો ઇરાદો જ નહતો. આમ કહેવુ એ એકલુ જૂઠ્ઠ્ ભરેલુ જ નહિ પણ તદ્દન ગેરવ્યાજબી હતું મ્હારો વિચાર એમ હતો કે રાતના વાળુ કર્યાં પછી રોજ કુંડામાં પાણી રેડવુ પરન્તુ એક યા બીજા કારણને લઇને એ કામ થઇ શકયુ નહિ કૉલેજમાં કલાસમાં બેઠો હાઉં ત્યારે મ્હને ઘણી વાર યાદ આવતુ પણ એવો વિચાર તો સ્નેહવદનને પણ નહિ હોય કે મ્હારે તેનાં કુંડાને માટે કૉલેજના કલાસીસ છોડીને અને પરિણામે મ્હારૂં આખુ જીવન બગાડીને ઘેર આવવુ અને પાણી રેડવુ ! સાંઝે ઘેર આવતો ત્યારે હું એટલો થાકીને લોથપોથ થઇ ગયેલો હોઉં કે પાણી રેડી શકાય જ નહિ પછી કરહાં તો હું બ્હાર ફરવા જાઉં કે કય્હાં તો કનૈયાનાન અને અવિનાશ ગપ્પાં મારવા આવે હવે તે વખતે મિત્રોને છોડીને એક ફુલના કુંડાને પાણીપાવા કેમ જવાય ? પછી મ્હારે બીજુ કામ ન હોન તો હું જરા પુસ્તક લઇને બેસતો કોઇ નવલકથાનું અરધુ પ્રકરણ વાચ્યુ હોય તે વખતે સહસા સ્નેહવદનનું કુંડુ નઝર આગળ "પાણી, પાણી" ની ચીસ પાડતુ તરી આવતુ સ્નેહવદન આ વાત માનતા નથી પણ ખરેખર તે સત્ય જ છે હવે જો તે જ વખતે હુ એક ટમ્બલર ભરીને પાણી લઇને જતો હોત અને પાણી પાતો હોત તો બધુ સાંગોપાંગ ઉતરત પણ તે વખતે હુ સ્હેજ આળસ કરી જતો મ્હને એમ કે આટનુ પ્રકરણ પૂરૂં થાય એટલે ઉઠુ એ પ્રકરણ પૂરૂં પણ થાય અને સ્નેહવદનનું કુંડુ મ્હારી દૃષ્ટિ આગળથી અદ્દશ્ય પણ થઇ જાય આમાં મ્હારાં હૃદયની કાંઇ નિર્બળતા તો ખરી જ પણ ત્હમે એમ વિચાર કરો કે મ્હારે સાહિત્ય જેવા દિવ્ય પ્રદેશમાં વિચરવાનું છોડી દઇને ઝાડના કુંડાને પાણી પાવા જેવુ ક્ષુદ્ર કામ કરવા જવુ ? અને એવી રીતે કોઇ પણ માણસને પોતાની રૂમને વિક્ટોરિયા ગાર્ડન્સ બનાવવાનો શો હક છે ?

વણુ અઠવાડીયાં સ્નેહવદન મુંબાઇની બ્હાર રહ્યા તેટલામાં કાંઇ નહિં તો ત્રણસેં કાગળો ત્હેમણે મ્હને ત્હેમના પેલા ક્ષુદ્ર રોપાને પાણી પાવા વિશે લખ્યા હશે ! જે માણસ આપણો મિત્ર હોવાનો દાવો કરે ત્હેને આપણા ઉપર આટલો વિશ્વાસ નહિ ? મ્હેં પાવાનું વચન આપ્યુ હતુ અને મિત્રો વચ્ચેનુ વચન એટલે જ બસ–પછી વધુ એમને શુ જોઇતું હતુ ? પણ સ્નેહવદનને એમ વચનથી સંતોષ થાય એમ નથી આખરે તો હુ ત્હેમના અક્ષર જોઇને ઉન્માદ જેવો થઇ જવા લાગ્યો વળી કાગળ ફકત એમના કુંડાને પાણી રેડવાનુ યાદ કરાવવાને જ લખતા એમ પોતે ચોખ્ખુ જણાવી પણ દેતા ન હતા પણ જૂદી જૂદી રીતે હલકી યુક્તિઓથી એ વિષયને દાખલ કરતા. એથી મ્હને વધુ તિરસ્કાર ઉપજ્યો હતો. તાજે કલમમા "ત્હમે પાણી બરાબર નાખો છો ?" અથવા તો "હવે તો રોપો બહુ ફાલી ગયો હશે જ" અથવા તો "હવે પાણી પાવાની તો ત્હમને ટેવ પડી ગઇ હશે !" વિગેરે વાકયો પોતે ઘુસાડી દેતા સ્નેહવદન એમ કહે

છે કે આગ્ર એક કાગળના જવાબમાં મ્હેં એમ પણ લખ્યું હતુ કે " હું હમણું જ કુંડાંમા પાણી નાખુ છુ " આ વાત સદન્તર જૂઠી છે મ્હારી માન્યતા એવી છે કે મ્હેં તેમ લખ્યુ જ ન હતુ અને વખતે લખ્યુ હોય તો એવી ધારણા રાખીને જ લખ્યુ હશે કે કાગળ પૂરો કરીને હુ તરત પાણી નાખીશ (અને મ્હારે એ પણ જણાવી દેવુ જોઈએ કે મ્હારો એ કાગળ સ્નેહવદન મ્હને બતાવી શક્યા નથી પોતે એમ કહે છે કે એમણે એ કાગળ ફાડી નાખ્યો હતો આ વાત માનવા જેવી લાગે છે? મ્હારો ગુનોહ સાબીત થતો હોય એવો કાગળ જાણી જોઈને પોતે શા માટે ફાડી નાખે? ) વળી કેટલાક કાગળોમાં ફક્ત બે લીટી જ પોતે લખી હોય અને ત્હેમાં " કુંડાંની શી સ્થીતિ છે? તરત જવાબ લખજો " અને " Why don't you write anything about my flower pot? Do reply at once " એ પ્રમાણે વાક્યો હોય! આપણે સ્હવારે આશાભર્યાં બેઠા હોઈએ, પુસ્તકોમા મન ચોંટતુ ન હોય, આઘેથી ટપાલવાળાના પગનો અવાજ સભળાય–ધીમે ધીમે પાસે આવતો જાય અને આખરે આપણી રૂમના બારણા ઉપર ટકોરો થાય, આપણે પુસ્તકને હાથમાથી ઉડાવી દઈએ, ( અને તેમ કરતાં તે પુસ્તક કોઈ કાચની વસ્તુ ઉપર પડે તો નૂકસાન થાય તે જૂદુ ) હાંફળા ફાંફળા ઉઠીને બારણું ઉઘાડીએ અને ત્વરાથી ટપાલવાળાના હાથમાથી કાગળ લઈને જોઈએ તો જણાય કે તેનો પેલા પેલાં *ડર્ટી*, કચરા જેવાં ફ્લાવર પૅાટને માટેનો સ્નેહવદનનો બે લીટીનો કાગળ છે તો તે વખતે મ્હારાં મનની શી સ્થીતિ થાય તે સહુ કોઈ જાણી શકે તેમ છે હુ આવી વખતે એક જ લીટીમા જવાબ પતાવતો કે " કુંડું બરાબર છે "

સ્નેહવદનનો ચ્હીડીયો સ્વભાવ હુ બરાબર જાણતો હતો અને પાછા આવીને જો એમણે કુંડાંની ખરાબ સ્થીતિ જોઈ તો ઓછામાં ઓછુ પન્દર દિવસ રૂસણુ થાશે એવી મ્હારી ખાત્રી હતી તેથી જેમ જેમ ત્હેમને આવવાના દિવસ પાસે આવતા ગયા તેમ તેમ પાણી પાવાના પ્રયાસમાં હુ વધારે ઉત્સાહી બનતો ગયો એક વખત તો મ્હેં ખાટી પાસે પાણી પણ મગાવ્યુ હતુ હવે તે વખતે જ જો મ્હેં અગમચેતી વાપરીને તે પાણી સ્નેહવદનને બતાવવાને માટે રાખીમૂક્યું હોત તો કાંઈ ચિન્તા ન હતી પણ મ્હને તે વખતે કાંઈ ધ્યાન રહ્યુ નહિ અને ન્હાવાને માટે પાણી મગાવ્યુ હશે એમ ધારીને મ્હેં ન્હાવામાં જ એ પાણી વાપરી નાખ્યું એક વખત ખાસ કરીને પાણી રેડવાના ઇરાદાથી હુ સ્નેહવદનની રૂમ સુધી ગયો પણ ત્હાં ચાવીનો લૈયાછ મ્હને સ્હામો મળી ગયો એટલે ત્હેની સાથે વાત કરીને હુ પાછો મ્હારી રૂમમા જ ચાલ્યો ગયો પાણી રેડવાની મ્હારી કેવી તીવ્રેચ્છા હતી તે સાબીત કરવાને એટલું જ કહેવુ બસ થશે કે રાતના પણ કેટલીક વખત મ્હને ત્હેના સ્વપ્ના આવતાં અને હુ જાગી ઉઠતો. આવી વખતે, સ્હવારે બરાબર

થાય રહે ત્હેને માટે હું તરેહવાર યુક્તિઓ કરતો પોતીયાને છેડે અને ચાદરને છેડે મ્હોટા ગાઠ મારતો, ખુરશીને ઉંધી મૂકતો, ચાર જોડી બૂટને એકેકની સાથે દોરીથી બાધતો પણ સઘળુ વ્યર્થ. ઉલટુ સ્હવારે એ બધું શા માટે મ્હેં કર્યું હશે એ શોધવામાં મ્હારા નકામા બેથી ત્રણ કલાક જતા અને આખરે નિરાશ થઈને હું તે યત્ન છોડી દેતો આ સર્વ મહેનતના બદલામાં સ્નેહવદન મ્હને એમ કહે છે કે "આવા ઉન્હના અખતરા ( ઉન્હના અખતરા ! ) કરતા કરતા તે જ ઘડીએ પાણી પાવા કેમ નહિ જવાયુ !" જૂઓ એમની વાત ! રાતે ઉઠીને આખી ચાલના નિર્દોષ મનુષ્યોની નિદ્રાનો ભંગ કરીને મ્હારે પાણી પાવા જવુ જોઈતુ હતુ ! અને એમાં કદાચ મ્હને ઠંડી લાગીને ન્યુમોનિયા થયો તો ? ફક્ત એક ટેક ફુલના ઝાડના કુંડાને માટે મ્હારે આપઘાત કરવો ? આપણે વાતોમાં વાંચીએ છીએ કે ફુલવતીને પરણવાને એક રાજકુમારે અનેક કષ્ટો વેઠયાં હતાં અને પોતાની હૃદય દેવી-પ્રિયાઓના મનામણાને માટે અનેક પ્રેમી યુવકોએ એક પુષ્પથી પણ નજીવી વસ્તુને માટે પોતાના દેહના બલિદાન આપ્યાં હતાં, પણ એ વાત ક્યહાં અને આ વાત ક્યહાં ? અહિં વસ્તુસ્થિતિ જૂદીજ હતી એમ સહુ કોઈ જાણી ગયુ હશે સ્નેહવદનના એક પાચ પૈસાના ( અને ધારો કે પચીસ રૂપીઆના હોય તોપણ શું ?) ઝાડના કુંડાને માટે મ્હારે ન્યુમોનિયાથી પીડાવુ અને પરિણામે કદાચ પ્રાણ ખોવો એ કોણે કહ્યુ હતુ ?

હવે જે દિવસે સ્નેહવદન આવવાના હતા તે દિવસની હકીકત કહું હું કૉલેજ પહોંચ્યો એટલે મ્હને એ વાત યાદ આવી મ્હને લાગ્યું કે આજે એ હું પાણી રેડીશ તોપણ મ્હારાથી એટલુ તો કહેવાશે કે હું તો રોજ પાણી રેડતો હતો આમ ધારીને હું ટ્રામમાં ચ્હડી બેઠો અને એકદમ ઘેર જઈ પહોંચ્યો. જતાંની વેંત એક બાલદી ભરીને પાણી લઈને હું સ્નેહવદનની રૂમ આગળ ગયો રૂમનું બારણું ઉઘાડ્યુ ને હું અન્દર ગયો અન્દર જઈને જોઉંછુ તો કુંડુંજ નહિં મળે ? મ્હેં એકદમ ઘાટીને બોલાવ્યા અને પૂછયુ "અલ્યા, ઝાડનુ કુંડુ ક્યહાં ?" તમે શું ધારો છો ? ઘાટીએ શો ઉત્તર વાળ્યો હશે ? એણે મ્હને થંડે પેટે કહ્યુ કે 'શેઠ, એ કુંડામાનુ ઝાડ તો તદ્દન સુકાઈ ગયુ હતુ તે આજે દશ દિવસ થયા મ્હેં ઝાડ અને કુંડુ ફેંકી દીધા !"

હું આખો દિવસ ઘુમરાયનો ભમી રહ્યો અને રાતે સ્નેહવદન પાછા આવે તે પહેલાં નાટક જોવા ઉપડી ગયો બીજે દિવસે ગમે તેમ કરીને મ્હેં સ્નેહવદનને મ્હો જ મનાવ્યુ નહિ પછી બે ત્રણ દિવસ સુધી હુ અને સ્નેહવદન દાદર ઉપર કૉલેજમાં સાથે થઈ જતા ત્હારે સ્હેજસ્હાજ ઓળખાણ હોય તેમ ફક્ત સલામ થતી મ્હેં તે પ્રમાણે ચાલવા દીધુ આખરે ૭ દિવસ પછી સ્નેહવદન એક દિવસ રાતે મ્હારી રૂમમાં આવ્યા અને તમે માનશો ?—ત્હેમણે બરાબર સ્હાડા

ત્રણ કલાક એમના પેલાં અમૂલ્ય (!) ઝાડના કુંડાને માટે ભાષણ આપ્યું મ્હેં એક શબ્દ પણ સ્હામો કહ્યો નહિ પણ એ ભાષણ પૂરૂં કરી રહ્યા તેટલા વખતમાં મ્હેં સારી જેવી ઉંઘ કહાડી લીધી બીજું શું કરૂં ? આપણે પાણી પાવા જઈએ તે પહેલાં ધાડાધાડ કરીને ચાકરો ઝાડના કુંડાં ફેંકી દે તો આપણે શું કરવું ? આપણાથી કાંઈ ચાકરને થોડા ફાંસીએ દેવાયો ? કે જેલમાં નંખાયો ? સ્નેહવદનની સુખમય ઝિંદગીમાં મ્હેં જાણે કેમ હળાહળ વિષ રેડયું હોય તેમ લગભગ બે માસ સૂધી, નાટકમાં કોઈ રાજા મરી જાય તે વખતે ત્હેના વજીર અને સેનાપતી આપણું પેટ બાળી નાખે તેવો ચ્હેરો કરે છે તેવી જાતનો ચ્હેરો કરીને સ્નેહવદને ફર્યાં કર્યું ! આપણે તો જાણે ત્હેમના ચ્હેરામાં કાંઇ ફેરફાર થયો જ નહિં હોય તે પ્રમાણે વર્તવાનું રાખેલું થયું એટલું કે એ ઉપરથી મ્હેં શિખામણ એટલી લીધી કે એવા અપકારી મનુષ્યોના કામ કાંઈ હાથમાં જ નહિં લેવા * -

---

## ગ્રન્થસ્વીકાર.

૧ પ્રિયદર્શના (શ્રી હર્ષચરિત સંસ્કૃત નાટકનું ગુજરાતી ભાષાંતર)
કર્તા—રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, બી એ, મૂલ્ય આઠ આના

૨ વેદાન્તસમુચ્ચય (શ્રીમચ્છંકરાચાર્યના વેદાન્તના સ્તોત્રોનો સંચય—સંસ્કૃતમાં)
કર્તા—રા. બ્રહ્મર્ષિ હરેરામ શર્મા મૂલ્ય અઢી રૂપીઆ

૩ હાસ્યમંદિર (હાસ્યરસના ગુજરાતી લેખોનો સંગ્રહ)
કર્તા—રા. બ. રમણભાઈ મહિપતરામ નીલકંઠ અને સૌ. વિદ્યા રમણભાઈ નીલકંઠ બી એ, મૂલ્ય સવા રૂપીઓ

૪ અભિજ્ઞાન શકુંતલ સંસ્કૃતપરથી ભાષાન્તર
કર્તા—રા. મગનભાઈ ચતુરભાઈ પટેલ બૅરીસ્ટર ઍટ-લૉ મૂલ્ય રૂ ૧-૨-૦

૫ Milestones in Gujarati Literature (ગુજરાતી ભાષાનો ઇતિહાસ—અંગ્રેજીમાં)
કર્તા—રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ એ, એલએલ બી, મૂલ્ય રૂ ૨-૦-૦

૬ રવિકાન્ત ભા. ૧ લો (સન્માર્ગદર્શક ગ્રન્થ.)
કર્તા રા. ચુનીલાલ નરભેરામ દેસાઈ મૂલ્ય રૂ ૨-૦-૦

૭ જ્ઞાનચિંતામણિ (કીર્તન સમુચ્ચય.)
કર્તા—રા. બ્રહ્મર્ષિ હરેરામ શર્મા મૂલ્ય રૂ ૨-૦-૦

---

* કાંઈક નરી અંગ્રેજી ઉપરથી

# જૂની યાદ.

લેખક—રા. ચિમનલાલ ભોગીલાલ ગાંધી.

(વસંતતિલકા વૃત્ત)

સંધ્યાસમે ચમનમાં, સખીઓની સાથ
તું મોગરાની કલીશી, ફરતી હતી ત્યાં !
સુદૃષ્ટિઓ સહજમાં મળી સામ સામે
ને એક આ ઉર બન્યાં, કદી યાદ આવે ?

મીઠા મીઠા પ્રણયની લખતા કવિતા
"ત્હારો હું છુ પ્રિયતમે" "પતિપ્રાણ મ્હારા",
ઈત્યાદિ સ્નેહ વચનોથી વધાવી લેતાં
અકેક આપણ સખિ ! કદી યાદ આવે ?

બેઠાં અકેક કરમાં કર લેઇને જ્યાં
ચોપાસ મંગળ ગવાય વળી હસેતાં
હૈયાં મુદે છલકતાં, રસસ્રોત ન્હાતાં
સસ્પર્શ વ્હાલી ! કરનો શું ભૂલી ગઇ તૂ !

રાત્રિ સુમંગળ શશિકિરણો ઢળન્તાં
વાતાયનેથી ગૃહમાં પ્રથમે દિને જ્યાં,
દેવી સમી પ્રિયસખિ ! તું તહીં પધારી
જો કે પ્રગલ્ભ લખવે, વદતી ન કાંઈ

લજ્જાળુ આનન ઉંચુ કરવા મથુ ત્યાં
તું હસ્તપલ્લવ વડે અટકાવતી ને,
તિર્યક દૃષ્ટિવતી સૂચવતી સખી કે
ચન્દા મ્હને નીરખી મશ્કરીમાં હસે છે

એવી વિધે પ્રણય મિશ્રિત, મોદમાંહી
લાગ્યા નહિ દિવસ માસ વ્યતીત થાતા
અદ્વૈત જાગ્યું ઉરનું, દિન એક આવ્યો
વિયોગનો સ્મરણથી હજીએ ધ્રુજું છું

તે રાત્રિનું સ્મરણ શેં સખિ !, દૂર થાય
શોકે ભર્યું વદન એ હજી ના ભુલાય
ત્હેં રોઈ રોઈ રજની, સઘળી વીતાવી–
મારાં મીઠાં વચનથીય ન શાન્તિ આવી

નિવૃત્ત ત્હોય થઈ અશ્રુ ન ઉર ઝીલ્યાં,
વ્હીલી છબિ જ બસ આ, ઉરમાં રહી'તી
અશ્રુ ભરેલ દગથી સખી ત્હેં નિહાળ્યો
હૈયું કઠોર કરી ત્હોય હું તો સિધાવ્યો

રે' વાંચતાં નયન આગળ મૂર્ત ત્હારી
ઉભી રહી પ્રગતિને ખટકાવતી'તી
સોત્કણ્ઠ થઇ, દિવસ તે તણી વાટ જોતો
જે હિ પ્રિયે !, થઇ શકે તુજ સાથ ભેટો

સુખે દુ ખે પ્રિયતમે, દિન કે વિતાવ્યા
એકા તયોગ દિવસો, સખિ ! ત્યાંહિ આવ્યા
કાંઇ નિયન્ત્રણ વિના, સખિસાથ રહેતાં
દામ્પત્ય સુખ મધુરાં, કઇ લ્હાવ લેતાં

# સમાલોચક.

## માસિક

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ. गी. १७-१५

તંત્રી—રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.
પ્રકાશક—રા. રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી

પુસ્તક ૨૦ મું.] ઑક્ટોબર, ઈ. સ. ૧૯૧૫. [અંક ૧૦.

વિષય. પૃષ્ઠ



...gaum Back Road, Bomb...
...ers. N. M. Tripathi & Co.

---

# અર્વાચીન ગુજરાતી કવિતા.

## એક નોંધ.

લેખક —પ્રો બળવન્તરાય કલ્યાણરાય ઠાકોર, બી એ

આપણું ગુજરાતીઓનું કામ આછુ ઉતરે છે દુનિયા માગે છે, પણ બીજાઓ આગળ આપણે કંઈક ગર્વથી બતાવી શકીએ અને મુકાબલા માટે મુકી શકીએ એવુ સુઘટ્ટ, સંગીન કામ શું આપણી માનસિક કે શુ આપણી જડ કૃતિઓમાં દેખાતુ નથી આપણે નિર્મલ પ્રજા છીએ અને સંજોગો એવા છે કે આપણી નિર્મનતા દીસી આવે છે સંજોગો એવા છે કે કવિજીવન અને કવિતાનાં દર્શન દુર્લભ કઠિનતાની ફરિયાદ વિવેકસર થાય તો સહન કરી શકાય, પણ વિચાર કરો મિલ્ટનને આખા બ્રહ્માંડનો નવો જ નકશો યોજવો પડેલો, વ્યાસને કુટુંબ યોજના કરવી પડેલી કે વારસ કોણ એનો જવાબ કોઈ પણ દેશના કોઈ પણ કાલના કાયદાશાસ્ત્ર કે ન્યાય ફિલસુફીમાંથી આપી ન શકાય અને એ કુટુંબની વ્યક્તિઓમાં ધર્મ, સ્વાર્થત્યાગ, અહિંસા, સાત્વિકતા આદિ પરિસીમાએ પહોંચેલાં હોય તો ય પણ પરિણામ યુદ્ધમાં જ આવે ટૂંકી યોજના પણ દુર્ઘટ છે કવિ પોતાના મહાકાવ્યના પટ તરીકે આવી બ્રહ્માંડવ્યાપી કાલાવધી ઘટના વાપરે ત્યાં કેટલીક અરો કાઠિન્ય અને ફૂટતા આવે જ સામાન્ય વ્યક્તિઓની ક્ષણિક પરપોટા જેવી લાગણીઓનો લલકાર તે કવિતા,—અને શું ધર્મ, ફિલસુફી, બ્રહ્માંડવ્યવસ્થા, અમર ભાવનાઓ, મનુષ્ય જીવનનાં ઉન્નત શૃંગો, સપાટી ઉપરના અભ્યાસોની તળે રહેતાં ખરેખરાં સત્યો, એવા એવા વિષયો કવિતાને માટે અયોગ્ય કે કવિતા એવા વિષયોને માટે અયોગ્ય ? વધારે વિચાર કરીને મત બાંધવા જોઈએ કવિતા અને કલા સાર્વજનિક હોવાં જોઈએ એ પણ અશસત્ય, છે અને " fit audience though few " એ પણ અશસત્ય છે, પણ સત્યના આ બે અંશો પરસ્પર વિરૂદ્ધ હોય એમ તેમને સામસામા લડાવવા એ તો વૃથા પાંડિત્ય છે પરંતુ હાલની કેળવણીમાં નિયામકના કરતાં ભ્રામક તત્ત્વો અને નિશ્ચયાત્મકના કરતા વાદોત્તેજક બલ વધારે છે મોટી પદવીઓ, ડિગ્રીઓ મેળવી હોય પણ સ્વરવ્યંજનના ભેદનું જ્ઞાન ન હોય, ગદ્ય અને પદ્યના ભેદનું જ્ઞાન ન હોય, લગ્ન, સન્યાસ, બ્રહ્મચર્યના ભેદનું જ્ઞાન ન હોય, એના પણ દાખના છે એવાની કવિતા કયાંથી સંતોષ આપે ! કવિજીવન અને કવિતાને માટે લાયક જીવો આપણને મળ્યા હતા કલાપી નહાની વયમાં જ વિદેહ થઇ ગયા એટલે એમના વિષે કહી શકાય છે કે એ એક એવા જીવ હતા. બીજાઓ પણ છે, પરંતુ તે હજી હયાત છે એટલે એઓ કવિજન અને કવિતામાંથી કેવી રીતે કયા કારણોથી કેટલે દરજ્જે ભ્રષ્ટ થઈ ગયા તે છૂટથી કહેવાય એમ નથી જીવ અને પરિસ્થિતિનો સંવાદ જામે, જ્યાં જ્યાં

જેટલી વાર જામે ત્યાં ત્યાં તેટલી ક્ષણ કે તેટલા જમાના કવિતા અને કલા ઉગે આવો સંવાદ કો ( દેશ કે પ્રજામાં કાયમ ટકતો નથી કેટલાક સૈકાઓમાં એકાદ વખત આવી જાય છે, અને તે ક્ષણ, તે સંધિ, તે જમાનાનાં સાહિત્ય અને કલા,—એ પ્રજા અને એ ભાષાની ઉત્તમોત્તમ વાણી તરીકે પાછીના જમાનાઓના બોધક, ઉત્સાહક, માર્ગદર્શક સુંદરતાના આદર્શ બને છે આપણો હાલનો જમાનો એવા સંવાદનો નથી જણાતો એટલે આપણને આપણી હાલની કવિતાથી સંતોષ થાય એમ નથી છેવટ, કવિજન અને કવિતા પ્રસાદવસ્તુ છે એ પણ ધ્યાનમાં લેવાનું છે સંવાદનો જમાનો અને એ જમાનામા ઉત્કૃષ્ટ વિકાસ મેળવનારા કવિજીવ એ બને ઇશ્વરી પ્રસાદની વસ્તુઓ છે, અને એમને સત્કારવા એમને અનુકૂલ થવા આપણે સ સાસર્વદા તત્પર રહેવુ જોઈએ. પણ આપણી હાલની પ્રજાનુ એવુ વલણ છે નહીં

---

# આપણી લોકસંસ્થાઓ અને આપણા યુવકો.*

લેખક —રા મનસુખલાલ આત્મારામ માસ્ટર, બી એ, એલએલ બી

પ્રમુખ મહાશય અને બન્ધુઓ,

આપના સમાગમનો લાભ લેવાનો જે પ્રસંગ અત્યારે પ્રાપ્ત થયો છે તે માટે આપના પ્રમુખસાહેબ પ્રોફેસર બળવતરાય કલ્યાણરાય ઠાકોરનો તથા પૂના ગુજરાતી બન્ધુ સમાજને હું અન્ત કરણ પૂર્વક ઉપકાર માનુ છુ

આપ જાણોછો તેમ "આપણી લોકસંસ્થાઓ અને આપણા યુવકો" એ મ્હારા આજના ભાષણનો વિષય છે બન્ધુઓ ! આપણે માટે એક એવી ફરીયાદ કરવામાં આવે છે કે આપણે ચિંતનશીલ લોકો છીએ, આપણને નિવૃત્તિ વધારે પ્રિય છે, અને સયોજિત કાર્ય કરવાની તથા લોકસંસ્થાઓ ચલાવવાની આપણી શક્તિ ઘણી ઉતરતી ભૂમિકાની છે આત્મનિન્દાનો હું શોખીન નથી, તથાપિ આ ફરીયાદમા ઘણુ સત્ય સમાયલુ છે એમ આપણને દીલગીરી સાથે કબુલ કરવુ પડશે પણ આવી સ્થીતિનુ કારણ શું છે? લોકસંસ્થાઓને માટે જોઈતું પ્રેરકબળ આપણે ત્યાં કેમ ઉત્પન્ન થતુ નથી? સત્ય છે કે આપણે ત્યાં ધાર્મિક સંસ્થાઓ હતી પણ તેના કાર્યમાં લોકોની જવાબદારી કે લોકોનો ભાગ ન્હોતો તેનું કાર્ય માત્ર એક બે વ્યક્તિઓના જ હાથમા રહેતુ વળી ગુજરાત એટલી બધી ન્યાતો અને ઉપન્યાતોમા વ્હેંચાઈ ગયુ છે કે જ્ઞાતિની બ્હારના પ્રશ્નોમા રસ લેનારા પુરૂષો ઘણા થોડા હોય છે અને જ્ઞાતિ સંસ્થા પણ કેવી રીતે ચાલે છે? જેના માથાપર વધારે

---

* પૂના ગુજરાતી બન્ધુસમાજની એક સભા આગળ તા- ૫-૯-૧૯૧૫ ને દિવસે પ્રો બળવતરાય કલ્યાણરાય ઠાકોરના પ્રમુખ પદ નીચે આપેલુ ભાષણ

સંકેત વાળ હોય અથવા જેની તીજોરીમાં વધારે પૈસા હોય તેના જ હાથમા શાંતિસત્તા હોય છે આનું પરિણામ એ આ સુ છે કે એક શહેરી તરીકે અથવા એક પ્રજા તરીકે આપણે કેવી રીતે કાર્ય કરવુ તે આપણે શીખ્યા નથી હુ અમુક સસ્થાનુ અગ છુ, તેના કામમા મ્હારી પણ જવાબદારી છે, તથા તેની ઉન્નતિ માટે મ્હારે મ્હારાથી બનતી સેવા કરવાની છે એ ભાવનાનો આપણો ત્યાં જોઈએ તેવો ઉદય થયો નથી

ત્યારે લોકસસ્થાઓનુ પ્રેરકબળ શામાં સમાયલુ છે? તે શક્તિ કઈ છે કે જે લોકસસ્થાઓને ગતિમાન કરે છે તથા તેના કાર્યને સંયોજિત, સગીન અને સફળ બનાવે છે? આ લોકશાસનનો યુગ છે લોકશાસનનુ એક મુખ્ય લક્ષણ એ છે કે તેના કાર્યમાં લોકના મોટા ભાગનો અવાજ હોય છે, લોકની મોટી સખ્યા તેના કાર્યમાં ભાગ લે છે લોકશાસનમાંથી લોકસસ્થાઓનુ પ્રેરક બળ ઉત્પન્ન થાય છે જેટલી ઉંચી કક્ષાનુ લોકશાસન તેટલી લોકસસ્થાના પ્રેરક બળની સગીનતા પણ જ્યાં આ દેશમા લોકશાસન જ નથી–નહિ જેવુ છે—તો પછી તેમાંથી ઉત્પન્ન થતુ પ્રેરક બળ તો ક્યાંથી જ હોય? આપણા ઉપર અગ્રેજ સરકાર રાજ્ય કરે છે અને તેથી રાજ્યવહિવટમાં કે નગરવહિવટમા, મ્હેસુલ ખાતામાં કે જગલ ખાતામાં, કેળવણીના વિષયમાં કે ઇરિગેશનના વિષયમાં, રેલ્વે ખાતામાં કે સૈનિક ખાતામાં–ગમે તે ખાતુ લ્યો—ઉંચી પદવીઓ મોટે ભાગે અગ્રેજોના જ હાથમા હોય છે, તેની વ્યવસ્થા તથા કાર્યપદ્ધતિ નક્કી કરવાની ખરી સત્તા તેઓના જ હાથમાં રહેલી છે આપણા દેશના રાજ્યતત્રમાં આપણો અવાજ નહિ જેવો છે, નામનો જ છે તેની રાજ્યનીતિમાં અને રાજ્યવહિવટમાં આપણો ભાગ શુન્ય કરતાં ભાગ્યે જ વધારે છે સ્થિતિ આવી હોવાથી, લોકસસ્થાઓ ચલાવવા માટે જોઈતાં અનુભવ, જ્ઞાન અને પ્રેરક બળ આપણને મળતાં નથી આપણા દેશનુ રાજ્યતત્ર આપણા હાથમાં નથી એ જ કંઇ આપણી એકલી મુશ્કેલી નથી આ દેશની ઘણી ખરી સસ્થાઓ સરકારને હાથે ચાલે છે અને તેથી સરકારની ભાવનાઓની તથા કાર્યપદ્ધતિની તેના પર અચૂક છાપ પડે છે આ ભાવનાઓ અને કાર્યપદ્ધતિ કેટલીક વખત આપણને ગ્રાહ્ય હોતી નથી અને તેથી રાષ્ટ્રિય ભાવનાઓ અને રાષ્ટ્રિય કાર્યપદ્ધતિ આપણી પોતાની સસ્થાઓમા ઉતારવામાં આપણને દશગણી શક્તિનો વ્યય કરવો પડે છે ''

ત્યારે પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે લોકશાસન આપણને મળે ત્યાં સુધી શું આપણે બેસી રહી શુ? સત્ય છે કે આપણા બન્ધુઓને આ દેશના રાજ્યતત્રમાં વધારેને વધારે અવાજ મળે તથા તેના કાર્યમાં વધારેને વધારે ઉંચુ સ્થાન અને સંગીન સત્તા પ્રાપ્ત થાય તે માટે આપણે જબરી જહેમત ઉઠાવવાની છે, તથા સરકાર પાસે તેની માગણી કરવાના આપણા પ્રયત્નો સતત ચાલુ

રાખવાના છે પણ ડાહ્યા અને દીર્ઘદર્શી પુરૂષનુ કર્તવ્ય વસ્તુસ્થિતિ સ્વીકારી, કાર્ય કયે માર્ગે થઇ શકે તે શોધી કહાડવામાં સમાયલું છે લોકશાસન આવે કે ન આવે, સ્વરાજ્ય મળે કે ન મળે, તોપણ આપણા બન્ધુઓને માટે ઘણી ઘણી દિશાઓમાં ઘણું ઘણું કાર્ય કરવાનુ છે તે આપણે ભૂલી જવાનુ નથી યાદ રાખજો કે સ્વાશ્રય અને સ્વાર્થ ત્યાગના હજી આપણે ઘણા પાઠ શિખવાના અને શિખવવાના છે અત્યારે સર્વ સ્થળે એક સરખો એ ઉદ્‌ઘોષ નીકળી રહ્યો છે કે આ દેશની પ્રજાએ અન્ય દેશોની પ્રજાઓમા માનભર્યું, ઉજ્જ્વલ સ્થાન પ્રાપ્ત કરવાનું છે બન્ધુઓ! ખસેડશો નહિ કદાપિ તમારા હૃદયપટ પરથી આ ભાવનાને અને યાદ રાખજો કે જ્યાસુધી હિન્દ માતાના દરેક પુત્ર અને પુત્રીને પોતાની પ્રગતિ કરવાને માટે, શક્તિ અને સ્થિતિ અનુસાર, અવકાશ અને અનુકૂળતા મળે એવાં સાધનો તમે પૂરાં પાડશો નહિ ત્યાં સુધી એ ભાવનાનો સાક્ષાત્કાર કદી પણ થવાનો નથી એક સન્નારીએ કહ્યુ છે કે "Somebody should do it, but why should I? Somebody should do it, then why not I? Centuries of moral evolution lie between these two sentiments" તમારે અત્યારે તમારા હૃદયને જે પ્રશ્ન પૂછવાનો છે તે એ જ છે કે "Somebody should do it, then why not I?" લોકશાસન નથી, લોકસંસ્થાઓનુ પ્રેરકબળ નથી, માર્ગમાં મુશ્કેલીઓ ઘણી છે, રાષ્ટ્રિય ભાવનાઓ ખીલવવાની છે, લોકોમા શ્રદ્ધા બેસાડવાની છે, કાર્ય કરનારાઓ થોડા છે, કાર્ય કરવાનુ ઘણું છે, તથાપિ તે સર્વથી ગભરાશો નહિ માત્ર તમારા હૃદયને એટલો જ પ્રશ્ન પૂછજો કે મ્હેં મ્હારા દેશને માટે શુ કર્યું છે, શુ કરૂં છુ અને શુ કરીશ? યાદ રાખજો કે બીજાઓ કરે કે ન કરે પણ હું તો મ્હારાથી બનતુ મ્હારા દેશને માટે કરીશ એ નિશ્ચયમાં જ લોકસંસ્થાઓના પ્રેરક બળનાં બીજ સમાયલાં છે એ નિશ્ચય તમારો અને મ્હારો બનો એ જ પ્રાર્થના છે.

હવે આપણી લોકસંસ્થાઓની સ્થિતિ તપાસીએ હુ તેમ કરૂં તે પૂર્વે આપણી લોકસંસ્થાઓના બે મોટા વિભાગ પાડીશ એક વિભાગમા એવી સંસ્થાઓનો સમાવેશ કરૂં છુ કે જેનુ મુખ્ય કામ સરકારની પાસે તેના રાજ્યવહિવટમાં લાગતા દોષો દૂર કરવાની તથા હકો આપવાની માગણી કરવાનુ છે, જેવી કે આપણી કૉંગ્રેસ એ જ વિભાગમા બીજી એવી સંસ્થાઓનો હુ સમાવેસ કરૂં છુ કે જેમાં આપણા લોકનો થોડો ઘણો અવાજ છે ખરો, પણ જેમાં સીધી અથવા આડકતરી રીતે સરકારી તત્ત્વનો અને સરકારી અંકુશનો દોર એટલો બધો હોય છે કે તે અવાજનો ઉદ્‌ઘોષ થતો નથી, એટલુ જ નહિ પણ તેનાથી ભિન્ન સુરના રણકા તેના કાર્યમાં સંભળાય છે દાખલા તરીકે લ્યો આપણી મ્યુનીસીપાલીટીઓ અને લોકલ બોર્ડો પણ આ સંસ્થાઓ વિષે હું અત્ર બોલવા માગતો નથી. ગેરસમજ ન થાય તે માટે મ્હારે કહેવુ જોઇએ

કે આથી હું સરકારની ઉપેક્ષા કરવાનું સૂચવતો નથી સરકારની સાથે સ્વમાનભર્યો દેશભક્તિના ગૌરવને અનુરૂપ સહકાર કરવો એ આપણો હક છે–ધર્મ છે પ્રસંગ આવે એક જ ટેબલની સામસામી બાજૂએ ઉભા રહી આપણા વિચાર નીડરપણે હિમ્મતથી આપણે સરકારને જણાવવા પડે, પણ એ વિચારની સ્પષ્ટ નીડરપણાની આપલેમાં જ સ્વમાનભર્યા સહકારની સફળતા છે માત્ર એટલું જ કહીશ કે તમારું ધાર્યું ન થાય અને તમારું માગ્યું ન મળે તો નિરાશ ન થશો બને તેટલો સહકાર કરજો, પણ ભૂલશો નહિ કે જેમ તમારી એક દૃષ્ટિ સરકાર તરફ છે તેમ બીજી દૃષ્ટિ લોકમત કેળવવા તરફ પણ રાખવાની છે

બીજા વિભાગમાં તદ્દન સ્વદેશી લોકસંસ્થાઓનો સમાવેશ કરૂં છું. એવી સંસ્થાઓ કે જેની ભાવનાઓ ઘડવામાં, જેની કાર્યપદ્ધતિ રચવામાં, જેનું આર્થિકબળ પૂરૂં પાડવામાં લોકોનો જ અવાજ છે, લોકોનો જ ભાગ છે, અને જેમાં સરકારને કાંઈ સમ્બન્ધ નથી. આ સંસ્થાઓ સાધારણરીતે ચાર પ્રકારની આપણે ત્યાં નજરે પડે છે ધાર્મિક સંસ્થાઓ–જેવી કે આર્ય સમાજ, પ્રાર્થના સમાજ, કેળવણીને લગતી સંસ્થાઓ–જેવી કે ફ઼ર્ગ્યુસન કૉલેજ, ગુરૂકુલ, વડોદરા રામજી કન્યાશાળા, પૂના કર્વે કે હિન્દુ સ્ત્રીમંડળ, સમાજસેવામંડળ, વનિતા વિશ્રામ, કર્વેનો આશ્રમ, પ્રેસીડેન્સી મૉન્ટિસોરી રીફૉર્મ વિદ્યાલય, સામાજિક સંસ્થાઓ–જેવી ઍસોસીએશન અને પારમાર્થિક સંસ્થાઓ જેવી કે આશ્રમ ( સુરત ), અનાથાશ્રમો લેડી નૉર્થકોટ ઑરફ઼નેજ હવે આ સંસ્થાઓની સ્થીતિ તપાસીએ

હું તેમ કરૂં તે પૂર્વે મને કહેવા દ્યો કે આપણી સંસ્થાઓ માટે હું જે કાંઈ ટીકા કરીશ તે રાગદ્વેષથી કરીશ નહિ આપણી સંસ્થાઓને કેટલી કેટલી મુશ્કેલીઓ વચ્ચે કામ કરવું પડે છે તેનો મને થોડો ઘણો અનુભવ છે આપણે ત્યાં હજી સંસ્થાઓનાં જીવન બાલ્યાવસ્થામાં છે, કાર્ય ઘણું છે અને કાર્ય કરનારાઓ થોડા છે લોકોનો–કમનસીબે સુશિક્ષિત લોકોનો પણ–જોઈએ તેવો response નથી તેવે વખતે આપણી સંસ્થાઓ જે કંઈ થોડું ઘણું સારૂં કાર્ય કરી રહી છે તે માટે તેને અભિનંદન જ ઘટે છે તેઓએ શું નથી કર્યું તેના કરતાં શું કર્યું છે ને કરે છે તે તરફ ગુણગ્રાહી દૃષ્ટિએ જોવાની જરૂર છે પણ આ બધું કહ્યા પછી વસ્તુસ્થિતિ શું છે તે સમજવાને માટે સત્યકથનની ઘણી વખત જરૂર પડે છે સંસ્થાઓના કાર્યને ઉતારી પાડવાને માટે નહિ પણ ભવિષ્યમાં તેઓ પોતાનું કામ વધારે સંગીન અને સફળ રીતે બજાવી શકે તે માટે વસ્તુસ્થિતિનું અવલોકન કરવું જરૂરનું છે આ જ દૃષ્ટિથી હું ટીકા કરૂં છું એમ કૃપા કરી યાદ રાખશો

મ્હારા મત પ્રમાણે દરેક સંસ્થા કોઈ પણ ભાવનાના અથવા સિદ્ધાન્તના મૂર્તસ્વરૂપ તરીકે જ હોવી જોઈએ ભાવના અથવા સિદ્ધાન્ત એ જ સંસ્થાનો આત્મા છે. આપણી સંસ્થાઓનો આત્મા હમેશાં આપણી નજર આગળ રહે છે ખરો? ભાવના અને સિદ્ધાન્ત સાથે સંસ્થાઓને જોડવાને બદલે આપણે તેને અમુક વ્યક્તિને નામે ઓળખીએ છીએ અને

ઘણી વખતે તે વ્યક્તિના મરણમા સસ્થાના આત્માનું પણ વિલોપન થાય છે આપણે ત્યા સ્થિતિ એવી છે કે જે પુરૂષ અમુક સસ્થામાં આગળ પડતુ કામ કરતો હોય તે જતો રહે તો તેનુ કામ ઉપાડી લેવાને બીજા માણસો તૈયાર હોતા નથી. આથી ભાવના અને સિદ્ધાન્તની તથા કાર્યની સતતતા જળવાતી નથી અને કેટલીક વખત તો જે દિશામાં તેણે પ્રયાણ કરવાનું શરૂ કર્યું હોય છે તે કરતાં ભિન્ન દિશામાં જ નીકળી જાય છે સંસાર સુધારાના ક્ષેત્રમાં રાનાડેના ગયા પછી તેના જેવા અભિનિવેશ અને સ્વાર્થત્યાગથી તેનુ કામ કોણે ઉપાડી લીધુ છે? એક વખત એવો હતો કે મુબાઇનું 'હિન્દુ યુનિઅન' વિદ્વત્તા અને ઉન્નત વિચારોના પ્રચારને માટે પ્રખ્યાત હતુ મિ તેલગ, મિ ત્રિપાઠી જેવા પુરૂષોનાં તેમાં ભાષણો થતાં હતા આજ તેની સ્થિતિ શુ છે? બીલીયર્ડ, પાનાં અને સોકટાં રમવાની તે કલબ થઈ પડી છે આ સ્થતિ બદલાવવી તથા સસ્થાઓનો આત્મા ઉત્તરોત્તર વિકાસ પામે એવા સંજોગ ઉત્પન કરવા એ આપણી પ્રથમ ફરજ છે

ભાવનાઓ અને સિદ્ધાન્તો પ્રમાણે આપણી સસ્થાઓનુ વર્તન હોય છે ખરૂ? સસારનાં બન્ધનો અને મનુષ્યની શક્તિઓની મર્યાદા ધ્યાનમાં લેતાં ભાવનાઓ અને સિદ્ધાન્તો પ્રમાણે સદૈવ વર્તન કરવુ એ ઘણુ મુશ્કેલ છે તે મ્હારે કબુલ છે પણ આપણે ભૂલી નહિ જવુ જોઇએ કે વસ્તુસ્થિતિ અને સસારના બન્ધનો કરતાં મનુષ્યનો આત્મા ઘણો મોટો છે—બળવાન છે કેટલા આર્યસમાજીસ્ટો મૂર્તિપૂજા નહિ કરતા હોય? કેટલા પ્રાર્થના સમાજીસ્ટો શુભ પ્રસંગે ગણપતિનું આવાહન નહિ કરવાનુ આત્મબળ દર્શાવતા હશે? મને યાદ છે કે પ્રાર્થના સમાજના એક નેતાએ પોતાને ત્યાં એક મોટા શુભ પ્રસગે ગણપતિનુ આવાહન કર્યું હતુ તેને માટે સુબોધ પત્રિકામાં સખ્ત ટીકા આવી હતી પરિણામ શું આવ્યુ? પોતાની નિર્બળતા સ્વીકારવાને બદલે પ્રાર્થના સમાજ સાથેનો સબન્ધ તોડવાને તેઓ તત્પર થયા ભાવનાઓ અને સિદ્ધાન્તોનો સ્વીકાર કર્યા પછી ન્હાના છોકરાઓ જેમ વિચાર કર્યા વગર રમકડાં ફેંકી દે તેમ જીવનસગ્રામમાં તેને ફેંકી દેવામાં આવે તો સસ્થાઓ પોતાનું કાર્ય કેવી રીતે કરી શકે? એક બીજી બાબત આપણે આરંભમાં શૂરા હોઈએ છીએ, પણ થોડા વખતમાં ઉત્સાહ જતો રહે છે ક્યાં મુબાઈની વણિક સમાજ અને ગ્રૅજ્યુએટ ઍસોસિએશન મોટી મોટી ભાવનાઓ હતી તે સસ્થાઓની, પણ રહ્યાં છે તેનાં નામ માત્ર સ્મરણપત્ર ઉપર જ પણ અત્ર એક બાબત નોંધ લેવા જેવી છે, અને તે એ છે કે આ તમારી ફરગ્યુસન કૉલેજ અને અહીંઆનો કર્વેનો આશ્રમ ભાવના અને વર્તનના સુન્દર યોગના ઉત્તમ દૃષ્ટાંતો છે અહીં દેશભક્તિથી પ્રેરાયલા સ્વાર્થત્યાગી નરો આ સસ્થાઓનુ કામ ઉપાડી લેવાને અને જારી રાખવાને એક પછી એક નીકળી આવે છે એ પૂનાનુ સદ્ભાગ્ય છે

હવે આપણે સંસ્થાઓના વહિવટની, વ્યવસ્થાની તથા કાર્યની વ્હેંચણીની તપાસ કરીએ આપણી સંસ્થાઓમા કાર્ય કરનારાઓ એટલા થોડા છે કે ઘણી વખત આખા કાર્યનો ભાર એક કે બે માણસોના ઉપર પડે છે ત્યો આપણી સંસ્થાઓની મૅનેજીંગ કમિટીઓ મોટે ભાગે જે લોકો પૈસાઓ આપતા હોય તેમનાં નામો કમિટીઓ ઉપર હોય છે, અથવા તો જે લોકોના નામ જાણીતા થયા હોય છે તે લોકોને મૂકવામા આવે છે આમાંના ઘણામા સાર્વજનિક જીવનની જવાબદારી–sense of responsibility of public life–દ્રષ્ટિગોચર થતી નથી અને પરિણામમાં આપણી કમિટીઓનુ કામ સેક્રેટરીઓ અને એક બે ઉત્સાહી સભાસદોને જ કરવુ પડે છે મને ચાર પાચ સંસ્થાની કમિટીના સભાસ૦ તરીકેનો અનુભવ છે અને ઘણી વખત કોરમને માટે સભા મુલતવી રાખવી પડે છે તે પણ હુ જાણુ છુ. કમિટીના સભાસદોની આવી બેદરકારી હોવાને લીધે એક માણસથી કામ લેઈએ તેનુ સંતોષકારક નહિ થાય તો તેમાં દોષ આપણો જ છે જ્યાં આવી રીતની ધર્મબુદ્ધિનો અભાવ હોય ત્યા કાર્યની વ્હેંચણી તો કયાંથી જ સભવે ? આપણે ત્યા હમણા તો એવી સ્થિતિ છે કે "Every one for himself and God for all" જ્યાં સુધી એવી ધર્મબુદ્ધિનો ઉદય નહિ થાય કે "Every one for all and none for himself only" ત્યાં સુધી કાર્યની વ્હેચણીની આશા રાખવી વ્યર્થ છે બન્ધુઓ! આપણા દેશભક્ત શ્રીયુત દેવધરને કેટલુ બધુ કામ કરવાનુ હોય છે તે તમે બહુ સારી રીતે જાણો છો પણ એમના જેવા દેશસેવકને પણ કાર્ડોનાં સરનામા કરવામાં કલાકો ગાળવા પડે તો પછી બીજુ મહત્વનુ કામ કયારે કરી શકે ? આ કલ્પના નથી, વસ્તુસ્થિતિનુ ચિત્ર છે સંગીન વહિવટ તો ત્યારે જ સભવી શકશે કે જ્યારે દરેક જણ એમ કહેશે કે 'હું તો મ્હારૂ કામ કરીશ જ'

વ્યવસ્થામા પણ આપણે હજી ઘણા પછાત છીએ તમારી સંસ્થાઓના બાહ્ય દેખાવ પરથી જ તે કેવી ચાલે છે તેનો અભિપ્રાય સાધારણ રીતે પ્રેક્ષકો બાંધશે આપણે ત્યા નથી સૌંદર્ય દ્રષ્ટિ કે નથી ઉંચી વ્યવસ્થાશક્તિ મને બરાબર યાદ છે કે એક મોટી કેળવણીની સંસ્થાના ઉત્સવ પ્રસંગે હુ ગયો હતો મ્હારી સાથે તે પ્રસગે પ્રમુખપદે બીરાજનારા ગુજરાતના એક જાણીતા સાક્ષર હતા, હમે સ્ટેશનેથી ઉતરીને હમારે મકાને ગયા, પણ પ્રમુખને માટે રાખેલુ મકાન પણ ધૂળથી, કચરાથી ભરેલું! આપણે ત્યા એકને હાથે જ્યાં કાર્ય કરવાનુ હોય છે ત્યાં એમ થઈ જાય છે, પણ એ વસ્તુસ્થિતિ તરફ આખમીંચામણા કરવા એ તો આત્મઘાતક સંતોષ જ કહેવાય થોડા વખત ગયા પછી એક શિક્ષકે આવી ઝાડુ લઇ મકાન સાફ

કર્યું તે શિક્ષકની આતિથ્યબુદ્ધિ માટે મને માન થાય છે, પણ આ તે કાર્યની કેવી વિચિત્ર વ્હેંચણી કહેવાય! એક બીજો દાખલો લ્યો ગઇ કાલે જ મુંબાઇમાં આપણા હિન્દના દાદાની જયન્તિ ઉજવાઈ હતી એ સભા જાહેર સભા હતી સારી સીટ મળે તે વિચારથી હું વ્હેલો ગયો પણ દરવાજા પર પ્હોંચતાં જ મને કહેવામાં આવ્યું કે "અહીં તો પૈસા ભરે તેને બેસાડવામાં આવે છે" મેં કહ્યું કે "વર્તમાનપત્રોમાં તો એવું કાંઈ જણાવવામાં આવ્યું નથી" ઉત્તર મળ્યો કે "એ તો સોશિઅલ સર્વિસ લીગના સભાસદ માટે છે" મેં કહ્યું કે "હું તેનો સભાસદ છું" ત્યારે મને કહેવામાં આવ્યું કે "એ તો ગિરગામ કૉંગ્રેસ કમિટીના સભાસદો માટે છે" મ્હેં જવાબ આપ્યો કે "હું તેનો પણ સભાસદ છું" મને તરત પ્રત્યુત્તર મળ્યો કે "નહિ, અહીંઆં તો માત્ર કૉન્ગ્રેસની રીસેપશન કમિટીના સભાસદોને માટે જ જગા છે" આખરે ઘણી મુશ્કેલીએ હું અંદર દાખલ થયો જે હાર રીઝર્વ્ડ ન્હોતી કરવામાં આવી ત્યાં જઇને બેઠો તો મને કહેવામાં આવ્યું કે આ તો "better men" માટે છે જાહેર સભામાં રીઝર્વ્ડ નહિ કરેલી જગાઓ better men માટે! સભા ઘણી ગેરવ્યવસ્થિત થઇ ગઇ હતી અને લોકો ગમે ત્યાંથી કુદીને આવવા લાગ્યા. બન્ધુઓ, મોટી સભાઓની વ્યવસ્થા કરવાનું કામ સ્હેલું નથી એ હું જાણું છું, પણ આપણે ત્યાં જો બધું પ્હેલેથી નક્કી કરવામાં આવે અને તે માટે જો કામની વ્હેંચણી વિચારપૂર્વક થાય તો અત્યારે જે વ્યવસ્થાની ખામી જણાય છે તો મોટે ભાગે દૂર થઇ જશે.

આપણી સંસ્થાઓ વિષે મ્હેં મ્હારા વિચારો જણાવ્યા છે તેની સ્થિતિનો થોડો ઘણો ખ્યાલ તમને આપ્યો છે હવે તમારી ફરજ શું છે તે વિષે એકબે વિચાર દર્શાવવાની રજા લઉંછું કોઈ પણ સંસ્થાને માટે અભિપ્રાય બાંધો તે પૂર્વે બે બાબત ધ્યાનમાં રાખશો. એક તેના સિદ્ધાન્તોનો અને સાહિત્યનો અભ્યાસ કરવાની જરૂર અને બને તેટલો તે સંસ્થા જાતે જોવાનો નિયમ દરેક સંસ્થાને ન્યાય કરવાને માટે તથા આપણા પોતાના આત્માના સંતોષને માટે આ બે વસ્તુ આવશ્યક છે

પણ તમે અત્યારે કૉલેજમાં અભ્યાસ કરનારા યુવકો છે કોઈ પ્રશ્ન પૂછશે કે અત્યારે તમારે લોકસંસ્થાઓ સાથે શું લાગે વળગે છે? આ અભ્યાસનો વખત છે, લોકસંસ્થામાં કામ કરવાનો નહિ બન્ધુઓ, લોકસેવા કરવાની પૂર્વે સેવાદષ્ટિનો ઉદય થવાની જરૂર છે અને તે સેવાદષ્ટિનો ઉદય કૉલેજમાં નહિ થાય તો ક્યાં થશે? સમજો કે તમે તમારા પુસ્તકાલયમાં બાળકોને માટેનું, સ્ત્રીઓને માટેનું, લોકોને માટેનું અંગ્રેજી સાહિત્ય જુઓ. શું તે વખતે તમારા મનમાં એવો વિચાર નહિ આવે કે મ્હારા દેશનાં બાળકો, સ્ત્રીઓ અને લોકોને માટે આવું સાહિત્ય મ્હારી માતૃભાષામાં હોય તો કેવું સારૂં? તમે ઇંગ્લંડનો ઇતિહાસ વાંચતા હો અને ત્યાંના લોકોએ લોકશાસન કેમ મેળવ્યું, ત્યાંના પ્રેસે સ્વતન્ત્રતા કેમ પ્રાપ્ત કરી, ત્યાંની સામાજિક સંસ્થાઓ કેમ વિકસી તે બધાનું વર્ણન વાંચો તો તમારા હૃદયમાં શું એવી ઊર્મિ નહી ઉદ્દ્ભવે

[1] સિદ્ધાન્તસિંધુ રૂ ૧-૮-૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

કે આ બધુ મ્હારા દેશમાં કયારે આવશે ? તમે અર્થશાસ્ત્રનો અભ્યાસ કરતા હો Peasant proprietors અને Land laws વિગેરેના પ્રકરણો વાંચો તે વખતે તમારા દેશના ખેડુતોની સ્થિતિ જાણવાની તમારી ફરજ છે એવુ શું તમને નથી લાગતુ ? જો આમ ન થતુ હોય તો હું કહીશ કે તમારી કેલવણી અપૂર્ણ છે કેલવણી માત્ર પરીક્ષા પાસ કરવાને માટે નથી, કેલવણી જીવનસગ્રામની તૈયારીઓ કરવા માટે છે, અને તેવી જ કેલવણીમા સેવાદષ્ટિનાં બીજ સમાયલા છે સેવા કરવી કે ન કરવી એ અનુકૂળતા અને શક્તિની વાત છે, પણ જો સેવાદષ્ટિનો જ ઉદય નહિ થયો હોય તો સેવા કેમ કરી શકશો ?

તમે અત્યારે જે શિક્ષણ લ્યો છો તેમાંથી સેવાદષ્ટિનો ઉદય થવો જ જોઇએ અત્યારે મ્હેં ઉપર કહ્યું તેમ સસ્થાઓના કાર્યનો અભ્યાસ તથા તેનુ દર્શન કરવાની તમારે જરૂર છે આ ત્રણ કામ તમે વિદ્યાર્થી છો પણ કરી શકો તેમ છો—તે કરવાને તમે બધાયલા છો. અત્યારે આપણે ત્યાં એટલું બધુ કાર્ય કરવાનુ છે કે તમારા જેવા સુશિક્ષિત યુવકો તે કાર્ય કરવાને તત્પર નહિ થશે તો કાર્ય કેમ ઉકેલાશે ? અત્યારે તમે પૂનામાં છો તો આ પ્રસગનો સદુપયોગ કરજો અહીંની સસ્થાઓના ઉડા અભ્યાસ કરજો ને ગુજરાતમાં પાછા જાઓ ત્યારે એવી સસ્થાઓમાં ભાગ લેવાને તથા તેવી સસ્થાઓ ઉભી કરવાને હમેશાં તમારાથી બને તેટલી મદદ કરવાને તત્પર રહેજો અહીંની સસ્થાઓ ગુજરાતને શરમાવે છે લ્યો, આ તમારી ફરગ્યુસન કૉલેજ—દેશભક્તિ અને સ્વાર્થત્યાગનો નમુનો અને કરો તેની સરખામણી ગુજરાત કૉલેજ જોડે એટલી એક કૉલેજ પણ આપણે ન ચલાવી શકયા એ શું ગુજરાતની દેશભક્તિના ઉપર કલક જેવુ નથી ?

બન્ધુઓ ! આ બધી જે ટીકા મ્હેં કરી છે તે માત્ર વસ્તુસ્થિતિ શું છે તેનુ કથન કરવા માટે જ છે આપણે ત્યાં કાર્ય કરનારાઓની મુશ્કેલીઓ એટલી બધી છે કે તેની સાથે આપણે તો સહકાર જ કરવાનો છે અને સમભાવ જ રાખવાનો છે માત્ર એટલું જ કહીશ કે કદી પણ ભૂલશો નહિ કે Some see the darkness of the night, others see the dim light of the stars જે વખતે આપણું સાર્વજનિક જીવન ઘડાય છે, જે વખતે અજ્ઞાન અને બેદરકારીનો અધકાર ચારે દિશામાં પ્રસરી રહ્યો છે ત્યારે જે વિરલા તારાઓ દેશસેવા કરી રહ્યા છે તેના પ્રકાશની કદર કરજો, તેનો પ્રકાશ ઝાંખો છે, એવી માત્ર વિનાશક ટીકા કરી હાલના ઘોર અધકારમાં વૃદ્ધિ ન કરશો ભાવનાઓ ઉંચી રાખજો, પણ નમ્રસેવા કરવાને સદા વિસરી નહી જતા કે જે ક્ષણ તમે અત્યારે બીજાની ટીકા કરવામા તૈયાર રહેજો ગાળો છો તે ક્ષણ જો તમે તેની સાથે સહકાર કરવામાં ગાળશો તો જે ફરીયાદ અત્યારે આપણને કરવી પડે છે તેવી ફરીયાદ આપણે માટે આપણા અનુયાયીઓને નહી કરવી પડે અને તેમ કરશો તો જ તમારો અને મ્હારો આજનો સમાગમ સફલ થયો ગણાશ

# કવી-લીના પત્રો

અથવા

## ચીનાઈ ગૃહસંસારનું દર્શન.

લેખક.—રા. મોહનલાલ મગનલાલ દેસાઈ, બી એ એલએલ બી




વી-લી એ ચીનમાં આવેલા ચીહ-લી પ્રાંતના એક આગલા સુબાની પુત્રી હતી અત્યારે ચીનમાં સ્ત્રીકેલવણીનો જે કાંઈ પ્રચાર થયો છે તેને માટે જો કોઈને પણ ધ યવા૦ ઘટતો હોય તો તે ચીહ લી ના સુબાને જ છે સ્ત્રીઓને કેલવણી આપવી, પશ્ચિમની રીતો, રીવાજો વગેરેનું જ્ઞાન આપવુ, તેમની ઉન્નતિ કરવી, એ માટે જો કોઈએ શરૂઆતમાં પરિશ્રમ ઉઠાવ્યો હોય તો તે આ જ ગૃહસ્થ છે અને બીજાને દ૦ દાખલો બેસાડવાને અને અનુકરણ કરવા માટે એણે પોતાના પુત્રપુત્રીને ઉચ્ચ પ્રકારનું શિક્ષણ આપ્યુ હતું એ સમયનો પ્રખ્યાત કવી લીગ-ચીંગ-પુ, કવી-લી નો શિક્ષાગુરૂ થયો હતો તેણે પૂર્વ અને પશ્ચિમની કેલવણી માંથી સ્ત્રીજાતિને યોગ્ય ઉત્તમ શિક્ષણ પોતાની શિષ્યાને આપ્યુ હતુ

કવી-લી નુ લગ્ન એક યોગ્ય ચીનાઈ અમલદાર સાથે થયું હતુ એણે એક વાર ( પ્રીન્સ ) શાહજાદા ચ્યગના હાથ નીચે કામ કર્યું હતું, અને તે પાછળથી કયાગ-સુ પ્રાંતનો સુબો નીમાયો હતો સુબાની પત્ની તરીકે પોતાના પરગણામાં એક કેળવાયલી સ્ત્રી તરીકે તેણે જે જે કાર્યો કર્યા છે તે સહજમાં ભુલી જવાય એવાં નથી કયાગ-સુ માં તે એક આશિર્વાદ સમાન લેખાઈ છે

જ્યારે પોતાનો પતિ શાહજાદા ચ્યગ સાથે મુસાફરીએ નીકળ્યો હતો, ત્યારે કવી-લી સુ-ચ્યાઉ શહેરમાં પતિના અવિભક્ત કુટુંબમાં અનેક માણસોની સાથે રહી હતી તે વખતે તેણે પોતાના વરને અવારનવાર પત્રો લખ્યા હતા, જે તેના પતિએ સાચવી રાખ્યા હતા, અને ત્યાર-બાદ લાગે વખતે પોતાના એક અંગ્રેજ મિત્રને વાંચવા આપ્યા હતા

ચીનમાં સ્ત્રીકેલવણીનો પ્રચાર સામાન્યરીતે ઘણો જ ઓછો છે પરદેશીને કદી પણ માલમ પડી શકશે નહીં કે, ત્યાં સ્ત્રીનુ સ્થાન કેવુ અને કયાં છે બહાર જે સ્ત્રીઓ જોવામાં આવશે તે માન ઉતરતા વર્ગની જ હશે પરંતુ ઉચ્ચ કુળની, ભણેલી, શીખેલી, બહુ જ ઓછી માલમ પડશે, અને તેવી સ્ત્રીના સહવાસમાં આવી તેને ઓળખવી એ પણ સહેલ નથી.

'કમલાના પત્રો' એ નામે એક પુસ્તક અગાઉ અંગ્રેજીમા બ્હાર પડયુ હતુ, અને તેનો અનુવાદ રા રા શિવલાલ ઉત્તમરામ યાજ્ઞિકે આ જ માસિક "સમાલોચક" માં છપાવ્યો છે, તે વાચકોને યાદ તો હશે તે પત્રોમાં હિંદુ સસારનુ ચિત્ર ઠીક બતાવવામાં આવ્યુ છે થોડાક સમયપર એક અંગ્રેજી માસિકમાં ફ્લીન્ટીના પત્રો મારા વાંચવામાં આવ્યા, અને તેમ કરતાં એવુ લાગ્યુ કે જો તે ગુજરાતી ભાષામાં પ્રકટ થાય, તો આપણા સસારમાં તેમ જ ચીનાઇ સંસારમાં કયાં અને કેટલું સરખાપણું છે અને શું નવુ છે તે જાણવામાં આવે, અને તેથી કાંઈક લાભ થાય. આવા હેતુથી ફ્લીન્ટીએ લખેલા પત્રો અત્રે પ્રકટ કરવા ધાર્યા છે

---

## પત્ર પ્હેલો.

મ્હારા વ્હાલા,

ગિરિશૃંગપરના આપણા ઘરનો આત્મા ત્યાં નથી માત્ર ખાલી બારીઓવાળા એક મહેલ સમાન તે થઈ પડયુ હુ અગાસીમાં જાઉં છુ, અને સામેના સપાટ મેદાનમાં લાબા છાંયડા નાંખતા, સુવર્ણરંગી, અસ્ત પામતા સૂર્યને જોઉં છુ 'જ્યારે હું યાદ કરૂ છુ કે તુ શહેરમાંથી મારી પાસ આવનાર નથી, ત્યારે મને એમ થાય છે કે, જ્યાં સુધી તું મારો સહચારી થાય નહીં, ત્યાંસુધી પ્રભાત જોવાની મને ઇચ્છા નથી, અને આનંદ આપનાર સૂર્યાસ્ત જોવાનુ મન પણ નથી

પરતુ એમ નહીં ધારતો કે હું દુ ખી છુ તુ જ્યારે અત્રે હોય છે તેની જ રીતે હુ મારૂ સર્વ કામ કરૂ છુ, અને દરેક પ્રસગે વિચારૂં છુ કે, "મારા નાથને આ ગમશે ? મેહ—ફી તારી લાંબી ખુરસી બાજુ મુકી દેવા માંગતી હતી કારણ તે બહુ જગા રોકે છે, પરતુ મેં તેને તેમ કરતાં અટકાવી છે હુ જોઈ શકુ તેવી રીતે મૂળ સ્થાને તે રહેવી જોઇએ, અને એવી કલ્પના કરૂં છુ કે, જાણે તુ તે ખુરસી ઉપર સૂતો હોય, બીડી પીતો હોય, અને પાસે જ તારૂ નાનુ ટેબલ મુકયુ હોય અને તેનાપર તારા વાંચવાના પત્રો અને મીઠુ પીણુ પણ મૂકયુ હોય

હુ તને આટલો લાંબો પત્ર લખુ છું તેથી હુ ઘણી જ ખુશ થઈ છુ, કારણ તે મારી પાસે દર સાત દિવસે પત્ર લખવાનુ વચન લીધું છે, અને મારા ગૃહમાં અને હૃદયમા શું પસાર થઈ જાય છે તેનુ વર્ણન જણાવવા તે મને ફરમાવ્યુ છે તારી માનનીય માતુશ્રી કહે છે કે,'મારા તરફથી તને પત્ર લખવો એ અઘટિત છે,' તેની બાલ્યાવસ્થામાં એવી વાત કોઈ જાણતું પણ ન હોતુ, અને હાલના જમાનાની જુવાનીઆઓ શરમાળપણું અને સ્ત્રીત્વની હદ ઓળગી ગયાં છે તેની

---

' અબલા સજીવન રૂ ૦-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

મરજી તો એમ છે કે, કોઈ લહીઆ પાસે, નહીં તો તારા ભાઇ પાસે તારા ગૃહસંસારના સમાચાર મારે મોકલવા, પરંતુ હુ તેમ થવા દઈશ નહીં મારી તરફથી જ-તારી પત્નિ તરફથી જ તને સદેશા મળવા જોઈએ તારા કામધધાને લગતા જેમ મોટા પરબીડીયાવાળા પત્રો તને મળે છે, અને જે બેદરકારીથી તુ તેને ફાડે છે તેમ તુ મારા પત્રો ફાડતો નહીં મારા પત્રોને તારા હાથમા ગમે તેમ તું કચડી નાંખતો નહીં, કારણ, એ પત્રોમાં કવી-લી ના હસ્તાક્ષરો છે, અને તે દરેકમાં તેનું હૃદય છુપાયલુ છે

તારી પત્ની.

---

## પત્ર બીજો.

મારા વ્હાલા,

મારા પ્રથમ પત્રમાં શોક અને વિરહની છાયા તને દેખાઈ હશે, કારણકે હુ તારાથી તરતની જ છુટી પડી હતી તને ગયાને એક અઠવાડીયુ થઈ ગયુ છે, છતાં મારા હૃદયમાં હજુ શોક છે, અને તે કેટલો છે તે મારા સિવાય અન્યને ખબર પડે એમ નથી તારી માનનીય માતુશ્રીએ ચોખાના કોઠારની ચાવીઓ મને સોંપી છે, અને તેટલા માટે રોજનાં કાર્યો કરવાની મને ફરજ પડી છે અને તે મારે કરવાં જ જોઈએ જે મોટુ માન તે મને આ રીતે સોંપે છે તે હું સમજું છુ જ્યારે હુ પ્રથમ તારે ઘેર આવી, ત્યારે તે મને એક બાળક તરીકે ગણતી હતી, પણ હવે મને તેમ નહીં ગણતાં મારા ઉપર વિશ્વાસ રાખે છે તે હુ સારી રીતે જાણુ છુ

મારા પતિને ઘેર જ્યારે હુ પહેનવહેલી આવી તે દિવસ શુ હુ ભુલી શકીશ ? તે દિવસે મને એટલો સતોષ હતો કે, મારાં માતાપિતા મને ખાલી હાથે વળાવતા નહી હતાં મારૂં સરઘસ લગભગ એક લી (લી=⅓ માઇલ) જેટલું લાબું હતુ, અને મારા ગૃહસંસારને લગતુ રાચરચીલું ઉંચકીને ચાલતાં સેંકડો માણસોને જોઈ ને મારૂ હૃદય આનદથી ઉછળતુ હતું ઉંચા ભરતકામ વાળાં રેશમી બીછાનાંઓ, અને કીમતી વસ્ત્રો મુકવા માટે કપૂરના લાકડાની પેટીઓ લઈ ને આગળ ચાલતાં મજૂરોને જોઈ હુ મનમાં મલકાતી હતી અને બોલતી હતી કે, "તમે મારા પહેલાં મારે નવે ઘેર જાઓ, અને મને પ્રેમપૂર્ણ સ્વાગત અપાવો ' લગ્નની મારી રાતી ખુરસીમાંથી જ્યારે મારો હાથ પકડી મને ઉતારવામાં આવી, ત્યારે મારા પગ કેવાં ધ્રુજતાં હતાં ! માતાપિતાના પ્રેમ નીચે ઉછરેલી, પણ તેમનાથી આ વખતે વિખૂટી પડેલી, આશાભરી નજરે તારી સામે હું કેવી ઉભી હતી ! જો તેને હોંસભર્યો આવકાર નહી મળે તો તેનુ અક્ષત પાત્ર ભવિષ્યમા કડવાશભર્યું થઈ જશે, એવી તેને બચ્ચિન જ બીક હતી

ઘરડાવરડાની પાટલીને પગે લાગ્યાં, તારા માનનીય માતાપિતાને પગે લાગ્યાં, અને ત્યાર બાદ મારા પતિને મેં પ્રથમ જ જોયો. જ્યારે તે માફ મુખવસ્ત્ર દૂર કર્યું અને આપણી ચારે આંખો મળી, તે પળ તને યાદ છે કે ? હુ મનમાં ગભરાતી હતી કે, રખેને હું તને નહીં તો ગમુ ? પછી મેં નીચે જોયાં જ કર્યું, પણ મને તારો ચ્હેરો ગમ્યો તુ ઉંચો અને સ્વરૂપવાન હતો, તારી આંખો ખરે જ ચળકતી હતી અને તારા દાંત મોતી સરખા હતા તને જોઈને હુ ખરેખર ખુશી થઈ, કારણ મને ખબર છે કે પરણ્યા બાદ મારી કેટલીક બ્હેનપણીઓ પોતાના પતિને જોઇને રડવા લાગી હતી, કેમ કે તેઓ કાં તો કદરૂપા હતા નહીંતો વૃદ્ધ હતા મને લાગ્યુ કે, જો મારા સ્વામિનાથ મને સ્વીકારે તો હું અવશ્ય સુખી થાઉં, અને મારી આશા ફલીભૂત કરવાને મારા મનમાં તે જ વેળાએ મેં કવાન-ઇનને (એક દેવી) પ્રાર્થના પણ કરી માતાએ મારી આશા પૂર્ણ કીધી, અને તેટલા માટે તેનો આભાર માનવા દરરોજ તેને ચરણે એક મીણબત્તી હું મુકુ છુ

મને તારો વિરહ નહીં સાલે એવા વિચારથી તારી માનનીય માતુશ્રીએ ઘરની ચાવીઓ મને સોંપી દીધી છે તે કહે છે કે, જેને પુષ્કળ કામ છે, તેના હૃદયમાં શોકની જગા નથી, અને તેથી જ મારે માથે કામનો બોજો મોટો છે સવારમાં હું વહેલી ઉઠુ છુ, મારા વાળ હોળુ છુ, અને ત્યારબાદ માતુશ્રી પાસે ચાહનુ એક કપ લઇ જઈ પગે લાગી આવુ છુ પછી રસોઈખાનામાં જઈને અન્નદેવ પાસે રકાબીમા ચોખા તથા પાણી મુકુ છુ, અને દિવસ સુગંનતો થાય, એ માટે હું તેમની પાસે ધૂપ પણ કરૂ છુ સવારનો નાસ્તો કરી રસોઈયણ સાથે મસલત કરી તેને સમજાવુ છુ કે કીયા શાકભાજી કરવાં અને તથા માછલી કેમ કરવી તેમ જ તેને શો શો, ખરચ કર્યો છે તે પણ પૂછુ છુ

ચાવીનો ઝુમખો હમેશા મારી પાસે રહે છે, અને જ્યારે કોઠારનુ બારણું ઉઘાડવા જાઉં છુ ત્યારે મને કાંઇક અભિમાન આવી જાય છે શા માટે, તે સમજાતુ નથી, પણ આવા મોટા ગૃહ-રાજ્યની હુ અધિકારીણી છુ, એ વસ્તુ જ મારા અભિમાનનુ કારણ પણ હોય જો કોઇ નોકર કે તેનાં બાલકો માંદાં હોય છે, તો આગળ જેમ તારી માનનીય માતુશ્રી પાસે તેઓ જતાં હતાં, તેમ જવાને બદલે તેઓ હવે મારી પાસે આવે છે મારી શક્તિ કે અનુભવ કરતાં કાંઈ વિશેષ નહીં હોય, તો હું પોતે જ તેમની મુઝવણો દૂર કરૂ છુ

ત્યારબાદ માળીને લઈને હુ અગાસીપર જાઉં છુ, અને ફુલનાં કુંડાઓની સુવ્યવસ્થા કરાવુ છુ અગાસીપરથી સામેનો આખો રસ્તો મને દેખાય છે, તેથી હમેશાં મને ત્યાં ઉભા રહે-વામાં આનદ મળે છે જ્યારે તુ રોજ સવારે શહેરમાં જતો હતો ત્યારે હુ આ જગાએ ઉભી

રહી તને જોતી હતી, અને તુ પાછો આવવાનો હોય, ત્યારે પણ અત્રે જ તારી વાટ જોતી હુ ઉભી રહેતી હતી, તે તો તેને યા॰ હશે

સુખના દિવસો મને યાદ આવે છે, અને ઉનાળામાં આપણે સાથે અત્રે જે શાંતિમાં સાંજનો વખત પસાર કરતાં હતાં તે હુ ભલી શકતી નથી હુ તારી વાટ જોઉં છુ, તને ચાહુ છુ હુ તારી જ છુ

તારી પત્ની.

---

પત્ર ૩ જો.

મ્હારા વ્હાલા,

દિવસ એકસરખા જાય છે તને કહેવા યોગ્ય સમાચાર નથી મારો સવારનો સમય રોજના કાર્યો આરોપવામા જાય છે અને બપોર હુ તારી બેન સાથે અગાસીમાં જઈને પસાર કરૂ છુ પરતુ, સૌથી અગત્યનું તો તારી માનનીય માતુશ્રીને શાંત નિદ્રા મળે તેની ગોઠવણની કરવાનુ કામ, મારે હોય છે, અને જ્યારે તે બની શકે છે, ત્યારે સર્વત્ર શાંતિ પ્રાપ્ત થાય છે માદ લી અને હું અમારૂ ભરતકામ લઈને અગાસીમા બેસીએ છીએ, અને રસ્તે આવતાં જતા લોકોને જોતાં વખત પસાર કરીએ છીએ ચોખાના ખેતરોમાં અમે ખેડુતોને જોઈએ છીએ ખાતર લાવતાં લઈ જતાં તેઓ વારંવાર દેખાય છે, બતકના ટોળાઓને ડચકારી વગાડતાં વગાડતાં તેઓ લઈ જાય છે, તે અમે સાંભળીએ છીએ વળી કોઇક વાર છેક લગ્ને લગ્નનું સરઘસ જતુ અમારા જોવામાં આવે છે, તો વળી કોઇક વાર પરણતી કન્યાની લાલ ખુરસી, તો કોઈ વાર તેને સાસરે લઈ જવામાં આવતી અલંકૃત બેઠો ઉચકીને જતાં મજુરો પણ હમારી નજરે પડે છે, વારંવાર અમારે કાને અવસાન સમયનો વિલાપ પણ પડે છે, અને મરનાર માણસને દેવભૂમિમાં જવા સારૂ જોઈતા પૈસા રસ્તામાં ઉભા રહીને એકાદ મજૂર છુટથી વ્હેંચતો જોવામાં આવે છે

ગઈ કાલે અમે ધટનાદ સાંભળ્યા અને જોયુ તો માલમ પડયુ કે, ટાઓનાઈ રસ્તેથી જતાં હતાં, અને એમનાં માણસો અધિકારને યોગ્ય ધ્વજા અને વાવટા લઈને પસાર થતાં હતાં સાથે સાથે લાલ છત્રીઓ કેટલી હતી તે પણ અમે ગણી કાઢી, અને અમને એમ લાગ્યુ કે, રખે ને કોઈ ગરીબ ખેડુત આપત્તમાં આવી પડયો હોય.

હમણાં અત્રે ઘણું જ રમણીય લાગે પવનની લ્હેરીઓ મઝેની આવે છે, અને લાલ પાનરાં ખાડી તરફથી ઉડી આવી મને યા દેવડાવે છે કે, શીયાળો સમીપમાં જ છે દીવાલોની બ્હાર ઝીણાઝીણા ઘાસમાં જીવડાઓ પોતાનું ધીમુ ગીત ગાય છે, અને પોતાનું ટુક આયુષ્ય

પુરૂં થતું હોય એમ સમજતાં લાગે છે જગલી હંસ દક્ષિણ તરફ દોડતા હું જોઉંછું, ત્યારે મને તારી યાદ આવે છે વાદળામાં ઘેરાયલા ચંદ્રની માફક મારૂં વદન ખિન્ન રહે છે, અને મારી આંખોમાંથી આંસુ સુકાતાં નથી મારા નાથ ! સાંજે કે સવારે મને તારા સિવાય સુખ જડતું નથી અને ગોકળગાયની ઝડપે મારા દિવસો પસાર થતા હોય મને લાગે છે

તારી પત્ની.

---

## પત્ર ચોથો.

મ્હારા વ્હાલા,

આ વખતે તને ઘણું લખવાનું છે મારો છેલ્લો પત્ર આનંદરહિત હતો, પરંતુ આ પત્ર તને આનંદ આપશે નહિં તો પત્ર લખ્યાનું પ્રયોજન શું ?

પ્રથમ તો એ છે કે, તારા ભાઈ ચીહ-પેહનાં થોડા વખતમાં લગ્ન થનાર છે તને ખબર તો છે કે ચીહ લીના સુબા સાહેબની છોકરી લી-રી સાથે એના વિવાહ થયા છે, અને થોડા દિવસમાં વહુ અહીં આવી પુગશે તેના લાયક ગૃહરચના કરવામાં અમે રોકાયાં છીએ, પણ કેટલા ચાકરનફર લઇને તે આવશે તેની હજુ ખબર નથી ઈશ્વર મહેરબાની કરે અને એને સારી અક્કલ આપે તો ઠીક, નહિ તો પરદેશના નોકરો અત્રે આવે અને બધાંઓ વચ્ચે અદેખાઈ ને દ્વેષ ઉત્પન્ન થશે, અને અમારા શાંતિમાં ખલલ પુગશે

તેના રૂપને માટે અમે ઘણું સાંભળ્યું છે, અને કહે છે કે તેણે અભ્યાસ પણ સારો કર્યો છે. બહુ ભણેલી છે એમ સાંભળીને તારી માનનીય માતુશ્રી ચિંતાતુર થઈ છે, કારણ કે એનો અભિપ્રાય તો એવો છે કે સ્રીયો વધારે ભણે એમાં શોભા નહીં પરંતુ મનમાં તો અમે બહુ જ ખુશ થઈ ગયાં છે તારી બ્હેન સાહ-સી તો આનંદથી ઉછળી રહી છે તારી માનનિય માતુશ્રીના ગૃહ-સંસારનો ભાર ઉંચકવાને હવે બેને બદલે ત્રણ ભાગીયા થશે, એમ જાણી અમે બહુજ રાજી થયાં છીએ, તો પણ એ વાત અમે કોઇને મોઢે અત્યારથી બોલતા નથી

બીજા પણ નવા સમાચાર તને લખવાના છે આપણા ઘરમાં એક નવી કામ કરનારી રાખી છે, અને તેને લીધે આગબોટ ખાડીમાં લંગર નાંખીને પડી રહી છે આપણી છાપરી નીચે ચોખા ખાનાર વધારે એક જણને લાવવાનું શું કારણ હતું તે મને ખબર નથી, પરંતુ જ્યારે તે આપણા ઘરમાં આવી અને મેં જોઈ ત્યારે મને લાગ્યું કે તે એક ખેડુતની છોકરી હતી, અને પુષ્કળ મેળા ધોવાયલાં કપડાં પ્હેરીને તે આવી હતી માથાનો અંબોડો ઠીક આવ્યો

હતો, અને વળી તેમા એક ફુલ જેવુ લાગતુ હતુ તે વળી નિરાધાર હતી તેથી મેં તેને મારી પાસે બોલાવી કેટલાક પ્રશ્ન પૂછ્યા

મને જવાબમાં તેણે કહ્યુ કે તેના ઘરમાં ઘણાં માણસો હતા, મા, બાપ, ભાઈ, બ્હેન, કાકા, પીત્રાઈઓ અને વળી ઘરડી દાદીમા. ઘરમાં ચોખા ખુટી પડયા હતા, અને એક એક ચીજ ગીરવી મુકાઈ હતી જેમ દિવસ પર દિવસ જતા, તેમ તેમ મોત નજીક આવતુ માલમ પડતું હતુ એટલે છોકરીઓના ખરીદનારાઓ આવી લાગ્યા તેમની પાસે પૈસા તો એટલો હતો કે, તેમાંથી આખો શીયાળો ચાલે એટલો ચોખો ખરીદ કરી શકાય અને આખા કુટુંબને જીવાડી શકાય. પરતુ તેની મા એકની બે થઈ નહીં જો તે એક છોકરીને પણ વેચે, તો તેને પુરતા પૈસા મળે એમ હતુ છતા એની માએ છોકરી વેચવા ના પાડ્યા કરી આખી રાત રડ રડ કરે અને દિવસે દીકરીની સભાળ રાખ્યાં કરે કે રખે ને તેને કોઈ આપી દેય નહીં છેવટે, થાકી થાકીને, નિરાશ થઈને, છેક લાગે, દયાની દેવી કવાન ઈન ના મદીરમા પોતાના દુખમાં સલાહ લેવાને માટે તે ગઈ તેની ગેરહાજરીમા, હોન્તાઇને એક સ્ત્રી હોડીમાં બેસાડીને લઈ ગઈ, અને તેના બાપને જોઈતું રૂપાનાણુ મળ્યુ જ્યારે બાળકો અન્નને માટે ટળવળતા હોય ત્યારે અહકાર અને અભિમાન નષ્ટ થાય છે, અને પેટનો ખાડો પૂરવાને માટે કોઈ પણ ભોગ આપવાને માણસ તૈયાર થાય છે જ્યારે હોડીએ લગર ઉપાડ્યુ ત્યારે હોન્તાઇએ આઘેથી જોયુ કે એક સ્ત્રી ઉઘાડે માથે, રડતી આંખે, અંધારામાં પડતી આખડતી આમ તેમ દોડતી હતી તે બાઈ આવી પુગે ત્યાર પહેલા તો હોડી ઉપડી ચૂકી, અને ગરીબ બીચારી હોન્તાઈની મા દેખાતી બધ થઈ

હોતાઈએ મને ઉપની વાત કહી અને ડુસકે ડુસકે રડવા લાગી મેં એને શાંત પાડી અને કહ્યું કે, અમે એને સુખી કરીશુ, તને મનમાં ગાઠ વાળી કે, કોઈ પણ રીતે એની માતાને બોલાવવી, અને માદીકરીને સુખી કરવાં

રતુ હવે બદલાતી જાય છે, અને ઝાડપાનના દેખાવમાં પણ ફેરફાર થવા લાગ્યો છે કપુરનાં ઝાડ આઘેથી અગ્નિનાં ગોળા સરખાં લાગે છે, અને આંખને પ્રિય થઈ પડે છે છતાં એક મીનીટ પણ જો હુ તારો મીઠો ચ્હેરો જોઈ શકુ, તો આ આન ના દિવસોમાં મારો આત્મા કેટલો ઉન્નત થાય ? આખી રાત હુ તને શોધુ છુ અને મારો હાથ તારે માટે તળપે બનાવવા લબાવુ છુ, પણ તુ તો ચાલી ગયો છે

તારો વિરહ ખમતી

હું છુ,

**તારી પત્ની.**

---

ગર્ભપોષણ અને સુવાવડ રૂ ૦—૬—૦ એન એમ ત્રિપાડી એન્ડ કંપની, મુંબાઈ

## પત્ર પાચમો.

મારા વ્હાલા,

આપણા ઘરમાં વહુ આવી છે એટલે વળી ચાકરો પણ વધ્યા છે, અને તેને લીધે ઘરમાં બધુ ફરીથી ગોઠવાય છે, અને મનગમતો ફેરફાર પણ થઇ રહ્યો છે વળી પુષ્કળ કપડાં પણ ખરીદ્યાં છે એનો તો કાંઈ પાર જ નથી વહુનાં કપડા એટલાં બધાં છે કે, જો હારબધ ગોઠવ્યાં હોય તો દુનીયાંની ચારે બાજુ પથરાઈ રહે વસંત ઋતુના ખીલતા બ્હારની માફક એ સુંદર છે, પણ કામકાજમા કાંઈ ઉપયોગની નથી નવી વહુની મહેમાનગીરી માટે ઘરમા જે ઉથલ પાથલ થઈ છે, તેવી તો મોટુ લશ્કર આવે તોયે નહીં થાય જમીનપર પાથરવાને ઉમદા ગાલીચાઓ, ભીંતે ટાગવાને ભાતભાતના ગુથેલા રૂમાલો, કોન્ફુસીઅસ અને મેન્સીઅસના મદીરોમાં ટાંગવા માટે પવિત્ર લેખો, બારણે લટકાવવા સારૂ ચિત્રવિચિત્ર પડદાઓ અને વળી સોનેરી કોતરકામનો ઉંચી કીસમનો એક મોટો પલગ પણ તે સાથે લેતી આવી છે

ઉપલી સર્વે ચીજો ઘરના વાડામાં તારી માનનીય માતુશ્રીએ જોઈ અને પછી નોકરને બોલાવી કહ્યુ કે, સુંગ-ટોંગ ગામમા એક બ્હેનપણીને ત્યાં એ તો ચાહ પીવા જાય છે આ એની બ્હેન પણી બહુ લાગે રહે છે માટે જ તેને ત્યા જવાનુ માતુશ્રીએ પસદ કર્યું હોય, એમ મને તો લાગે છે એટલે બધો સામાનસુમન ગોઠવવાની જ્જાળ મારે માથે આવી લીન્ટી તો પતગી આની માફક આમ દોડે, હસે ને બોલે, પણ કાંઈ કામ કરવા લાગે નહીં પનગ તો એવી જગાંએ ગોઠવો કે રાતે ભૂતપિશાચ ત્યાં આવે જ નહીં, અને સુનારને દુ ખ દેય નહીં, પડદા તો ઘટતે અતરે જ ગોઠવો, અને એવી રીતે કે પવનની માફક આવતાં ભૂતો પડદા સાથે અથડાય ને પાછાં જાય, પણ ઓરડામા આવે જ નહીં વળી, ડાવકુ મ્હોડુ રાખી તે કહે કે, જે આત્મા અધ કારમાં રહે છે, તેને નવુ ઘર વિશેષ પ્રિય હોય છે, અને તેથી વધારે સાવચેતી રાખવી જોઈએ કે તેઓ આવે નહીં એણે તો છાપરૂ પણ તપાસી જોયુ, કારણ જો તેમાં એ કાંઇ છિદ્ર રહ્યા હોય તો તેમાથી પણ કોઈ ભૂત આવજાવ કરી શકે પણ સારે નસીબે તેવુ કાંઈ હતુ નહીં જો કદાચ એકાદ બાકોરૂ દેખાયુ હોત, તો શુ થાત, તે હુ કહી શકતી નથી લીન્ટી જ્યારે મને આવી આવી વાતો કરતી હતી, તે વખતે તારી માતુશ્રી ઘરમા ન્હોતી તેથી હુ ઘણી રાજી થઈ હતી લીન્ટી તો એમ પણ કહેવા લાગી કે રસોડામા પણ એક દેવની સ્થાપના કરીએ ! પણ મેં એ વાતની ચોખ્ખી ના પાડી

રસોડાની અંદર એકાદ ગોખલામાં પરકુટુબના દેવની એક મૂર્તિની સ્થાપના જો કરવામા આવે, તો તારી માતુશ્રીતું મ્હોડુ કેવુ થાય તેનો તને કાંઈ ખ્યાલ આવે છે? સારે નસીબે,

તે ઘેર પાછી આવી તે પ્હેલાં, સૌ પતી ગયુ હતુ  આ નવી વહુને જોઇને એ કાંઈ પ્રસન્ન થઈ નથી, અને તેથી આખો દિવસ વાત, વાત, અને વાત જ કર્યા કરે છે  એ તો એમ કહે છે કે, જયા સુધી લીટીનો બાપ ઘેર આવે નહીં, ત્યાં સુધી દિવસો તો એવા જ ધીમે ધીમે પસાર થવાના  એ તો ગભરાયા કરે છે અને એમ કહેવા માગે છે કે, બાપદીકરીને પરણાવી લાખ રૂપીયા ખરચી જાણે છે, પણ થોડાક રૂપીયા ખરચી દીકરીને કેળવતા નથી જાણતો  ચીહુ-લીનો આ સુમો જો ડાહ્યો હોય, તો પોતાને ઘેર જ રહે તો સારૂ  પવિત્ર કૉન્ફુસીઅસની કહેવત મેં સેંકડો વાર સાંભળી છે", ' જન્મથી કાંઈ શરૂઆત નથી અને મોતથી કાંઈ અંત નથી " મારી નિરાશામાં, હુ તો મનમાં બોલી કે, " ઓ સાસુજી ! મારી ખાત્રી છે કે આ કાંઈ તમારે માટે છેવટનુ નથી  તમે તો આત્માની નદીમાં જશો તો ત્યાં  પણ તમે આમ જ વાત, વાત, ને વાત કર્યા કરશો  પણ, પ્રભુ મારૂ રક્ષણ કરો  મારા પહેલા તમે જશો, અને તમને પકડી પાડવા હુ કાંઈ ઉતાવળ કરવાની નથી "

વ્હાલા ! હુ તારી ક્ષમા માગુ છુ  તારાં માનનીય માતાપિતા તરફ હું બેઅદબ બની છું, પણ હુ બહુ જ કંટાળી ગઈ છુ અને મને કાંઈ જંપ નથી,

હુ છુ,
તારી પત્ની.

( અપૂર્ણ )

# બાલસાહિત્ય.

લેખક --રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીયા, એમ એ, એલ, એલ બી,

( ગયા વર્ષના પૃષ્ઠ ૪૧૭ થી અનુસંધાન )

૨૭-૨૮.

**મહાભારત તથા શ્રી રામચંદ્ર,**—લેખક, એની બીસાન્ટ ભાષાંતર કરનાર, રા ઠક્કર પ્રાણજીવન ઓધવજી કિમ્મત દશ આના વિદ્યાર્થીઓ માટે આઠ આના

મીસીસ બીસાન્ટે અંગ્રેજીમા લખેલી વાતનો ગુજરાતીમા આ તરજુમો છે અમુક અમુક પ્રસગોએ જરૂરના ખુલાસા અને બાળકોને સન્માર્ગનો બોધ ઘણો સરસ અપાયો છે તદ્દન નાનાં બાળકો માટે આ પુસ્તક જરા ભારે પડે તેવાં છે, પરતુ ગુજરાતી અભ્યાસ પૂરો થતા પહેલાં આ બન્ને પુસ્તકોનુ વાંચન દરેક હિન્દુ બાળકનાં માબાપે તો આવશ્યક જ ગણવુ જોઈએ હાલના બી એ એલએલ બી ની પદવી ધારનારા હિન્દુ ભાઈઓમાંથી ઘણાને કદાચ પૂરી પાધરી વાત પણ નહિં આવડતી હોય, તેવાઓએ તો એકદમ આ પુસ્તકોનું અધ્યયન કરી લેવુ જોઇએ દરેકે દરેક હિન્દુ ઘરમાં આ બન્ને પુસ્તકો અવશ્યે હોવાં જ જોઈએ

આ સબધે એક પ્રશ્ન પૂછવાનું મન થઈ જાય છે હિન્દુ ધર્મનાં ઉત્તમ છતા બહુ જ સરળ અને સહેલા સ્વરૂપમાં મૂકી શકાય તેવાં આ પુસ્તકોની નાની ટુકી વાત કેમ કોઈ લખતુ નહિ હોય? નર્મદાશકરે સાર લખ્યા-તે પછી બાલ રામાયણ અને બાલ મહાભારત એ નામનાં પુસ્તકો લખાયાં-પણ સરકારી અને શુદ્ધ તો માત્ર ઉપર જણાવ્યાં છે તે ભાષાંતરો છે આમ કેમ હશે?

૨૯.

**ભટનુ ભોપાળુ અથવા આનદચહા,** લેખક, સ્વ નવલરામ લક્ષ્મીરામ

નિર્દોષ છતાં સફળ ગમ્મત આપનારૂ આ નાટક હજી અદ્વિતીય જ રહેલુ લાગે છે નવલરામની આ કૃતિ જે ગુજરાતીએ વાંચી નથી તેણે આનદની સરસ તક ગુમાવી છે ગુજરાતી નિશાળોના છેક ઉપરના વર્ગોમા તો શિક્ષકોએ આ પુસ્તક છોકરાઓના હાથમાં મૂકવુ જોઈએ

૩૦.

**મિથ્યાભિમાન નાટક** લેખક, સ્વ કવિ દલપતરામ ડાહ્યાભાઇ

મિથ્યાભિમાન કરનાર જીવનરામ ભટ્ટની ઠીક હાંસિ થઈ છે આ નાટકની અસર એટલી બધી થઈ ગઈ છે કે, જીવનરામ ભટ્ટ એ તો મિથ્યાભિમાની, સમોવવાનું એક ઘરગથ્થુ નામ બની

ગયું છે નાટકમા ગમ્મત છે, પણ જરાક અસરકારી પ્રતિતી છે, એવુ જણાઇ આવે છે છતાં વાંચતાં વિનોદ અને હાસ્ય પ્રાપ્ત થાય તેવુ તો એ નાટક છે જ

૩૧.

**અર્થ શાસ્ત્રની વાતો,** ભાષાંતર કરનાર, ચીમનલાલ હરિલાલ સેતલવડ,
બી એ એલએલ બી,

મીસીસ ફ્રોસેટની સુંદર વાતોનુ અનુરૂપ ભાષાંતર છે ઘણાં વર્ષો થયા છપાઈ હતી ફરી છપાવાની બહુ જરૂર છે આપણા પ્રદેશમાં શાસ્ત્રીય જ્ઞાનનો તદ્દન અભાવ છે, એમ જ કહી શકાય તેવુ છે તેવી દશામાં આવી વાતો બહુ ઉપયોગી થઈ પડે બાળકોને નાનપણથી જ તેવી વાતોનો રસ લાગે ત્યારે જ ભવિષ્યમાં સગીન મૂળતત્ત્વો સમજી શકે અને દેશને લાભકારક થાય તેવા વિચાર કરી શકે

૩૨.

**વ્યાપારની કળ,** લેખક, સ્વ. જીવાભાઇ અમીચદ પટેલ કીમત આના આઠ

સ્વ જીવાભાઈ રાજકોટ ટ્રેનિંગ કૉલેજમાંથી પસાર થએલ એક ગુજરાતી શિક્ષક જ હતા, છતાં પણ પ્રભુની કૃપાનુ સારૂ પાત્ર હતા એમ તેમના કાર્યોપરથી જાણી શકાય છે વ્યાપારની કળ એ પુસ્તક તદ્દન સ્વકલ્પિત જ હતુ અને તેનુ વાંચન ખાતરી કરી આપે છે કે સ્વ જીવાભાઇના વિચારો અને તે વિચારોને બહુજ સરળરીતે અને છતાં સફળરીતે પ્રકટ કરવાની તેમની શક્તિ બને પ્રશસાપાત્ર હતાં બહુ જ સ્વાભાવિક રીતે અને રસભરી શૈલીથી વ્યાપારની ખરી કળ બતાવનારૂં આ પુસ્તક દરેક પુરૂષ અને દરેક સ્ત્રીએ અવશ્યે વાંચવુ જ જોઈએ દરેક દરેક છોકરાને તે વચાવી જ જોઈએ દરેક જાહેર લાઈબ્રેરી, સ્કુલ લાઇબ્રેરી અને ગૃહ લાઈબ્રેરીમાં તે પુસ્તક પહોંચવુ જ જોઇએ કોઇ ઉદાર ગૃહસ્થ તેની સસ્તી આવૃત્તિ કઢાવે અગર તો લ્હાણી કરે તોપણ યોગ્ય ખર્ચ કર્યાનો સતોષ થશે 'સસ્તાં સાહિત્ય'વાળા અધિકારીઓએ પણ આવા પુસ્તક તરફ દૃષ્ટિ કરવાની જરૂર છે એમ માનવુ છે વાંચકોને કદાચ લાગશે કે આ પુસ્તક માટે ખાસ પક્ષપાતથી લખાયુ છે તેવી જાતનાં પુસ્તકોના અત્યતાભાવને લીધે તેવા વિષય અને તેવા વિષયનાં પુસ્તકો માટે આ લખનારને પક્ષપાત જેવું કાંઈક છે એ સ્વીકારતાં શરમ નથી પરંતુ તેટલા સ્વીકારથી પુસ્તકની ઉપયોગિતામાં કશી ન્યૂનતા આવતી નથી એટલુ તો દરેક વાંચકને અનુભવથી ખાતરી કરી લેવાની વિનતિ છે

૩૩.

**દેશદેશની રસમય વાતો**, મણકો પહેલો લેખક, હરિલાલ માણેકલાલ દેસાઈ બી એ તથા કલ્યાણરાય નથુભાઈ જોશી બી એ કિંમત આના ૬ તથા ૫ (કાચું પુઠું )

"વાતો હાસ્યના વિનોદવાળી અને મનોરંજક છે તે સાથે બોધદાયક પણ છે ગુજરાતી ભાષામા બાળકોને વાંચવાનું સાહિત્ય બહુ જ થોડું છે અને આવી વાર્તાઓની એ પ્રકારના સાહિત્યમાં ઘણી જરૂર છે" એવો રા બ રમણભાઈનો અભિપ્રાય મેળવનાર આ પુસ્તક વિષે એટલું જ કહેવાનું રહે છે કે કિમ્મત બહુ જ ભારે છે ૬૪ પાના એટલે ચાર ફારમની ચોપડી બે કે ત્રણ આને વેચતાં પણ લખનારનું મહેનતામણ મળી રહે એવા એવા સભવ છે એટલે આવી ચોપડીઓની કિમત બને તેટલી ઓછી રાખવાથી લેખકો અને વાંચકો બનેને લાભ છે એટનુ કહેવાની જરૂર જણાય છે

૩૪.

**દેશદેશની માર્મિક વાતો—**મણકો બીજો

" એ નાની ચોપડીમાંની વાતો ટુકી, સાદી, રમુજી વિષયોની વિવિધતાવાળી અને વિનોદની સાથે બોધ આપવાના દુર્ઘટ કાર્યમા સફળ નીવડે એવી છે" પરતુ "કેટલાક ટુચકાનો મર્મ-અર્થ સમજતાં જરા ઉંડા ઉતરવુ પડે એમ છે એથી બાળકોની બુદ્ધિને પણ સારી કેળવણી આપી શકશે"

રસમય વાચનમાળાના ન ૩૩ વાળુ પુસ્તક પહેલો મણકો છે અને આ બીજો છે સપૂર્ણ માળાના ૧૦૮ મણકા તૈયાર થાય તો ગુજરાતીમા ઘણું સારૂ સાહિત્ય વધી જાય ! એ આશા પૂરી થાય એટલુ જ માગીએ છીએ

૩૫.

**ટુકી કહાણીઓ ભાગ ૧.** અગ્રેજી 'ચેમ્બર્સ શોર્ટ સ્ટોરીઝ'નુ ભાષાંતર કરનાર બાઈ શૃગાર તે અનતુભાઈ મહીપતરામ રૂપરામનાં ધર્મપત્ની કિમ્મત આઠ આના

૧૧૮ વાર્તાઓ છે અગ્રેજી ભણેલાને તો બધી વાતો જાણીતી હશે, પરતુ ગુજરાતી ભાષામાં વૈવિધ્યથી ભરેલી અને સરળ ભાષાથી લખાયેલી આવી વાતો બહુ થોડી જ છે ઈ સ ૧૮૮૧ ની ત્રીજી આવૃત્તિમાં આપેલ બાઈ શૃગારનુ જીવન પણ અસરકારક અને બોધક છે નિશાળોમા અને ઘરોમા આવી ચોપડીઓનો બહુ ઉપયોગ થવાની જરૂર છે

૩૬.

**ટુકી કહાણીઓ ભાગ ૨** પહેલા ભાગના ભાષાંતર કરનારના અવસાન બાદ શૃગાર-સ્મારક તરીકે ઈનામ આપી ભાષાંતર કરાવનાર સ્વ રા સા મહીપતરામ રૂપરામ નીલકંઠ અને ભાષાંતર કરનાર બાઈ પુતળીબાઈ ધનજીભાઈ હિરમસજી વાડીઆ કિમ્મત આના આઠ

પહેલા ભાગના કરતા કાંઇક લાંબી વાર્તાઓ છે ભાષાંતર એક ર રીતે સારૂં થયુ છે, અને સુધારો કરીને જ છપાવ્યુ છે એમ મુખપૃષ્ઠ પર જણાવ્યુ છે એટલે બાઇ પુતળીબાઈને જશનું પ્રમાણ કેટલુ આપવુ એ કહી શકાતુ નથી કોઇ કોઈ ઠેકાણે ગુજરાતી વાંચનારને ખુંચે એવો પ્રયોગ રહી ગયો છે ( જુઓ વાર્તા ૧૨૬, પા ૧૫ આ એક અસ્મા છે ) પરંતુ એકંદરે ભાષા બહુ સરળ અને વરગથ્થુ છે

ન ૩૫ અને ૩૬ પાકાં પુઠાંની સારી રીતે બંધાયેલી ચોપડીઓ છે એટલે આઠ આના કિમ્મત કદાચ વધારે પડતી ન કહી શકાય-તોપણ ગુજરાતી ભાષાનાં પુસ્તકો ખરીદનારની બ્રખીલાઈનો અને ઘણી વખત તો ગરીબાઈનો વિચાર કરીએ છીએ ત્યારે એમ કહેવુ પડે છે કે પુંઠા જરા સાધારણ હોય તો ભલે, પણ કિમ્મત તો ઓછી જ હોય એ ઇચ્છવા જેવુ છે હવે તો બને ભાગો સાથે બાંધવામાં આવે તો સસ્તી કિમ્મતે પુસ્તકો વેચી શકાય

૩૭.

**સચિત્ર વાર્તા વિનોદ** કર્તા ગગાશકર મણિશકર વૈષ્ણવ કિમ્મત આના ત્રણ

બાળ સ્વભાવ અને બાળ વાર્તાના લેખક તરી કે રા ગગાશકરનુ નામ પરિચિત છે તેમનાં લખાણ અને તેમની પ્રવૃત્તિ પરથી જણાય છે કે બાળકોનો અભ્યાસ કરી, બાળકો માટે જોઈતી સગવડ પુરી કરી, એક વિષયને જ પોતાનો કરી નાખવાની પ્રમસાપાત્ર દઢતા તેમનામા છે વાર્તાઓ સુંદર, સરળ, બોધક, અને વાંચવા લાયક હોવા ઉપરાંત થોડા ચિત્રો પણ આપ્યાં છે, તેથી તે ગ્રથિકા વધારે આકર્ષક બને છે જો કે ચિત્રોમા શીખાઉનો હાથ દેખાય છે પણ કિમ્મતની મર્યાદા રાખનારથી શ્રેષ્ઠ કૃતિનુ કાર્ય મેળવી શકાતુ નથી ગ્રથિકા બહુ આનંદદાયક છે સ્કૂલની લાઇબ્રેરીઓમા, ઇનામોમા અને ગૃહવાચનમા તેનો ઘણો જ લાભ લેવાય એમ અમે ઇચ્છીએ છીએ

---

# શાન્તિ નિકેતન.

લેખક—રા. હીરાલાલ મગનલાલ દેસાઈ, બી એ –મુંબાઈ.

સુપ્રસિદ્ધ બંગાળી શીઘ્ર કવિ રવિન્દ્રનાથ ટાગોરની કીર્તિથી ભાગ્યે જ કોઈ સાહિત્યવિનામી પુરૂષ અજ્ઞાત હશે ઈંગ્રેજી સાહિત્યમા ગીતાંજલિએ જે નવીન પ્રકારની પ્રવૃત્તિ અને નવીન પ્રકારની ચૈતન્ય જ્યોતિ વિલસાવી છે, તેના પરિણામે ઇંગ્રેજી સાહિત્ય તેમ જ જગતના મહાન કવિઓમા ડૉ રવિન્દ્રનાથનું નામ અમર કોતરાઇ રહેશે આંગ્લ સાહિત્યના મહાન કવિ જેવા કે–શેક્સપીયર–મીલ્ટન–વર્ડ્ઝવર્થ–શેલી–ટેનીસન ઇત્યાદિ ઇ ની કાવ્યસૃષ્ટિ નિરનિરાળી જ હતી જ્યારે ડૉ રવિન્દ્રનાથની કાવ્યસૃષ્ટિ અન્ય પ્રકારની જ છે માનુષી હૃદય અને જનસ્વભાવનું આલેખન કરી, જનસમુદાયને બોધ અને જ્ઞાન, કાવ્ય તેમ જ નાટ્યદ્વાર' દર્શાવવા એ કવિ શેક્ષપીયરની કૃતિ–પ્રકૃતિના ગૂઢ સંદેશ અને નિસર્ગસૃષ્ટિના અદ્‌ભુત ચમત્કારનું સુશ્લિષ્ટ વર્ણન એ કવિ વર્ડ્ઝવર્થની કૃતિ–હૃદયમા સતત્ ઉછળતી આંતરિક ઊર્મ્યનુ સૂક્ષ્મ નિરૂપણ અને નિરાશામાં થતાં હૃદયનાં અકળિત કરૂણોત્પાદક સંગીત એ કવિ શેલીની કૃતિ–અદ્‌ભુત કલ્પનાશક્તિ, સ્વચ્છંદ પ્રક્રમણ, પરમેશ્વર અને સેટનનાં યુદ્ધ, સ્વર્ગ–નર્ક–અને પૃથ્વીની ઉત્પત્તિ વિગેરેના આશ્ચર્યકારક વર્ણન એ કવિ મીલ્ટનની કૃતિ–વિગેરે અન્ય કવિની ઇતર સૃષ્ટિ હતી

પરતુ ડૉ રવિન્દ્રનાથ ટાગોરે ઇંગ્રેજી સાહિત્યમાં ગીતાંજલિદ્વારા પૂર્વના લોકના આધ્યાત્મિક વિચારો, પ્રભુભક્તિ, અગમ્યવાદ ( Mystocism ), સ્નેહ, વાત્સલ્ય, દયા, દાન, અને ક્ષમા વિગેરે આ લેખી, તેમા કલ્પનાશક્તિના રમણીય અને આછા રંગ પૂરી, પાશ્ચાત્ય વિદ્વાનોનાં હૃદય રંજીત કર્યાં છે મનુસેવા–દેશસેવા–પ્રભુસેવા, એમાં જ ડૉ ટાગોરની અવિચળ કીર્તિ સમાયલી છે પરિણામે ૮૦૦૦ પાઉંડનુ નોબલ પ્રાઇઝ મળ્યુ તે સર્વને સુવિદિત છે માટે એ કવિશ્રી અને તેના કાવ્ય વિશે વિશેષ લખવુ એ પીષ્ટપેષણ સમાન છે, કિંવા સોનાપર ઢોળ ચઢાવવા સમાન છે પરંતુ આ ૮૦૦૦ પાઉંડની મ્હોટી રકમ ઉદાર દીલથી પોતાના પિતાશ્રીએ સ્થાપેલી “ શાન્તિ નિકેતન ” નામની સસ્થામાં વિદ્યાર્થીને વિદ્યા આપવામાં સહાયરૂપ થઈ પડે એ ઇચ્છાથી બક્ષીસ આપી દીધી છે એ જ બાબુની કીર્તિને વિશેષ ઝળકાવે છે આ શાન્તિ નિકેતન વિશે ઇન્ડીયન રિવ્યુ તેમ જ મોડર્ન રિવ્યુમા લેખ પ્રસિદ્ધ થયા હતા, તે ગુર્જર પ્રજાને કાંઇક રસમય થઈ પડે એ હેતુથી તે લેખોનું કેટલુક અનુવાદ કરી આ લેખ લખ્યો છે

શાન્તિ નિકેતનની શાળા વિશે પાર્લામેન્ટના પ્રખ્યાત મેમ્બર અને યુનીઅનીસ્ટપક્ષના નેતા, અને વક્તા મી રામસે મેકડોનલ્ડે ઉત્તમ અભિપ્રાય દર્શાવ્યો હતો વધુમાં મી રામસે મેકડોનલ્ડે

જણાવ્યું હતુ કે હીન્દુસ્થાનના ઉદયનું સુચિન્હ છે, અને સુભાગ્યે ડૉ ટાગોર જેવી એક મહાન વ્યક્તિના હાથમાં કારભાર છે, આથી એ સસ્થાનો વિજય નિ સંદેહ છે

ડૉ રવિ દ્રનાથ ટાગોરના પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોરે લગભગ અર્ધી સદી પૂર્વે આ સસ્થાને ઉપસ્થિત કરી હતી મહર્ષિના પિતા, એટલે રવિન્દ્રનાથના પિતામહ ઈ સ ૧૮૪૬ માં ઈંગ્લાંડમાં સ્વર્ગવાસી થયા હતા પરતુ પોતાની પાછળ મ્હોટુ કરજ મુકી ગયા હતા મહર્ષિ દેવેન્દ્રનાથ પાસે સઘળુ કરજ પુરેપુરૂ કરવા નાણ ન હતુ પરતુ પોતાની પાસે જે સઘળી માન મત્તા હતી તે લેણદાર સમક્ષ મુકી દઈ ને ફાળે પડતુ સર્વ દેવુ તેમણે ચુકતે કર્યું આમ કરવાથી પોતાની પાસે એક પાઈ પણ નહીં રહી આજ કાલ બેન્કના ડાયરેકટરો અને મ્હોટા ઑફીસરો પોતાના તળીયા ટાર્ં કર્યાં પછી જ દેવાળુ ફૂકે છે, અથવા મ્હોટી રકમ સ્રીના નામપર ચઢાવી મૂકે છે, જેથી પાછળથી નિરાંતે એશ આરામ અને ચમન કરી શકે પરતુ કવિશ્રીના પિતા દેવેન્દ્રનાથ નેક ખસલત, અને અદલ ઇનસાફને વળગી સત્યપથે ચાલનારા હતા જો મહર્ષિએ આમ ન કર્યું હત અને સઘળી માલમત્તા આપી ન દીધી હત તો પણ ચાલત, કારણ કે કાયદાના બધનમાંથી કાંઈક તે વિમુક્ત હતા વળી ઘણા મિત્રોએ પણ તેમ કરવા ના કહી હતી, પરતુ મહર્ષિ સત્યને જ વળગી રહ્યા, અને નસીબની પડતી અડગ શૌર્ય અને શ્રદ્ધાથી સહન કરી રહ્યા આ નિસ્પૃહી કાર્યને લીધે મહર્ષિ બગાળમા પુષ્કળ માન પામ્યા

ગમે તેમ હો પણ મહર્ષિને મન તો આ એક તુચ્છ કામ હતુ મહર્ષિના હૃદયને ઇચ્છિત શાન્તિ કયાંય પણ ન મળતી હતી, અને તેઓ અહોનિશ આત્માના યોગ સાધવામાં મશગૂલ રહેતા એક વેળા મહર્ષિની માતામાતાના મૃત્યુ બાદ, દહનક્રિયા કર્યા પછી–મહર્ષિ રાત્રે સુતા હતા ત્યાથી ઓચિંતા જાગી ઉઠી–સફાળા ઉઠયા, અને જાણે તેનુ પવિત્ર હૃદય અનન્ત સાથે ઐક્ય થતું હોય એમ લાગ્યુ જગતની સર્વ વસ્તુ તેમને મન નશ્વર લાગવા માંડી પરિણામે તે પછીથી ઘણાએક વર્ષોસુધી હૃદયમાં ઇચ્છિત આનન્દ ન મળતો હતો મહર્ષિ પોતે જ લખે છે કે "તે સમયે સૂર્યના રૂપેરી રશ્મિ પણ મ્હને અધકારમય ભાસતા હતાં"

એક સમયે મહર્ષિ પાસે ઉપનિષદ્ પડ્યું હતું સમીરની મૃદુ લહરીથી ઉપનિષદ્નુ એક પૃષ્ઠ ઉઘડી ગયુ અને તે પર ઓચાંતી મહર્ષિની દૃષ્ટિ પડી તો તે પૃષ્ઠ પર લખેલું હતુ કે "ઈશ્વર સર્વ વ્યાપક છે, પ્રત્યેક સજીવ અને ચૈતન્યમય પદાર્થમાં ઇશ્વર વ્યાપેલો છે, સૃષ્ટિની પ્રત્યેક વસ્તુમાં તે અહોનિશ વ્યાપી રહે છે માટે સર્વાંસાક્ષીભૂત પરમકૃપાળુ જગન્નિયતાએ જે કાંઈ ત્હેને આપ્યુ છે, તેથી સંતોષ માન અને તેનુ ભજન કરી યથેચ્છ આનન્દ કર પરાયી

વસ્તુની કોઈપણ કાળે ઇચ્છા ન કરતો " ઉપનિષદ્‌ના આ ગૂઢ વાક્યો વાચતા મહર્ષિ દેવેન્દ્રનાથને બ્રહ્માનંદ થયો. તેમનું પવિત્ર હૃદય ઇશ્વરના ગુણગાનમાં ગુલતાન બન્યુ અને ત્યારથી મહર્ષિ આધ્યાત્મિક જીવન ગાળવા લાગ્યા આ પ્રમાણે મહર્ષિના જીવનનો પ્રથમ મણકો સમાપ્ત થયો ઇશ્વરીય જ્ઞાનની શોધક વૃત્તિમાંથી હવે તેઓ ઉત્સાહી નેતા તરિકે બહાર પડ્યા. ઇ સ ૧૮૪૩ માં મહર્ષિ બ્રહ્મોસમાજમાં દાખલ થયા અને મૂર્તિપૂજાનો બહિષ્કાર કર્યો પોષ મહિનાની સાતમી તિથિએ મહર્ષિ બ્રહ્મોસમાજમાં દાખલ થયા હતા તે દિવસ અદ્યાપિ પર્યંત બોલપુરમા આનંદથી ઉજવાય છે આ દિવસ પૂર્ણ આનન્દ અને ઉત્સાહથી ઉજવાય એ એવી મહર્ષિની ઉત્કટ ઇચ્છા હતી અને તે સર્વાંશે ફળિભૂત થઈ આ મુજબ અમુક વર્ષ મહર્ષિએ બ્રહ્મો સમાજની સેવામાં ગાળ્યા બ્રહ્મોસમાજને ઉન્નતિના શીખરે ચઢાવવામા દેવેન્દ્રનાથે પણ સ્તુત્ય પ્રયાસ કર્યા હતા પરંતુ જરાવસ્થામાં કેટલોક સમય હિમાલયમાં અને ઘણો સમય બોલપુરમા એ ગાળતા હતા

બોલપુર નામના આ ન્હાનકડા ગામથી સહજ દુર વનમાં મહર્ષિ સમાધીમસ્ત થતા અને ત્યાં સાધના સાધતા હતા ત્યાં ચેતીમ નામના બે સુન્દર વૃક્ષની શીતળ છાયા નીચે મહર્ષિ સમયે બેસતા હતા વળી મહર્ષિએ ત્યા એક ન્હાનકડી પર્ણકુટી બાંધી હતી તેમાં બેસીને એ ઇશ્વિરનુ ધ્યાન ધરતા હતા એ પર્ણકુટીમાં મહર્ષિ મહિનના મહિના સુધી રહેતા હતા અહીં મહર્ષિએ યથાર્થ અનુભવ્યુ કે —

" , He is
The comfort of my life
The joy of my heart
The peace of my soul "

મનુષ્ય જીવનના અલૌક સુખનું—હૃદયના આનન્દનું—અને આત્માની શાન્તિનું મૂળ એક જ કૃપાસિંધુ પરમાત્મા છે આ શબ્દો મહર્ષિ જે સ્થાને બેસી સમાધીમાં મસ્ત થતા તે સ્થાને બંગાળી ભાષામાં કોતરી રાખવામાં આવ્યા છે થોડા સમય પછી મહર્ષિએ આશરે સાડા ૭ એકર જમીન મેળવી—અને તે જમીન ખેડી ફળદ્રુપ બનાવી—ત્યા એક સુન્દર અને રમણીય ઉદ્યાન બનાવ્યો અને તે નિવાસસ્થાનને "શાન્તિનિકેતન" (The Abode of Peace) એવુ નામ આપ્યુ

આ રમણીય ઉદ્યાનમાં મહર્ષિએ એક ન્હાનુ ઘર અને રંગીન કાચનું એક મંદિર બંધાવીને તેને શ્વેત આરસ જડાવી સુશોભિત બનાવ્યુ છે વળી ત્યા એક શાળા સ્થાપી છે જે શાળ

"બ્રહ્મવિદ્યાલય" કહેવાતી હતી આ શાળામાં ઘણે ઠેકાણે ધાર્મિક સુત્રલેખ રાખવામાં આવ્યા છે શાન્તિનિકેતનના દ્વાર આગળ જ લખવામાં આવ્યું છે કે અહીં મુર્તિપૂજાનો બહિષ્કાર કરવામાં આવે છે તેમ જ કોઈ પણ ધર્મની પ્રાર્થના કરવાની સખ્ત મના છે મહર્ષિએ ઉદાર દીલથી શાન્તિનિકેતનને સાર્વજનિક ઉપયોગ માટે ખુલ્લુ મુકયુ જે કોઈપણ વ્યક્તિને આધ્યાત્મિક ઉન્નતિ કરવાની ઉત્કટ ઇચ્છા હોય, તેને માટે શાન્તિનિકેતનનાં દ્વાર સદા ખુલ્લા છે આશ્રમમાં આવનાર દરેકને માંસ મદિરા ત્યાજ્ય છે

અમુક વર્ષ પસાર થયા પછી રવિન્દ્રનાથે પોતાના પિતાશ્રી આગળ શાન્તિનિકેતનમાં એક શાળા સ્થાપવાની ઇચ્છા વ્યક્ત કરી પિતાએ પૂર્ણ ઉલ્લાસથી પુત્રની ઇચ્છાને અનુમોદન આપ્યું પરિણામે આજથી બાર વર્ષ પૂર્વે આ શાળા સ્થપાઇ છે જ્યાં એક ઇશ્વરના ગુણગાનમાં જ નિમગ્ન બનેલા પવિત્ર હૃદયનું વ્હાલું નિવાસસ્થાન હતુ ત્યાં એક શાળા સ્થપાઇ રવિન્દ્રનાથ ટાગોરે ભારતખંડના ભવિષ્યના ઉત્થસૂચક વિદ્યાર્થીઓના હૃદયમાં તીવ્ર પ્રોત્સાહન રેડવાનુ મહદ્ અગત્યનુ કાર્ય હાથ ધર્યું, અને ઇશ્વરે તેમને મહાન વિજય આપ્યો અને હજી પણ એ સંસ્થા હિન્દુસ્થાનની સેવા કરવામાં વિશેષ સહાયભૂત થઈ પડે એ જ સર્વ કોઈની ઇચ્છા છે કોમળ લાગણીવાળા યુવાન હૃદયોમાં ધર્મની લાગણી ઉત્કટ બને, અને પ્રત્યેક આર્યબંધુનું જીવન ઉન્નત બને એવું શિક્ષણ આપવાનો ઉચ્ચ આશય રવિન્દ્રનાથનો હતો તેના જ પરિણામે આ શાળા સ્થપાઈ છે

ડૉ. રવિન્દ્રનાથ જાતે જ એ શાળા વિશે બંગાળી ભાષામા એક લેખ લખતાં કહે છે કે, " સાંપ્રત કાળમાં મન્દિરો અને બાહ્ય ધાર્મિક ક્રિયા આવશ્યક નથી અમારો મૂળ આશય એક ઉચ્ચ આશ્રમ સ્થાપવાનો છે, મનુષ્યના ઉત્કૃષ્ટ કાર્યો અને નિસર્ગની સુંદર રચનાનો જ્યાં અદ્ભુત યોગ થતો હોય, ત્યાં આશ્રમ સ્થાપવાની અમારે અગત્ય છે પૂજા કરવાનુ અમારૂં સ્થાન-મનુષ્યનો આત્મા જ્યાં બાહ્ય નિસર્ગ સાથે ઐકય થાય છે ત્યાં છે, અમારો સ્વાત્મભોગ તે જ ધાર્મિક ક્રિયા સમાન છે "

જ્યાં એક શાળા વિષે ત્હેને સ્થાપનાર આવી મહાન્ વ્યક્તિ હોય અને તેનું આવુ ઉચ્ચ સૂત્ર હોય, ત્યાં તે સંસ્થા કેમ વિજયી ન થાય? અને તે આપણે સર્વેએ પ્રત્યક્ષ અનુભવ્યુ છે કે આ શાન્તિનિકેતન શાળા થોડા જ સમયમાં વિશ્વવિખ્યાત થઈ પડી છે

યુનીઅનિસ્ટપક્ષના નેતા મી રામસે મૅકડોનલ્ડ એ શાળાની મુલાકાતે જ્યારે ગયા હતા ત્યારે તેમનુ લક્ષ એક બાબતપર ખાસ દોરાયું હતુ, કે એ શાળાના પ્રત્યેક વિદ્યાર્થીની મુખમુદ્રા પર અજબ વીરસ ભાવ, સુકુમાર હાસ્ય, અને એક પ્રકારનું ચૈતન્ય વ્યાપી રહે છે નિરતર નિર્દોષ રમત ગમત,

હાસ્યવિનોદ, નિયમિત અભ્યાસ, શારીરિક વ્યાયામ, વિગેરેમાં દરેક વિદ્યાર્થી પોતાનો સમય વ્યતિત કરે છે દરેક કાર્ય વિદ્યાર્થીને જાતે જ કરવુ પડે છે વિદ્યાર્થીની રહેણી કરણી તદ્દન સાદી છે, અને વૈદિક પદ્ધતિએ બનાવેલી ન્હાની મઢુલીમા તેઓ નિવાસ કરે છે શિક્ષક પણ વિદ્યાર્થીઓની સાથેજ રહે છે, આ સસ્થા વિદ્યાર્થીઓનુ સ્વરાજ્ય સમાન છે તે શાળાના કાયદા, કાનુન, કવાયદ અને વ્યવસ્થા એક રીતે વિદ્યાર્થીના જ હાથમાં છે પ્રત્યેક વિદ્યાર્થી એટલો તો ઉદ્યમી, વિવેકી અને સત્ય પથે ચાલનારો છે કે, કાયદા કાનુન અને કવાયદ એને આવશ્યક જ નથી શારીરિક શિક્ષા કોઈ કરવામાં આવતી નથી વિદ્યાર્થીઓમા વાદવિવાદ કરવાને જુદી જુદી મડળીઓ છે, અને કસરત કરવી એ ફરજીઆત છે, વિદ્યાર્થીઓ પરસ્પર હસ્તલિખીત માસિક કાઢે છે, અને લેખ લખવાની ટેવ પાડે છે, વિદ્યાર્થીઓ આપોઆપ ન્યાયમન્દિર સ્થાપે છે, અને કેટલાક પક્ષ તરી બની ન્યાયની દલીલો કરે છે, આ સર્વ કાર્યમા શિક્ષકો કદીપણ માથુ મારતા નથી, શિક્ષકો શીખવતી વેળાએ પણ કાંઇ ફરજીઆત આપતા નથી જેટલુ એક વિદ્યાર્થી પોતાની શક્તિ પ્રમાણે ગ્રહણ કરે તેટલું કરવા દે છે, જેમ બીજી બધી શાળાઓમા ફરજીઆત ગોખવાનુ, લખવાનું વિગેરે શિક્ષકો આપે છે તેમ ત્યાં છે જ નહીં આ શાળામા છેક અભણ અને ઠોઠ વિદ્યાર્થી પણ ઉદ્યમી, ખતીલો અને ચાલાક બને છે, વિદ્યાર્થીઓ જ્યા પ્રફુલ્લ ચિત્તે રહેતા નથી—જ્યાં શિક્ષકની અતિશય ભીતિ હોય છે ત્યાં ખરી રીતે વિદ્યાર્થીઓ પૂર્ણ પ્રકાશમાં આવતા નથી જ્યાં સુધી કોઈપણ પ્રકારની ભીતિમાં રહેવુ પડે છે ત્યાં માનસિક શક્તિની ખીલવણીની આશા રાખવી વ્યર્થ છે એ જ સૂત્રઅનુસાર આ શાળામા વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચે ગાઢ સબધ નીકળે વળી આ શાળામાં નાટ્યપ્રયોગ કરવાની સસ્થા પણ છે વિદ્યાર્થી માહોમાહે નાટય ભજવે છે કવિશ્રી રવીન્દ્રનાથના લખેલા ઘણાં નાટકો ત્યા જ ઉત્તમ રીતે વિદ્યાર્થીઓ ભજવે છે, અહીં સગીત અને ડ્રોઇંગ પણ શીખવવામા આવે છે પ્રાત કાળમાં સાડા ચાર અથવા પાચ વાગે એક ઘટ વગાડવામાં આવે છે, જ્યારે સર્વ નિદ્રસ્થ વિદ્યાર્થીઓ ઉઠે છે અને રાત્રે સુતી વેળાએ પણ ઘટ વગાડવામાં આવે છે ઉઠતી વેળા તેમ જ સુતી વેળા બે જૂદી જૂદી ઈશ્વરસ્તુતિ કરવામા આવે છે, જે અમુક વિદ્યાર્થીઓ સાથે મળી ગાય છે જ્યારે જ્યારે પણ વિદ્યાર્થીઓ છૂટા હોય છે ત્યારે ત્યારે હમેશાં કવિશ્રીનાં સગીત લલકારતા હોય છે સ ધ્યાસમયે દરેક વિદ્યાર્થીને સગીતનુ શીક્ષણ આપવામા આવે છે

શિક્ષણ આપવાની આવી ઉત્તમ રીતિના પરિણામે પ્રત્યેક વિદ્યાર્થીનુ હૃદય નિસર્ગપ્રેમી બન્યુ છે, અને તેમના ચારિત્ર્ય ઉદાત્ત બન્યા છે, ઉષાસમયે તેમ જ સન્ધ્યાસમયે ઘણા વિદ્યાર્થીઓ નિસર્ગનું નિરીક્ષણ કરવા નીકળી પડે છે અને સુન્દર ચિત્રો કાઢે છે, અને કુદરતની

એકાદશોપનિષદ્ ભાષાન્તર પ્રથમ પરિચ્છેદ રૂ ૨-૧૨-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુનાઇ

અભાવ રચનાને ચિનદ્વાત દૃષ્ટિ આગળ તાદૃશ કરે છે કુદરતનુ સૂક્ષ્મ નિરીક્ષણ કરવાના પરિણામે ઘણા વિદ્યાર્થીઓ ન્હાના હાના જીવજતુના જીવનક્રમને પણ તપાસી શક્યા છે

શાળામા અભ્યાસ કરવાનો સમય બે વિભાગમાં વહેંચી નાંખેલો છે પ્રથમ તો પ્રભાતમાં સાતથી દશ સૂધી, અને બપોરે બેથી પાંચ સૂધી શીયાળા અને ઉનાળામા બનતાં સુધી શિક્ષણ શાળાની બ્હાર અપાય છે ; ગ્રીષ્મ ઋતુમા મ્હોટા વૃક્ષની શીતળ છાયા નીચે વિદ્યાર્થીઓને બેસાડવામાં આવે છે, પરતુ વર્ષા ઋતુમાં શાળામા બેસાડવામાં આવે છે પ્રત્યેક વર્ગમાં વધુમાં વધુ પદર વિદ્યાર્થી જ રાખવામાં આવે છે શાન્તિનિકેતનના વિદ્યાર્થીઓ ઘણી જાતની રમતમાં કુશળ હોય છે ખાસ કરીને ફુટ બૉલમાં સર્વ કુશળ છે અને એ જીલ્લામાં ફુટ બૉલની સર્વથી સબળ ટીમ શાન્તિનિકેતનની ગણાય છે રમતગમત વીત્યા બાદ અને સધ્યાસમયનુ ભોજન લીધા પૂર્વે જે ગાળાનો વખત મળે છે, તે દરમ્યાન વિદ્યાર્થીને ન્હાની, રમુજી, રસિલી વાતો કહેવામાં આવે છે, તેમ જ સગીત અને અભિનયકળા શિખવવામા આવે છે લગભગ સર્વ વિદ્યાર્થીઓને સર્વ સ્થળે નિસર્ગનુ અવલોકન કરાવી, જ્ઞાન મળે તેટલુ પ્રાપ્ત કરાવવામાં આવે છે શિક્ષકનું ફરજીઆત શિક્ષણ કરતાં કુદરતની એક સ્ફુરણા વિશેષ જ્ઞાન આપે છે આંગ્લ કવિ વર્ડઝવર્થ પણ કુદરતમાથી જ જ્ઞાન સપાદન કરતો, અને પ્રત્યેક વ્યક્તિ જે તેમ જ કરવા ઉપદેશ આપતો, અને અહોનિશ, સુદર વૃક્ષવેલી, કોકિલા અને ચકુલનાં ગાન, સરિતા અને નિર્ઝરના મૃદુ સગીત ઇત્યાદિ નિસર્ગની રચનાનુ નિરીક્ષણ કરી જ્ઞાન મેળવતો જેમ તે લખે છે —

"One impulse a Vernal wood  
May teach you more of man  
Of moral evils and of good  
Than all the Sages can '

તે મુજબ શાન્તિનિકેતનમાં શિક્ષણ અપાય છે જેમ વર્ડઝવર્થ કહેતો કે, "Let Nature be your teacher' તે જ પદ્ધતિએ અહીંઆ દરેકનો ગુરૂ કુદરત છે વળી આ શાળામાં હેડમાસ્તર કિંવા મુખ્ય શિક્ષક નથી સર્વ શિક્ષકો સમાન છે, અને કામ પણ સરખે હિસ્સે વહેંચી લીધેલુ છે મન્દિરમાં દર અઠવાડીએ બે વેળા ઇશ્વરસ્તવન થાય છે, જે વેળા બહુધા રવિન્દ્રનાથ જાતે હાજર રહે છે, અને તેની ગેરહાજરીમા શીક્ષકો સ્તવન ચલાવે છે તે ઉપરાત દરેક વિદ્યાર્થીને સવારે તેમજ સાંજે પા પા કલાક પૂજા કરવાનો સમય મળે છે તે વેળા દરેક વિદ્યાર્થી પોતાના ઓરડામાં બેસી ખાનગી રીતે પૂજા કરે છે પૂજા કરી રહ્યાબાદ સર્વ વિદ્યાર્થીઓ સાથે મળી પ્રભાતમાં ઇશ્વરસ્તવન કરતાં એક ગીત ગાય છે, જેનો સાર નીચે મુજબ છે ——

"તું અમારો પરમ કૃપાળુ પિતા છે, અમે તને અમારા પિતાતુલ્ય ગણીએ એવી અમારામાં શક્તિ મૂક અમારા દુ ખને નિવાર, એમ સહૃદય ત્હને વદીએ છીએ, હે ! ઇશ ! હે પિતા ! અમારા દુર્ગુણ તુ નિવાર અને સર્વ ઉચ્ચ ગુણો અમારા હૃદયમા પ્રેર જે મહાન વ્યક્તિ સર્વ શાશ્વત સુખનું કેન્દ્ર છે તેને અમે વદન કરીએ છીએ, જે મહાન વ્યકિત સર્વ ઉચ્ચ ગુણોના કેન્દ્ર રૂપ છે ત્હેને વદન કરીએ છીએ, પરમ કૃપાળુ પરમાત્મા જે સર્વ શાશ્વત સુખનુ નિદાન છે તેને અમે નમીએ છીએ જે પરમાત્મા સર્વ ઉચ્ચ ગુણોના ભડાર સમાન છે તેને અમે વારવાર વદીએ છીએ, શાતિ શાન્તિ શાન્તિ' હરિ ૐ "

આ મુજબ સવારે સ્તવન થાય છે સન્ધ્યાસમયે બીજા મંત્ર ભણવામાં આવે છે, જેનો સાર નીચે મુજબ છે – " જે સચ્ચિદાનદ ભગવાન અગ્નિમાં વ્યાપ્તમાન છે, પાણીમા વ્યાપ્તમાન છે, સમસ્ત પૃથ્વીમાં વ્યાપ્તમાન છે, વૃક્ષવેલી અને લતામાં વ્યાપેલા છે તેને અમે નિરતર વદન કરીએ છીએ "

આ મુજબ શાન્તિનિકેતનના વિદ્યાર્થીને ઉચ્ચ રીતિનું શિક્ષણ આપવામાં આવે છે પ્રત્યેક વિદ્યાર્થીના હૃદયમાં સ્વદેશપ્રેમના અનિવાર્ય ઝરણ નિરતર ફૂટતા રહે છે ભારતખડને સસ્કૃતિના શિખરે ચઢાવી, પ્રત્યેક આર્ય બધુને પ્રતિભાશાલી બનાવી, ઐહિક અને આમુષ્મિક આનન્દનો અદ્‌ભૂત યોગ સાધવો, એ જ શાન્તિનિકેતનનું રહસ્ય છે ગત કાળમાં અનેક ઋષિવરોના પાદથી વિભૂષિત થયેલી આર્યભૂમિ પુન ઉન્નતિના શિખરે ચડે, એ જેવા રવિ દ્રનાથનું હૃદય કેટલું આકાંક્ષી હશે ? ગીતાંજલિમાં પ્રસિદ્ધ થયેલાં કેટલાંક કાવ્યોમા આપણી દૃષ્ટિએ સુન્દર ગીત પડે છે, જેમાં શ્રીયુત કવિના હૃદયમાં ઉછળતી સ્વદેશપ્રેમની સુકુમાર ઉર્મિ જણાય છે કવિનો સ્વાત્મભોગ અને ભારતખડની ઉન્નતિ ખાતર સાહિત્ય દ્વારા કરેલો ભગીરથ પ્રયત્ન, ઇતિહાસના પૃષ્ઠ પર ચિરકાળ સુવર્ણના અક્ષર વડે કોતરાઈ રહેશે કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો તો શ્રીયુત કવિને જગતના મહાન કવિ જેવા કે ડન્ટે, ગીથે, શેક્ષપીયેર, મોલીયેર, ફીરદૌસી કાલિદાસ, વિગેરેની પંકિતમાં મૂકે છે, લગભગ એક સદી પૂર્વે જેમ જરમન ટીકાકારોએ શેક્ષપીયરનાં નાટકો કેમ સમજવાં, અર્થગૌરવ, પદલાલિત્ય, કેમ સમજવા, એ ઇગ્રેજી વિદ્વાનોને શીખવ્યુ હતું, તે મુજબ, અહીંઆ પણ પાશ્ચાત્ય વિદ્વાનોએ જ હિન્દી પ્રજાને રવી દ્રનાથના કાવ્યો સમજતાં શીખવ્યુ છે પરતુ જે પ્રકારની પ્રભુભક્તિ રવીન્દ્રનાથે પોતાના કાવ્યમાં ચિતરી છે, તે જ પ્રકારની કિંવા કેટલે અશે તેથી પણ વિશેષ ઉચ્ચ પ્રકારની પ્રભુભકિત હિન્દુસ્થાનની પ્રત્યેક ભાષાના જૂના કવિના કાવ્યમાંથી મળી આવે છે નરસિંહ મ્હેતાના પદ અને તુકારામના અભગોમા આથી પણ વિશેષ ઉચ્ચ પ્રકારની પ્રભુભકિત આલેખવામાં આવેલી છે પરતુ આંગ્ન

---

વિદ્વાનોને તો આ એક નવીન જ કૃતિ હતી તેથી તેઓ બાબુ રવિ દ્રનાથના કાવ્ય પર મોહી પડ્યા છે ગીતાંજલિમાં માતૃભૂમિના પ્રેમની ઉત્કૃષ્ટ લાગણીના બળે કરીને મધુર સગીત કરતુ લલિત ઝરણું વહે છે, અને તે એક ન્હાનકડા ગીતમાં દશ્ય થાય છે, તે અત્ર ટાંકવાની વૃત્તિને અટકાવી શકતો નથી, માટે તે ટપકાવી આ લેખ સમાપ્ત કરૂં છુ —

"Where the mind is without fear, and the head is held high,
Where knowledge is free,
Where the world has not been broken up into Fragments by
    narrow domestic walls,
Where words come from the depths of Truth,
Where tireless striving stretches its arms towards perfection,
Where the clear Stream of Reason has not lost its way into the
    dreary desert sand of dead habit
Where the mind is led forward by thee into ever widening thought
    and action —
Into that heaven of freedom, my Father!
Let my Country awake!'

પ્રત્યેક શબ્દે શબ્દ અને પદેપ માં ઉભરાતી સ્વદેશ પ્રેમની સુકુમાર ઉર્મિ કયા આર્યજનનું હૃદય આંદોલિત નહીં કરશે? કવિશ્રીની ઇચ્છા મુજબ હિન્દુસ્થાનમા આવો શુભ અવસર જલદી આવી પહોંચો એ જ અમારી અંતિમ પ્રાર્થના !!!

---

રાધાકૃષ્ણ તત્વ રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

આ શ્લોકો ભાલણ આ પ્રમાણે ઉતારે છે —

"ભાન ભુલાવ્યું કળિયુગે, થયો રાય અજાણ;
શ્રમ મટવે નારી ઉઠી, તવ દુઃખ પામી સુજાણ
નર વગરના વન માંહિ, પતિ ન દીઠો પાસ,
હે નાથ ! એમ સ્વીકાર કરી, નાંખે ઘણો નિશ્વાસ
પોકાર કરતી બોલતી તે, કહું સુણરાય
વાણીની દીનતા અતિ નહિ કોઈ જન સોય
હે નાથ ! હે સ્વામી ! ભર્તા ! કિમ કરો તમે ત્યાગ
દણાઈ હું નારી વને, ઈમ ન ઘટે મહારાજ."

( આમાં કાળા અક્ષરે મૂકેલા શબ્દો અને શબ્દસમૂહો મૂળ કરતા વિશેષ છે અથવા તો જૂદા પડે છે )

ઉપરની પંક્તિઓ માત્ર નમૂના દાખલ એક સ્થળેથી ચોપડી ઉઘાડીને એમ ને એમ મૂકી છે આખો ગ્રંથ તપાસતાં પણ ઘણે સ્થળે આ પ્રકારનું જ ભાષાન્તર નહિ પણ અનુવાદ (adaptation) કદાચ કહિ શકાય એવું જણાય છે

### ૩. ભાલણની કવિતા *

હવે, ભાલણની કવિતાના સ્વરૂપ સબંધી વિષયમાં પ્રવેશ કરીએ, ભાલણની કવિતા અને ભાલણની કવિતા વિષે તેની કવિત્વ શકિત વિષે સામાન્ય રીતે ઉતરતો અભિપ્રાય છે

અભિપ્રાય રા રા કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પોતાના ગુજરાતી સાહિત્યના ઇતિહાસના ઈંગ્રેજી ગ્રંથમાં ભાલણને 'Minor poet' એટલે ગૌણ પંક્તિનો કવિ જણાવે છે * રા છોટાલાલ પણ તેની કવિતા સબંધી 'સાક્ષરમાળા'માં નીચે પ્રમાણે નિર્ણય આપે છે —

"હૃદયના ઉમળકાથી નરસિંહમાં જેટલી કોમળતા આવી રહેલી છે તેટલી કોમળતા ભાલણમાં નથી આવવા પામી એટલું તો નહિ, પરન્તુ ભાષા તરફારની ભાષામાં જેટલે અંશે કર્કશતા આવી જવાનો સભવ રહે છે, તેટલી કર્કશતા તેનામા સહજ દૃષ્ટિગોચર થયા વિના રહેતી નથી નરસિંહની ભાષા વાચકના હૃદય ઉપર સચોટ છાપ પાડનારી છે, અને ભાલણ તેવુ તેટલે અંશે કરી શકતો નથી આજ કારણથી ભાલણ નરસિંહ જેટલો જૂનો છતાં તેના જેટલી સુપ્રસિદ્ધિ પામી શકયો નથી"

* Milestones in Gujarati Literature 12 46

ભાલણ નરસિંહ જેટલી પ્રસિદ્ધિ પામી શકયો નથી, તે ખરૂ, પરન્તુ તેમાં માત્ર તેની કવિતા એકલી સાધનભૂત છે એમ નથી. તેને વિશેષ પ્રસિદ્ધિ મળવાનાં બીજા પણ કારણો છે, જે હું આગળના વિભાગમા દર્શાવીશ અહિં બને કવિઓની સરખામણી કરવાનો મારો ઉદ્દેશ નથી, પર તુ અહિં એ જોવુ જરૂરનું છે કે ભાલણમાં 'હૃદયના ઉમળકાની ઉણપ છે કે નહિ" શુ ભાલણમા હૃદયના કોઇ કવિનાં સમગ્ર કાવ્યો વાંચ્યા સિવાય તેને અન્યાય કરવો યુકત ઉમળકાની ઉણપ છે' નથી ભાલણનાં દશમસ્કધ અપ્રસિદ્ધ હોવાથી, આવો અભિપ્રાય કેટલેક અશે ક્ષન્તવ્ય ગણી શકાય, પરન્તુ પ્રસિદ્ધ થએલાં ભાલણની રામબાળલીલાના પદોમાંથી પણ સહજ જણાય એવુ છે કે તેનામાં 'હૃદયના ઉમળકાની કેટલી ન્યૂનતા છે તેમાંની થોડીક પકિતઓ જોઇએ

મૈયા લાલને શણગારે ચાલો જોવા જઈએ ટેક ૧

શીશ સાંકડે રાખીને ધાલે માથે ચાક,
વળી ઘુઘરીઆળી ગોફણીને માથે મોતી લાગ મૈયા ૨

કાને મકરાકૃત કુડળ કેરી જોડ,
નાકે ભુતાખ ને મુખમાં તબોળ મૈયા. ૩

મૈયા મુખડુ ધોઈને કરે કેસરની આડ,
વળી નેત્ર સમારીને કરે ટમકડુ ગાલ મૈયા ૪

ઇત્યાદિ ( પદ ૧૦ )

જેમ પ્રેમાનન્દની કવિત્વશક્તિની પરીક્ષા માત્ર તેના 'વિવેક વણઝારો' અથવા 'લક્ષ્મણ ભાલણનો હૃદયોલ્લાસ. હરણ'થી કરવી ઉચિત નથી, તેમ ભાલણની કવિત્વશક્તિનું તોલ પણ માત્ર તેના 'શિવ ભીલડી સવાદ' અથવા તો સપ્તશતી ઉપરથી કરવુ ઘટતુ નથી ભાલણની ખરી શક્તિનુ દર્શન તો તેના દશમસ્કધમાં જ થઈ શકે છે * તેમાંથી હૃદય ઉલ્લાસનુ એક પદ જોઇએ

* ડૉ. હરિલાલ ધ્રુવે સન ૧૮૮૫ ના જુલાઈ માસના બુદ્ધિ પ્રકાશ મા ભાલણના જુદા જુદા કાવ્યોમા આ પ્રમાણે જુદા જુદા રસ બતાવ્યો છે

કાદબરી—શૃગારરસ અને પ્રકૃતિવર્ણન
દશમસ્કધ—વત્સલ અને કરુણ રસ
સપ્તશતી—વીરરસ
રામબાલચરિત—વત્સલરસ.

આંગણે રમો જુગજીવન તો મન માને માહરૂં રે
પ્રાણથી એ મુહને અધિકુ વાહાલુ સુન્દર મુખડુ તાહારૂં રે આંગણે ૧
શરીર મેહેલું થઈ હશિ, સ્વામી પડખો તો નહરાવુ રે,
દ્રાખ, ચરખી ને * ચારોળી કહો તે આપુ ખાવુ રે આં૦ ૨
ક્ષિણ એક બિસો તો મનમોહન ! ગુથુ તાહારી ચોટી રે,
કેવડેલ ઘાલીને ગુથુ, યમ તે થાયે મોટી રે આં૦ ૩
નયણે કાજલ સારી, નિલવટ તિલક કરૂં કેસરનુ રે
દેહને ઘર કન્યાછિવારૂ તે નામ દેછે વરનુ રે આં૦ ૪.
માહારા સમજિ મોહનજી ! માખણ રોટી આપું રે,
ઉપર સાકર દુધ શિરાવો યમ લમ મોટા થાઓરે આં ૫.
શેલડી, તા છિ અતિસુન્દર, કહો તો આપુ છોલીરે,
દાડમ પાકાં છિ અતિસુન્દર, આગળ મુકુ ફોલી રે આં૦ ૬
આઘો પાછો જાઉં જેટલિ, હીયડુ માહારૂં કાપિ રે,
જાણુ રખો વૃષભ કો આવી, પ્રાણજીવનની ચાંપે રે આં૦ ૭
કહ્યુ કરો જો કુઅર માહારા તો તમને પરણાવુ જી,
રાધા સરખી રૂપિ રૂડી, સુંદર વિહેલી લાવુ જી આ૦ ૮
તુ તા સર્વે છિ માહારે બીજો ન ગમે કોઈ,
ભાલણ પ્રભુ રઘુનન્દનજી ! એક વાર દીજીએ સાંહી આં૦ ૯

આમાં માતાના હૃદયનુ કેવુ મનોહર ચિત્ર છે ! માતાનો પોતાના પુત્ર માટે કેવો અનુપમ નેહ અંકિત કર્યો છે ! પોતાના પુત્રને સુન્દર સુન્દર આભૂષણો પહેરાવવાની, તેને મીઠું મીઠું 'ખાવું' આપવાની અને છેવટે, વહુવર વહેલી લાવવાની દરેક આર્ય માતાની અભિલાષા ભાલણ કેવી ખુબીથી દર્શાવે છે

માતૃ-રોષ અને કૃષ્ણની બાલ્યાવસ્થાના તોફાનનુ સુન્દર ચિત્ર નીચેની પંક્તિઓમાં અંકિત ઉખલબન્ધનનુ કાવ્ય કરેલુ છે તેમાંથી પણ ભાલણનો હૃદયભાવ જણાઈ આવે છે કૃષ્ણ ગોરસની ગોળી ફોડીને નાસે છે અને તેમની પુઠે યશોદા પળે છે, તેનું વર્ણન છે

* ખારેક

"નાહાથીને જાશો કેટને હમણાં સાહાશું કાંહાન !
હઇડુ દાઝે છે માહારૂં રે, ઘણું કર્યું છે માન"　　ના૦ ૧
ખ્ર માંહે લ્યઈ કાંબડી રે કુઅર પુઠિ ધાય,
ગીસે લોચન રાનડા રે, યશોદા તે સાસ ભરાએ　　ના૦ ૨
મુખડુ માખણુ ખરડીઉં રે, ખરડા છે બિ હાથ
નારીને નયણે નીર ઝરે રે,—ચૌદ લોકનો નાથ　　ના૦ ૩
આંગણિ ફેરવે માતને, સુતને કહે વચેન,
'મુહને સાહી સકે નહિ રે જે શ્રમ કરે મહામુન્ય."　　ના૦ ૬
સ્વેદ ભરાએ જસોમતિરે હાથ ન આવે તન
હાસ્ય કરે સર્વ ગોપણીરે, દુ ખે દાઝે મન　　ના૦ ૭
+　　+　　+
થાકી જાણી માતનરે બેઠા સુન્દર સ્યામ,
યશોદાએ આવી બાંધીઓ રે, ભાલણ પ્રભુજી રામ　　ના૦ ૧૧
(૫૬ ૫૭)*

'મુને સાહી શકે નહિ રે જે શ્રમ કરે મહામુન્ય' એમ છતાં 'યશોદાએ આવી બાંધીઓ રે,' એમ પ્રભુનુ નમ્રત્વ, કઠોપનિષ ની નીચેની શ્રુતિનુ સ્મરણ કરાવે છે

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥

(આ આત્મા વેદાધ્યન, બુદ્ધિ, અથવા તો બહુ વિદ્વત્તા મળતો નથી જેને તે વરે છે અર્થાત્ જેના ઉપર તે અનુગ્રહ કરે છે તેને જ પોતાના સ્વરૂપની પ્રાપ્તિ કરાવે છે )

ભાલણનો મર્યાદિત શૃગાર　હૃદયરાગનુ સર્વથી વિશેષ સ્વરૂપ શૃગારમાં દ્રષ્ટિગોચર થાય છે ભાલણના દશમ સ્કધમા શાન્ત–મર્યાદિત શૃગારનાં ઘણાં પદો છે તેમાથી એક નમૂના તરીકે જોઈ એ

કહે રે મુહને કામિની તુ શા માટે રીસાણીજી
આગિનુ દીસે નહિ તારા મુખનુ પાણી
માહારી સજની સાચી કહે વાત　૧

* આ અને પછીના ઉતારામા બનતા સુધી ૧૮૧૬ વાળી પ્રતની મૂળ ભાષા કાયમ રાખવાને પ્રયત્ન કર્યો છે　પદોનો અનુક્રમ પણ તે પ્રત પ્રમાણે જ છે

વલતી વનિતા એમ વદે, મન ન દકુઅરશુ વળગુજી
જાણીએ રહેણુશુ જગ્, કરપે ન થાએ અલગુ માહારી ૨
રાતદિનસ હું ટવવતુ પણુ સ્વપ્નાન્તર નવિ દેખુજી
એક જીહાએ શુ કહું તે દુખ તણુ તે લેખુ મા૦ ૩
આંગણુડે ઉભી રહી જાણું આણી વ રે આવેજી,
નયણુ કટાક્ષે નિહાળતા, માહારા તનનો તાપ સમાવે મા૦ ૪
મોહનમુખના મરકલડા સભારી સહાઇજી,
જોવા જીવ તપે ઘણુ, પણુ દુરીજન રાખે, વારી મા૦ ૫
વન માહેથી વાસલી, ઘર માહિંથી સાંભલીએજી
લોક લાજથી જઇ નવિ સકીએ, અતર અગિથી બળીએ મા૦ ૬
ગૌ દોહતા એમ જાણું, આ દુધ હરિને પાઉંજી,
વલી વિમાસણુ એમ કરૂ, કિમ દુરીજનમાં સમાઉ મા૦ ૭
દહીં રૂડુ જામ્યુ દેખી, ઇચ્છા એહવી કીજેજી—
ભોગ લાગે સુદરજીને, પણુ સાસુ નણુદર પીજે મા૦ ૮

* * * *

સુન્દર ઘરમા લોભરી, જાણું જીવતને ઓઢાડુ જી,
સાંસ્તા રહી નીહાળીએ, હઇડુ ચાએ ટાઢુ મા૦ ૧૧
કનક તણી કરૂ પાવડી, તેણે ચડી ચતુર્ભુજ ચાલેજી,
રત્ન જડાવુ લાકડી કેશવજી કરમા ઝાલે મા૦ ૧૨

* * * *

સાન કરે મુઝને સામલીઆ જાવુ, જાઉં છાનીજી,
સાથે સહીઅર તેડુ એહવી, કો નહિ મનની માની મા૦ ૧૪
લાજે કહી સહુ નહિ બહેનર, તુઝને કહિંજી,
એકવાર જાણુ, અચુમત, સુન્દરવર દે સાંહી મા૦ ૧૫
મનમાં ઇચ્છા અતિઘણી કહું નહિ પ્રકાશીજી
વિધાતાએ શે નવિ સરજી, નન્દના ઘરની દાશી મા૦ ૧૬

આશા કીજે અતિ ઘણી દૈવ તણે વશ પ્રાણીજી
એહવુ વાહાનુ કો નહિ, યે હરિને આપે આણી　　મા૦ ૧૭
કો મેળવે માહાવને તો, યે માગે તે આપુજી
ભાલણ પ્રભુ રઘુનાથજીને અન્તર ગતિ અતિ થાપુ　　મા. ૧૮
(પ૦ ૧૩૨)

આમાં એક વિરહિણીનું હૃદય પોતાના પ્રિયતમપ્રતિ કેવુ તલપે છે, તેનુ ભાવવાહી ચિત્ર કવિએ દોર્યું છે ભાલણના કાવ્યો રસોલ્લાસથી પરિપૂર્ણ છે, પરન્તુ નરસિંહ અને દયારામની માફક તેની રસ સરિતાનુ પુર ઉછાળાઇને મર્યાદા મૂકી જતુ નથી માત્ર એક જ જગાએ તે મર્યાદા અનિયન્ત્રિત શૃંગારનુ મુકવાનુ કરે છે તે પદનો શૃંગાર અમર્યાદિત કહી શકાય તેમાથી એક જ ચિત્ર　　થોડીક પંક્તિઓ જોઇએ —

ઘર થકી માડી કહૂ સખી વાત પહેલા દનનીજી,
જેણે પ્રકારે થઈ રહી છુ દાસી યુગ જીવનની,
સુખ પામી ઘણુ, નન્દકુઅરને સાથ હું　　૧
ભુલી વૃન્દાવન ગઈ જ્યાં, એકલા કુંજવિહારીજી
સુન્દરવરે સમજાઈને, મહુકી મુજ ઉતારી　　સુખ ૨
"નન્દજીના સમ જો તમ સાથે, કરૂ આનજી,
દુધ દહીં તાહરૂં નાહ પીઉં, એ સન્દેહ મનથી ટાળ"　　સુખ ૩
તિને કરીને બેસાડી, માહારા હઇડા માંહે પિડાજી
ઉંધા પગ ધાલીને આગળ પ્રીતે કરીને બેઠા　　સુખ ૪
કર ઝાલીને વળતી મુજને માગ માહે પાડીજી
"આ અતિ કોમળ આગળી," કહી ટાચકા વજાડે　　સુખ ૫

*　　*　　*　　*

મેહેંદી કરની આંગળી, પછે ચરણે ધોયો હાથ,
મેં તવ પાણી સાહીઆ, તમ્હો અમ્હાર નાથ　　સુખ ૮
"પગ રગુ હૂં પદ્મની, જો પડખો લગારજી,
પછે તમ્હો પધારજો,* ક્ષણું નહિ લાગે વાર　　સુખ ૯

એહવુ કહીને ચરણ ત્લાંગે, મુખ સામુ નિહાળેજી,
જાણીએ કે એ દેવતા તે, નયણે નિમિષ ન વાળે સુખ ૧૦
હાર જુએ ને ઉર ઉઘાડે, ગનગનીઆ કરે પ્રીતેજી,
ગાલે ના ચુમ્બન કરે, રસતણી રસરીતે સુખ ૧૧
વેસરનું મોતી જોવાને હાથ ફેરવે ગલેજી,
"વાર જોઇ મેં અતિ ઘણી કામની ! તાહારી કાન" સુખ ૧૨
હરિ સામુ જોઅતા માહારી, ચોળી તણી કસ ત્રુટીજી,
કાયા તો વિહ્વલ થઈ, કટિથી કચલી છૂટી સુખ ૧૩
રોમાંચ તો હું થઈ ફુલે માહરો દેહજી
વની વલી કહે "શા માટે મુજશું આણો નેહ ?" સુખ ૧૪

* * * *

ખિસતાં ખિસતા ફુલતણી સેજ ઉપર બેસારીજી,
મુખમાહે બીડી મેહલી, લવગ એલચી સારી સુખ ૧૭
"માહારા સમ છે શ્યામા આપો, અધચાખ્યો તમોળજી"
મુખે મુખ અડાડતાં, રગ ઉપનો રોળ સુખ ૧૮
આપતાં અધર ડશી, કચા માહારી કાપી જી,
'ના, ના' 'માં, મા' "રહો રહો'-કરતાં, હૃદયા સરતી ચાપીજી સુખ ૧૯
પછી વાત હું શી કહું, મેં લાજે નવિ કહેવાએજી
લાલણ પ્રભુ રઘુનાથજીને, તત્ક્ષણ સોંપી કાય સુખ ૨૦

(પદ ૧૩૪)

આ સરસ વર્ણન, શુ દયારામ કે નરસિંહના અમે તે પદના કર્તા ઉતરે તેવુ છે ? પણ, તે એક જ સ્થળે છે

અપૂર્ણ

---

# "મોહિની" નુ અવલોકન.[1]

લેખક –રા. લાભશંકર પ્રભુરામ.

ગુજરાતી ભાષામાં જે પુસ્તકો લખાય છે તે બધા સારા જ છે, વાર્તાઓ લખાય છે તે બધી વાચવા યોગ્ય જ છે અને તેમા ઉઠરતા લેખકો પ્રેમના આછા અને ઘેરાં રૂપવાળી વાર્તાઓ લખે છે તે તો બધી વાચવા યોગ્ય જ છે એવો ભ્રમ ઘણા વાંચકોને થયેલો જાણવામા આવેલ છે અને તેથી એક કરતાં વધારે પુસ્તકોના લખનારના નામો અઠવાડીક પત્રોની ભેરીથી વધારે પ્રસિદ્ધિ પામતાં કેટલાક વાચકોમા અતિપરિચિત થઇ જાય છે ર ભોગીન્દ્રરાવ સુવિખ્યાત વાર્તાલેખક છે તેમની સ્વતન્ત્ર અને ભાષા તરૂપે લખાયેલી વાર્તાઓ બધા વર્ગના વાચકોમાં રસથી વંચાય છે સ્ત્રીઓને પણ સારૂ યોગ્ય વાચન પૂરૂ પાડવાની સદ્વૃત્તિ ધરાવનારા ગૃહસ્થો ઘણે અશે બધુસમાજના લેખકોનાં પુસ્તકો તરફ જ નજર નાંખે છે અને તેમની વૃત્તિ રા ભોગીન્દ્રરાવનાં પુસ્તકોથી ઘણે અશે સતોષાય છે ખરી હાલના ઘણા લખકોના લેખોમા વિદ્વત્તા, કલા અને રસવૃત્તિના ઉચ્ચ અશો દાખલ થયેલા જેવામા આવે છે છતાં સ્ત્રીવર્ગની ઉન્નતિ થવી જોઇએ, તેમને યોગ્ય વાચન પુરૂ પાડવુ જોઇએ અને તેમને ગૃહિણી, માતા અને મિત્ર તરીકે વધારે યોગ્ય કરવી જોઈએ એવો આગ્રહ અને એ આગ્રહને બનતા યત્ને અમલમાં મૂકવાનો પ્રયાસ રા ભોગીન્દ્રરાવ જેવો અન્યથી નથી થતો એમ સ્પષ્ટ જણાય છે તે લખી બતાવતાં બીજાના પ્રયાસોની લેશ માત્ર અવગણના કરવાનો આશય નથી

મોહિની નામનું તેમનું પુસ્તક હમણા પ્રસિદ્ધ થયેલ છે તે વિષે લખતાં રા ભોગીન્દ્રરાવની સામાન્ય સેવા માટે બે શબ્દો કહ્યા મિસિસ હેન્રીવુડ નામની પ્રખ્યાત અંગ્રેજ સ્ત્રીલેખકના 'ડેન્સબરી હાઉસ નામના નૉવેલનું આ આપણા હિંદુ સસારને અનુકૂળ ભાષાન્તર છે અંગ્રેજી જીવન અને સમાજના ઘણા પ્રસગો અને રીત રીવાજો આપણા હિંદુ જીવન અને સમાજને અનુકૂળ આવતાં ન જ હોય એ કારણથી અથવા બીજા ગમે તે અન્ય કારણથી અંગ્રેજી નવલકથાનાં ભાષાન્તર વા રૂપાન્તર ગુજરાતીમાં ઘણા થયા નથી સ્વ કેખશરો કાબરાજી, મી૦ જહાંગીર મર્ઝબાન, બ ન કાબરાજી, રૂ હો મીસ્ત્રી વિગેરે પારસી લેખકોએ અનેક અંગ્રેજી નવલકથાઓના ભાષાન્તરો કર્યા છે પારસી સસાર ઘણે અશે અંગ્રેજ સસારને મળતો છે

[1] મોહિની મિસિસ હેન્રીવુડની 'ડેન્સબરી હાઉસ નામની નવલકથાનુ ભાષાન્તર લેખક –રા ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા બી એ પ્રસિદ્ધ કરનાર ઑકસફર્ડ યુનિવર્સીટી પ્રેસ, મુબાઇ કિંમત રૂ ૧ )

અને ઘણી મોટી ઉમ્મર સુધી સ્ત્રી અથવા પુરૂષની અવિવાહિત સ્થિતિ, પસંદગીથી જ લગ્ન, વગેરે બાબતો અગ્રેજ તેમ જ પારસી સસારને સામાન્ય છે તેથી પારસી ભાઇઓ જે સહેલા ઇથી અંગ્રેજી વસ્તુ માત્ર નામનો જ ફેરફાર કરી ગુજરાતીમાં લાવી શકે છે તે સરલતા હિંદુઓને નથી

મોહિની પ્રેમની ગુચવણવાળુ વા પ્રેમથી નિરાશ થયેલ જીવનના દુ ખદ પ્રસંગોથી ચિત રાયેલું નોવેલ નથી જે વ્યસન અગ્રેજ પ્રજામાં અતિશય કરૂણ પ્રસગો ઉત્પન્ન કરવામાં મુખ્ય સાધન રૂપ થયેલ છે તે દારૂના વ્યસનનાં દુષ્પરિણામ એક આ વાર્તામાં દર્શાવવામા આવેલ છે આપણા હિંદુ સસારને આ વાર્તા લાગુ પાડવા માટે દક્ષિણમાં વસતી પરણુ કોમનાં પાત્રો પસદ કરવામાં આવેલ છે—જે કોમમાં દારૂનુ વ્યસન એક શોખરૂપ મનાય છે અને સામાજીક રીવાજો પણ છૂટ વાળા છે પુરૂષ અથવા સ્ત્રી મ્હોટી ઉમ્મર સુધી અવિવાહિત રહે છે ઘણે ભાગે લગ્ન વરકન્યાની પસંદગીથી જ થાય છે કોઇ પ્રસગોમા માબાપની સમતિ ન સમજાય તો કદાચ કન્યા તેમનાથી છૂપી રીતે પણ લગ્નથી જોડાઇ જાય છે, વગેરે

પ્રસ્તુત કથામા લાનોલીમા વસનાર એક શ્રીમત પરણુકુટુમ્બ વર્ણવવામાં આવેલ છે વિનાયકરાવ નામના ગૃહસ્થની સુધા નામની ગુણી ગૃહિણીના યોગથી સુખી સ સાર છે સુધા સદ્ગુણી છે, ડાહી છે, નીતિમાન છે, વ્યસન તરફ તિરસ્કારથી જોનાર છે, વ્યસનીને કોઇ પણ ઉપાયથી સમજાવી વ્યસનથી છોડાવવા યત્ન કરનાર છે પણ એવા ભલાં અને ડાહ્યા નીતિમાન પાત્રોના જીવનકાળમાં ખરા સસારમાં પણ કોઇપણ જાતની આપત્તિઓ આવતી નથી તો એક કલ્પિત વાર્તામાં તે આવે એમ ન જ બને સુધાનુ મરણ દારૂપીધેલા દરવાનની કસુરથી થાય છે, અને આ એક બનાવ પછીથી વિનાયકરાવના સુખી સસારનો અત આવે છે ફરીથી વિનાયકરાવના જીવનમાં સુધાના સમયના શાન્તિ અને સુખ આવી શકતાં નથી

વાર્તાની નાયિકા મોહિની હવે આવે છે લગ્નની ગાંઠથી તે વિનાયકરાવ સાથે જોડાય છે અને જે ગૃહમાં નીતિ, સત્ય અને મિતતા પૂજાતાં ત્યાં દુર્વ્યસન, અહકાર, ક્રોધ, અનાચાર અને અવિચારીપણુ સ્થપાય છે અને એ સ્થાપનાથી સસારના સમગ્ર સુખનુ ઉચ્છેદન થાય છે સુધાનો જેમને થોડો પણ પરિચય થયેલ તે સિવાયનાં બધાં પાત્રોની બુદ્ધિમાત્રનો નાશ થાય છે મોહિની અને તેના મોટી ઉમ્મરના બન્ને પુત્રો માત્ર દુર્વ્યસનને શરૂઆતમા થોડાં પણ શરણ થયાં તેના પરિણામે વાર્તાના છેવટ ભાગસુધીમા નાશ પામે છે વિનાયકરાવ આ સ સારિક આપત્તિથી દબાઈ જઈ સ્વર્ગવાસી થાય છે, જો કે એ ભલા ગૃહસ્થમાં ગુણ અવગુણ પારખવાની

સૌભાગ્ય શિક્ષાબ્ધિ ભાગ ૨ રૂ ૧-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઇ

વૃત્તિ હમેશ સતેજ રહેલી છે જેમણે સુધાની શીખામણુ મોડેથી પણુ ગ્રહણુ કરી તેમને વિપત્તિઓનાં વ દળ તુટ્યા છતા પ ઠીથી અ તે થોડી શાન્તિ મળી છે અને તે સુધાનાં જ બે બાળકો ભદ્રા અને બાણુ છે બાણુના બાલ્યકાળમા જ સુધા સ્વર્ગવાસી થવાથી એ ભાઈ મોહિની' પાસે ઉછર્યો અને જરા દારૂપીવામાં કશો વાંધો નહિ એવી સાદી અજ્ઞ વાપરતા શીખ્યો તેને અનેક વિપત્તિ આવી પણુ અતે દારૂ મૂકવાથી સુખના દહાડા જોઈ શકશે માત્ર જય ત સુધાનો સૌથી મ્હોટો પુત્ર જે સદ્ગુણુ, નીતિ અને સયમની પ્રતિમા છે તેની બુદ્ધિ કોઈ દિવસ ફરી નથી, કોઇ વૃત્તિ કોઈ કાળે ડગી નથી અને તે સદ્ગુણ તથા સયમના પ્રતાપે પોતાની માતા સુધાના જીવનકાળમા ગૃહમાં જે શાન્તિ અને સુખનુ સામ્રાજ્ય હતુ તે તે સ્થાપી શકશે અને તેથી કઇક વધારે પણુ એટલે સુધાના અત કરણુના વિચારો પોતાના આશ્રયે રહેલ માણુસોમાં પણુ ઓછી સમજને લઈને જે કઈ અવગુણો હોય તે દૂર કરવાની તત્પરતા જયન્તને હાથે પાર પડે છે પોતાના નોકર ચાકર, કારખાનામા કામ કરનાર રોજગારીવાળાં મનુષ્યો, ન્હાના મ્હોટા સર્વ ગરીબ સ્ત્રીપુરૂષ જે કોઈ દુર્વ્યસનમાં સપડાયેલ હોય તેમાથી તેને મુક્ત કરવાનો પ્રયાસ કરતો જોઈએ છીએ અને એ પ્રયાસમાં સહાય રૂપ થનારી સહચરી મેળવતો તેને આપણે જોઈએ છીએ અને એ રીતે વાર્તા પૂરી થાય છે

દુનિયામાં વિપત્તિ છે, દુ ખ છે, અને મન દુખાય તેવા પ્રસગો આવવાના જીવનમાં ઘણા સંભવો છે, પરતુ ઉપરાઉપર એક જ પ્રકારનાં દુ ખદ દશ્યો અને તે પણુ એક જ દુર્વ્યસનને લીધે તેનું વર્ણુન વાચતાં મન કટાળે છે મજુર દારૂ પી પોતાના સર્વ સુખનો નાશ કરે છે, શેઠના પોતાના છોકરાઓ તો એટલી સારી સ્થિતિ હોવા છતાં માત્ર એ વ્યસથી જ પાયમાલ થાય છે, વકીલનો પુત્ર બાપની કીર્તિ એ વ્યસનથી જ ધૂળમા ગેળે છે, ડાકટરનો પુત્ર યુનીવર્સિટીની કેળવણી પામેલો એ વ્યસનના ભોગે બાપની કીર્તિ અને લક્ષ્મી ગુમાવી જુગારી થઈ ઘેરઘેર ભટકતો જોવામાં આવે છે અને મ્હોટો શ્રીમત તથા જમીનદાર જયન્તનો સહાધ્યાયી અને ભદ્રાનો પતિ એ પણુ એ જ વ્યસનમા નાશ પામવાની અણી ઉપર મૂકાયેલો દેખાય છે આખી વાર્તામાં એક જયન્ત અને વિનાયકરાવ સિવાય કોઈ પાત્રનું વર્ણુન એવુ નથી કે જે આપણે ખિન્ન થયા સિવાય વાંચીએ જયન્તનાં વિધવા કાકી અને તેમના ભાઈની બે કન્યાઓ એ ત્રણુ આ બધામા સદ્ગુણુ, મિતતા અને નીતિના આદર્શરૂપે તરી રહે છે

નીતિનિયમોનો ભગ માણુસનું અત કરણુ ભીરૂ બનાવવા બસ છે આપણા ગુજરાત કાઠી યાવાડમાં તદ્દન હલકા વર્ણ સીવાયનાં કુટુમ્બોમાં આ વ્યસન અને તજ્જન્ય અનીતિ ઉઘાડી રીતે આચરાતી જોવામાં આવતી નથી સરકારી રીપોર્ટ ઉપરથી દારૂની ખપત વધતી જતી

જોવામા આવે છે સમાજમા સુધારાને નામે કેટલાક વ્યસનો વધે છે તેને અંગે આ ઉદ્ભવ હશે અને અંગ્રેજો સાથે પારસી અને હિંદુ સૌ આ વ્યસનમાં સપડાના હશે એમ સામાન્ય માનવામા આવે છે ગમે તેમ હોય પણ એ વ્યસન વિનાશકારક છે અને તેનો વહેલો અટકાવ થાય તેમ વધારે ફાયદો છે એવી પ્રમાણિક બુદ્ધિથી થોડી સંસ્થાઓ અને વ્યક્તિઓ પ્રયાસ કરી રહેલ છે તેમા આ વ્યસનથી ઉત્પન્ન થતી અનહદ પાયમાલી દર્શાવનારું ચિત્ર રજુ કરી તે અટકાવવાનો પ્રયાસ કરવાના શુભ હેતુસર આ વાર્તા લખાઈ હોય પ્રકટ કરવામા આવેલી જાણવામા આવે છે લેખક અને પ્રકાશકના શુભ હેતુઓ સિદ્ધ થાય એવી સર્વ વાચકો આશા રાખે છે

રા ભોગીન્દ્રરાવની ભાષા શુદ્ધ ગુજરાતી છે કેટલાક નવા લેખકોની માફક અપરિચિત સસ્કૃત શબ્દો તેમનાં લખાણોમાં જોવામાં આવતા નથી ભાષાન્તર વખતે મૂળમાં ન હોય તેવી કેટલીક ખૂબીઓ મૂકવાની તેમની પદ્ધતિ છે અને તેવા ઘણા પ્રસગોએ તેમની અવલોકન શક્તિ બહુ સારી રીતે દેખાઈ આવે છે આ પુસ્તકમા પીઠાંના વર્ણનો, શેઠ નોકરના કેટલાક સબધો, પૈસાદાર લોકોની સતાનો તરફની નિષ્કાળજી વગેરે વર્ણનોમાં કેટલીક હમેશ નજરે પડતી સૂક્ષ્મ અને મ્હોટી બધી વાતો સારી રીતે ગોઠવી દીધેલી છે

જનસમાજમાં પતિત સ્થિતિ ભોગવનારની ઉન્નતિ કરવાની ઇચ્છા રાખનારને આ પુસ્તક માંથી અનેક માર્ગ મળશે. કેટલાં બધાં કુટુંબો માત્ર ગરીબી ભોગવતાં હોવાથી જ એક પછી બીજા એમ દુર્ગુણોમાં સપડાતા જાય છે અને તેમની દુર્દશાથી મુક્ત કરનાર કોઈ નહિ મળવાથી નાશ પામે છે તેનાં પણ આ પુસ્તકમાં ચિત્ર છે મુબાઈના અનેક ગીચ લત્તામા જે મજુરો રહે છે તેમનાં જીવન એ જીવન જ નથી સ્થળ, હવા, અજવાળુ, યોગ્ય સોબત અને સલાહ એ સર્વના સકોચમાં તેમનાં જીવન એકવાર પતિત થતાં અધમાધમ બનતાં જાય છે અને મનુષ્ય જાતનો આ કીમતી ખજાનો અકાળે નષ્ટ થાય છે

આ પુસ્તકના ગુણદોષનુ મિશ્ર અવલોકન કરતા સાહિત્યમાં આ પુસ્તકનુ સ્થાન શું છે તે વિચારવાનુ પણ જરુરીયાત છે અવનવા ભાવ, ઉચ્ચ કલ્પના, રસિક વાર્તાલાપ અને સુન્દર કળાના નમુનારૂપ કાવ્યો, નાટકો અને નવલકથાઓ સાથે સરખાવતા કથા શુ લાગશે ? કદાચ વાંચતાં અથવા વાંચી રહેતા માથુ ચડી આવશે છતાં સાહિત્યમાં તેને પણ સ્થાન છે બે ત્રણ વર્ષ ઉપર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ ‘ સામાજીક સેવાના સન્માર્ગ ’ એ નામનુ પુસ્તક પ્રસિદ્ધ કરાવ્યુ તે વખતે સમાજસેવાના એટલા બધા માર્ગો જનસમાજના શિક્ષિતવર્ગને બતાવવામા આવ્યા તથા પરિણામે આજે અનેક યુવાન-હૃદયોમાં સમાજસેવા કરવાના ઉચ્ચ વિચારો સ્થાપિત થયેલા છે

---

દુલા ગોકુળજી ઝાલા અને વેદાન્ત રૂ ૧-૪-૦ એન. એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ.

એ બધા માર્ગોમાંથી ગરીબ અને પઠાન વર્ગના લોકો જે વ્યસનોમા સપડાઈ પીડાતા હોય તેમને છૂટા કરવામાં ધનવાનો કેટલી બધી સહાય કરી શકે એ આ પુસ્તકમાથી ખાસ જણાઈ આવે છે એટલે માત્ર દિશા નહિ બતાવનારૂ પણ કાર્ય કરવાનુ ક્ષેત્ર ધનવાન અને ગરીબ લોકોમાં કેટલુ બધુ પડેલુ છે તેના વ્યવહારૂ ઉપાય કેવા લઈ શકાય તેનાં પણ ઉદાહરણ બતાવનાર તરીકે આ પુસ્તકનુ સ્થાન છે 'લાગણીપ્રધાન માણસો આવા Realistic Novel નો ખપ અથવા ઉપયોગ અને રસ શુ સમજે" એમ લોકસેવા અર્થે જીવન ગાળનાર એક ગૃહસ્થના ટપકાના શબ્દોથી મ્હને જણાય છે કે આ પુસ્તક એવા કામ કરનાર વર્ગને માર્ગદર્શક રૂપે પણ સહાયરૂપ થશે

અન્તે સારા કાગળ અને સારી છાપથી છપાયેલા આ પુસ્તકમાં પ્રુફ સુધારવાના દોષથી અનેક ભૂલો રહેલ છે તે બીજી આવૃત્તિ વખતે સુધારાશે તથા નામ લખવાના ઉપયોગમા આવે એટલા કારણસર પણ પુ ા ની એકાદ કોઈ પાનુ રાખવામા આવશે પૂંઠુ વધારે મજબૂત આપવામાં આવે તો પછી પુસ્તકની કિમ્મત એક રૂપિયો રાખવામાં આવેલ છે તે બસજ ગણાશે

---

# વર્તમાન ચર્ચા.

લેખક —ગ. મનસુખલાલ આત્મારામ માસ્ટર, બી એ, એલએલ બી

## ૧. સામ્રાજ્યપરિષદ્ અને હિન્દ.

સામ્રાજ્યપરિષદ્‌માં હિ દ તરફથી સરકારી પ્રતિનિધિ મોકલવા દેવાની બ્રિટિશ સરકારને વિનતિ કરવી એવો ઠરાવ ધી ઑનરેબલ મી શાસ્ત્રી વડીવારા સભામા ગયા માસમાં લાવ્યા હતા તે ઠરાવનો સરકારે સ્વીકાર કર્યો હતો, અને તે પ્રસગે નામદાર વાઇસરૉયે એક જાણવા જોગ ભાષણ કર્યું હતુ તેઓએ જણાવ્યુ હતુ કે ૧૮૮૭ મા નામ. ૨ મહારાણી વિક્ટોરીયાના જ્યુબિલી પ્રસગે સસ્થાનોના પ્રધાનો લન્ડનમાં હાજર થયા હતા અને તે વખતે સસ્થાનોની પરિષદ્ ભરવાના વિચારની કાર્યમાં સક્રાન્ત થઈ હતી ત્યાર પછી ૧૮૮૭, ૧૯૦૨, ૧૯૦૭ અને ૧૯૧૧ માં તે પરિષદ્ ભરાઈ હતી ૧૯૦૭ મા તે પરિષદે એક ઠરાવ કરી પોતાના સ્વરૂપમાં ફેરફાર કર્યો સસ્થાનોની પરિષદ્‌ને બદલે તે સામ્રાજ્યપરિષદ્ થઈ બ્રિટિશ રાજ્યના અને સસ્થાનોના રાજ્યના સામાન્ય હિતના પ્રશ્નો ઉપર વિચારોની આપ લે કરવી એ તેનો ઉદ્દેશ છે ઇગ્લડના વડા પ્રધાન સસ્થાનોના સેક્રેટરી ઑફ સ્ટેટ, તથા સસ્થાના પ્રધાનો તેના સભાસદ છે ગ્રેટબ્રિટનના વડા

---

સુભાષિત રત્નભાંડાગાર ૨ ૬-૮—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

પ્રધાન તેના પ્રમુખ છે હિન્દને આ પરિષદ્‌મા સ્થાન નથી હિન્દને આ પરિષદ્‌માં પ્રતિનિધિ મોકલવા દેવાનો હક આપવો કે નહિ તેનો નિર્ણય કરવાનું કામ આ પરિષદ્‌નું જ છે, અર્થાત્ હિન્દને પોતાના હકને માટે સસ્થાનોના પ્રધાનોની મુન્સફી પર જ લટકવાનુ છે પરિષદ્ સામ્રાજ્યની પણ હિન્દ સામ્રાજ્યમા ખરૂ કે નહિ? સસ્થાનોના પ્રધાનો હા કહે તો પરિષદ્‌મા આવવાનો હિન્દનો હક, નહિ તો સામ્રાજ્યની સેવા કરવાને હિન્દ લાયક છે ખરૂ પણ તેની સાથે સમાન બન્ધુ તરીકે સહકાર કરવાને તે યોગ્ય ક્યાંથી હોય? આનુ નામ ન્યાય

પણ ધારો કે હિન્દને પરિષદ્‌માં બેસવાનો હક મળે તો હિન્દ તરફથી તેમાં બેસે કોણ? નામદાર વાઇસરૉયે આ બાબત સ્પષ્ટ શબ્દોમાં કહી છે હિંદના પ્રતિનિધિ તરીકે સામ્રાજ્ય પરિષદ્‌માં હિન્દના સેક્રેટરી ઑફ સ્ટેટ તથા તેની અને વાઇસરૉયની સલાહથી નીમેલા એક કે બે હિંદમાં વસતા અથવા કામ કરતા અધિકારીઓ બેસી શકે અને સેક્રેટરી ઑફ સ્ટેટની ઇચ્છા અને રાજ્યનીતિ પ્રમાણે જ વિચારો દર્શાવે સામ્રાજ્યપરિષદ્‌માં હિન્દને સ્થાન મળે તેથી તે સામ્રાજ્યના કુટુમ્બનું એક સમાન અગ થયુ ગણાય તે લાગણીથી હિન્દને સતોષ થાય ખરો, પણ અધિકારીઓ જ હિન્દના પ્રતિનિધિ તરીકે જાય તો તેથી હિન્દને લાભ શો? હિંદની પ્રજાની ખરી લાગણીઓ, ભાવનાઓ અને હકો તેઓ દર્શાવી શકશે ખરા કે? જેમણે હિન્દમાં જ હિન્દીવાનોને પૂરતો ન્યાય આપ્યો નથી તે હિન્દીવાનોના હકો શુ રજુ કરશે? હમે તો જેમ શ્રીયુત બૅનરજીએ કહ્યુ છે તેમ ધારીએ છીએ કે સરકારી અધિકારીઓને પ્રતિનિધિ તરીકે મોકલવાથી લાભ કંઈ નથી જો લોકોના પ્રતિનિધિ તે પરિષદ્‌માં હોય તો જ કંઈક આશા છે પણ મુશ્કેલી એ છે કે સામ્રાજ્ય પરિષદ્ સરકારી અધિકારીઓની બનેલી છે તો પછી હિન્દ એકલું લોકોના પ્રતિનિધિને મોકલવાની માગણી શા માટે કરે? કારણ એટલું જ કે સસ્થાનોના પ્રધાનો લોકોના પ્રતિનિધિઓ છે અને તેથી તેઓના જ વિચાર દર્શાવે છે, જ્યારે હિન્દના અમલદારો હિન્દની પ્રજાના નહિ પણ સૅક્રેટરી ઑફ સ્ટેટના વિચારો જણાવશે સસ્થાનોના પ્રધાનો લોકોના સેવકો છે, હિન્દના અધિકારીઓ લોકોના ઉપરીઓ છે સામ્રાજ્યપરિષદ્‌માં બેસવાનો હિન્દને હક છે, પણ જ્યા સુધી લોકમતનો અવાજ એ જ અધિકારીઓનો અવાજ થયો નથી ત્યાસુધી અધિકારીઓના પ્રતિનિધિત્વથી લાભ થશે જૂજ છે—હાનિનો સભવ છે

પણ એ ઘણા આનન્દની વાત છે કે આ ઠરાવથી હિન્દને અણધાર્યે ઠેકાણેથી મિત્રો આવી મળ્યા છે કેનેડા સસ્થાનના પત્રોએ મુક્તકંઠે કહ્યુ છે કે હિન્દ સામ્રાજ્યપરિષદ્‌માં આવશે તો હમે તેને યોગ્ય આવકાર આપશુ એટલું જ નહિ પણ ઑટાવા ફ્રી પ્રેસ કહે છે કે હિન્દે યુદ્ધમાં જે સેવા બજાવી છે તેથી જ નહિ પણ શાન્તિના વર્ષોમા તેણે જે વર્તન રાખ્યુ છે તેથી પણ તે સામ્રાજ્યના કુટુમ્બના અન્ય કુટુમ્બીઓની સમાન થવાને હકદાર થયુ છે સસ્થાનોના આ

મિત્રભાવ માટે-બન્ધુભાવ માટે હિ દ તેમનો અત કરણપૂર્વક ઉપકાર માને છે હિન્દ ભૂતકાળમાં સસ્થાનો તરફથી પોતાને થયેલુ અપમાન ભૂલી જાય છે અને પોતાના પુત્રોએ ઓસ્ટ્રેલીયનો અને કેનેડીયનો સાથે રેડેલા રક્તમાંથી ઉત્પન્ન થયેલા નવા મીઠા સમ્બન્ધનો હર્ષપૂર્વક સ્વીકાર કરે છે

એ ઉપરાંત આ ઠરાવને પ્રસંગે હિંદનુ સ્ન્માન અને ગૌરવ વધે એવાં જે કેટલાક બીન સરકારી સભાસદો તરફથી ભાષણો થયાં હતાં તે પરમ સતોષની વાત છે 'હિન્દ સ્વરાજ્યને લાયક થયુ છે,' 'યુદ્ધ પછી હિન્દને સ્વરાજ્ય મળવુ જ જોઈએ' 'વિગ્રહ પછી હિન્દની રાજ્યનીતિમાં મોટો ફેરફાર કરવાની જરૂર છે,' આવા વિચારો વડી ધારા સભામા આપણા દેશભક્તોએ સ્પષ્ટ શબ્દોમાં દર્શાવ્યા હતા, અને તે સર્વમાં ધી ઑનરેબલ મી ચીમનલાલ સેતલવાડના વિચારો ઘણા અર્થ ગભીર હોવાથી તે અત્ર ઉતારીશુ તેઓએ કહ્યું હતુ —

'ઇંગ્લડ, ફ્રાન્સ, રૂશીયા અને તેના મિત્રો સાથે યુરોપની ભૂમિ ઉપર સ્વતન્ત્રતાને માટે હિન્દ પોતાનુ રક્ત રેડી રહ્યુ છે અને તેથી તે પોતાની માતૃભૂમિમા સ્વતન્ત્રતા મેળવાની જ આશા રાખશે હુ આશા રાખુ છુ કે જ્યારે લડાઈ પૂરી થશે અને બધી વસ્તુઓની નવી વ્યવસ્થા કરવાનો પ્રસગ આવશે ત્યારે હિન્દની રાજ્યનીતિમા એવો ફેરફાર થશે કે તેને સામ્રાજ્યની અદર સ્વરાજ્ય મળશે હિન્દ જે માગે છે તે એ જ છે કે પ્રજાની મારફતે અને પ્રજાને હાથે જ પ્રજાનુ રાજ્ય ચલાવવુ

મી સેતલવાડે આ ભાષણથી દેશની અને ખાસ કરીને મુબઇની મોટી સેવા કરી છે અને તે માટે હમે તેમને અભિનદન આપીએ છીએ

## ૨ હોમરૂલ લીગ.

ગયા માસમાં 'હિન્દ સ્વરાજ્યને લાયક છે,' વિગ્રહ પછી 'હિંદને સ્વરાજ્ય મળવુ જોઈ એ' એવી દેશભક્તિના પડઘા મુબાઈમાં તેમ જ શીમલામા સભળાયા હતા તે વિચારને લોકો ઉત્સાહથી વધાવી લેતા હતા એટલામાં ન્યુ ઈંડીયાના તા ૨૫ મીના અકમાં મિસિસ બેસન્ટે હિન્દ માટે હોમરૂલ લીગની યોજના પ્રકટ કરી બ્રિટિશ સરકાર પાસે હિન્દ માટે હોમરૂલ માગવુ એ જ તેનો એકનો ઉદ્દેશ છે કૉંગ્રેસથી જૂદા પડીને તે કામ કરવા નથી માગતુ, કૉંગ્રેસની સહીયર થઈને તે કાર્ય કરશે સામ્રાજ્યમા સ્વરાજ્યની યોજના કૉંગ્રેસ ઘડશે લીગ તે યોજના વિષે લોકમત કેળવશે લોકોમાં તેનો પ્રચાર કરશે કૉંગ્રેસની માફક તે પણ કાયદેસર લડત જ ચલાવશે હિંદના મહાન્ દેશભક્ત દાદાભાઈ નવરોજજીએ ચોક્કસ સરતોએ લીગના પ્રમુખ થવાનું સ્વીકાર્યું છે સર સુબ્રહ્મણ્ય આયરને હિન્દી વિભાગના પ્રમુખ થવાની વિનતિ કરવામાં આવી છે, અને સર

વિલિયમ વેડરબર્નને ઈંગ્લાંડના વિભાગના અધ્યક્ષ થવાને આમંત્રણ કર્યું છે એમ કહેવાય છે કે મોટે ભાગે આ વિચાર સર વિલિયમ વેડરબર્નની મહેનતનું પરિણામ છે આ લીગના નિયમો અને બંધારણનું સ્વરૂપ નક્કી કરવાને માટે કૉંગ્રેસ આ વર્ષે ભરાય તે પૂર્વે કૉંગ્રેસ અને મુસ્લીમ લીગના આગેવાનોની એક કૉન્ફરન્સ અને બોલાવવાનું મિસિસ બેસન્ટે નક્કી કર્યું છે ત્યાં સુધી ઉપલી કૉન્ફરન્સ પોતાનું કામ કરી નહિ રહે ત્યાં સુધી કોઈને પણ લીગના સભાસદ તરીકે સ્વીકારવામાં નહિ આવશે એમ મિસિસ બેસન્ટે જણાવ્યું છે

કૉંગ્રેસના હિમાયતી બૉમ્બે ક્રૉનીકલે આ યોજના વિષે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી, તેમ જ એ યોજના પ્રકટ પણ કરી નથી તે ઉપરથી આપણને અનુમાન કરવાને કારણ મળે છે કે રાજાબાઈ ટાવરની સામેની સિંહની દરબારને આ યોજના રૂચી નહિ હશે હમને હમારા નેતાઓ માટે માન છે તેઓની દેશભક્તિ માટે હમને શ્રદ્ધા છે પણ તેઓનું મૌન હમને સાલે છે તેઓથી ભિન્ન સુર કહાડતાં હમારૂં દીલ દુખાય છે' કેટલાકો કહે છે યુવકોને અનુભવ નથી, રાજ્યનીતિની ઉંડી સમજ નથી, મિસિસ બેસન્ટની જીવનકથાનું રહસ્ય તેઓ સમજ્યા નથી, તેની વાગ્જાળની મોહિનીમાં તેઓ પોતાની વિચારશક્તિ અને તુલનાશક્તિ ખોઇ બેઠા છે ધારો કે આ વાત સત્ય હોય–હમે તે સ્વીકારવાની ના પાડીયે છીએ–તો તેમાં દોષ કોનો ? બીનઅનુભવી યુવકોનો કે સમજુ અને શાણા વડીલોનો ? અત્યારે દેશમાં પ્રબળ ભાવનાઓનાં મોજાં ઉછળી રહ્યાં છે પ્રભાત થઈ ગયું હોય, સવારના સૂર્યના કિરણો થોડાં થોડાં નીકળ્યા હોય તો યે હજી તો રાત જ છે એમ કહી નિદ્રાવશ થવાનું કોને પાલવે ? યુવકોને પાસે બેસાડી તેમની ભૂલો સમભાવથી બતાવી દેશસેવાના કાર્યને માટે પ્રોત્સાહન અર્પનારા હમારા વડીલો કેટલાં છે ? પ્રશ્ન એ છે કે આવા લીગની જરૂર છે કે નહિ ? અત્યારે સમય એવો આવ્યો છે કે દેશમાં સ્વરાજ્યની ભાવનાનો બને તેટલો પ્રચાર કરવાની જરૂર છે લીગ જેવી સસ્થા હોય તો તે કામ સુન્દર રીતે કરી શકે મિસિસ બેસન્ટની વિવેકશક્તિ માટે માન હો કે ન હો, પણ લીગનું બંધારણ અને નિયમો તો કૉંગ્રેસ અને મુસ્લીમ લીગના આગેવાનો એ જ નક્કી કરવાનાં છે તો પછી આ લીગ તરફ આટલી બધી ઉદાસીનતા શા માટે ? ભય માત્ર એટલો જ છે કે ઉદ્દામો આ લીગમાં જોડાય તો પછી કૉંગ્રેસ અને લીગને કેમ બને ? તેનો તોડ કહાડવાનું કામ મુંબાઇમાં મળનારી કૉન્ફરન્સનું છે આપણી શક્તિઓમાં આપણને વિશ્વાસ ક્યારે આવશે ? સરનાયક રાજ્યનીતિ મુશ્કેલીઓ દૂર કરવામાં છે, નહિ કે તેને વધારવામાં લીગ કેવા નિયમો રચે છે અને કેવું બંધારણ બાંધે છે તેની હમે આતુરતાથી રાહ જોઈએ છિએ

---

"સમાલોચક" નો

# કૉંગ્રેસ અંક.

આવતા ડીસેમ્બર માસની છેવટની તારીખોમા મુમ્બાઇખાતે ધી ઈન્ડીઅન નેશનલ કૉંગ્રેસની એક બેઠક ભરાવાની છે તે પ્રસંગનો લાભ લઈ અમે કૉંગ્રેસના અંક તરીકે ડીસેમ્બરનો અંક પ્રસિદ્ધ કરીશું.

## આ 'કૉંગ્રેસ' અંક માં

ગુજરાતના આપણા જાણીતા અનેક લેખકોના હાથથી કૉંગ્રેસ સમ્બન્ધમાં લખાયલા ઉત્તમ નિબંધો, અનેક સુંદર વાર્તાઓ અને હૃદયંગમ કાવ્યો પ્રગટ થશે,

ઉપરાંત

કૉંગ્રેસના કુશળ કાર્યકર્તાઓ અને નેતાઓ, અમારા બહોળા લેખકવર્ગની છબીઓ, તેમજ બીજા અનેક સુંદર ચિત્રો પ્રગટ કરવામાં આવશે

વળી

આ અંકનુ કદ હમેશ કરતાં

બેવડુ થશે

અને

કવર આર્ટ પેપર ઉપર જ છપાશે

આ અંક

ડીસેમ્બર માસની શરૂઆતમાં બહાર પડશે

અને

૧૯૧૫ નુ જે ગ્રાહકબન્ધુઓનુ લવાજમ પુરેપુરૂં વસુલ થયુ હશે તેમને જ આ અંક મળી શકશે

અગાઉથી પૈસા મોકલી નામ નોંધાવો.

છુટક અંકની કિંમત આઠ આના, પોસ્ટેજ માફ.

વ્યવસ્થાપક, "સમાલોચક"—મુમ્બાઈ નં.ર



सर फिरोजशाह महेता, के सी आई ई.

जन्म ४ आगष्ट १८४५ [illegible] नवम्बर १९१५

# સર ફીરોઝશાહ મહેતા.

*He (Sir Pherozeshah) therefore, took this opportunity to advise his friends around him that the time had come when it was impossible to hold aloof from political deliberations in respect of their country, and that men of all castes, creeds and communities should put their shoulders to the wheel in common with all the nationalities of the great country and drowning all their differences of race and religion should endeavour to regenerate the country which boasted in ages gone-by of such great and glorious traditions*

સર ફીરોઝશાહ મહેતા—પડ્યા! હિંદુસ્થાનનો એક અડગ સ્તંભ પડ્યો! સરકારનો સાચો સલાહકાર ગયો, પ્રજાનો નિર્ભય છતાં શાણો, વીર છતાં સૌમ્ય અને સાત્વિક, નાયકશિરોમણિ ગયો! મુંબઈના તાજવિનાના રાજાનો 'સત્તા' વિનાનો પણ અસાધારણ શક્તિવાળો અમલ આજે સ્મરણાવશેષ થયો. 'રાજમાર્ગ ટાવર સામેનો 'સિંહનો' દરબાર આજે સૂનો પડ્યો, અને એ સિંહરાજની વીરહાક સદાને માટે નષ્ટ થઈ! હિન્દુસ્થાનના અને ખાસ કરીને મુંબઈના, ગર્જપરણભૂમિના સરદારોનો અપરાજિત અને અજય્ય અધિરાજ ખરી અણીને વખતે ગુમ થયો! હજી તો ગોખલેની ચિતા બળે છે, સર હેન્રી કૉટનનું પાયદસ્ત પણ થયું નથી તે પહેલાં સર ફીરોઝશાહ જેવા પાકા અનુભવી, આગ્રહી, પ્રતાપી અને સાચા સુકાનીના પરલોકવાસથી હિન્દુસ્થાનની પ્રજા અત્યારે મોટી આફતમાં આવી પડી છે, દુઃખમાં ડુબાડુબ છે, અને શોકથી દિગ્મૂઢ થઈ ગઈ છે. હિન્દુસ્થાનને માથે આજકાલ કોઈ ભયંકર વિષમતા ઉપસ્થિત થતી જતી હોય તેવો ભાસ થાય છે અને તેમાં કેવું ગંભીર અનિષ્ટ સમાયલું હશે તેને માટે આખી પ્રજા મહા ચિંતામાં પડી છે. પરંતુ સર ફીરોઝશાહ પાકી વયે ગયા છે, છેલ્લા બે ત્રણ માસના અવર્ણનીય કષ્ટમાંથી મૃત્યુએ એમને છૂટા કર્યા છે, અને હિન્દુસ્થાનને માટે એઓ એટલું બધું કરી ગયા છે, અને એમનું અમર દૃષ્ટાંત ભવિષ્યમાં એટલું બધું કરવાનું સામર્થ્ય ધરાવે છે કે આ મહાશોકની ક્ષણમાં પણ, મનુષ્યજીવનની અને મનુષ્યસામર્થ્યની મર્યાદાનું સ્મરણ કરતાં, આપણા

જનસમાજમાં સ્થાયી ન કરવાને ઇરાદે, રાજ્યપ્રબન્ધદ્વારા અન્યોન્યની ફરજો નિર્ણીત કરી પાશવ જીવનથી ઉત્પન્ન થતી વિષમતાઓને અંકુશમાં રાખવાને યત્નો થાય છે અને મોટાં સામાજ્યોના જીવનમાં પણ પાશવધર્મને ગૌણ કરવા અને પરત્વાભિમુખ્યજીવનનો સત્કાર કરવા Internationalism નો સિદ્ધાન્ત અને હેગ કોન્ફરન્સ વગેરેની યોજનાઓનો ઉદ્ભવ આપણે જોઈએ છીએ

'વ્યક્તિ' નું મહત્ત્વ જેમ હવે 'સમુદાય'ની અપેક્ષાએ ગૌણ થતું જાય છે, તેમ 'સ્વાતંત્ર્ય' પણ સમુદાયહિતને અર્થ સુમતા અંકુશની મર્યાદા સ્વીકારતું થયું છે, એ ઉપરની હકીકતથી સ્પષ્ટ સમજાય છે હાલમાં મી હેલ્ડેનની સૈન્યયોજનાના સબંધમાં વિવેચન કરતાં લૉર્ડ ઇશ્વરે ઉચ્ચારો કર્યાં છે તે પ્રમાણે નવા યુગની પ્રવર્તક શક્તિ સ્વેચ્છા નહી પણ સમુદાય-ઇચ્છા થશે, અને વિવિધ રીતે પોતાનું સસ્થાપન કરતી તમોમયી અહમહમિકા જનકલ્યાણને અનુસરતી દણ્ડશક્તિ (coersion) થી પરાભવ પામશે

ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી એ એલએલ. બી

---

# હિન્દુ યુનિવર્સિટી.

લેખક—રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી એ, એલએલ બી

આ વર્ષની તારીખ ૧ લી ઑક્ટોબર હિન્દના શિક્ષણના ઇતિહાસમાં ચિરસ્મરણીય રહેશે, કારણ કે તે દિવસે હિન્દુ યુનિવર્સિટી બિલ આખરે મંજુર કરી ત્હેને હિન્દુ યુનિવર્સિટી ઍક્ટનું સ્વરૂપ આપી હિન્દની સરકારે હિંદીવાનોનો પોતાનાં સન્તાનોના શિક્ષણનો સ્વતન્ત્ર વહીવટ કરવાનો હક પ્હેલી જ વાર સ્વીકાર્યો અમુક મર્યાદાઓમાં રહીને પોતાના કાર્યો પોતાની મેળે કરવાનો સ્વાભાવિક અમુલ્ય હક હિન્દીવાનો જીવનની સર્વ દિશાઓમાં માગે છે, કારણ કે તેઓ દૃઢતાથી માને છે કે આત્મશાસન વિના કોઈ પ્રજાનો સાચો અને સ્થાયી ઉદ્ધાર સભવતો નથી પોતાની વિદ્યમાન પરિસ્થિતિની મર્યાદાઓ હિન્દીવાનો સંપૂર્ણ રીતે સમજે છે, અને પોતાના અન્તિમ સાધ્યની સિદ્ધિ માટે અનહદ પરિશ્રમ આવશ્યક છે એ વાતનું ત્હેમને સંપૂર્ણ ભાન છે પર તુ પોતાનું પ્રાજાકીય અન્તિમ સાધ્ય તેઓ પોતાના દેશબંધુઓની તેમ જ અન્ય પ્રજાઓની સમક્ષ સ્પષ્ટ રીતે હિમ્મતથી મૂકવા માગે છે અને તે સાધ્યની સિદ્ધિને પન્થે ક્રમે ક્રમે પ્રગતિ કરવાનો પોતાનો આગ્રહ તેઓ જાહેર કરવા ઇચ્છે છે આ પ્રસગને અમ્હે જે મહત્ત્વ આપીએ છિએ ત્હેનું એક કારણ એ છે કે શિક્ષણના ઉદ્દેશોમાં અને શિક્ષણના વહીવટમાં જ

મહાન પરિવર્તન થવાની જરૂર છે ત્હેનો આ પ્રથમ હપતો છે, અને અમ્હે આશા રાખીએ છિએ કે ધીમે ધીમે આવા અનેક હપતાઓ મેળવી અ તે " શિક્ષણ સંબંધી સ્વરાજ્ય " ભોગવવા હિ દીવાનો ભાગ્યશાળી થશે હિન્દુ યુનિવર્સિટી એ હવે તરંગીઓનો તરંગ માત્ર નથી, પરન્તુ તે અલ્પ સમયમાં એક મૂર્તિમન્ત વ્યાવહારિક કાર્ય બનશે મૅહોમેડન યુનિવર્સિટીના સંબન્ધમાં પણ એવું કહી શકવાનો સમય સત્વર આવે એમ અમ્હે અન્તઃકરણપૂર્વક ઇચ્છીએ છિએ,

આ પ્રસંગે હિન્દુ યુનિવર્સિટીની યોજનાનું સંક્ષિપ્ત સિંહાવલોકન અસ્થાને નહિં ગણાય એમ અમ્હે ધારીએ છિએ પાશ્ચાત્ય શિક્ષણથી હિન્દીવાનોને થયેલા લાભો ન્યૂનાધિક અંશે સર્વે કોઈ સ્વીકારે છે, પર તુ ત્હેનું અન્તિમ મૂલ્ય આંકવામા મતભેદ ઘણો છે એમ અને વધતો જતો પક્ષ એમ માને છે કે એક પ્રજાનાં સન્તાનોનુ શિક્ષણ જુદી જ સંસ્કૃતિવાળી વિદેશી પ્રજાના હાથમાં મ્હોટે ભાગે હોય એ સ્થિતિ અસ્વાભાવિક અને અનિષ્ટ છે, અને કોઇપણ સ્વમાનવાળી પ્રજા એવી પરાધીનતા લાંબો સમય સહી શકે જ નહિ પાશ્ચાત્ય શિક્ષણના લાભો સ્વીકારવા છતા તે સમ્બન્ધમાં જે ઊંડો અસંતોષ હિન્દીવાનોના મ્હોટા ભાગમા નજર પડે છે ત્હેના મૂળ આ સ્વાભાવિક સત્યમાં સમાયલાં છે દીર્ઘદૃષ્ટિવાળા અને સાચી દેશભક્તિવાળા કેટલાક હિ દીવાનો સ્વતન્ત્ર શિક્ષણ સંસ્થાઓ સ્થાપવાના જે અનેક ન્હાનામ્હોટા પ્રયત્નો સ્તુત્ય સ્વાર્થત્યાગથી યથાશક્તિ કરતા રહ્યા છે તે આ ઊંડી સમજથી જ. જ્યાં શિક્ષણના ઉદ્દેશો અને શિક્ષણની પદ્ધતિમાં પરિસ્થિતિનાં દુર્ભેદ્ય બંધનોથી ભેદ થઈ શકયો નથી ત્યાં પણ વહીવટ મ્હોટે ભાગે હિન્દીવાનોના હાથમા રાખવાના સૂચક પ્રયત્નો કરવામાં આવ્યા છે દયાનન્દ ઍંગ્લોવેદિક કૉલેજ, સેંટ્રલ હિન્દુ કૉલેજ, ફર્ગ્યુસન કૉલેજ, અલીગઢ કૉલેજ વગેરે શિક્ષણસંસ્થાઓ આ પ્રકારના પ્રયાસો છે, જ્યારે આર્યસમાજનાં ગુરૂકુલો એથી જુદા પ્રકારના પ્રયાસો છે હિન્દુસ્તાન દેશના શિક્ષણના મહાપ્રશ્નનુ નિરાકરણ કરવામાં આ બધા પ્રયાસો ભિન્ન ભિન્ન પ્રયોગો સમાન છે વચ્ચે નૅશનલ યુનિવર્સિટી ઉત્પન્ન કરવાનો જે પ્રયાસ બંગાળા તરફ થતા માંડયો હતો તે પણ એવી સમજથી જ કે જ્યા સુધી શિક્ષણનુ કાર્ય હિન્દીવાનો પોતાના હાથમા લેશે નહિ ત્યાંસુધી શિક્ષણના મહાપ્રશ્નનુ સંતોષકારક સમાધાન સંભવિત નથી તે પ્રયાસ અનેક કારણોથી સફળ થઈ શકયો નથી દરમ્યાન, મૅહોમેડન યુનિવર્સિટીની અને હિન્દુ યુનિવર્સિટીની યોજનાઓ રજુ કરવામા આવી આ યોજનાઓમાં માત્ર શિક્ષણના વહીવટની સત્તાના તત્ત્વ ઉપરાંત બીજા ત્રણ તત્ત્વો હાજર હતાં. પ્રથમ તત્ત્વ ધર્મ અને નીતિના વિષયોને શિક્ષણક્રમમા સ્થાન આપવાનું હતુ હાલનુ શિક્ષણ કેવલ ઐહિક (Secular) છે, અને તેથી સંપૂર્ણ મનુષ્યત્વ વિકસાવવા અસમર્થ છે આધ્યાત્મિક જ્ઞાન વિનાનુ શિક્ષણ અધુરૂ છે બીજું તત્ત્વ જાતીય સાહિત્ય, સંસ્કૃતિ (Civi

lization ) અને સસ્કારિતા ( Culture ) એ ત્રણને શિક્ષણમાં સ્થાન આપવાનુ હતું હાલનું શિક્ષણ પ્રજાકીય વ્યક્તિત્વને વિનષ્ટ કરનાર ( Denationalizing ) છે 'દરેક જાતિનાં સન્તાનોને પોતાનાં જાતીય સાહિત્ય, સસ્કૃતિ અને સસ્કારિતાનો પરિચય હોવો જ જોઈએ ત્રીજું તત્ત્વ યુનિવર્સિટીને અગે વિદ્યાર્થીઓના નિવાસની અને વિદ્યાર્થીઓના શિક્ષણની વ્યવસ્થા કરવાનુ હતુ યુરોપની મ્હોટી સુપ્રસિદ્ધ યુનિવર્સિટીઓ તે પ્રકારની છે, જ્યારે હિન્દની યુનિવર્સિટીઓ માત્ર પરીક્ષાઓ લેનાર અને પદવીઓ આપનાર સસ્થાઓ જ છે સક્ષેપમાં નીચેનાં ચાર વિશેષ લક્ષણોથી મૅહોમેડન અને હિન્દુ યુનિવર્સિટીઓ હાલની યુનિવર્સિટીઓ કરતાં જુદી પડશે એમ ત્હેમના પ્રવર્તકોનું કહેવુ હતુ —

(૧) ધર્મ અને નીતિના શિક્ષણનો સમાવેશ

(૨) જાતીય સાહિત્ય, સસ્કૃતિ અને અને સસ્કારિતાના પરિચયનુ પ્રાધાન્ય

(૩) વિદ્યાર્થીઓના નિવાસ અને શિક્ષણની યુનિવર્સિટીને અગે જ વ્યવસ્થા ( Residential and teaching University )

(૪) સ્વજાતીય, સ્વધર્મી અને સ્વદેશી અગ્રેસરોનો મ્હોટે ભાગે વહીવટ

આ યોજનાઓ સમ ધર્મી હિન્દીવાનોમાં જ ઘણો મતભેદ પડ્યો આ યોજનાઓ સ્હામે મ્હોટામાં મ્હોટી ટીકા એ કરવામાં આવી કે ધાર્મિક અને જાતીય ભેદભાવ કે જે ભૂલાઈ જવાં જોઈએ ત્હેમની વૃદ્ધિ થશે અને પરિણામે રાષ્ટ્રીય એકતા (National Unity) અશક્ય બનશે હિન્દુસ્તાનના વતનીઓમાં જાતિ, ધર્મ, ભાષા, પ્રાન્ત વગેરેના જે અસખ્ય ભેદો છે ત્હેમનુ ઉન્મૂલન થાય તો તે રાષ્ટ્રીય એકતા માટે ઉત્તમ છે, અને ત્હેમનુ ઉન્મૂલન વિકટ અથવા અશક્ય હોય તો ત્હેમનું વિસ્મરણ તો થવુ જ જોઈએ આવી યોજનાઓ તો ' ઉલટા તે ભેદોને જાગૃત કરશે અને રાષ્ટ્રીય અભેદને અશક્ય બનાવશે યોજનાના પક્ષકારોનો ઉત્તર એ હતો કે રાષ્ટ્રીય અભેદની ભાવના ઉપર ખાસ ભાર દેવાના આવશે અને ત્હેને વિશેષ પ્રાધાન્ય આપવામાં આવશે રાષ્ટ્રીય એકતાની ભાવનાના સ્વીકારને અગે જાતીય વિસ્મરણ કે ઉન્મૂલન આવશ્યક જ છે એમ નથી શતકોએ પાડેલા ભેદો મનુષ્યોની ખાલી શુભેચ્છાઓથી ભૂલાઈ જતા નથી વિદ્યમાન ભેદોની નોંધ લઈ ત્હેમનો હાલમાં આવશ્યક રાષ્ટ્રીય અભેદની ભાવનાની સાથે સમન્વય કરવો એ આપણું કર્તવ્ય છે અને તેમ કરવા આ યોજનાઓના પ્રવર્તકો બનતો પ્રયાસ કરશે અનેક રગોનુ સમિશ્રણ જેમ સૂર્યનું શ્વેત કિરણ બનાવે છે તેમ અનેક ભેદોપભેદોનો સમન્વય રાષ્ટ્રીય એકતામાં પરિણમશે હિન્દુસ્તાનમા

રાષ્ટ્રીય એકતા થશે તે આવા સમન્વયથી થશે, વિદ્યમાન ભેદોના સર્વાંશી ઉન્મૂલનથી નહિ. સક્ષેપમાં, રાષ્ટ્રીય એકતામાં વિઘ્નરૂપ થવાનો ભય આવે ન પડે તે માટે યોગ્ય સાવધતા રાખવામાં આવશે અને તે માટે ઘટતા ઉપાયો યોજવામાં આવશે, એટલું જ નહિ, પરન્તુ રાષ્ટ્રીય એકતાની ભાવના પોષાય એવા સંવિશેષ પ્રયત્નો કરવામાં આવશે મૅહોમેડન અને હિંદુ યુનિવર્સિટીઓ વચ્ચે પરસ્પર સદ્‌ભાવ છે એમ જતાવવા મૅહોમેડન નેતા નામદાર આગાખાને હિન્દુ યુનીવર્સિટીના ફંડમાં મ્હોટી રકમ ભરી છે અને હિંદુ નેતા દર્ભંગાના મહારાજાએ મૅહોમેડન યુનિવર્સિટીના ફંડમાં મ્હોટી રકમ ભરી છે

દેશના લોકોનો સદ્‌ભાવ સંપાદન કરવા ઉપરાંત આ યોજનાઓના પ્રવર્તકોનું બીજુ મુખ્ય કર્તવ્ય સરકારની સંમતિ પ્રાપ્ત કરવાનુ હતુ આ કામ જેવી તેવી મુશ્કેલીઓવાળું ન્હોતુ અને વચ્ચે વચ્ચે અત્યંત અસંતોષ અને નિરાશા ઉત્પન્ન કરે એવા પત્રવ્યવહારો ચાલ્યા છતાં અન્તે સરકાર અને લોકનાયકો સમાધાન ઉપર આવી શકયા અને હિન્દુ યુનિવર્સિટી ઍક્ટ પસાર થઈ શક્યો તે માટે બન્ને પક્ષોને અભિનંદન ઘટે છે અમુક રકમ એકત્ર થાય તો જ સરકાર સંમતિ આપવી કે નહિ ત્હેનો વિચાર કરે એ સરતને પરિણામે હિન્દુ યુનિવર્સિટીને માટે પંડિત મદન મોહન માલવીય અને શ્રીમાન્ દર્ભંગાના મહારાજાએ સમગ્ર હિંદુસ્તાનમાં પ્રવાસ કર્યો અને પૂરતી રકમ મેળવી આ સંબંધમાં એક પાસથી હિન્દુ રાજાઓ, હિન્દુ ધનિકો અને સમસ્ત હિંદુ પ્રજાએ જે હોંસથી યોજનાને આશ્રય આપ્યો છે તે માટે ત્હેમને અભિનંદન ઘટે છે, તેમ બીજી પાસથી પંડિત મદન મોહન માલવીય, શ્રીમાન્ દર્ભંગાના મહારાજા, અને શ્રીમતી ઍની બેસંટને પણ તેઓએ કરેલા અનહદ પરિશ્રમ માટે અભિનન્દન ઘટે છે સરકારની સાથેના પત્રવ્યવહારને અગે હિન્દુ યુનિવર્સિટીની મૂળ યોજનામાં ફેરફારો કરવા પડશે એમ તો સર્વ કોઈ ધારતું હતુ, પરન્તુ બે મ્હોટા ફેરફારો માટે અસંતોષ થયા વગર રહેતો નથી. એક મ્હોટો અને લગભગ મૌલિક (radical) ફેરફાર એ છે કે હિન્દુ યુનિવર્સિટીને સમસ્ત હિન્દુસ્તાનની સંસ્થા ન ગણવી, પરન્તુ માત્ર બનારસની સ્થાનિક સંસ્થા ગણવી હિન્દુ યુનિવર્સિટીના પ્રદેશની આવી મર્યાદાથી ત્હેની પ્રતિષ્ઠામાં, ઉપયોગિતામાં અને સત્તામાં ઘણી ન્યૂનતા થશે એવી અમને ભીતિ છે બીજો મ્હોટો ફેરફાર તે વિઝિટર તરીકે સંયુક્ત પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નરને આપવામાં આવેલી લગભગ અનિયન્ત્રિત સત્તા છે આવી મહાન સંસ્થાનુ નિયન્ત્રણ વાઇસરૉયે પોતાના હાથમાં રાખ્યું હોત તો યુનિવર્સિટીની પ્રતિષ્ઠા બહુ ઓછી ન થાત પરન્તુ જે થયુ તે ખરૂં હિન્દુ યુનિવર્સિટી એ જેમ હિન્દીવાનોની એક મ્હોટામા મ્હોટી યોજના છે તેમ તેવી લોકયોજનાને મૂર્ત સ્વરૂપ આપવાની વિકટતાના સજીવ દૃષ્ટાંતરૂપે તે રહેશે

અન્તમાં, અમ્હારે હિન્દુ બન્ધુઓને અને ખાસ કરીને હિન્દુ યુનિવર્સિટીના અગ્રેસરોને એક નમ્ર વિજ્ઞપ્તિ કરવાની છે તે એ છે કે હિન્દુ યુનિવર્સિટીના સમ્બધમાં જે વિચારભેદ હોય તે હવે શમાવી હિન્દુ યુનિવર્સિટીની યોજના સફલ કેમ થાય તે જ વિચારને પ્રાધાન્ય આપવાની આવશ્યકતા છે આપણી સમસ્ત હિન્દુ જાતિ કસોટી ઉપર ચ્હડી છે હિન્દુ યુનિવર્સિટીની સફલતા એ હિન્દુ જાતિની સજીવતાની સચોટ સાબિતી થશે અને તેથી નવી શ્રદ્ધા તથા નવી આશા સંપાદન કરી હિન્દુ સમાજ પોતાની પ્રતિષ્ઠામાં વૃદ્ધિ કરવા સમર્થ થશે હિન્દુઓ ! કસોટીએ ચ્હડયા છો, અણીશુદ્ધ વિજયી નીવડો એટલી જ પરમેશ્વર પ્રતિ પ્રાર્થના છે

---

# કવી–લીના પત્રો.

લેખક—રા. મોહનલાલ મગનલાલ દેસાઈ, બી એ, એલએલ, બી

( અનુસંધાન પૃષ્ઠ ૪૧૯ )

પત્ર છઠો.

મારા વ્હાલા,

"સ્ત્રીજાતીમાં પાચ મુખ્ય ખામીઓ છે —૧ અજાગતાપણુ, ૨ અસંતોષ, ૩ નિંદા, ૪. અદેખાઈ, અને ૫ મૂર્ખતા સૌથી ખરાબ અને અને બધી ખામીઓનુ મૂળ મૂર્ખતા, છે"

આ વાત શુ તને ખરી નથી લાગતી ? જ્યારથી ઘરમા નવી વહુ આવી છે, ત્યારથી અત્રે બધુ સુમસામ્ય થઈ પડયુ છે "કકાસ" એટને "એક જ ઘરમાં બે બૈરાંઓ," અને હું તો એમ ધારૂ છુ કે જે ડાહ્યા પુરૂષે આ અર્થ શોધી કાઢયો છે તેને બહુ મોંઘી કીંમતે એ મળ્યો હશે વખતે તેના ઘરમાં પણ વહુવારૂ તો હશે જ

તે બધુ છતાં પણ, લીન્ટી તો હજુ બાળક જ છે હ, તુ હસતો લાગે છે તું એમ કહેવા માગે છે કે મારા કરતાં એ ત્રણ વર્ષ નાની છે ? પણ તને ખબર તો છે કે મને અત્રે રહેતા એક વર્ષ થયું છે, અને મનોડહાપણુની ખાણ જોવા તપાસવાનો પુરતો વખત મળ્યો છે જો લીટી પોતાના પૂર્વજો ભેગી કવેળા નહીં થઈ જાય, તો વખત વીતતાં એ પણ ડાહી થઈ જશે પરંતુ એ સર્વ એનાં તન અને મનની શક્તિપર આધાર રાખે છે

મારા મનથી તો એ હસતુ પખી છે, અને જ્યારે સુખી આત્મા હસે છે, ત્યારે પ્રભુ પણ આનંદ પામે છે પરતુ તેની રીતભાત તારી માનનીય માતુશ્રીને પસદ નથી અને એથી તો એવો ઠરાવ પાસ કર્યો છે કે લીન્ટી અને માહન્વી એ બને જણાએ દરરોજ પવિત્ર, કૌનફુસીઅસના પુસ્તકમાંથી એકેક શ્લોક શીખવો હમણા પણ તેઓ વાડીમાં બેસીને ૭ સદ્ગુણનાં ૭ પડછાયાનો અભ્યાસ કરે છે તેઓને હુ ગોખતાં સાંભળુ છું કે "શીખવાની ઇચ્છા વગર ભલમનસાઈ મેળવવાનો ખાલી પ્રયત્ન કરવો તે મૂર્ખતા નામનો પડછાયો પાડે છે" વચમા હસતા જાય છે, અને વળી પાછા બોલે છે કે "શીખવાની ઇચ્છા વગર જ્ઞાન મેળવવા યત્ન કરવો તે અસ્થિરતા નામનો પડછાયો પાડે છે" મને તો બીક લાગે છે કે સચાઇનો છાંયડો પણ મેળવી શકશે નહીં, અને આ પત્ર પુરો કરીને હુ તેમની પાસે જઈ તેમને મદદ કરવા માંગું છુ કે જેથી કરીને તેમને કાંઈ ઠપકો મળે નહીં

લીન્ટી હમણાં હમણાં પોતાના પોશાક અને અલંકાર તરફ વધારે ધ્યાન આપતી લાગે છે સવારનાં પ્હોરમાં જ તે આરસી લઈને બેસે છે અને એની બે દાસીઓ–એક જણ મોઢુ ધોવા સારૂં પાણીનું પ્યાલુ લઈને અને બીજી વાળ હોળવાને માટે તેલ કાંસકી વગેરે લઇ એની હ્હેનાતમાં હાજર રહે છે પોતાનુ મોઢુ ધોઈને સુગધી તેલ લગાડે છે, અને અક્ષત જેવુ શ્વેત બનાવવાને વળી પાઉડર પણ ચોપડે છે તેનાં વાળ ઘણાં સુદર છે ( પણ મારાં જેટલા લાબા અને જાડા નથી ), અને તેની ગુથણી કરી અદર ફુલ અને મોતી સારી રીતે ગોઠવે છે બારીક રેશમી વસ્ત્રો પહેરીને પછી કાનમાં, ડોકમા, હાથે અને આંગળીએ પોતાનાં ઘરેણાં પહેરતી જાય છે અને આરસીમાં જોતી જાય છે આ પ્રમાણે જ્યારે બનીઠનીને તે બ્હાર નીકળે છે ત્યારે મારા મનમાં કાઇક અદેખાઈ આવે છે, કારણ તુ જ્યારે અહીં હતો, ત્યારે હુ પણ તે જ પ્રમાણે કરતી હતી પરતુ તુ અહીં નથી એટલે માત્ર બીજાને માટે મારે ભપકો મારવો એ મને ઠીક લાગતુ નથી.

તારી માતુશ્રી કહે છે કે લીન્ટીમાં શીશીધારી વધી ગઈ છે અને જ્યારે ત્યારે એને હુ બોલતાં સાભળુ છુ કે બૈરામાં તો રૂપ કરતા ગુણ વધારે જોઈએ પણ હુ કહુ છુ કે તે આપણાં ઘરનું એક પતગીઉં છે, અને તે ઉ હાળાનો આનંદ લાવે છે તારો ભાઈ ચીહ પૈહ તો સુખના સાગરમાં ડૂબી રહ્યો છે તેના મુંહે તે ભમતો રહે છે, અને જ્યારે તારી માતુશ્રી લીન્ટી પર ગુસ્સે થાય છે, ત્યારે એ ગમગીન થઈ જાય છે જ્યારે કામને પ્રસંગે તે પોતાના ખાનગી ઓરડામાં જાય છે, ત્યારે ચીહ પૈહ આમથી તેમ આંટા માર્યા કરે છે અને જેવી તારી માનનીય માતુશ્રી આંખથી દૂર થઈ કે તરત કોઈ પણ રીતે તે લીન્ટીના ખાનગી ઓરડામાં ધુસી જાય છે હુ તેમને વારંવાર હસતા સાંભળુ છુ

વર્ષાઋતુ આવી પ્હોંચી છે, અને હવે અગાશીમાં જઈ બેસાતુ નથી વળી હાલમા, આપણા મઠનો વૃદ્ધ અધિકારી કાંઈ પચાતીમાં આવી પડ્યો છે કેટલાક માણસો અત્રે આવ્યાં છે, અને મઠપર તારના થાંભલા મુકી તાર બાધવા માંગે છે અને તેથી એવી બીક લાગે છે કે તેમ થવાથી મઠની પવિત્રતા જતી રહેશે વાયુમા વિચરતા પવિત્ર આત્માઓને પોતાની હીલચાલમાં અડચણ આવવાની, અને મઠના છાપરાપર આવવાને બદલે આ થાભલાઓ ઉપર અટકી બેસવાનાં વૃદ્ધ અધિકારી તેથી આક્રંદ કરે છે, અને માજીસ્ટ્રેટ પાસે ફરિયાદ પણ લઈ ગયો છે પણ તેતુ કાંઈ વળે એમ નથી, કારણ કામ કરનાર માણસો પુષ્કળ છે, અને જોઇતુ નાણું ખરચી પોતાનુ કરી શકે એમ છે,

વ્હાલા, આવા મૂર્ખાઈ ભરેલા પત્રો હુ લખુ છુ સ્ત્રીના સ્વરાજ્યમા બનતા બનાવોનું આ ચિત્ર છે હમારૂં જીવન માત્ર આટલામાં જ છે મારી સૃષ્ટિ આ ચાર દીવાલમા જ સમાઈ ગઈ છે, અને મારે કાંઈ વધારેની હોંસ પણ નથી

હું છુ,

**તારી પત્ની.**

## પત્ર સાતમો.

મારા વ્હાલા,

તારા ઘરની બધી બૈરીઓ હાલમાં તો ખરીદી કરવા નીકળી પડી છે, કે જેવો બનાવ અત્યાર પહેલાં કોઈ વેળા બન્યો નથી, એ બધાને માટે લીન્ટીનો ઉપકાર માનવો જોઇએ, કારણ એનાં વગર અમને આનદ મળતે નહીં, અને ફેરીયાઓ ઘર આગળ આવીને માલનુ ફોગટમાં પ્રદર્શન કરી જતે લી ટીને કાંઈ એ વાત પસદ આવતી નથી, એને તો બસ શહેરમાં જવુ, ફરવુ, અને દુકાનોમાં જઈ જોઈને માલ પસદ કરી ખરીદવો હતો પોતાને શુ ગમતું હતુ, અને શુ જોઈતુ હતું, તે એ સારી રીતે જાણતી હતી, અને જ્યાં સુધી તારી માતુશ્રીએ અમારે માટે ખુરસીઓ મગાવી નહીં, ત્યાં સુધી અમને કાંઈ ગમ્યુ નહીં અમારૂ સરઘસ પણ ઠીક લાંબુ થયુ સૌથી મોખરે, ચાર જણાઓએ ઉચકેલી તારી માતુશ્રીની ખુરસી, ત્યારબાદ તારી નમ્ર દાસી, કે જેને ઉચકવાને હજુ સુધી માત્ર બે માણસો જ બસ છે તે, તેની પાછળ લીન્ટી, અને પછી આઠન્સી છેલે ઘરનાં નોકરોની પણ ખુરસીઓ ખરીદેલો માલ ઉચકી લાવવા માટે પણ ખુરસીઓ !

શહેરમાં અમે ભાગ્યે જ જઈએ છીએ,એટલે અમારા મનથી તો ઘણી ધામધુમનું કામ હતુ, વળી તે દીવસે બજાર પણ ભરાયો હતો, અને રસ્તા બન્ને બાજુએ માછલી અને શાકભાજીનાં ટોપલાઓથી છેક ભરાઈ ગયો હતો પગથી પરતો સરી પડાય એવુ હતુ, અને વળી તેમાં ઘોડા અને

ઘોડાપર સવારી કરનારાઓ એક બાજુ, તો વળી ખાંધપર ગરમ પાણીની બાલદીઓ લઈને ચાલનારાઓ બીજી બાજુ, તો કોઈ બાજુ મીઠાઈવાળા, તો વળી જરાક આગળ પગે ચાલતાં સ્ત્રીપુરુષોની ઠઠ ! તે બધાં વચ્ચે અમને ઉચકનારાઓને આગળ ચાલતા કેટલી મુશ્કેલી ! પરંતુ અમારા સરઘસમાં સૌથી આગળ ચાલનારો " આલો " કરી બૂમ મારતો, કે તરત લોકો બાજુ ખસીને અમને માર્ગ આપતાં હતાં

આ બધી અડચણો છતાં અમને કાંઈ ઉચાટ લાગતો નહોતો અમે તો દરેક દુકાનનાં પાટીયાં તથા બારીઓ તરફ નજર રાખી અંદરની વસ્તુઓ નિહાળતા હતા એક બુટવાળાએ તો પોતાની દુકાનપર પર્વતરાજનો બુટ ટાંગી દીધો હતો, તો વળી એક પંખાવાળાએ સોનેરી પંખાઓ પણ લટકાવ્યા હતાં

અમે રેશમી કાપડ, મખમલના તાકા વગેરે વેચાતાં લીધા કાંઈ સોનેરી, કાંઈ મોતીના કાંઈ કીંમતી પત્થરોના દાગીના લીધા, તો વળી કેટલાંક કીંમત પુછીને પાછાં મુકી દીધાં આખે પુષ્કળ જોયુ, અને નોકરોની ખુરસીઓ, બકનો અને પાકીટોથી ભરી દીધી આવ્યાં ત્યારે થાકીને લુસ અને ભુખ્યાં ડાંસ જેવાં થઇ ગયાં હતાં ગરમાગરમ ચાહેના કપની તો પાછાં ફરતી વખત એવી તલપ થઈ આવી કે ન પૂછો વાત !

આપણા શાન ઘર કરતાં શહેરની દુનિયા કાંઇ નિરાળી જ છે મને લાગે છે કે, ઘરમાં અમારૂં રક્ષણ થાય છે અને અમે સલામત છીએ. જી દગીની હાય હોશ અને ફીકર ચિંતા અમારી બાજુમાંથી ચાલી જાય છે, પણ અમને અટકી શકતાં નથી તેમ છતાં—બ્હારની સૃષ્ટિ જોવાનુ અમને મન થાય છે, અને એક મહાન સૃષ્ટિના અજાયબખાનામાં આપણે પણ એક ભાગ રોકીએ છીએ એમ લાગે છે

હું છું
તારી સુખી પણ શ્રમિત
પત્ની.

## પત્ર આઠમો.

મારા વ્હાલા,

અત્યારે તો હું પારકે દુઃખે દુઃખી થઈ બેઠી છઉં મારા ગામના ચેન-પેહને તું ઓળખે છે ? હું તારે ત્યાં આવી પછી બે મહીને એનુ લગ્ન લીંગ-પેહ-સુ સાથે થયું હતુ તે તો તને યાદ હશે એ બીચારી ગઈ કાલે મારી પાસે આવી હતી એનાં સાસરીયાં એ બીચારીને પીયર

મોકલી દેવા માગે છે, અને તુ જાણે તો છે કે એક સ્ત્રીનો તેનો પતિ ત્યાગ કરે, તો તેની કેવી અવદશા થાય છે? હુ ઘણી જ દિલગીર થઈ છુ, કારણ કે મને કાંઈ રસ્તો જડતો નથી લીઝ પેહ-યુનીમા તરફની જ આ ખટપટ છે, તેમાં વળી ચેન-પેહ પોતાના કુટુબની મોટાઈમાં ડુબી ગઈ છે પૈસાવાળીની દીકરી છે, અને તેને લીધે જરા તેનામા અભિમાન પણ છે મેં એને સમજાવી છે કે, આપણાં માબાપ કરતા પણ પતિનાં માબાપને વધારે ગણવાં પણ મારૂ કહેવુ એ સમજી શકતી નથી માટે એનો પણ વાંક તો છે જ ન્હાનપણથી જ આપણે શીખ્યા છીએ કે, ડહાપણની પોથીમાં પ્રથમ શબ્દ તો " માન અને મર્યાદા છે " હુ જાણુ છુ કે ઘણી વાર મુગા રહેવામાં માલ નથી, પણ શાંતિ સાચવવાનો રસ્તો કાંઇ સહેલ નથી એ વાત એ મારી પાસે જ રહેશે કાલે રાતે તો એને ઉજાગરો જ કીધો હતો, અને વિચારમાં ને વિચારમાં એનુ મગજ ઘુમ્યા કરતું હતુ હુ એને કહુ છુ કે તુ ડાહી થા, અને તારા પતિ અને સાસુ કહે તે સાંભળ અને કર જ્યાં પ્રેમ હોય છે, ત્યાં અહકારને સ્થાન નથી ભવિષ્યમાં તુ એકલી પડશે તેનો વિચાર કર તુ પતિ વગરની થાય કે પુત્ર વગરની થાય, ત્યારે તારા પોતાનાં જ પણ બીજા પાસે માંગીને જ ચોખા ખાવા પડશે આપણો કવિ શુ કહી ગયો છે?

"ભલે સુતરાઉ કાપડનો કટકો ગમે તેમ ફાડી નાખ્યો, તોયે કીસમી કારીગર તેને આખો બનાવી શકશે

"મોતીની માળા ભલે તુટી જાય, તોયે તેને ગાંઠ બાંધતા કેટલી વાર?

"પણ પતિ પત્ની એક વાર છુટા પડે, તો તે જોડુ પાછુ ક્યારે સધાય?"

પણ બીજાના દુખથી હું તને દિલગીર કરવા માગતી નથી વ્હાલા, તારી અને મારી વચ્ચે કોઈ પણ દિવસ અવિશ્વાસની નદી કદી નહીં વહો! હુ તારામાં પૂર્ણ પ્રેમ અને વિશ્વાસથી જોઉંછુ, અને તુ મને તેમ જ ચાહતો રહે જે

હું છુ,
તારી પત્ની.

પત્ર નવમો.

મારા વ્હાલા,

વળી પાછાં સાત દિવસની વાટ જોવી મને ગમતી નથી. મે તને ગઈ કાલે શોકભર્યો પત્ર લખ્યો હતો પણ રાત્રે મને કાંઇક જપ વળ્યો છે, અને સંકટ દુરથી એટલાં ભયકર લાગતાં નથી

તારી માનનીય માતુશ્રીએ મને સખત ઠપકો આપ્યો છે, અને હું કહુ છુ કે ખોટી રીતે એના શબ્દો અને મેણુરાણા બાણની માફક મને વાગતાં હતાં, છતાં હુ સામી બોલી નથી

બીચારી લી-ટી પણ સપાટામાં આવી ગઈ છે, પણ આ વખતે તો એનો પોતાનો જ વાંક છે, છતા એ ઠપકાને લાયક તો નથી જ તારી માતુશ્રી કહે છે કે ઘરની મોટેરી તો હવે હું છુ, અને તેટલા માટે મારે એની સભાળ લેવી જોઈતી હતી મ તને લખ્યુ તો છે કે એ પોતાને પીયરથી ઘણા નોકરચાકરો લાવી છે, તેમાં એની એક બાલ્યપણની આયા પણ છે, જેનો લી-ટી ઉપર અતિશય પ્રેમ છે પરંતુ નવરાં બૈરાઓની માફક એને ટાયલાં કુટવાની બહુ ટેવ છે નોકરોના ખડમાં ટાયલાં ચાલતાં હોત તો હરકત ન હોતી, પણ આ તો જેમ વિષને રક્તનો સ્પર્શ થતાં આખા શરીરમાં ફરી વળે છે, તેમ ટાયલું સાંભળવાની હોંસ સ્ત્રીજાતિના હૃદયમાં છેક ભળી જાય છે વાત કેમ વધી તે મને ખબર નથી પણ સાસરાનાં અને પીયરના સુખદુ ખની સરખામણી ચાલવા લાગી, અને નોકરચાકરો મારફત વાત વધી પડી, તે એટલી કે ઘરમાં રહેવુ પણ દોહલું થઈ પડ્યુ

નાની વાતોને જ્યારે મોટુ રૂપ અપાય છે, ત્યારે ગૃહશાંતિમાં ભગ થાય છે અને કુટુંબીઓના મન ઉંચાં થાય છે છેવટે, મને લી-ટીની આયાસાથે વાત કરવાની ફરજ પડી, અને બે વાત સભળાવી, અને કહ્યુ કે જો ઘેર પાછા જવુ જ હોય, તો બકબકારો ચાલુ રાખજે, નહી તો મુગી રહેજે થોડાક વખત તો ઠીક ચાલ્યુ, પણ પાછુ નિંદાખાનુ શરૂ થયું, અને મેં એને બોલાવીને કહ્યુ કે હવે તો હદ થઈ છે તું તારે ગામ જતી રહેજે આ વાત લી-ટીને ગમી નહીં, પણ હું મક્કમ રહી એક ઘરમાં ઝાઝા આદમી રહે અને આવી લડાઈઓ થયાં કરે તે કાંઈ ઠીક નહીં

આયા ગઈ તો ખરી, પણ એની જાત પ્રમાણે ભુંડું બોલતી ગઈ ] દરવાજા બ્હાર ત્રણ કલાક બેસીને ગાળો ભાંડ્યાં કીધી. આપણા બાપદાદાઓમાથી પણ કોઈને એણે છોડ્યાં નહીં તેમના જે કાંઈ અવગુણો અને દોષ હું ન હોતી જાણતી, તે પણ એણે જણાવ્યાં હું આશા રાખુ છુ, કે જે કાંઈ મેં સાંભળ્યુ છે તે હું જલદી ભુલી જાઉં

ત્રણ કલાક બા૰ તે છેક થાકીને લોથ થઈને ભોંયપર પડી રહી અને મારે એને બીજાં નોકર પાસે ઉપડાવી હોડીમાં મોકલાવવી પડી. સાથે એક માણસને પણ કાગળ લઈને એને ઘેર કહાવ્યુ કે બધાંને મળવા માટે બહુ આતુર હતી માટે એને મોકલી છે, ને ઘરડી તો થઈ ગઈ છે, અને એને બેઆબરૂ કરવાનું મને ઠીક લાગ્યું નહીં

પણ તેરી માનનીય માતુશ્રી ! વ્હાલી માતા ! તું હાંસે છેટે છે તેથી શું તું ખુશ નથી થતો? મને તો એમ લાગતુ હતુ કે યમનગરી એ સીપાઈઓને તેડાવશે પણ જ્યારે એ શાંત થઈ ત્યારે એને લાગ્યુ કે બાયા છો બોલતી એની નોકરી જતી હતી તેના ગુસ્સામાં તે આટલું બધુ બોલતી

હતી પણ મુગા રહેવુ તે એને મરવા જેવુ લાગતુ હતુ, કારણ તુ જાણે છે કે એનાથી ભાગ્યે જ બોલ્યા વગર રહી શકાય છે મહામુશ્કેલીથી અમે એના ખાનગી ઓરડામાં એને તેડી ગયાં, અને ચાહ તથા ગરમ દારૂ આગ્રહ કરી પાયાં અને આયાની વાત ભૂલાવવા કોશેશ કરી અમારી મહેનત વ્યર્થ ગઈ, તેથી પૂર્વ દરવાજાના ડાકટરને તેડાવ્યો તે તો ગરમ સીક્કાવડે એના ખભા શેકવા માંગતો હતો કે જેથી કરીને શરીરની અદરની ગરમી નીકળી જાય. પણ માતુશ્રીએ ઘણો સખ્ત દમ ભરાવ્યો, અને બીચારો ડાકટર આવ્યો હતો, તેમ જ પાછો ચાલ્યો ગયો. પછી મને નજીકમાંના મઠનો પૂજારી યાદ આવ્યો અને તેને તેડવા મોકલ્યો તે મીણબત્તી, ધુપ વગેરે લઈને આવ્યો સાથે ગુલાબનો પ્રખ્યાત દારૂ પણ લાવ્યો પછી ઘંટા વગાડીને કાંઈ મંત્ર ભણવા લાગ્યો, જેની અસરથી થોડા વખતમાં બધુ શાંત થયુ અને તારી માતુશ્રીને ઉંઘ આવી ગઈ

બીજે દિવસે સવારે એ તો લી–ટી સાથે વાત કરવા માંગતી હતી પણ મને બીક લાગી, તેથી મે એમને કહ્યું કે આપ સાગરની વાત દેડકાને મોંઢે કરો તે એક કયાથી સમજે? ત્યારે એણે કહ્યુ કે, "હા, લી–ટીમાં કાંઈ અક્કલ બળી જ નથી પાઉડરના લેપડા મારી જાણે છે કાંઈ ફીકર નહીં આપણી ફરજ છે અને થોડા વખતમાં એને આપણે સુધારી દઈશું" મેં કહ્યું, "શુ સડી ગયલા લાકડામાં તે વળી નકશી થતી હશે? પોપડા ઉખડી ગયલી ભીંતે વળી રોગાન તે લાગે?" ગુસ્સે થઈને એણે મને જવાબ આપ્યો હુ તો તકરાર કરવા માંગતી નહોતી, તેથી મુગી રહી, અને લી–ટીને ચીહ–પેહ સાથે સોનેરી માછલીના મદીરમાં દર્શન કરવા મોકલી દીધાં જ્યારે તેઓ પાછાં આવ્યાં, ત્યારે સમુદ્ર શાંત થઈ ગયો હતો

આવી આવી વાતોને લીધે મારો જીવ બળ્યાં કરતો હતો, અને મોટા ઘરનો ભાર પણ મને મોટો લાગતો હતો તુ એમ નહીં ધારતો કે હુ કામથી કટાણુ છુ અને મને કામ કરવુ ગમતુ નથી સુખની આશામાં જ હું તો આ કામ કરૂં છુ, પછી સુખ મળે યા નહીં મળે

હું છુ,
તારી પત્ની.

### પત્ર ૧૦ મો

મારા વ્હાલા,

હજાર હાથવાળી દેવીને મદીરે અમે ઉજાણી જઈ આવ્યા છીએ તારી માએ એમ કહ્યુ હતુ કે થોડેક રસ્તે હોડીમાં જવુ, અને તેથી પૂર્વ ગામની ધર્મશાળામાં અમારે માટે ખુરસીઓ તૈયાર રખાવી હતી

---

સગીત મંજરી રૂ ૦–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

ગામમાંથી અમે એક હોડી ભાડે લીધી, પણ તે કાંઈ બહુ મોટી નહોતી તારી માતુશ્રી, એની ચાર બ્હેનપણીઓ, લીન્ટી, માઇ-શી, અને હું પોતે એટલાં જણાં હતાં. રસોઈઓ, ધાઈ, અને ત્રણ નોકરડીઓને પણ સાથે લીધી હતી અને ખરેખર, ઉજાણીમાં ઘણી મજા પડી હતી હું તો નહેરમાં પહેલી વખતે જ જતી હતી, અને ઘરની અગાસીમાંથી જે લીલા જોતી હતી, તેના કરતાં અહીં તો વળી ઘણી જ વિચીત્ર લીલા અનુભવતી હતી અમે જેમ જેમ આગળ વધતાં ગયા, તેમ તેમ પાણીમાં રહેનારા લોકોની સ્થિતિ પણ અમને નજરે પડતી ગઈ કીનારાપર જગતી ભેંસવડે પાણીના કોસ ચલાવવામાં આવતા હતા, તો વળી કોઈક ઠેકાણે ગામડીયણો ખરૂ અને ઘાસ વણવા ભેગી થઈ હતી શહેરના પાણીવાળા ગીચ મહોલ્લાઓમાં થઈને પસાર થતી વખતે કોઈ ચાહની દુકાનો નજરે પડતી, તો વળી કોઈક ઠેકાણે ગેલરીઓમાં નાના બાળકોને હસતા રમતાં જોતા હતાં આગળ વધતાં વધતાં વિશાળ પટપર આવતા, ત્યારે પુષ્કળ હોડીઓ નજરે પડતી—મને તો ખબર પણ નહીં કે દુનિયામાં આટલી બધી હોડીઓ હશે કોઇ હલેસાથી, તો કોઈ સઢથી, કોઇ નાની, તો કોઇ મોટી હોડી આસ્તે આસ્તે અમારી બાજુમાંથી પસાર થતી હતી કોઈ વેપારીની, તો કોઈ રાજ્યાધિકારીની, કોઈમાં ઉતારૂઓ તો કોઈમાં ચોખા જ ચોખા, એવી જાતજાતની હોડીઓ અમે જોવા લાગ્યા વળી મચ્છીમારની હોડીઓ પણ અમે જોઇ તેમાં કેટલાક ખલાસીએ શેઠના હુકમ મળતાં પાણીની નીચે ડુબકી મારી માછલી પકડી લાવવાને માટે તત્પર થઈ વાટ જોયા કરતાં હતા

એમ જોતાં જોતાં અંતે અમે ધર્મશાળામાં આવી પુગ્યા ત્યા અમારે માટે ખુરસી ઉંચકનારાંઓ વાટ જોઇને ઉભા હતાં ખુરસીમા બેસીને સીધે રસ્તે છેક દેવળ તરફ અમે કુચ કરી ત્યાં તો અમને એમ જ લાગ્યુ કે જાણે સટિમનિ સર્વે સ્ત્રીવર્ગ પ્રભુની પ્રાર્થના કરવા આવ્યો હતો અસખ્ય સ્ત્રીઓ ત્યાં હતી તેમાં ગરીબ અને ધનવાન, કામ કરનારી ધાટણ તો મોટા અમલદારની બૈરી—એ સર્વે પ્રભુના મદીરમાં તો એક બેન તરીકે ભેગાં મળ્યાં હતાં અમે પણ ખુરસી ઉપરથી ઉતરીને અદર ગયાં, અને ધુપદાન કરવા સારૂ પૈસા ધુપકુંડ પાસે મુકયા, કે જેમાંથી અમારો તેમ જ ગરીબ ભીખારણનો પૈસો ધુપરૂપે સ્વર્ગમાં પરમાત્મા પાસે ધીમેધીમે જતો હતો પછી અમે અદરના ભાગમાં ગયા, અને મીણબત્તીઓ મુકી, અમારી પાસેનો ધુપ સળગાવ્યો હજાર હાથવાળી માતાને અમે પગે લાગી આવતા વરસમાં આપણા કુળને આશિર્વાદ આપવા પ્રાર્થના કરવા માંડી પછી હુ દયાની માતા કવાનયન સમીપ ગઈ, અને પૂર્ણ ભક્તિ અને આભારની લાગણીથી પગે લાગી હું સર્વે દેવોને નમન કરૂં છુ, પણ આ માતા તરફ મારૂં હૃદય વધુ ભક્તિમાન થયું છે કવાનયન સ્ત્રી જાતિની દેવી છે, અને મને એને માટે પૂર્ણ પ્રેમ છે

એ જ મારૂં ભાગ્ય ઘડે છે, અને મારો જીવનપ્રવાહ જે સરળતાથી વહે છે તે પણ એને જ લીધે છે, અને મારી ખાત્રી છે કે તું અત્રે નથી ત્યારે મારૂં રક્ષણ પણ એ જ કરે છે જ્યારે હું એની સમીપ જાઉં છું, ત્યારે હૃદયનો સર્વ પરિતાપ નષ્ટ થાય છે, અને જેમ ઉગતા સૂર્ય આગળ તારાઓ નાના નાના થઈને અદૃશ્ય થાય છે, તેમ મારી સર્વે ફીકર ચિંતાઓ પણ દૂર થઈ જાય છે મારો પ્રેમ અનહદ અને અવિચળ છે એણે મારી પ્રાર્થનાઓ સાંભળી છે, અને મારૂં કાર્ય થયું છે તે મારી દયાળુ માતા છે, અને દરરોજ દર કલાકે હું તેને હરેક રીતે યાદ કર્યા કરૂં છું

મંદીરમાંથી બ્હાર નીકળવાને જેવાં અમે ફર્યાં કે, મારી પાછળ એક મોટા અંધારા ઓરડામાં ઓજસ્ દેવ મહાત્મા બુદ્ધની મૂર્તિ મેં જોઈ, અને તેના મો આગળ પુષ્કળ મીણબત્તીઓ સળગાવેલી હતી, અને ધુપના ગોટેગોટા હવામાં ઉડતા હતા મને વિચાર આવ્યો "આ દેવ સર્વશકિતમાન છે હું માત્ર એની હોઠથી પ્રાર્થના કરતી હતી, હૃદયથી નહીં, કદાચ—" પણ એટલામાં તો હું ફરી સર્વ શક્તિમાન પ્રભુની મેં મનમાં જ નમ્ર પ્રાર્થના કરી કે મારા વ્હાલાને જેમ બને તેમ જલદી ઘેર મોકલો અને તરત જ અમે મંદિરમાથી બ્હાર આવ્યાં ત્યાંથી અમે ખુરસીપર બેસી પાસેની ટેકરીપર આવેલાં સોનેરી માછલીના મઠમાં ગયા. તે જગા તને યાદ છે કે? વસંત રૂતુમાં આપણે બને એક વાર ત્યાં ગયાં હતાં?

પુજારી પાસેથી નાની નાની રોટલીઓ વેચાતી લઈને, અમે માછલીઓને ખવડાવી રોટલીના કટકા મેળવવાને તેઓ પાણીની સપાટીપર આમ દોડે, તેમ દોડે, નીચે જાય, ઉપર આવે, એ સૌ જોવાની ગમત પડતી હતી થોડીક વાર પછી, મઠની અગાસીમાં અમે ગયાં અને ત્યાં ચાહ અને મીઠાઇને ઇન્સાફ આપ્યો, કાંઇક ગપ્પા માર્યા, અને પછી ઘેર આવવા માટે પાછાં હોડીમાં બેઠાં આખે રસ્તે તારી માતુશ્રી જ વાત કર્યાં કરતાં હતાં, પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, તારા, છોકરાં છૈયાં, વરવહુ, નોકર ચાકર, હાલની કેલવણી, જ્ઞાન અને અજ્ઞાન સર્વે બાબતપર બોલ્યાં

સંધ્યા સમયે અમે ઉતર્યાં મારા હૃદયમાં ગ્લાનિ ઉત્પન્ન થઈ તું મારી સાથે ન્હોતો? સામે આપણા મહેલમાં પૂર્ણ શાંતિ હતી છતાં મારે માટે તો તારા શિવાય ત્યાં બધું જ નકામું હતું

તને વ્હાલી,
તારી પત્ની.

# અમ્હેં ઉપાસકો આર્ય-બંધુત્વના.

લેખક —રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પડ્યા બી એ, એલએલ, બી

અમ્હેં ઉપાસકો આર્યબન્ધુત્વના,
બન્ધુત્વના, આર્ય-સ્વાતન્ત્ર્યના —અમ્હેં

રૂઢિ સર્પિણીએ બન્ધુ! કારી દશ દીધો છે,
જ્ઞાતિભેદે હાય! રાષ્ટ્ર મૃતપ્રાય કીધો છે,
અમ્હેં દઇશુ દૈવી ચૈતન્યસુધા —અમ્હેં

આર્ય-બન્ધુતાની બન્ધુ! ભાવના જગાવીશુ,
આર્ય-સંસ્કૃતિનો ઘોષ જગમાં ગજાવીશું,
અમ્હેં પળશુ પન્થે સહુ ઐક્યતણા —અમ્હેં

ચાઇનાબાગ, ગિરગામ,
મુંબાઈ, તા ૧૪ ૧૦ ૧૯૧૫

---

ફ્લીઓપેટ્રા ૩ ૨–૮–૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

# કવિ ભાલણ.

લેખક—રા. રામલાલ ચુનિલાલ મોદી.

( અનુસંધાન પૃષ્ઠ ૪૪૨ )

ઘણા ગુજરાતી કવિઓએ વેણુગીત આપણને સંભળાવેલાં છે આપણે ભાલણના પણ

વેણુગીત તે તે ગીતનો રસાસ્વાદ લેઇએ

વાહાલોજી વાહે છે વાંસલીરે, વનમાં ચારે ગાય,
ઘરમાં રહીને શું કીજીએરે, માહારૂં ચિતડું પુંઠે ધાય વાહાલો ૧
ગાયે તે દોહોવી ટુંને વિસરીરે, મેં તો શેરીએ સાંભળ્યો સાદ,
ગેહેલી થૈ તો હું શું કરૂં રે, માહારે સાસુ સરસો વાદ વા૦ ૨
રસોઇ નિપાઇને હું રહી રે, માહારે કંઠ ન ઉતરે અન્ન,
જાણું કૃષ્ણને જમાડીએરે, પણ દોહલા છે દુરીજન વા૦ ૩
ઓઢણી આછી છે લોબડીરે, લાલ છડી છે હાથિ,
સાસુ સસરો તે શું કરે, અમ્હો જાઉં હરિનિ સાથિ વા૦ ૪
જાણુ જે જાએ પહરો નીસરીરે, પાપી માહારો પ્રાણ,
કાલજડામાહિ વેધીઉરે, સોંહસરૂં વિરહનું બાણ વા૦ ૫
સુતાં બેઠાં હુંને સુખ નહિરે, દાઝે માહારૂં તન
નિશાએ નાવે હુંને નિંદ્રડીરે યે પરશુ વેધ્યું મન વા૦ ૬
દિવસે પેનો હરિ દેખીએરે, તેહવો રાત્યે શોણામાહિ
રાસ રમાડીને ભોલવ્યારે, ભાલણ પ્રભુ રઘુરાય વા૦ ૭

રાસવર્ણન રાસવર્ણન પણ ભાલણનું મનોહર છે તેમાંથી પણ થોડું આસ્વાદન કરીએ

એક એક ગોળી પ્રીત્ય કેરીરે, સાથે સરખા સ્વરૂપ,
સહુને સ્કંધે કર ધરીરે, મંડપ કર્યો અનુપ શરદીની રાત્ય સોહામણીરે ૧૨
સવલી નાચિ સુંદરીરે, સાથિ નન્દકુમાર,
અન્યોઅન્યે એમ લહિરે, મુજશું પ્રેમ અપાર શરદની ૧૩
આલિંગન દેઇ શામજીરે, ચુમ્બન કરી કરી રંગ
કરિ વલગિ ગોપનીરે, વાધિ અંગ અનંગ શરદની ૧૪

ગુરૂગીતા રૂ. ૦-૬-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

વાજે નેપુર કિંકિણીરે, કંકણુના હોએ ના૦
મધુરે સ્વરે ગાએ માનનીરે, તેહનો કોયન સરખો સા૦   શરદની ૧૫
હરજી વજાડે છે વાંસલીરે, નારી નાચે નિ ગાએ,
પ્રેમ વાધે અતિ ઘણોરે, રાસમંડલમાં હિ   શર ની ૧૬
પુરણુવ૦ થોભી રહ્યોરે, આવ્યા અમર વિમાન,
વિસ્મય પામીને તે રહીરે, સાભલવા શુભ ગાન   શરદની ૧૭

હૃદયની નિર્મળ પ્રતિચ્છાયા શૃંગાર કરતાં કરૂણરસમાં વિશેષ દીપી નીકળે છે ભાલણુ **ભાલણનો કરૂણરસ** કરૂણ પણ ઉચ્ચ પ્રતિનો છે, કૃષ્ણને મથુરામાંથી પાછા લેઈ જવાને નન્દ આ પ્રમાણે વિલાપ કરે છે–

આજ મારારે ઘેર આવોરે માહરા લાડકા કુઅર,
તાત કહી બોલાવો રે, શામળીઆ સુન્દર
આના એમ ન કીજીએરે, હુ વિના કેહી પેરે રહુ   માહારા ૧
પુત્ર પરણાવુ હુહને, લાવુ સુન્દર નાર
સરવસ સોંપુ સ્યામજી નાના વિધ ભંડાર   હો માહારા ૨
ભાવેશુ ભોજન કરો સેવા કરું દાસ
મમ મન માને માહવા, કરો ભોમવિલાસ.   હો૦ ૩
ટાળી વ્રજનાં છુ પડાં, મઢાવું અવાસ,
સાત ભોમીનાં માળીઆં જાણીએ શુ કૈલાસ   હો૦ ૪
તાહારા સમ જો મોકલુ, કદીએ ચારવા ગાય
ગો દોહોવાનું નહિ કહુ તુઝને તાહારી માએ   હો૦ ૫
હલધર રહેતો અહિ રહો તણો ન દેશો છેહ,
તમ સાથે અતિ ઘણો વ્રજવાસીને નેહ   હો૦ ૬
જલ વિના મમ માછલી ઘડી ન જીવે મમ,
તેલ વિના દીપક યથા તમ વિના આણે ત્યમ   હો૦ ૭
માતપિતા તે કયમ ટને, એથી ઉપન્યુ અંગ,
ફાટે પણ ફીટે નહિ, ચોળ તણો મમ રંગ   હો૦ ૮
ટૂં ઘર જાઈશ એકલો, મરશે તાહરી માત,
તુ એ પણ જીવું નહિ, તુઝ વિણુ ઘડી ન જાય   હો૦ ૯

કાંઈ વેર પૂરવ ભવતણુ, દીસે છે તે ગૂઢ,
આણે આવી ગુણીયુ, પુત્ર થઈને પૈઢ હો૦ ૧૦
જો દયા મન આવે નહિ તો, હાથે મારો સ્વામ!
કસ વણી પેર મારીઓ ત્યમ વજનો ફેડો ઠામ હો૦ ૧૧
કાલાવાલા શુ કરે, જો નહિ કારમી પ્રીતિ
ભાલણ પ્રભુ રઘુનાથજી જાણે દશરથ રાયની રીતિ હો૦ ૧૨ (પદ ૧૮૦)

કૃષ્ણ મથુરામાં ન આવ્યા ત્યારે યશોદાએ જે હૃદયવિદારણ વિલાપ કર્યો હશે, તે લલિત પ્રસગનો લાભ, મૂળ ભાગવતને અનુસરી, પ્રેમાનન્દે લીધો નથી, પરન્તુ ભાલણે તે પ્રસગને જવા દીધો નથી તેના હૃદયમાંથી પ્રસગ રાં અનેક હૃદયભેદક સુન્દર પદો દ્રવે છે

મીઠડા બોલા માહવજી! માહારે મન્દિર આવોરે,
પ્રેમ કરીને પ્રીસુ પરમાનન્દ! દૂર ને દૂધ શિરાવોરે મી૦ ૧
મથુરાં રિદ્ધિ પામ્યા ઘણી, વાધ્યુ અતિ તેજરે,
સહી જાણુજો માહરા સરખુ, કો નહિ આણે હેજરે મી૦ ૨
ધવરાવીને હઇડે ચાંપતી, ત્યમ દેવકી નહિ ચાંપેરે,
રોમાંચિત માહારી દેહડી થાતી, ત્યમ તેહની નવિ કંપેરે મી૦ ૩
માતા નહિ થાઉં તહારી, ધાવી કહીને એણેરે
મેં બાંધ્યો જ માખણ માટે, તિણે રોષ ભરાણોરે મી૦ ૪
કાલિંદ્રી માંહે તમ ઉપરિ, જેવકુ નહિ ઝંપાવીરે
જાણું છુ તે વાત સભારી, રીસ મન માંહે આવીરે મી૦ ૫
તે દીધો ત્યમ કો નવિ દે, પ્રીતિ કરીને છેહરે,
ભાલણ પ્રભુ રઘુનાથ સભારે, એક ઘડીનો નેહરે મી૦ ૬ (પદ ૨૦૨)

આ સિવાય બીજા પણ તે પ્રસગનાં કરુણરસપૂર્ણ અનેક પદો બહુ મનોહર છે, પરન્તુ વિસ્તારભયથી ઉતારા આપતાં અચકાઉં છુ

ભાલણનાં કાવ્યોમાં હાસ્યરસ જોવામાં આવતો નથી વીરરસ ક્વચિત નજરે પડે હાસ્ય તથા વીરરસની છે, પણ તે ઉત્કૃષ્ટ પ્રકારનો નથી તેથી એનાં ઉદાહરણો જોવાની જરૂર નથી

ઉપસ

**ભાલણની વર્ણનશક્તિ**

અમુક પ્રસગ અથવા વસ્તુનાં વર્ણનો ભાલણનાં સાધારણ છે પરન્તુ, કાદબરીમાં એક જગોએ સૈન્યનું વર્ણન છે, તે જરા જોવા જેવું છે

તિહાં સૈન્ય દીઠું શબરનું મિ, મહા ભયકર ઘોર
જાણુ રીછ જમદૂત ટોલિ મ્યલા કરતા સોર,
જાણી હૈહવિ બાહુ સહસ્રિ આલોડ્યૂ અતિ ક્રૂરિ
ઉલટ્યુ દુહુ દિશિ થકી, નર્મદા કેરૂ પૂર
જાણીઇ ટોલિ મ્યની બહુ કાન આવિ રાતિ
પરગટૂ પાતાલિથી શૂ દાનવકુલ કરી ઘાતિ,
જાણી અજનશિલાના બહુ સ્તભ ટોલિ જાઇ
ખર દૂખરનુ સૈન્ય શૂ પરગટૂ ભૂઇ જણાઈ,
જાણી ઇ ન્દ્ર ગાજિ દાન ઇમ વન દીસિ અધકાર,
પિશાચ પૌહ્ના અતિ ઘણા તે કરતા મારિ મારિ

આ પછી, તે સૈન્યના સેનાપતિનુ વર્ણન છે

સેનાપતિ તવ શબરનુ મિ દીઠુ સે ય મુઝારિ,
પ્રથમ વય, અતિ કર્કશ, મોરિ લોહો ઘાટત આકાર
એકલવ્ય જાણી અવતર્યું એ મોટો નિ મુછાલ
શ્યામ વપુ નિ વક્ર કુતલ, ભયકર જાણી કાલ
રક્ત લોચન ભ્રૂ નલવટિ, જાનુ લબિત પાણિ
અરૂણ અબર પિહિરિઆ નિ ધર્યો ધનુષ નિ બાણુ (કડવુ ૪)

**ભાલણનાં પ્રાકૃતિક દશ્યો**

અન્ય ગુજરાતી કવિઓની માફક ભાલણમાં બહુ ઉંચા પ્રકારનાં પ્રાકૃતિક દશ્યો દષ્ટિ ઉપર ચઢતાં નથી. કાદબરીમાં કદાચ ઉચ્ચતર વર્ણનો હશે પરન્તુ, તેમાંથી જે મૂળના અનુવાદરૂપે ન હોય તે જ તેનાં સ્વતંત્ર ગણાય ભાગવતમાં વાર્તાવર્ણન આવુ છે —

ત્યાહારે ગુરૂ ગોપ સહુએ પરમેશ્વર જાણ્યો એહજી
એહવે વૃષાકાલ આવ્યો, રત્ય સોહામણી તેહજી
ગાજવિજ હોએ ઘણી મેઘ બધતો વરસેજી,
તરણુ ઉદે તાં પામીઆં પૃથ્વી અતિશે શોભેજી

તલાવ, નદી ને અતિ સેરીઆં, ઉનમાર તાં ચાને૭,
સરવરને વિરે સહી ચક્રવાક ચકોર૭,
આવીને ત્યાંહાં આશ્રમ, મોર કરે અતિ સોર૭

ભાલણે કાદમ્બરીમાં પક્ષીના ટોળાને મેઘધનુષ્યની ઉપમા આપી છે

ભક્ષની'ભાવિ કદી જિહારિ ઉડી સવનાં સંગિ,
ઈંદ્રધનુષની ઉપમા આકાશ દીસિ રંગિ

અહિં ભાલણ અને પ્રેમાનન્દની તુલના કરવાનો મારો વિચાર નથી બને કવિવરોએ ભાલણ અને પ્રેમાનન્દ પોતપોતાના કાળમાં સુપ્રસિદ્ધિ મેળવી હતી અને હજી પણ તેઓ આપણું મન આકર્ષવાને સમર્થ છે તો પણ, ભાલણના કાવ્યોનું મેં જે અવલોકન કર્યું છે, તે ઉપરથી મને એટલું તો જણાયા સિવાય રહેતું નથી કે ભાલણની કવિતા હૃદયના જેટલા ઊંડાણમાંથી નીકળે છે તેટલા ઊંડાણમાંથી પ્રેમાનન્દની કવિતા નીકળતી નથી પ્રેમાનન્દ બહુશ્રુત છે, પંડિત છે, તેથી, જો કે પોતે હૃદયમાંથી ઉભરા કાઢવા જાય છે, છતાં પણ તેને પોતાની વિદ્વત્તાનો એવો ઓપ ચઢે છે કે, તેની નીચે તેનો હૃદયભાવ ઢંકાઈ જાય છે, જ્યારે ભાલણ પોતાનો હૃદયરાગ, જેવો હૃદયમાંથી નીકળે છે તેવો ને તેવો, કવચિત્ તો ભાષાના સૌંદર્યના ભોગે પણ, આપણી આગળ રજૂ કરે છે ભાલણની કવિતા પર્વતમાંથી નીકળતા સ્વચ્છ, નિર્મળ, તાજા ઝરાના પાણી જેવી છે, જ્યારે પ્રેમાનન્દની કવિતા કુવાના મિટ પાણીને ગળી, જમાવી ને શીતળ કરી હોય, તેવી જણાય છે હું અહિં બનેની કવિતાનો મુકાબલો કરતો નથી, અહિં મારે એક બીજી વાત જોવાની છે પ્રેમાનન્દે ભાલણનો દશમસ્કંધ જોઈને પોતાના દશમસ્કંધની પ્રેમાનન્દને ભાલણનો રચના કરેલી કે કેમ, તે પ્રશ્ન સહજ જ ઉપસ્થિત થાય છે, અર્થાત્ બનેના આધાર કાવ્યોમાં સામ્ય જણાય છે કે નહિ? પ્રેમાનન્દે, નાકર, વિષ્ણુદાસ, વિશ્વનાથ જાની, આદિ કવિઓમાંથી પોતાના વિચારો લીધા છે, તેમ ભાલણના દશમસ્કંધના વિચારોનો ઉપયોગ તેણે કર્યો છે કે નહિ? આ બાબતમાં વિશેષ સામગ્રી પ્રાપ્ત થતી નથી કારણ કે બનેએ મૂળ ભાગવતમાંથી પોતાના વિચારો લીધા હોય, તેથી તેમાં સામ્ય જોઇ શકાય તેથી ભાલણમાંથી પ્રેમાનન્દે વિચાર લીધા કે કેમ તે નિશ્ચિત રીતે કહી શકાય નહિ માત્ર, મૂળમાં જે વિચારો ન હોય તે વિચારો બનેમાં હોય તો, તે વિષે કંઇક વહેમ રાખવાનું કારણ મળે ખરૂં દશમસ્કંધના પૂર્વાર્ધમાં મને બંનેના વિચારોમાં નીચે પ્રમાણે સામ્ય જણાય છે આ વિચારો મૂળ ભાગવતમાં નથી, તેથી આપણે તે તપાસીએ ગોપવધુઓ કૃષ્ણના તોફાન વિષે યશોદાની આગળ ફરિયાદ કરે છે, તે પ્રસંગ મૂળ ભાગવતમાં છે, પણ નીચેનો વિચાર તેમાં નથી, તેથી તે ભાલણનો પોતાનો જણાય છે

---

"નાહા એ વતરેક એક કહાન મેં ઝાલીઓરે,
મુખ ઉપર કોગળો એક દુધનો નાંખી ચાલીઓરે" (પદ ૫૬)

આ વિચાર પ્રેમાનન્દના દશમસ્કંધમાં પણ છે

"વત્સની પેરે ગૌને ધાવે, વળગે મહીને માટેજી,
સાહાવા જાઉં તો આંખ માહારીમાં કોગળો દુધનો છાંટેજી *

વળી, એક બીજી જગાએ પણ આવું સામ્ય છે પ્રસંગ વેણુનાદ પછી વ્રજાંગનાઓ રાસસ્થળે એકાએક દોડે છે, તે છે

ભાલણ—

"વીછીઆ કર અંગુલી, પદમુદ્રાધાર, કંઠે ધરે કટિ મેખલા, કટિ સાજે હાર.
અવળી પહેરી કંચુકી, ધરે નયણ સિન્દુર ને જહાં ત્યાહાં વિસર જાણે થાય એસુર"

પ્રેમાનન્દ—

કો જળે કરીને સેંથો પુરે કો નયણે આંજે સિન્દુર.
એ કોઇને પ્રીછે નહિ બાળા પ્રેમ ઉદધિનું પૂર
કર મુદ્રિકા પગ અંગુલીએ, વિછુઆ કર અંગુલી માંયેરે,
ચરણનાં ઝાંઝર કાને પહેર્યાં, કર કંકણ પહેર્યાં પાયે
કાટ મેખલા કંઠે પહેરી, કટિ વીંટયા મોતીહારરે.

આ બંને વિચારો મૂળ ભાગવતમાં નહિ હોવાથી, પ્રેમાનન્દે ભાલણના આ પ્રસંગો જોયા હોય એમ જણાય છે *

*આ વિચાર દયારામે પણ લીધો જણાય છે—

કરી કળા એક તો મહીં ભરીયું કુમુખ એટલે જઇ મેં ઝાલ્યો રે,
કર્યો કોગળો મારી આંખમાં હું ચોળવા રહીને તે ચાલ્યો રે

( બાળલીલા ) દયારામકૃત કાવ્ય સંગ્રહ પાનું ૧૪૬

* પ્રેમાનંદે રચેલા ચન્દ્રહાસ આખ્યાનમાં વિષયા અને તેની સખીઓના સંવાદમાંનો કેટલોક ભાવ લીધો હોય તેમ જણાય છે તો આ પદ મેં દયારામની સાથે મેળવવા પાછળ ઉતાર્યું છે તેની સાથે નીચેની પ્રેમાનંદની પંક્તિઓ સરખાવી જોવી

વરી વારની વિષયા ક્યાં ગઈતી શ્વાસ ચડયો છે શું છે રે
ત્યારની વિષયા ક્યાં ગઈતી તુને આવડી વાર ક્યાં લાગી રે

× × + × ×

વિષયા કહે તમે ધાયાં જોવા વાગી ચોટીશ દીઠી કુલી રે,
મેં આવતાં એક પોપટ દીઠો, જોવા રહી તેણે હું ભૂલી રે'

પરંતુ આ તો ભાવની માત્ર સહેજ છાયા છે આમાં બીજું મળતાપણું નથી
( આ બાબતનું મથન રા. તનસુખરામભાઇએ દોરેલા ડૉ. હરિલાલ ધ્રુવના લેખમાંથી મળ્યું છે )

દયારામે ભાલણના વિચારોનો કેવો ઉપયોગ કર્યો છે ?

હવે, દયારામ અને ભાલણનો સબધ જોઈએ દયારામને પોતાના કેટલાક કાવ્યો રચવાનું સૂચન બીજા કવિઓના કાવ્યો સાંભળીને થયું હતુ, એમ રા જગજીવનદાસ દયાળજી મોદીએ ૪ સ ૧૯૧૪ ના 'ગુજરાતી'ના દિવાળીના ખાસ અંકમા પોતાના "દયારામના કેટલાક કાવ્યોનુ મૂળ" એ નામના લેખમાં બતાવ્યું છે દયારામને આવાં કાવ્યો રચવાનુ સૂચન મળતું એટલુ જ નહિ, પણ તે ઘણી વખત બીજા કવિઓના વિચારો પણ પોતાનાં પદોમાં ઉતારતા હતા, એમ તેમનાં કાવ્યોનાં તથા બીજા કવિઓનાં કાવ્યોના અવલોકન ઉપરથી જણાય છે પ્રેમાનન્દના ઓખાહરણનો પોતાના ઓખાહરણમાં તેણે કેટલો ઉપયોગ કર્યો છે, તે જાણીતી વાત છે તેણે પોતાનાં કેટલાંક છૂટક પદોના વિચારો પણ બીજા ઉપરથી લીધા છે પ્રેમાનન્દકૃત દશમસ્કધના ૧૩૨ મા કડવા ઉપરથી તેણે પોતાનુ "શ્યામ રગ સમીપ ન જાવુ મારે, આજ પછી શ્યામ રંગ સમીપ ન જાવુ" એ પદ રચેલું લાગે છે તેમ જ પ્રેમાનન્દના ૩૨ મા કડવાના ઘણા ખરા વિચારોનો ઉપયોગ પોતાના 'બાળલીલા'ના કાવ્યમાં કર્યો છે તેણે નરસિંહના એક પદ ઉપરથી પોતાનું 'શિખ સાસુજી દે છે રે વહુજી રહો ઠગે' એ પદ રચેલું જણાય છે * ભાલણના સમગ્ર દશમસ્કધનું દયારામે અવલોકન કરેલું કે કેમ, એ ચોક્કસ કહી શકાય નહિ કારણ કે, ભાલણના કેટલાંક પદોનો ભાવ દયારામનાં કેટલાંક પદોમાં જણાય છે ખરો, પરન્તુ ભાલણનાં પદો ઘણાને મુખ પાઠે પણ હોય છે, તે સાંભળીને પણ દયારામે વિચારો લીધા હોય તેમાથી એક નમૂનો જોઈએ, બને કવિઓના વેણુગીતમા આટલા વિચારો સરખા જણાય છે

ભાલણ— " મુરલી વાહે છે રસાળ વૃન્દાવનમાં શ્રીગોપાળ,
મુરલી આવ્ય સાંભળવા જઈએ
ગૌ ત્રણ ચરતી રહી સાંભળે છે તે માંડી કાન,
આકાશે ચાલે નહિ થોભી રહ્યાં અમર વિમાન

* આ પદ અપ્રસિદ્ધ છે મારા સગ્રહમાથી ઉતારો કરું છું
વહુ તને વારુ રે જાઈશ મા જળ ભરવા,
એ કાળા કાનુડા સાથે રખે ગોઠ કરવા ૧
એ કાનુડો કામણગારો, કાઈ કામણ કરશે,
ઘેલી થાઇશ, પુઠે ધાઇશ, ચિત્ત હરીને લેશે ૨
એ છે કાળો તુ ગોરી તેહને તો નવ મળીએ
મનસા વાચા કહુ છુ તુજને માણસમાથી ટળીએ ૩
વહુ કે સુણો સાસુજી વાડા હુ ચોગું જઈ
નરસિહીઆના સ્વામી સરખી, હું નિર્લજ કેમ થાઉં ૪

મૃગલા મીટ માંડી રહ્યા છે, વૃક્ષ તણાં ન હાલે પાન
મોરલી રાગરંગે સાંભળી, યોગેશ્વર મૂકયા ધ્યાન." (૫૬ ૭૯)

દયારામ — વાગે વૃન્દાવનમા વાંસળીરે, ઉભો ઉભો વગાડે કાંહાન
નાદે વેધી મુનિવર પાંસળી રે, નવ રહી કોને સાન
× × × × × × × ×
જમનાં નીર ચાલે નહી રે, મૃગને મન મોહ થાય
પખી માળામાં માહાલે નહિરે, નાદ સુણત ન રહેવાય
(દ કૃ કા સ. પૃ ૧૪૯)

એક જગ્યાએ તો દયારામે સહેજ ફેરફાર કરીને ભાલણનું આખુ પદ પોતાના નામે ચગાવી દીધુ છે રા કૃષ્ણલાલ ઝવેરીએ પોતાના Milestones in Gujarati Literature એ નામના ગ્રન્થમા જણાવ્યુ છે કે 'સાભળ રે તુ સજની માહારી' એ પદ બનેના નામ ઉપર છે પરન્તુ, ખરી હકીકત તેમ નથી તે બનેમા કેટલોક ભાષામાં ફેર છે, જો કે વિચારો સરખા છે તેમ જ ભાલણના પદની પ્રથમ પક્તિ તો "કહે રે મુહને કામની, કાંહાં તું સાહાસ ભરાણીજી" એ પ્રમાણે છે આપણે તે બને પદો સાથે સાથે રાખીને જોઈએ —

| ભાલણ. | દયારામ. |
|---|---|
| કહેરે મુહને તુ કામની, કાંહાં તુ સાહાસ ભરાણીજી | સાંભળરે તુ સજની મ્હારી, રજની કયાં રમી આવીજી, |
| પરસેવા આવડા કાંહાં વળ્યો, જભમ (?) બે | પરસેવો તુને ક્યાં વળ્યો, તારી ભમ્મર કહાં ભીંજાણી, |
| ભીંજાણી સાચુ બોલોજી ૧ | સાચુ બોલોજી ૧ |
| રાધા કહે હુ ભુલી પડી, વાટ મેં નવ જાણીજી, | વનમાં હુ તો ભૂલી પડીને, અતીશે મુઝાણીજી, |
| વનમાં બીહીની એકલી, તે માટે ઉજાણી, | પરસેવો મને તાં વળ્યો, મારી ભમ્મર તાંહાં |
| સાંભળ સજનીરે ૨ | ભીંજાણી સાભળ સજનીજી ૨ |
| આજવેણી ગુથીહુતીને, છૂટી કયમ વીખરાણીજી | કાલ મેં તારી વેણી ગુથીતી, છૂટી કયમ વિખરાણીજી, |
| ઉતાવળ એવડી થી હુતી જે, જુડી નવ બધાણી | એવડી ઉતાવળ શી પડી જે, ઝુલડી નવ બધાણી |
| સાચુ બોલોજી ૩ | સાચુ બોલોજી ૩ |

ભમરો આની પુસ્તક બેઠો, ઉરાડતા શિર છટુજી,
જતન કરીને બાધતાં, વચ્ચેથી નાડું નટુ
સાંભળ સજનીરે ૪
અતલસની હી નવી શીવડાવી, તે સહીઅરે
વખાણીજી,
× × × ×
સાચુ બોલોજી ૫
માહારૂં હઇડુ આવું ફાટવા, ને વાએ કરીને કાંપુજી,
પીડા ટાળવા તનની, મે કરે કરીને ચાંપુ
સાંભળ સજનીરે ૬
ફૂલ આવડાં કાંહાં થકી, મારગમાં કુણે આપ્યાંજી
એહેવો રસી કુણ મળ્યો જે, પ્રીત કરીને થાપ્યા
સાચુ બોલોજી ૭
વાડીથી ઘેર આવતીને, વાટે મળ્યો વનમાળીજી,
સમ દઇને તિણે આપ્યાં, વાચા તેહની પાળી
સાંભળ સજનીરે ૮
મુખ તંબોળ દીસે ઘણો ને, લાગો છે લોચનજી,
મુખ સરખુ અતિશે ભાસે, જાણે દીધુ એમન
સાચુ બોલોજી ૯
નીસરતાં માએ મુહને, બીડી લઇ ખવરાવીજી,
તંબોળ લઇને આંખે ચાંપો, ખરખર વાતે આવી
સાંભળ સજનીરે ૧૦
હાર હૈએ ઉંહાં છે ને, કોમળ તાહારૂં તનજી,
\+ + + + +
કોયવલ xxxx, દીધુ xxxxવન સાચુ૦ ૧૧

કાગા તે ભમરા શિરપર બેઠા, ઉરાડના સેર તુટીજી
ખમલસમ કરીને બાધતાં, વચમાથી નાડી તુટી
સાંભળ સજનીજી ૪
આ ચોળી અતલસની પહેરી, સઇએરે વખાણીજી
ચોળીની કસ કહાં તુટી, તુ આવડી કહાં ચોળાણી
સાચુ બોલોજી ૫
હૈયુ માહારૂં દુખવા આવ્યુ, વાએ કહીને કાંપ્યુજી,
પીડા ટળવા કારણે, મેં કળે કરી દબાવ્યુ
સાંભળ સજનીજી ૬
આવડાં પુષ્પ કહાંથી વાટે, તુજને કોણે આપ્યાંજી
એવો રગરમીઓ કુણ મળીઓ, પ્રેમ કરીને
આપ્યા સાચુ બોલોજી ૭
સુરજ કળાએ હું જાતી હતી, વાટે મળ્યા
વનમાળીજી,
સમ ખાઇને મુને તેણે આપ્યા, તેની પ્રતિજ્ઞા પાળી
સાંભળ સજનીજી ૮
અવસો ચણિયો કેમ પહેર્યો છે, જેમ તેમ વીંટી
સાડીજી,
સજ્જ થઇને સુન્દરી હાર્વા, વસ્ત્ર પહેરાની વાળી
સાચુ બોલોજી ૯
સા તો સૈયરે કીધો, ઉતાવળી વેગે ચાલીજી,
અવગો ચણીઓ પહેરી દીધો, હવે વસ્ત્ર પહેરી શુ
વાળી સાંભળ સજનીજી ૧૦
નીકળી હતી હુ સહુથી પહેલી, સાથ હમારો
મેલીજી,
પછવાડેથી કયાંથી અબિકા, જઇને હું વહેલી બેરી
સાચુ બોલોજી ૧૧

પચતત્ર/૩ ૧—૦—૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુબાઈ

સ્ફાટિક મણિની માળા પડી તી, દીઠી જઇમેં લીધીજી
શીતળ જાણી હૃદયે ચાંપી, તત્ક્ષણ નાખી દીધી
સાંભળ૦ ૧૨

અધર xxx શ્યા છે, નેશરી xx કર્દા લાગીજી,
તારણી તાહારા અગ વિષે, કામબાણુ ક્યાંહાં વાગ્યાં
સાચુ૦ ૧૩

પોપટ અતીશે મીઠુ બોલતો, તે મેં જઇ ઝાલોજી,
અધર xx દઈ વણુટો, તત્ક્ષણ ઉડી ચાલો
સાંભળ૦ ૧૪

કસ્તુરી તુહને કાંહાં જડીને, પ્રેમળ અતિ ગધાયજી
મેં કડીએ દીઠી નહિ, એહવો વાયશુ વાય
સાચુ૦ ૧૫

ચિતાયે મૃગ એગે હશે, તાંહાં જઈ હું બેઠીજી,
દૃઢ થઈ એ વાસના, માહરા અગર માંહે પેઠી
સાંભળ૦ ૧૬

ચરણો અવળો કાંહાં પેહેરા, ને જમ તમ વીંટી ફાળીજી
સ્વસ્થ થઇને સુન્દરી, હવા વસ્ત્ર પહેરોવાળી
સાચુ૦ ૧૭

સા૦ સહીઅરે કરો, ને ઉતાવળ અતિ કરીજી
જમ તમ વીટી નીસરી, હવા પેહેરશુ ફેરી
સાંભળ૦ ૧૮

પાછળ શામાટે પડી, નીસરીની અમ પેહેલીજી,
સાથ અમારો મેહેલી, ગઈ હુતી તાંહાં પહેલી
સાચુ૦ ૧૯

અધર દંત શ્યા દીસે છે, છાનીએ નખ વાગ્યાજી,
તારણી તારા તનડામાંપેઠી, કામ બાણુ કર્શ વાગ્યો
સાચુ બોલોજી ૧૫

મધુરાં વાચક પોપટ આવ્યો, તેને મેં જઈ ઝાલ્યોજી,
ચંચળ ચાંચ ભરીને નાહો, તત્ક્ષણ ત્યાથી છૂટો
સાંભળ સજનીજી ૧૬

કસ્તુરી અમે બેહેકે છે, આ વનમાં કોણ આવેજી,
સર્વ શરીરેતારે વ્યાપીરહી છે, તે કેમ જાયે ટાંકી
સાચુ બોલોજી ૧૭

મૃગ શલાયે મૃગને બેગે, તેને મેં જઇ ઝાલ્યોજી,
તેની વાસના મારા અતરમાં પેઠી, તે નથી રહેતી ઢાંકી
સાંભળ સજનીજી ૧૮

અવળો ચણિયો કેમ પહેર્યો છે, જેમ તેમ વીંટી સાડીજી,
સજક થઇને સુન્દરી હાવાં, વસ્ત્ર પહેરોની વાળી
સાચુ બોલોજી ૯×

સા૦ તો સૈયરે કીધી, ઉતાવળી વેગે ચાલીજી,
અવળો ચણીઓ પહેરી દીધો, હવે વસ્ત્ર પહેરીશુ વાળી
સાભળ સજનીજી ૧૦×

નીકળી હતી તુ સહુથી પ્હેલી, સાથ હમારો મ્હેલીજી,
પછવાડેથી કયાથી અબિકા, જઇને તુ વહેલી બેઠી
સાચુ બોલોજી ૧૧×

* * *

× આ નિશાની વાળી પંક્તિઓ પૃ ૪૭૪ મા ઉપર મુદ્રાલયમા સરત ચુ થી છપાઈ છે, તેમનુ સ્થાન અહિં છે માટે એટલી ભૂલ સુધારી લેવા માટે વાચકોએ કૃપા કરવી.

વનમાં ભુલી પડી, હું ભોળી એક નારજી,
જાણું પારખું તમને, તિણે લાગી વાર સાંભળ૦ ૨૦
સ્યામ સુંદર તુજને મળ્યા, દીસે છે સગાઈજી,
ઉત્તર તું જે આપે છે તે, જાણી મેં ચતુરાઈ
સાચું૦ ૨૧
જિણી વારે હરિ મળે, તે વારે હું નવ જાઉંજી,
આજ જો હરિ દીઠા હોય તો, કહો તેવા સમ ખાઉં,
સાંભળ૦ ૨૨
સમ તો તારે સુખડી, જે ચાલે વ્યભિચારજી,
સાચું તે કહોથી બોલે, મળ્યો હોયે જાર
સાચું૦ ૨૩
જે જે જેહવું તે તેહવું જાણે, માહારે નહિ કાંઈ
છાનુંજી,
પોતાનું જુઠું કરે તે, પરનું સાચું માનો
સાંભળ૦ ૨૪
એ કામ તો બેહેવું છે, કોઅ ન બોલે સાચુંજી,
હઈડા માહે રાખું, તાહારે બોલે રાચું સાચું૦ ૨૫
નીમ માહારે એહેવો છે જે, અવર પુરૂષ ભાઈ
બાપજી
ભાલણ પ્રભુ રઘુનાથજી, ને નામે જાએ પાપ
સાંભળ૦ ૨૬

નીકળી ..ની હું સહુથી પહેલી સાથ સૈયરનો
સ્હેલીજી,
વાટે હું ભૂલી પડી ગઈ, ત્યાંહાં જઈ બીરી વ્હેતી
સાંભળ સજનીજી ૧૨
શ્યામસુન્દર તને મળ્યા દીસે છે, તે બ્હાગે તું
પસરાઇજી,
જે જે પુછું તેના ઉત્તર આપે આ બધી તુજ
ચતુરાઈ સાચું બોલોજી ૧૭
જે વારે હરિ મળીઆ હોએ, તે વારે નવ જઉંજી,
આજ વારે હરિ મળીઆ હોયે, કહો તેવા
સમ ખાઉં સાંભળ સજનીજી ૧૮
માહારે એની પ્રતજ્ઞા જે પરપુરૂષ ભ્રાત બાપજી,
દાસ દયાના સ્વામીને ભજતાં, ભવની ભાવટ જાય
સાંભળ સજનીજી ૧૯

× × ×

ભાલણના પદની ૨૬ કડીઓ છે, જ્યારે દયારામકૃત કાવ્ય સમહ, દ્વિતીયાવૃત્તિ પૃ ૧૬૯-૭૦) પદમાં ૧૯ કડીઓ છે. આ કડીઓ દયારામે મૂકી દીધી છે કે તેની નકલ કરનાર લહીઆએ મૂકી દીધી છે, તે સમજાતુ નથી દયારામના પદની કડીઓનો અનુક્રમ પણ ફેર છે મેં ભાલણ સાથે સરખાવવાને ભાલણની પ્રત્યેક કડીના સામે, દયારામના પદમાંથી' તે કડી લઈ મૂકી છે અનુક્રમનો અંક દયારામનો મૂળ પ્રમાણે રાખ્યો છે આ સરખાવતાં એટલુ જણાય છે કે દયારામે ભાષામાં ફેરફાર થોડો કર્યો છે, પરન્તુ વિચારો એકના એક રાખ્યા છે

* ૧૮૧૦ વાળી પ્રતમાં પાના ફાટવાથી ઉકત પદ ગયેલુ છે અહિ મારી પ્રતમાથી ઉતાર્યું છે (xxx) આ ચિન્હ કરેલા શબ્દો મૂળ લેખકે ઉતારવા બાકી રાખ્યા છે

રા રા કેશવલાલભાઈએ બીજી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખપદેથી આપેલા ભાષણમાં જણાવ્યુ હતું કે દયારામે ભાલણની દશમલીલાનો પોતાની વાણીમાં ઉદ્ધાર કરીને અર્ધી–કશુ વાણી કીધુ છે ભાલણનુ ઉપરનું પ૦ જોતાં આ અભિપ્રાય સત્ય છે, પરન્તુ આખો દશમસ્કંધ અને દયારામના પદો મેળવતાં એટલુ બધુ સામ્ય ઘણે સ્થળે નથી જણાતુ કે જેથી એવો સામાન્ય આરોપ મૂકી શકાય મારા પોતાના જોવામાં તો સામ્યના એટલાં બધાં સ્થળો આવ્યાં નહિ પણ કદાચ મારી ભૂલ પણ થતી હોય પ્રેમાનન્દ અને દયારામનાં તથા નરસિંહ અને મીરાંનાં કાવ્યો ભાલણનાં પદો સાથે સરખાવી, ભાલણની કવિત્વશક્તિની તુલના વિદ્વાનો કરશે, એવી હુ આશા રાખુ છુ

અપૂર્ણ

---

# મહાત્મા સૉક્રેટીસ–એના જીવનપર દૃષ્ટિ.

લેખક—કેશવ હ. શેઠ.

(અનુસંધાન પૃષ્ઠ ૪૨૭)

વિવાદની બાબતમાં સૉક્રેટીસની પદ્ધતિ બે પ્રકારની હતી અને તેના ઉદ્દેશ પણ બે પ્રકારના હતા તેનો એક હેતુ એ હતો કે અસત્ય વિચારોનુ ખંડન કરવુ, અને તેટના માટે તે વક્રોક્તિનો ઉપયોગ કરતો હતો પહેલાં તો પોતે જ જાણે જીજ્ઞાસુ હોય એ પ્રમાણે તે એકાદ પ્રશ્ન પૂછતો હતો સામા માણસના ઉત્તરમાં કાંઈ દોષ હોય, તો એકદમ તેની વિરુદ્ધ એ જતો નહિ પણ પોતે એ વિચારો સ્વીકારતો હોય એમ બતાવતો પછી માર્મિક અને કવચિત્ અપ્રયુક્ત-પ્રશ્નોથી માણસને તેના વિચારો વિસ્તારવાની, સંવર્દ્ધિત કરવાની, પરિણિતમાં લાવવાની ફરજ પાડતો હતો એટલે કે તેની મૂર્ખતાનો સર્વ પ્રદેશ પ્રસિદ્ધ કરાવતો, અને બીજી જ ક્ષણે તેના વિચારોમાંથી ઉત્પન્ન થતાં અસંભવિત અને પરસ્પર વિરોધવાળાં પરિણામો તેને એવી છટાથી દેખાડી આપતો, કે તે માણસ ગભરાઈ જાય, જાળમાંથી કેમ નીકળવુ તેની તેને ખબર ન પડે, અને છેવટે તે પોતાની ભૂલ પોતાની મેળે જ કબૂલ કરે

સૉક્રેટીસનું એવુ પણ માનવુ હતુ કે અમુક રીતિને અનુસરવાથી અંતઃકરણમાં નવીન સત્યનો સંચાર થાય છે નવીન વિચારો સ્ફુરે છે, અને અમુક પ્રકાશ થવાથી પૂર્વે નહિ જોયેલી વસ્તુઓને મનુષ્ય જોઈ શકે છે તેને એવી પ્રતીતિ હતી કે યોગ્ય રીતિએ મનને ગતિ આપતાં આવડે, તો કેટલીએક બાબતો પોતાની મેળે જ જાણી શકાય અને તેટલા માટે તે

પોતાના શ્રોતાઓની અંત સ્થિત શક્તિઓને ઉત્તેજિત કરતો, અને ધીમે ધીમે, ક્રમે ક્રમે પોતાના વિચારનુ તેને દર્શન કરાવતો હતો પરન્તુ આ સત્ય વ્યંજન પદ્ધતિનો ઉપયોગ જે સત્યોની સદજો-પલબ્ધિ થઈ શકે તેમના સબધમાં, એટલે કે ધર્મ, નીતિ અને અધ્યાત્મના વિષયોમા જ તે કરતો હતો, ભૂગોળ, ઇતિહાસ અને બૂસ્તર જેવા વિષયોમાં એ પદ્ધતિ ફલપ્રદ નીવડી શકે નહિ એ સ્પષ્ટ છે

ત્યારે હવે આપણે બીજા ઉદાહરણમા ઉતરીએ —

## ચેરિફલીજ અને સૉક્રેટીસ.

[વસ્તુ એ હતી કે એક વાર અધિકારી વર્ગે અઘટજતી કૃતિ કરેલી, ને તેથી સૉક્રેટીસ તેઓના સબધી પોતાના સાચા ઉગરના નિયમાનુસાર લોકોમાં કટાક્ષમય ટીકા અને ચળવળ ચલાવવા માંડી હતી આથી અધિકારી વર્ગ ગુસ્સે થયો, અને એને પોતાની નિકટ બોલાવી, દાબ બેસાડતા ફરમાન કર્યું કે, "તમારે યુવાન વર્ગ સાથે વાતચિત કરવી નહિ" (કેમકે ઉશ્કેરી મુકવાનો સભવ લાગેલો ) ત્યારે સૉક્રેટીસે હકારમાં ડોકુ હલાવી એઓની સાથે વિવાદ કર્યો હતો.]

**સૉક્રે**—હુ કાયદાઓને માન આપવા સદાકાળ રાજી છુ પણ અજ્ઞાનમાં કવચિત ચૂક થઈ જાય તેટલા માટે હું પૂછુ છુ કે—બોલવાની આપ મનાઈ કરો છો, તે સારી વસ્તુઓ બોલી શકાય છે તેટલા માટે કે ખરાબ વસ્તુઓ બોલી શકાય છે તેટલા માટે? જો પહેલુ કારણ હોય તો હવેથી દરેક માણસે સારી અને ખરી વાત બોલવા બંધ રાખવુ જોઈશે ! અને જો બીજુ કારણ હોય તો ખરાબ વસ્તુઓને બદલે સારી અને ખરી વસ્તુઓ બોલવાનો પ્રયત્ન થવાની જરૂર છે

**ચેરી**—(વક્રોક્તિથી ગુસ્સે થઈને) તમે અમારી ઇચ્છા સમજી શકતા નથી, તો હુ તમને સહેલી રીતે સમજાવુ છુ—તમારે કોઈ પણ જુવાન માણસ સાથે હવેથી બિલકુલ વાતચીત કરવી નહિ

**સૉક્રે**—હુકમ હુ બરાબર પાળી શકુ, તેટલા માટે મને મહેરબાની કરીને એટલુ કહેશો કે માણસને કેટલી વય સુધી જુવાન ગણવો અને ક્યારે પુખ્ત ગણવો !

**ચેરી**—જ્યા સુધી માણસ રાજ્ય સભામા બેસવાને યોગ્ય ગણાય ના, ત્યાં સુધી તેને જુવાન ગણવો, ત્યાં સુધી તેને સમજ હોતી નથી, માટે ત્રીસ વર્ષની નીચેના માણસ સાથે વાત કરવી નહિ

**સૉક્રે**—પણ મ્હારે કંઈ ખરીદ કરવુ હોય, તો ત્રીસ વર્ષની અંદરના વેપારી સાથે કિમ્મત સબંધી મારાથી વાત થાય કે નહિ?

ચેરી —અલબત, એવી બાબત પૂછવામાં કશી હરકત નથી, પણ તમે તો બેસુમાર બાબતો, જે સબધી તમને ખબર હોય, તેવી પણ પૂછ્યા કરોછો તો એવી વાતની મના છે એમ સમજવાનું

સૉક્રે —આ તો ત્યારે એમ ઠર્યું કે, કોઈ જુવાન માણસ મને પૂછે કે ચેરીકલીજ્ઝ ક્યાં રહે છે, અથવા ક્રિટિયાસ ક્યા છે ? તો મ્હારે તેનો ઉત્તર આપવો નહિ !!

ચેરી —એવા પ્રશ્નના તમારાથી ઉત્તર આપી શકાય પણ સૉક્રેટીસ, એટલું તમે યાદ રાખજો કે મોચી, કે સુતાર, કે બીજા કારીગરોને તો તમારે છૂટા જ રહેવા દેવા તે બિચારા ત્હમારા મ્હોમા આવીને ઘસાઈ ગયા હશે

સૉક્રે —ઠીક, તો એઓના ધધામાંથી ન્યાય ધાર્મિકતા, અને બીજા સદ્ગુણો લગવી જે દૃષ્ટાંતો હુ આપુ છુ તે હવેથી મ્હારે આપવાનાં નહિ ? કેમ ?

આ તીક્ષ્ણ સભાષણના છેલ્ના શબ્દોમા જે ઉચ્ચતા અને વિચારગાભિર્ય છે તે મનન કરવા લાયક છે

( શિક્ષણના ઈતિહાસમાંથી )

## ગ્લાકો અને સૉક્રેટીસ

[ ગ્લાકો એ પ્લેટોનો ભાઈ થતો હતો, ને તેથી તેનાપર સૉક્રેટીસનું મિત્રના ભાઈ પ્રત્યે છાજે તેવી રીતનું હેત રહેતું હતુ ગ્લાકોની વય માત્ર વીસ વર્ષની હતી, અર્થાત તેટલી વયમા મહાન જોખમ ભરેલાં કાર્યો કરી શકવાને તે શક્ત ન હતો, છતા સરકારી કામ માથે ન્હોરી લેવાની એને એટલી ઘેલછા લાગી હતી કે તે કોઈનાથી છોડવી શકાતી નહિ છેવટ સૉક્રેટીસ મળ્યો ]

સૉક્રે —ગ્લાકો ! આપણા " પ્રજાસત્તાક રાજ્ય નો કારભાર ચલાવવાની તમને ઘણી હોંસ છે એવુ મ્હે સાંભળ્યુ છે—ખરીવાત ?

ગ્લાકો —હા, ખરી વાત !

સૉક્રે.—ઘણું ખુશી થવા જેવુ છે, કેમકે તમારા આ ઉત્તમ આશયને અગે તે આશય સિદ્ધ થતાં, તમે તમારા મિત્રોનુ કલ્યાણ કરી શકવાના તમારા કૂળની ખ્યાતિ વધારી શકવાના, અને દેશની ઉન્નતિ પણ તમે કરી શકશો જ, વળી આ ઉપરાંત સર્વત્ર પ્રખ્યા પથરાશે અને સર્વ સ્થળે માન મેળવશો એ જુદુ

(ગ્લાકો આથી ફૂલાયો અને સૉક્રેટીસની ગર્ભિત વાણી સમજી શક્યો નહિ )

ગ્લાકો —અહા !

સૉક્રે—વારૂ, ગ્લાકો ! પ્રતિષ્ઠા પામવી, ને મોટાઈ મેળવવી એવો તમારો આશય છે–તે ઉપરાત હુ ધારૂં છુ કે લોકોપયોગી થવુ એવો ઉદ્દેશ પણ બેગેબેગો તમારો હોવો જોઈયે–તે તો હશે જ

ગ્લાકો —બેશક

સૉક્રે — અને દેવને સાક્ષીભૂત રાખી સાચુ કહો જોઉં, કે સસ્થાનવાસીયોને ઉપયોગી થવા જેવા કાર્ય કરવાની તમે કઈ વ્યવસ્થા ઘડી કહાડી છે? (ગ્લાકો ગુચવાયો અને સોક્રેટીસે અગાડી ચાલૂ રાખ્યૂ) મને લાગે છે કે આ સસ્થાનને ગબ્બર કરવું, એટલે અહીંનુ મેહેસૂલ વધારવુ એવો તમારો હેતુ હશે–નહિ!

ગ્લાકો —મારા જ મનની વાત તમે બોલ્યા!

સૉક્રે —ત્યારે તો તમે આ બાબતથી સર્વાંશે પ્રવીણ જ હશો–બેશક, બધી રીતે 'ખાં' બનેલા હોવ જોઈયે, કોઈ એકાદ ખાતામાથી આવક આવતી અટકે, તો એ ખોટ પૂરી પાડવાના અન્ય સાધન સપાદન કરવા તે સઘળાની માહિતી મેળવવાના પાઠ તો હૃદયમા રમી જ રહલા હશે!

ગ્લાકો—મ્હારે કહેવુ જોઈયે કે મ્હને એ સબધી તો ખ્યાલ જ આવ્યો નથી

સૉક્રે—એ તો જાણે ઠીક, ત્યારે સસ્થાનના કુલ ખર્ચની તો માહિતી મેળવી હશે જ, કેટલો ખર્ચ નકામો થાય છે, તે જાણીને નકામો થતો ખર્ચ બધ કરવાથી આવકમાં વધારો થાય એ તો–

ગ્લાકો—ખરૂ, પણ એના વિચાર તો કર્યા નથી

સૉક્રે—તો આવી બાબતોથી અજ્ઞાન માણસ સસ્થાનને ગબ્બર કરી શકે એ વાત આકાશ–કુસુમવત નહિ?

ત્યાર પછી સૉક્રેટીસે માયાળુ લાગણી દર્શાવતાં તેને પોતાની છાતીએ દમાવ્યો અને સ્નેહાલ હૃદયે કોમળ શિક્ષણ આપતાં કહ્યુ કે-ભના માણસ, માન-યશની મિથ્યા મોટાઈ ખાટવાની ખાતર અજાણ્યા વિષયમાં માથુ મારવા જતાં અપમાન અને અપયશ વ્હોરી લેવાય છે અને ત્યાર પછી ગ્લાકો બિલકૂલ સુધરી ગયો.

અલબત! આ ઉપદેશ સર્વદેશીય હોઈ સર્વને એક સરખો લાગુ પડશે, જે કોઈ અજાણ્યા વિષયમાં માથુ મારવા લલચાતા હશે, તેમને તેમની પરિસ્થિતિનું મૂગા બોધે ભાન થયા સિવાય રહેશે નહિ

હવે આ પ્રમાણે જ અજાણ્યા વિષયમાં માથુ મારનાર એક અન્ય મહાશય સાથે સૉક્રેટીસને આપણે બોલતો–ચાલીયે

### યૂથીડેમસ અને સૉક્રેટીસ.

[યૂથીડેમસ એ એક મિથ્યાભિમાની અને મહત્વાકાંક્ષી તરુણ હતો તેને નગરના શાસનમાં ભાગ લેવાની ઘણી અભિલાષા હતી, પોતાની વયના તરૂણોના કરતાં પોતે ઘણો વધાર ડાહ્યો છે, એમ બતાવવાને તેણે ઘણાં પુસ્તકો એકઠાં કરેલાં અને એ પુસ્તકોથી તે

એથેન્સનો શાસક થવાને અને રાજકીય બાબતોમાં સલાહ આપવાને યોગ્ય છે એમ સિદ્ધ કરી આપવાની તે આશા રાખતો હતો આ અજ્ઞાન અને મિથ્યાભિમાની તરૂણનો મદ ઉતારવાની સૉક્રેટીસને જરૂર જણાઈ અને પ્રસગવશાત્ યૂથીડેમસ પોતાના કેટલાએક ખુશામતખોર મિત્રોની સાથે એક લગામો બનાવનારની દુકાને બેઠો હતો ત્યાં સૉક્રેટીસ જઈ ચઢ્યો અને પોતાના સભાષણની શરૂઆત કરી ]

સાક્રે —મને લાગેછે કે યૂથીડેમસે પોતાના પહેલા ભાષણની તૈયારી કરી મૂકી છે, અને હૂ ધારૂ છૂ કે તે નીચે પ્રમાણે જરૂર કરશે " અહો ! એથેન્સવાસીઓ ! હૂ કોઈપણ માણસ પાસેથી કદાપિ કશુ પણ શીખ્યો નથી, તેમ જ જેઓ વાણી અને ક્રિયામાં કુશળ કહેવાય છે તેમની સાથે મ્હેં વાતચિત કરી નથી, અને કોઈપણ સજ્જને મ્હેં મ્હારા ગુરૂનું પદ આપવાની દરકાર કરી નથી મ્હેં એથી ઉલટુજ કર્યું છે એટલે કે હૂ કોઈ માણસ પાસેથી કશુ શીખ્યો નથી એટલું જ નહિ પણ તેવુ દેખાય પણ નહિ તે માટે મ્હેં સભાળ લીધી છે, અને તો પણ-કશા પૂર્વ ચિંતન વગર મને જે સલાહ સુઝે તે તમને આપવાને હું તત્પર છૂ" ( આમ બોલ્યા પછી સૉક્રેટીસે એ જ ભાષણનો નીચે પ્રમાણે પરિહાસ કર્યો હતો ) " અહો ! એથેન્સવાસીઓ ! હું કદાપિ કોઈ માણસ પાસેથી વૈદક શીખ્યો નથી, અને કોઈ પણ વૈદ્યને મારા ગુરૂનુ પદ આપવાની મ્હેં દરકાર કરી નથી મ્હેં એથી ઉલટુજ કર્યું છે એટલે કે હૂ કોઈ માણસ પાસેથી કશુ શીખ્યો નથી, એટલુંજ નહિ પણ તેવુ દેખાય પણ નહિ એ માટે મ્હેં સભાળ લીધી છે, અને તો પણ—તમે મને વૈદ્યની પદ્દિ આપો એમ હૂ ઇચ્છૂ છૂ, કારણ કે હૂ તમારા પર પ્રયોગો કરીને જાણવાનુ જાણી લઇશ "

( શિક્ષણના ઇતિહાસમાંથી )

ઝેનોફન કહેછે કે આ પ્રમાણેની શરૂઆત સાંભળીને બધા હસી પડ્યા હતા

આ સિવાય એ જ યૂથીડેમસને સૉક્રેટીસે ઈશ્વરના અસ્તિત્વ વિષે આપેલો રદ્દિયો પણ અટલો જ તાજુબ કરનારો છે-વિસ્તારભયને લીધે આપણે તે અત્ર જોઈ શકીશૂ નહિ

જ્યારે જ્યારે સૉક્રેટીસ રહામા માણસ સાથે સવાદમાં ભળે, ત્યારે ત્યારે તે લોકો થોડીવાર પછી બિલકૂલ ગભરાઈ જતા અને પ્રત્યુત્તર આપવાનો કશો જ વિચાર મગજમાંથી મ્હોડે ઉતરી આવે નહિ, અને ત્યારે પછી તેઓ ચિડવાઈ જતા તથાપિ ચિડવાઈ જાય, એટલે સૉક્રેટીસ એઓને છટકવા દેતો નહિ તેઓ જ્યારે રોશે ભરાય અને આડાઅવળી લહુર્યાં નાંખી સૉક્રેટીસને હડધુત કરે ત્યારે ધીમે રહીને અને પુર્ણ શાન્ત ચ્હેરે સૉક્રેટીસ માર્મિક ચિણગારી ચાપતો સૌરીસ્ટો સાથેના સવાદમાં આમ બનેતુ, ત્યારે એણે કેવાં વચન વાપરેલાં તેની વાનગી ધરૂ – ' પન્નિરાજ !

કૃપા કરીને મ્હારી અલ્પ બુદ્ધિથી સમજી શકાય, તેવુ ભાષણ કરીને મ્હારી શકાનુ સમાધાન કરશો મ્હારાજ ! આપના સૂક્ષ્મ તેમ જ ગૌઢ પ્રશ્નો સમજવા જેવી મ્હારામાં બુદ્ધિ નથી, અને તે ધ્યાનમાં રાખી શકાય, તેવી સ્મરણ શક્તિ પણ નથી માટે ગુચવાડા ભરેલુ બોધો મા ' આમ બોલવાનું પ્રયોજન કેવળ એટ ું જ હતુ કે સોફીસ્ટો માત્ર ધૂર્તતાની પદ્ધતિએ શબ્દપાડિત્ય જ વાપરતા હતા

ગમે તેમ હ્હોય સૉક્રેટીસની આવી શૈલીથી ઘણા લોકો તેના શત્રુ થવા પામ્યા, એ તો ઉચિત છે કે વિચારશીલ અને ઉમદા હૃદયના લોકો હ્હેની યોગ્ય કદર બુજે, અને એથી ઉલટૂ નબળા અને હલકા મનના માણુસો હ્હેની આવી પદ્ધતિથી ચિડવાઈને અ ાવત કરે ! તથાપિ અદાવતો અને નીચ ચર્ચાઓ સહેવા માટે એના પીઠ કાચમાની હતી

શત્રુઓને જ્યારે એને છેક નારાજ કરવા અથવા એનુ ભારે અપમાન કરવાનુ સવાદ દ્વારા કે કોઈ અન્ય પ્રકારે સુઝયુ નહિ, ત્યારે તેઓએ એને લગતુ ઉલટી રીતનુ એક નવુ નાટક ઉપજાવી કાઢ્યુ અને સૉક્રેટીસનો ખરાબમાં ખરાબ અસર કરે એવો પાઠ અદર ભજવી બતાવવામા આવ્યો આ નાટક જ્યારે ભજવાવનુ હતુ, ત્યારે સૉક્રેટીસને આમત્રણ કરેલુ નમ્ર હૃદયના સૉક્રેટીસે એનો અનાદર નહિ કરતાં થિએટરમાં ગમન કર્યું, અને જ્યારે એણે જાણ્યુ કે આ નાટક કેવળ કપોળકલ્પિત રીતે પોતાને અપમાન આપવાની ખાતર જ ઉપજાવી કાઢ્યુ છે, ત્યારે તે પણ તેટલો જ શાન્ત, સહનશીલ અને હસમુખો રહેતો જણાયો–આ કેટલૂ આત્મ પ્રબળ ! સૉક્રેટીસનો વેપ આવે, ત્યારે તેને ખીજવવાની જ ખાતર જાણીબુજીને "ઑડીયન્સ" પૂછતા કે આ સૉક્રેટીસ કયો ? ત્યારે સૉક્રેટીસ પોતાની 'સીટ' પરથી ઉભો થઈને સવપર દૃષ્ટિ ફેરવી માયાળુ સ્વભાવે કોમળ શબ્દોમાં બોલતો કે —સૉક્રેટીસ આ રહ્યો, મારા તરફથી નાટકકારોને કોઈ દહાડો શીવી રીતે સતોષ થયેલો નહિ, તે આમ આડકતરી રીતે થયો તે જાણી મ્હને પણ આનદ થાય છે, અને પ્રેક્ષકવર્ગ ! એ આનન્દની વધાઈમાં હુ આજે આપ સઘળાઓને "હસાવવાની" મિજબાની આપવા ભાગ્યશાળી બન્યો છૂ ! બેશક, જો આ ખેલથી બધાને આનદ જ થતો હોય તો તેની ખાતર મ્હારે મશ્કરી વેઠી લેવી જ જોઈ એ " સઘળા સ્તબ્ધ જ બની ગયા, અને વધારે સ્તબ્ધ તો તેથી જ બન્યા કે નાટક ભજવતા તેઓએ જે પરિણામ આણવા ધારેલૂ, તે આવ્યુ જ નહિ

આત્મશ્રદ્ધા, સાત્વિકવૃત્તિ, પ્રામાણિકતા અને સત્ય–ન્યાયને માન આપવાનુ તો હજુ હવે જ સૉક્રેટીસ આપણને શિખવશે

જ્યારે નાટકનો યત્ન નકામો ગયો, ત્યારે અધિકારી વર્ગે તેનુ કાસલ કાઢવા એક ગભીર આરોપ તેના ઉપર ઢોળી પાડયો હતો આ આરોપ મજબૂત અને બન્ધબેસતો હતો તે એ કે –એથેન્સના છોકરાઓને એ જે શિક્ષણ આપે છે, તેથી છોકરાઓની બુદ્ધિ સૉક્રેટીસ જેવી ઝક્કી અને જડ (!) બની જાય છે ! અને એ તો ખઈ જ કે

સૉક્રેટીસ પોતાના જેવા (તત્વવેત્તા) બીજાઓને શિક્ષણ અને સસર્ગ દ્વારા બનાવી શકે-અને તે લોકોને શી રીતે રૂચે ? એક સૉક્રેટીસ જ્યારે આટનો ભારે પડતો હતો, તો તેવા વધારે સૉક્રેટીસ દેશને હલાવી મૂકે એ સ્પષ્ટ છે ત્યારે છોકરાઓ બગડતા હોય તો સૉક્રેટીસને એવો હૂકમ ફરમાવવામાં આવે, કે તેણે હવે પછી છોકરાઓને શિક્ષણ આપવાનું માંડી વાળવુ, પરન્તુ જે છોકરાઓ બગડી ગયા (!) છે તેને માટે તો સૉક્રેટીસને સજા થવી જ જોઇયે—આવા ભાવાર્થની અરજી ઘડીને ન્યાયાધિશને પહોચાડવામાં આવી આ વાતની સૉક્રેટીસના અનુયાયીને (મિત્રને) ખબર પડી એટલે એક નિર્દોષ આત્મા અન્યાયથી માર્યો જશે એવી નબળી દહેશતથી તેણે અરજીનો એવો સરસ રદિયો ઘડી કહાડ્યો કે જેથી ભલભલા કઠોર કાળજાના ન્યાયાધિશને તેના તરફ માન અને ભક્તિ ઉપજ્યા સિવાય રહે નહિ જ્યારે આ રદિયો ઘડીને સૉક્રેટીસને બતાવવામાં આવ્યો, ત્યારે તેણે એવો જવાબ આપ્યો કે, "મિત્રના બચાવ માટે આ રદિયો જે ઘડાયો છે, તે અલકાર શાસ્ત્રના નિયમોને અનુસરીને જેટનો ઘડાયો છે, તેટનો પદ્ધિતની ધીરજ અને અભિપ્રાયને મળતો આવતો નથી. અને તેથી મ્હને તે શોભાસ્પદ લાગતો નહિ હોવાથી મારે તે માન્ય નથી"

છેવટ કેસ ચાલ્યો, અને સૉક્રેટીસ પાસે બચાવના પૂરાવા માંગવામા આવ્યા, ત્યારે તેણે કોઈ પણ દલિલ એવી રજૂ કરી નહિ કે, જેથી દયાની ખાતર પણ ન્યાયાધિશ તેના પર રહેમ નજરે નિહાળે ઉલટૂ એણે તો એવૂ જ કહેવા માડ્યુ કે —"મારા પર જે આરોપો ઢોળી પાડવામા આવ્યા છે, તે બિલકુલ ઢગધડા વગરના—નમાલા બિન પ્રયોજન છે અને તે હુ ખોટુ કહેતો હોઉં તો તમારે તે પૂરવાર કરી આપવુ જોઈયે કેવાં કારણોથી, કેવા બનાવોથી અને કોના કહેવાથી મારી કૃતિ અથવા મારાં આચરણ અવળા માર્ગે દોરનારાં પૂરવાર ઠરે છે તે જ પ્રથમ તો મને સપ્રમાણ વિદિત કરવુ જોઈયે" સૉક્રેટીસે પોતાનુ નિડરપણું, અને દૃઢ નિશ્ચય સાંભળનારના લક્ષમાં સ્પષ્ટ આવે તેવી રીતે પ્રદર્શિત કર્યાં, અને તે વખતે તેનો ચ્હેરો, તથા અગચેષ્ટા પણ ફરિયાદીના જેવાં ન હતાં તે એટનો તો દિલાવરી અને ગભીરતાથી બોલ્યો હતો કે, તે ઉપરથી એ, જાણે ન્યાયાધિશોનો ગુરૂ જ કેમ ન હોય તેવો ભાસ થતો હતો. તો પણ તેના બોલવામા તે જરા પણ મર્યાદા, ઓળખો ન હતો અને તો પણ પહેલેથી નિશ્ચય કરી બેઠેલા ન્યાયધિશોને એના તરફથી જરા પણ (આશા રાખવામાં આવી હતી તેવી) ખુશામતો, માન કે અણુછાજતી નમ્રતા ન મળી એટલે તેઓ ગુસ્સે થયા અને સૉક્રેટીસ જો પોતાના પર ઢોળવામાં આવેલા આરોપની ક્ષમા ન માગે તો તેને ઝેર આપી જાન લેવાની સજા ફરમાવવાનો ચૂકાદો થયો! સત્યનિષ્ટ સૉક્રેટીસે અન્યાયયુક્ત ક્ષમા નહિ માગતાં મોતને વધારે પસદ કર્યું, ત્યારે

કૃપા કરીને મ્હારી અલ્પ બુદ્ધિથી સમજી શકાય, તેવુ ભાષણ કરીને મ્હારી શંકાનુ સમાધાન કરશો મ્હારાજ! આપના સૂક્ષ્મ તેમ જ પ્રૌઢ પ્રશ્નો સમજવા જેવી મ્હારામાં બુદ્ધિ નથી, અને તે ધ્યાનમાં રાખી શકાય, તેવી સ્મરણ શક્તિ પણ નથી માટે ગુચવાડા ભરેલૂ બોલો મા ’ આમ બોલવાનું પ્રયોજન કેવળ એટલ જ હતુ કે સોફીસ્ટો માત્ર ધૂર્તતાની પદ્ધતિએ શબ્દપાંડિત્ય જ વાપરતા હતા

ગમે તેમ હોય સૉક્રેટીસની આવી શૈલીથી ઘણા લોકો તેના શત્રુ થવા પામ્યા, એ તો ઉચિત છે કે વિચારશીલ અને ઉમદા હૃદયના લોકો ત્હેની યોગ્ય કદર બુજે, અને એથી ઉલટૂ નબળા અને હલકા મનના માણસો ત્હેની આવી પદ્ધતિથી ચિડવાઈને અદાવત કરે ! તથાપિ અદાવતો અને નીચ ચર્ચાઓ સહેવા માટે એના પીઠ કાયમાની હતી

શત્રુઓને જ્યારે એને છેક નારાજ કરવા અથવા એનુ ભારે અપમાન કરવાનુ સવાદ દ્વારા કે કોઈ અન્ય પ્રકારે સુઝયું નહિ, ત્યારે તેઓએ એને લગતુ ઉલટી રીતનુ એક નવુ નાટક ઉપજાવી કાઢ્યુ અને સૉક્રેટીસનો ખરાબમાં ખરાબ અસર કરે એવો પાઠ અંદર ભજવી બતાવવામા આવ્યો આ નાટક જ્યારે ભજવાવતુ હતુ, ત્યારે સૉક્રેટીસને આમંત્રણ કરેલુ નમ્ર હૃદયના સૉક્રેટીસે એનો અનાદર નહિ કરતાં થિએટરમા ગમન કર્યું, અને જ્યારે એણે જાણ્યુ કે આ નાટક કેવળ કપોળકલ્પિત રીતે પોતાને અપમાન આપવાની ખાતર જ ઉપજાવી કાઢ્યુ છે, ત્યારે તે પણ તેટલો જ શાન્ત, સહનશીલ અને હસમુખો રહેતો જણાયો—આ કેટલૂ આત્મ પ્રબળ! સૉક્રેટીસનો વેષ આવે, ત્યારે તેને ખીજવવાની જ ખાતર જાણીબુઝીને "ઑડીયન્સ" પૂછતા કે આ સૉક્રેટીસ કયો ? ત્યારે સૉક્રેટીસ પોતાની 'સીટ' પરથી ઉભો થઈને સર્વપર દૃષ્ટિ ફેરવી માયાળુ સ્વભાવે કોમળ શબ્દોમાં બોલતો કે'—સૉક્રેટીસ આ રહ્યો મારા તરફથી નાટકકારોને કોઈ દહાડો સીધી રીતે સંતોષ થયેલો નહિ, તે આમ આડકતરી રીતે થયો તે જાણી મ્હને પણ આનંદ થાય છે, અને પ્રેક્ષકવર્ગ ! એ આનન્દની વધાઈમાં હુ આજે આપ સવળાઓને "હસાવવાની" મિજબાની આપના ભાગ્યશાળી બન્યો છૂ! બેશક, જો આ ખેલથી બધાને આનંદ જ્યતો હોય તો તેની ખાતર મ્હારે મશ્કરી વેઠી લેવી જ જોઈ એ " સઘળા સ્તબ્ધ જ બની ગયા, અને વધારે સ્તબ્ધ તો તેથી જ બન્યા કે નાટક ભજવતા તેઓએ જે પરિણામ આણવા ધારેલૂ, તે આવ્યુ જ નહિ

આત્મશ્રદ્ધા, સાત્વિકવૃત્તિ, પ્રામાણિકતા અને સત્ય—ન્યાયને માન આપવાનુ તો હજુ હવે જ સૉક્રેટીસ આપણને શિખવશે

જ્યારે નાટકનો યત્ન નકામો ગયો, ત્યારે અધિકારી વર્ગે તેનું કાસલ કાઢવા એકાદ ગભીર આરોપ તેના ઉપર ઢોળી પાડ્યો હતો આ આરોપ મજબૂત અને બન્ધબેસતો હતો તે એ કે —એથેન્સના છોકરાઓને એ જે શિક્ષણ આપે છે, તેથી છોકરાઓની બુદ્ધિ સૉક્રેટીસ' જેવી ઝક્કી અને જડ (!) બની જાય છે! અને એ તો ખરૂં જ કે

નમાંથી જ્યારે ટપકર્યાં ત્યારે સમય સાંપીને કેટો નામના એક પ્રવીણ મિત્રે કારાગૃહમાંથી ન્હાસી છૂટવાની કરેલ ગોઠવાઈ સૉક્રેટીસને તેણે કહી સંભળાવી ત્યારે સૉક્રેટીસે તેના મનનું સમાધાન કરતાં કહ્યું કે "હું જે રાજ્યમાં વસું છું,તે રાજ્યનો સ્વીકાર કરીને જ હું વસ્યો હતો, તે હવે હું સામાન્ય રીતે લોક રિવાજને ઓળંગીને ન્યાયને શી રીતે હડસેલી મુકુ? ન્યાયને મારે માન આપવું જ જોઈએ પછી ગમે તો તે ખરો હોય કે ખોટો, અથવા મને કહો કે અહીંથી ન્હસાડીને તમે મ્હને ક્યાં લઈ જશો–એવી કેવી જગા છે કે જ્યાં માણસ સદા જીવતા જ રહેતો હશે!"

મરણને આગને દિવસે તેના મિત્રોએ જેટલો સત્સમાગમ બોધ, અને સ્નેહીના સહજીવનનો લાભ લેવાય તેટલો લીધો, અને બીજે દહાડે તૈયાર થઈ આવેલા ઝેરના પ્યાલાને–ન્હાના પ્યાલાની પેઠે ગટગટાવી ગયો–અથવા કહો કે એ ઉદ્ભિદ વેરાનમાં ખીલેલા પુષ્પ વેરાનને માટે છાજ્યું નહિ, તે છેવટ પુષ્પના નિપજાવનાર–દેવને શિર ચડ્યું

'બ્હાનામાં બ્હાનો જીવ છે' એવું કહેનારના મ્હોંમાં ફાયર મારનાર આ વિરલ વીરલો આપણને શું શીખવે છે? કોઈએ સ્નેહને માટે પ્રાણની પરવા કરી નથી પણ આણે સત્ય–નીતિને ખાતર દેહ છોડ્યો–કે જે દેહના વિયોગથી એને છેડનારા જ હજારો નટખટીઆઓ આખરે પસ્તાઈને ઝુરી ઝુરીને અને વગર મોતે મરી જવા પામ્યા હતા અને સૉક્રેટીસે ભાખેલ ભવિષ્ય ( પાછળથી કદર આગશે ) ખરૂં પડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો

સઘળી વાતે સૉક્રેટીસની પ્રશંસા અને એવું અનુકરણ કરવા જેવું પ્રસ્તુત પ્રસંગોમાંથી વાચકને મળી આવે, તે છતાં મ્હારે જણાવવું જોઈએ કે સૉક્રેટીસને સઘળા જ ચ્હાતા ન હતા ( એવું પણ આમાંથી તારવી શકાય ) તથાપિ ન ચ્હાનાર વર્ગ કેવી કોટિનો હોવો જોઈએ–તેમ જ તે કોટીનો વર્ગ તેના સત્ય વર્તનને પણ કેવી દ્રષ્ટિથી જુવે તે સમજવું કાંઈ જ અઘરૂં નથી અને એતો ઉચિત છે કે દુનિયામાં એવો કોઈ પણ સર્વ માન્ય પુરૂષ થવા પામ્યો નથી–ને થશે પણ નહિ અને જો તેમ થાય તો દુનિયાને 'દોરંગી'નું લાગતું વિશેષણ અસ્થાને કહેવાય રામનો દાખલો આપણે લઈશું તો પણ તેને વગોવનાર વર્ગ હતો અને આ સિવાય કોઈપણ દૃષ્ટાંત જોતાં તેવી જ મતલબ બ્હાર પડવાની

ત્યારે આનો હવે ઉપસંહાર કરીએ તો સૉક્રેટીસના જીવનની ઝાંખીપરથી એક તો તે મહાત્મા પદને યોગ્ય ઠરે છે, અને એ મહાત્માનું રહસ્ય કેવું હોય–તે સ્પષ્ટતાથી ઉતારીએ તો –"સાધુજનોનું રહસ્ય સર્વથા વિજયથી પ્રવર્તે છે, તે વિજયથી પ્રવર્તે છે તો કેવું હશે? વાંચનાર ! તેમનાં હૃદયની વૃત્તિ પ્રિયગુણોથી છલોછલ ભરેલી હોય છે, તેમની વાણીમાં નિયમ હોય છે તે વિનયથી મધુર હોય છે, તેમની બુદ્ધિ સ્વભાવથી જ સરલ, સત્યનિષ્ઠ ને કલ્યાણકારી હોય છે, અને તેમના

તેના એક મિત્રે કાલાવાલા કરતા દીનવદને કહ્યુ કે "અરેરે! બીન અપરાધી માર્યા જાવ છો." ભલા સૉક્રેટીસે એને શાન્ત પાડતા કહ્યુ

"પ્રભુના દરબારમા અપરાધી ઠરીને પ્રવેશવુ તમે પસંદ કરો છો?" અને આવુ બોલતી વખતે તેના વદન પર ઓજસ અને હસરજ રમતાં હતા સહનશીલતાની, દઢતાની અને ઈશ્વર પરના આકીનની સીમા શુ અહીં નથી? વળી ન્યાયાધિશોને પણ આમ જ કહ્યુ કે –"મને ઠાર મારો, પણ મને પીડવાનુ તમારામા કશુ જ સામર્થ્ય નથી" સૉક્રેટીસના આ વાક્યોમાંથી એવો ભાવાર્થ નિતરે છે કે, નશીબ એ ધન, દોલત, આરોગ્ય અને મનુષ્ય વગેરે શરીર ક્ષણભંગુર સંપત્તિનું હરણ કરી શકશે પણ તેથી વણ નુકશાન નથી કારણ કે 'હું' એ શરીર નથી પણ તે તો આત્મા છે, અને આત્માનુ સદાચરણ, તેની નિર્દોષતા અને ઔદાર્ય જે અંદરનાં ચૈતન્ય છે, (તે ઉત્તમ સંપત્તિ છે), બળાત્કારે લઈ લેવાને બ્હારનાં સાધન છેક નમાલા છે

પાપ સિવાય બીજા કશાથી પણ ન ડરવુ તેનુ તેના શિષ્યો પ્રત્યે પ્રથમ જ શિક્ષણ હતુ અને તેનો અમલ કરાવ્યો એ જોવાય છે તે જો પાપ કરનાર હત તો બેશક ન્યાયાધિશોને પગે પડ્યો હત, અને તેણે ક્ષમાની ભીખ માગી હત તથાપિ તેવુ તો હતુ જ નહિ તેને ખાત્રી હતી કે "આજના લોકો મ્હને પૂરા ઓળખતા નથી, પણ હવે પછી થનાર લોકો આ મ્હારી ખાશિયતની પૂરી પરીક્ષા કરશે"

કહેવાય છે કે સૉક્રેટીસ કારાગ્રહમા ગયો ત્યારથી કારાગ્રહ નામ મટીને તેની કોટડી 'સદાચાર' નામથી ઓળખાતી!

ગરીબની ઝૂપડીમાં જન્મેલો આ પુરુષ–નરવીર આપણને વધારે વધારે તેજ નથી બક્ષતો? ફિલસુફો કહે છે તે ન્યાયે–ચન્દનકાષ્ટ જેમ ઘસાય તેમ તેમાંથી વધારે પરિમલ પમરે–એ રીતે–ઘણી વિપત્તિમાં આપણને સૉક્રેટીસ ઘણો મહાન નથી લાગતો? અરે–એક મહિના સુધી જેલમાં રાખી ત્યારપછી ઝેર આપી જાન લેવાને ઠરાવ નક્કી થયા પછી પણ, કારાગ્રહમાં જ્યારે એક એનો મિત્ર એને મળવા ગયો, ત્યારે સૉક્રેટીસને શાન્તિથી ઘસઘસાટ ઉંઘતો જ જોયો હતો! શી શાન્તિ! અને શી નિખાલસતા!! સ્થિર અને નિશ્ચિત નિયમોને તે વળગી રહેતો, અને તે કોઈને છોડયો છૂટતો જ ન હતો આને લોકો તો શુ? પણ તેના અંગત મિત્રો હઠ કહે તો–અથવા સુખી ફિલસુફી કહીને મનના માળા થઈ જતા! સૉક્રેટીસે આવા સમાધાન માટે "આત્માના અમરત્વ" વિષયે વિદિત કરેલો વિસ્તૃત વિષય ઘણો મનન કરવા યોગ્ય છે અને એના પ્રમાણે જ મિત્રોને કૈંક શાન્તિ મળી હતી

વળી ઝેર પીવાને દહાડે જ્યારે એનો સગા વહાલાં રોઝે મર્યા, સ્ત્રી પોતાનાં બાળકોને લઈને છાતી ફાટ રડકકળ કરતી આવી, ત્યારે વાત્સલ્યતાને અંગે બેચાર બિન્દુ સૉક્રેટીસના નય

નમાંથી જ્યારે ટપકર્યાં, ત્યારે સમય સાધીને ક્રેટો નામના એક પ્રવીણ મિત્રે કારાગ્રહમાંથી ન્હાસી છૂટવાની કરેલ ગોઠવાઈ સૉક્રેટીસને તેણે કહી સમજાવી ત્યારે સૉક્રેટીસે તેના મનનું સમાધાન કરતાં કહ્યું કે "હું જે રાજ્યમાં વસું છું, તે રાજ્યનો સ્વીકાર કરીને જ હું વર્ત્યો હતો, તે હવે હું સામાન્ય રીતે લોક રિવાજને ઓળંગીને ન્યાયને શી રીતે હડસેલી મુકું ? ન્યાયને મારે માન આપવું જ જોઈએ પછી ગમે તો તે ખરો હોય કે ખોટો, અથવા મને કહો કે અહીંથી ન્હસાડીને તમે મ્હને ક્યાં લઈ જશો—એવી કેવી જગા છે કે જ્યાં માણસ સદા જીવતો જ રહેતો હશે !"

મરણને આગલે દિવસે તેના મિત્રોએ જેટલો અનુરાગ બતાવ્યો, અને સ્નેહીના સહજીવનનો લાભ સેવાય તેટલો લીધો, અને બીજે દહાડે તૈયાર થઈ આવેલા ઝેરના પ્યાલાને-ન્હાના પ્યાલાની પેઠે ગટગટાવી ગયો-અથવા કહો કે એ ઉદ્દંડ વેગનમા ખીલેના પુષ્પ વેરાનને માટે છાજ્યું નહિ, તે છેવટ પુષ્પના નિપજાવનાર-દૈવને શિર ચડ્યું

'બ્હાનામાં બ્હાનો જીવ છે' એવું કહેનારના મ્હોમા હાથ મારનાર આ વિરલ વીરનો આપણને શું શીખવે છે ? કોઈએ સ્નેહને માટે પ્રાણની પરવા કરી નથી, પણ આણે સત્ય-નીતિને ખાતર દેહ છોડ્યો-કે જે દેહના વિયોગથી એને છે, તેના જ હજારો નટખટીઆઓ આખરે પસ્તાઈને ઝૂરી ઝૂરીને અને વગર મોતે મરી જવા પામ્યા હતા અને સૉક્રેટીસે ભાખેલ ભવિષ્ય ( પાછળથી કદર અકારો ) ખરું પડવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો

સઘળી વાતે સૉક્રેટીસની પ્રશંસા અને એનું અનુસરણ કરવા જેવું પ્રસ્તુત પ્રસંગોમાંથી વાચકને મળી આવે, તે છતાં મ્હારે જણાવવું જોઈએ કે સૉક્રેટીસને સઘળા જ ચ્હાતા ન હતા ( એવું પણ આમાંથી તારવી શકાય ) તથાપિ ન ચ્હાનાર વર્ગ કેવી કોટિનો હોવો જોઈએ-તેમ જ તે કોટીનો વર્ગ તેના સત્ય વર્તનને પણ કેવી દૃષ્ટિથી જુવે તે સમજવું કાંઈ જ અઘરૂં નથી અને એતો ઉચિત છે કે દુનિયામા એવો કોઈ પણ સર્વ માન્ય પુરુષ થવા પામ્યો નથી-ને થશે પણ નહિ અને જો તેમ થાય તો દુનિયાને 'દોરંગી' નું લાગતું વિશેષણ અસ્થાને કહેવાય રામનો દાખલો આપણે લઈશું તો પણ તેને વગોવનાર વર્ગ હતો અને આ સિવાય કોઈપણ દૃષ્ટાંત જોતા તેવી જ મતલબ બહાર પડવાની

ત્યારે આનો હવે ઉપસંહાર કરીએ તો સૉક્રેટીસના જીવનની ઝાંખીપરથી એક તો તે મહાત્મા પદને યોગ્ય ઠરે છે અને એ મહાત્માનું રહસ્ય કેવું હોય-તે સ્પષ્ટતાથી ઉતારીએ તો – 'સાધુજનોનું રહસ્ય સર્વથા વિજયથી પ્રવર્તે છે, તે વિજયથી પ્રવર્તે છે તો કેવું હશે ? વાચનાર ! તેમના હૃદયની વૃત્તિ પ્રિયગુણોથી ધનોઢ્ય ભરેલી હોય છે, તેમની વાણીમા નિયમ હોય છે તે વિનયથી મધુર હોય છે, તેમની બુદ્ધિ સ્વભાવથી જ સરલ, સત્યનિષ્ટ ને કલ્યાણકારી હોય છે, અને તેમના

પરિચયમાં નિન્દાપાત્ર પદાર્થનો લેશ હોતો નથી જગતના રસ પ્રથમ ઇષ્ટ હોય છે, તો પછીથી નગડે છે ને પછીથી ઇષ્ટ હોય તો પ્રથમ દશામાં વાધા ભરેલા લાગે છે, તથાપિ સાધુજનના નિર્દોષ, સાત્વિક, અને પ્રીતિકર રસ તો આગળ કે પાછળ સર્વદા વિપર્યય વિનાના જ રહે છે! મહાત્મા પુરૂષોનુ નિષ્કપટ, તેમની નિર્દોષતા, અને એઓના વિશુદ્ધ રહસ્યો તે આ જ, વાચનાર! તુ પ્રાજ્ઞ હો કે સુરા હો, જે હો તે હો-તથાપિ તુ એટલું તો નિ શક અને નિર્વિવાદ રીતે સ્વીકારજે કે સસાર રૂપ તિમિરથી બીડાયલા હૃદયપદ્મને વિકસાવનાર-કહો કે ઉઘાડનાર તે માત્ર **સૂર્ય રૂપ સાધુચરિત** જ છે-સાધુ જીવનના વાંચન મનન ને નિદિધ્યાસનદ્વારાએ જ એઓનાં તેજ ભરેલાં કિરણ નયનના દોરદ્વારા હૃદયમાં ઉતરી આત્મા અજવાળી શકાય છે તથાપિ તે પણ ખરૂં કે સૂર્ય પોતાની પ્રભા પાથરે છે તો સર્વ સ્થળે, પરન્તુ દેખાતી રીતે નિયમિતપણે તો કમળ જ વિકસે છે!

---

# વર્તમાનચર્ચા.

લેખક—રા મનસુખલાલ આત્મારામ માસ્ટર, બી એ, એલએલ બી

### ૧. લૉર્ડ હાર્ડિંજનુ ભાવિદર્શન.

લૉર્ડ હાર્ડિંજનાં ભાષણો હૃદયની સાદી અને સીધી ભાષાના ઉદ્ગારો હોય છે, અને તેથી તેના તરફ આ દેશના લોકોનુ હમેશાં ગભીર ધ્યાન ખેચાય છે ગયા માસમા સનદી અને લશ્કરી અમલદારોની બનેલી યુનાઇટેડ સર્વિસ ક્લબ તરફથી લૉર્ડ હાર્ડિંજના માનમાં ભોજનનો એક મેળાવડો કરવામાં આવ્યો હતો તે પ્રસગે તેઓ નામદારે એક લાગણીભર્યું અને સ્મરણીય ભાષણ કર્યું હતુ લૉર્ડ હાર્ડિંજ સામાની સેવાનો સ્વીકાર કરવામા જેટલા ઉદાર છે તેટલા તેઓ પોતાના વિચારો હિમ્મતથી દર્શાવવા માટે જાણીતા છે, અને તેથી તેઓના વિચારો પ્રતિ માનની લાગણીથી જોવામાં આવે છે આ દેશના સનદી અને લશ્કરી અમલદારોએ પોતાને જે કિમતી મદદ કરી હતી તે પ્રતિ આભારની લાગણી પ્રદર્શિત કરતાં, તેમણે હિન્દની ભવિષ્યની રાજ્યનીતિ સમ્બન્ધી આશાજનક વિચારો દર્શાવ્યા હતા આ દેશના ઉપર ખરી સત્તા મોટે ભાગે સનદી અને લશ્કરી અમલદારો ચલાવે છે હિન્દની રાજકીય પ્રગતિમાં તેઓ વારવાર વિઘ્નો નાંખે છે તથા હિન્દની "સ્વરાજ્ય" ની માગણીને તેઓ હસી કહાડે છે, એ વાત સુવિદિત છે મનુષ્ય માત્ર સત્તાપ્રિય હોય છે, અને સનદી અને લશ્કરી અમલદારો પણ પોતાની સત્તામાં

કોઇ સ્હેજ પણ ભાગ પડાવે તે માટે તૈયાર નથી એ હિન્દની ઉન્નતિના માર્ગમાં મહાભારત મુશ્કેલી છે સ્થિતિ આવી હોવાથી સનદી અને લશ્કરી અમલદારોના આ દેશ પ્રતિના ધર્મનો જે ઊંચો આદર્શ લૉર્ડ હાર્ડિન્જે મૂકયો છે તે માટે હિન્દનું હ્રદય ઉપકારવશ બને છે લૉર્ડ હાર્ડિન્જે કહ્યું હતું કે સ્વતન્ત્રતાની અને સ્વમાનની ભાવનાઓ તથા પાશ્ચાત્ય સંસ્કૃતિના વિચારો ઈંગ્લંડે જ આ દેશમાં ઉત્પન્ન કર્યા છે, પણ તેટલાથી જ તેણે હવે સંતોષ માનવાનો નથી જે રાજકીય આકાંક્ષાઓના બીજ તેણે આ દેશમાં વાવ્યાં છે તેને ઉછેરી, સવર્ધિત કરવાનું કામ પણ તેનુ પોતાનુ છે આગળના અમલદારોના આશયો ઊંચા હતા તથા તેઓનુ કામ સ્તુતિપાત્ર હતું તેમાં કંઈ શક નથી, પણ વર્તમાનમાં અને ભવિષ્યમા આ દેશની રાજકીય પ્રગતિનો માર્ગ સાફ અને સુરક્ષિત કરવાનુ યશસ્વી કામ હાલના અમલદારોનુ છે અંગ્રેજ અમલદારોએ હિંદના મિત્ર અને સલાહકાર થવાનુ છે નીચેના અર્થગંભીર શબ્દોમા તેઓને તેઓના કાર્યનો ખ્યાલ ત્હેમણે આપ્યો હતો.

"આ કાર્ય કરવાને માટે તમારામા સહાનુભૂતિ ( Sympathy ) તથા કલ્પનાશક્તિ (Imagination) એ બે ગુણો જોઈશે અને સ્વાર્થ ત્યાગ કરવાને માટે તમારે હમેશાં તત્પર રહેવુ પડશે, કારણ કે એટલુ તો ચોક્કસ છે કે હાલમાં તમે જે સત્તા ભોગવો છો તેમાંથી થોડી થોડી તમારે ધીમે ધીમે આપી દેવી પડશે એટલું તમે યાદ રાખજો કે ઈંગ્લંડે ભૂતકાળમાં આ દેશમાં મહાન કાર્ય કર્યું છે પણ ભવિષ્યમાં હિંદને સ્વરાજ્ય મળે એવી રાજકીય ઉન્નતિને ઉત્તેજન આપવાનું તથા તેને યોગ્ય રસ્તે દોરવવાનુ યશસ્વી કાર્ય હજી ત્હેણે કરવાનું છે હિન્દુસ્તાન પોતાનુ રાજકીય લક્ષ્ય તરત પ્રાપ્ત કરી શકે તેમ નથી અને માર્ગમાં ઘણી મુશ્કેલીઓ છે તે ખરું છે, પણ હું એવા ભવિષ્યને માટે પૂરતી શ્રદ્ધા રાખુ છુ કે જ્યારે ચારિત્ર્ય અને સ્વાભિમાનથી સુદૃઢ બની તેમ જ પ્રેમ અને કૃતજ્ઞતાની ગ્રન્થિથી જોડાઈ હિન્દ સામ્રાજ્યના વિશ્વાસુ આશ્રિત ને બન્ને સામ્રાજ્યના એક સાચા મિત્ર તરીકે ગણાશે આ આશય સપૂર્ણરીતે પાર પડે એવો દિવસ હજી નજદીક આવ્યો નથી, પણ અંગ્રેજ અધિકારીઓએ આ દૂરના પણ સ્પષ્ટ દશ્ય પ્રતિ દૃષ્ટિ રાખવાની જરૂર છે આ ઉદ્દેશ પાર પાડવામાં અંગ્રેજ અધિકારી જેટલો વિજયી થશે તેના ઉપર જ અંગ્રેજ સરકારની આબરૂ અને કાર્યદક્ષતાની જગત્ તુલના કરશે એ વાત તેણે સ્મરણમાં રાખવામાં રાખવાની છે"

એક વાઈસરૉયને માટે કેવા હિમ્મતભર્યા અને દીર્ઘદૃષ્ટિવાળા શબ્દો! વિગ્રહ પૂર્વે " હિંદને સ્વરાજ્ય મળવુ જોઈએ!" એ ન્યાય્ય માગણી હસી કઢાડવામા આવતી હતી અત્યારે તેના પડઘા વડી ધારાસભામાં સભળાય છે એટલુ જ નહિ, પણ હિન્દના સર્વોપરી અધિકારી વાઇસરૉયના ભાષણમાં

પણ તેના અદિલનેનો વેગ દષ્ટિગોચર થાય છે હિન્દના નવા રાજકીય જીવનના પ્રભાતનુ આ આશાજનક ચિન્હ છે 'હિન્દને માટે સ્વરાજ્ય' એ હવે સ્વપ્નસૃષ્ટિની કલ્પના રહી નથી, એ તો આપણા વ્યાવહારિક રાજકીય જીવનનું સાધ્ય ગણવા માડયુ છે

૨. સ્થાનિક સ્વરાજયને એક ફટકો.

થોડા વખત ઉપર સિંધ-હૈદરાબાદની મ્યુનિસિપાલિટી ઉપર સરકારે એક પત્ર લખ્યો હતો તેમાં મ્યુનિસિપાલિટીના કારભારની ગેરવ્યવસ્થા, તેની નાણાં સબન્ધી સ્થિતિ તથા બીજી અનેક બાબતો ઉપર સખત આક્ષેપો કરવામાં આવ્યા હતા મ્યુનિસિપાલિટીએ પ્રત્યેક આક્ષેપનો વિગત વાર ઉત્તર આપ્યો હતો સરકારે તે ઉત્તરના પ્રત્યુત્તરમાં મેમોરૅન્ડમ લખીને જણાવ્યુ છે કે મ્યુનિસિપાલિટીએ જે ઉત્તર વાળ્યો છે તે ઉપરથી એટલું તો જણાય છે કે તેના ઉપર જે આક્ષેપો કરવામા આવ્યા હતા તે સર્વાંશે સત્ય નથી, તથાપિ તેનો કારભાર એટલો તો ગેરવ્યવસ્થિત છે કે તેથી લોકોના હિતનું સંરક્ષણ થતું નથી મ્યુનિસિપાલિટીના ઉત્તરનો ક્રમવાર જવાબ આપવાનુ સરકાર યોગ્ય ધારતી નથી, માત્ર બે ગભીર બાબતો પર તે મ્યુનિસિપાલિટીનું ધ્યાન ખેંચે છે એક તો એ કે અગત લાગણી, લાગવગ અને ભેદવૃત્તિને લીધે મ્યુનિસિપાલિટીનો કારભાર જેટલો શુદ્ધ અને વ્યવસ્થિત રહેવો જોઈએ તેટલો રહ્યો નથી, અને તેની કારોબારી સત્તા પર ઘટતા અકુશની જરૂર છે બીજી બાબત એ કે તેની નાણા સબન્ધી સ્થિતિ ઘણી નબળી છે અને તેની વ્યવસ્થામાં તેણે ઘણી બેદરકારી રાખી છે જે ખર્ચ ચાલુ આવકમાથી પગાર કરવા જોઈએ તે રીઝર્વ્ડ ફડમાંથી ચૂકવવામાં આવ્યાં છે આથી સરકારનો એવો અભિપ્રાય છે કે મ્યુનિસિપલ કમિશનરની નીમણુંક કરવી તથા નાણા સમ્બન્ધી સ્થિતિ સુધારવાને માટે વધવેરા નાંખવાનો મ્યુનિસિપાલિટીએ ઠરાવ પસાર કરવો આ તો બે સરતો કબુલ કરે તો જ સરકાર હાલની મ્યુનિસિપાલિટીના હાથમાં શહેરના કાર્યની સત્તા રહેવા દેશે, નહિ તો તેના હાથમાથી તે લઈ લેશે

મ્યુનિસિપાલિટીએ પોતાના પર કરવામા આવેલા આક્ષેપોનો જે જવાબ આપ્યો છે તેની સારાસારતા બતાવવાને બદલે સરકારે તેના પર લાગવગ, અગત લાગણી, ભેદવૃત્તિ વિગેરેના નવા આક્ષેપો કર્યા છે તેની સાબીતીમાં એક દૃષ્ટાંત એ આપ્યુ છે કે એક ઑડીટરના ઉપર કેટલાક આક્ષેપો થયા હતા તે છતા તેને બક્ષિસ (gratuity) આપવાની મજુરી આપવામાં આવી હતી વિવેકશક્તિનો આ દુરૂપયોગ છે ખરો, પણ તેટલા ઉપરથી ગભીર આક્ષેપો મૂકવા એ શુ વાજબી છે? સૅમસન કેસ વખતે ઇમ્પ્રુવમેંન્ટ ટ્રસ્ટે શું કર્યું હતુ? સૅમસનના ઉપર લાંચ લેવાનો આરોપ સાબીત થયો હતો તે છતાં તેને શુ allowance આપવામાં આવ્યુ ન હતું? સરકારે ઇમ્પ્રુવમેન્ટ ટ્રસ્ટના હાથમાથી સત્તા છીનવી લેવાની

ધમકી શુ આપી હતી? સક્રેત ચામડી ભૂન કરી શકે જ નહિ એ સૂત્ર ક્યાં સુધી મા૫ કરશુ? પણ આ બાબતની ચર્ચા કરવાનું આમ સ્થાન નથી અત્ર તો સ્થાનિક સ્વરાજ્યના સિદ્ધાંત ઉપર જે ફટકો મારવામાં આવ્યો છે તેના સામે હમારી સખ્ત નાપસદગી દર્શાવીએ છીએ સ્થાનિક સ્વરાજ્ય એટલે કે મ્યુનિસિપાલિટીએ પોતાનુ કામ પોતે જ કરવુ ધરવેરા નાખો તો જ તમને કામ કરવા દઈશુ એવી સરકારની ધમકીનુ પરિણામ એ જ કે તમારા સ્થાનિક સ્વરાજ્યમાં પણ હમે હમારા બને તેટલા અંકુશો નાખશુ આવા નામના સ્થાનિક સ્વરાજ્ય કરતાં તે ન હોય તે વધારે સારૂ મ્યુનિસિપલ કમિશનર નીમવાની સરત પણ તેટલી જ જોખમભરેલી છે મુંબાઈ જેવા શહેરમાં મ્યુનિસિપલ કમિશનરનો દોર કેટલો બધો છે તે જે કોઈ જાણતુ હોય તે ન્હાના ન્હાના શહેરોની મ્યુનિસિપાલિટિઓમા મ્યુનિસિપલ કમિશનર દાખલ કરવાની માગણી કદી પણ સ્વીકારશે નહિ મ્યુનિસિપલ કમિશનરની આવી મ્યુનિસિપાલિટીમાં નીમણુક કરવી તેનો અર્થ એટલો જ કે તેને સરકારનુ ખાતુ બનાવવુ એક તરફ સ્થાનિક સ્વરાજ્યની મર્યાદાઓ વિસ્તૃત બનાવવાને સરકાર આતુર છે એવો ગભીર ઉદ્ઘોષ કરવો અને બીજી બાજુ હમારી સરતો સ્વીકારો, નહી તો તમારા હાથમાથી સત્તા છીનવી લઈશુ એવી મ્યુનિસિપાલિટીને ધમકી આપવી કહેવુ એક અને કરવુ બીજું આ તે કેવો ન્યાય?

માત્ર આનન્દની વાત એટલી જ છે કે સીંધ-હૈદરાબાદ મ્યુનિસિપાલિટીએ અપમાનભરેલી આવી સરતો સ્વીકારી પોતાનું જીવન લબાવવાની ના પાડી છે સ્થાનિક સ્વરાજ્યના સિદ્ધાન્તને માટે તથા પોતાના સ્વાભિમાનને ખાતર તેઓએ રાજીનામુ આપ્યુ છે તે યોદ્ધાએ પોતાનું ગૌરવ જાળવી રાખ્યુ છે તે માટે હમે તેમને અભિનદન આપીએ છીએ, કારણ કે પોતાના માનીતા સિદ્ધાન્તના પર પાણી ફેરવીને જીવવાના કરતા તેવા કાર્યથી દૂર રહેવુ એ જ વીરતાનું લક્ષણ છે

### ૩. સર અલી ઈમામ અને હિન્દની એકતા.

થોડાંક વર્ષો થયાં હિન્દના રાજદ્વારી જીવનમાં હિન્દુ અને મુસલમાનનો પ્રશ્ન બહુ ધ્યાન ખેંચી રહ્યો છે અને તેનુ નિરાકરણ કરવાને જે પ્રયાસો થયા છે તે હિન્દની એકતાનુ શુભ ચિહ્ન છે સર અલી ઇમામે રાીમલામાં પોતાના માનમાં જે મેળાવડો કરવામાં આવ્યો હતો તે પ્રસગે જે ભાષણ કર્યું હતુ તે હિન્દુ અને મુસલમાન બનએ મનન કરવા જેવુ છે તેણે હિન્દની એકતા સબધી જે વિચારો દર્શાવ્યા હતા તે "ભાગ પાડો અને રાજ્ય કરો" એવી રાજ્યનીતિનુ સમર્થન કરનાર કેટલાક એંગ્લોઇન્ડિઅન પત્રકારોને જબરા ફટકા સમાન છે

હિન્દુયો અને મુસલમાનો જુદા જુદા ધર્મના છે, જુદી જુદી કોમના છે અને તેથી તેઓના હિત જુદી જુદી દીશામાં જ કાર્ય કરવામાં સમાયલુ છે એ લાગણી દેશની પ્રગતિને અટકાવનારી છે તે દષ્ટાન્ત તરીકે યુનાઇટેડ પ્રૉવીન્સિસને કાર્યકારી કાઉન્સીલ નહિ આપવાને માટે હાઉસ ઑફ લૉર્ડ્ઝમાં હિન્દુઓ અને મુસલમાનોના મતભેદ અને મનોભેદની જે દલીલ આપવામાં આવી હતી તે ટાંકી બતાવી હતી સર અલી ઇમામના ઉપદેશનુ તાત્પર્ય એ હતુ કે ધર્મભેદ અને જાતિભેદને ભૂલી જઇ 'હુ હિન્દનો પુત્ર છુ અને હિન્દની ઉન્નતિમાં જ મ્હારૂં હિત સમાયુ છે' એ ભાવનાનુ દરેક હિન્દીવાને પોતાના હૃદયમાં સ્થાપન કરવુ જોઇએ છેલ્લાં ત્રીસ વર્ષની કેળવણીથી કોમપ્રીતિમાં જ દેશપ્રીતિનો સમાવેશ કરવાની સાંકડી દૃષ્ટિનો ત્યાગ થતો જાય છે અને દેશભક્તિની મર્યાદાઓ વધારે વિસ્તૃત બની છે 'હું હિન્દનો શહેરી છુ' એ ભાવના દેશમાં વધારે ને વધારે પ્રસરતી જાય છે દરેક દેશહિતૈષી હિન્દીએ સર અલી ઇમામના નીચેના શબ્દો પોતાના હૃદય પર કોતરી રાખવા જેવા છે "હિન્દીઓ તરીકે, દેશાનુરાગી હિન્દીઓ તરીકે આપણો ગંભીર ધર્મ એ છે કે જીવનમાં ગમે તે સ્થિતિમાં હોઈએ તો પણ આપણી રાષ્ટ્રીય જીવનની ઇમારત રચવામાં આપણે આપણો પૂરતો ફાળો આપવાના છે" "રાષ્ટ્રીય જીવન," "હિન્દની એકતા" એ સર અલી ઈમામના મનમાં માત્ર શબ્દો નથી, તે આપણા રાજ્યદ્વારી જીવનની જ્વલન્ત ભાવનાઓ છે તેણે હિન્દની આગળ ઉચ્ચ આદર્શ મૂકયો છે ધર્મના અને કોમના વિરોધોને બાળી નાંખી હિન્દુ, મુસલમાન, પારસી અને ખ્રીસ્તી સર્વ કોઈએ જગતની પ્રજાઓમાં હિન્દી પ્રજાને ઉંચુ સ્થાન કેમ મળે એવુ રાજ્યદ્વારી જીવન ઘડવામાં એક દિલે અને એક અવાજે કામ કરવાનું છે રાજાને માટે ભક્તિ, સામ્રાજ્યને માટે માન અને માતૃભૂમિને માટે પ્રેમ એ તેઓની પ્રવૃત્તિઓનાં પ્રેરક બળ હોવાં જોઈએ રાજ્યદ્વારી જીવનની જે ઉદાર ભાવના તેણે દેશ આગળ મૂકી છે તેમાં તેની દેશભક્તિ તરવરી રહી છે, અને તે માટે દરેક દેશપ્રેમી હૃદય તેને અભિનંદન આપ્યા વગર રહેશે નહિ

## ૪. આવતી સંસારસુધારાપરિષદ્‌ના પ્રમુખ.

આવતી સંસારસુધારાપરિષદ્‌ના પ્રમુખ તરીકે પૂનાવાળા પ્રોફેસર કર્વેને ચૂંટી કહાડવામાં આવ્યા છે એ ઘણા આનન્દની વાત છે સંસારસુધારકો પર એક સાધારણ આક્ષેપ એ કરવામાં આવે છે કે તેઓ કહે છે એક અને કરે છે બીજુ પ્રોફેસર કર્વે આ દોષમાંથી મુક્ત છે એ તેના વિરોધીઓ પણ કબુલ કરે છે એ પરમ સંતોષની વાત છે તેઓ બોલનારા નથી, કામ કરનારા છે મુશ્કેલીઓના ડુંગરો દૂર કરી, લોકોના ત્રાસ અને નિન્દાથી નિરાશ બન્યા વગર જે સમાજ પોતાને અનેક રીતે કનડતો હોય તેની સમક્ષ તેને અપરિચિત ભાવના મૂકી પ્રગતિના

પથપર તેને એક પગલુ આગળ લઈ જવાને માટે જબરી જહેમત ઉઠાવવાનું ધૈર્ય કઈ સૌ કોઈનું હોતું નથી તેવા પુરૂષો વિરલ હોય છે પ્રોફેસર કર્વે એક તેવા પુરૂષ છે ૧૮૯૦ ના સમયમાં જે વખતે પૂનાના લોકો સ્ત્રીકેળવણીના નામથી ભડકતા હતા અને વિધવાઓને આશ્રમમાં મોકલવામાં આવશે તો સમાજનુ સત્યાનાશ જશે એવી માન્યતા સાધારણ હતી તેવે વખતે પ્રોફેસર કર્વેએ વિધવાઆશ્રમ કહાડયો અને ધાર્મિક શ્રદ્ધાથી પોતાના કાર્યને વિજયી બનાવવાને ભગીરથ પ્રયત્નો ઉઠાવ્યા સ્ત્રીઓની ઉન્નતિ માટેના તેના વીસ વર્ષના તપનું સુન્દર પરિણામ પૂનાનાં હાલનાં વિધવાઆશ્રમ અને કન્યામહાવિદ્યાલય છે પ્રોફેસર કર્વેના નિસ્વાર્થના અને સ્ત્રીજાતિની તેમની સેવાના તે પ્રબળ સ્મારકો છે દેશભક્તિ તે આ જ તેમનુ આધ્યાત્મિક બળ અખૂટ છે દુનિયાના માનપાનનો તેમને મોહ લાગ્યો નથી માતૃભૂમિની સેવા અર્થે જ તેઓએ પોતાનું જીવન અર્પણ કર્યું છે આ દેશમાં આવા ૨૦-૨૫ કર્વેઓ હોય તો હિન્દુ સમાજ કેટલો બધો આગળ વધે ! પ્રોફેસર કર્વે લાંબો વખત થયાં આ પ્રમુખપદને લાયક થયા છે તેમને પ્રમુખપદ આપીને સંસારસુધારા પરિષદે પોતાના જ માનમાં વૃદ્ધિ કરી છે

## ૫. અસ્પર્શ્ય વર્ગોની કેળવણી અને સરકાર.

અસ્પર્શ્ય વર્ગોની કેળવણીના સબંધમાં સરકારે છાપાજોગ એક યાદી મોકલી હતી આ દેશનો લગભગ છઠ્ઠો ભાગ અસ્પર્શ્ય ગણાય છે અને તેથી તેની કેળવણીનો પ્રશ્ન ઘણો બારીક થયો છે તેની કેળવણીના સબંધમાં સરકારે હજી સુધી ઘણું થોડુ કર્યું છે, અને તેના કારણ તરીકે સરકાર જણાવે છે કે અસ્પર્શ્ય વર્ગો અને પછાત જાતો ઘણી જુદી જુદી શ્રેણીના લોકોની બનેલી છે અને તે લોકોમાં લોકમત જેવુ કઈ નથી એટલુ જ નહિ પણ તેઓમાં સારી સ્થિતિના લોકો માત્ર ગણ્યાગાંઠ્યા જ છે આ જાતો એક બીજા જોડે સપીને રહેતી નથી દાખલા તરીકે દક્ષિણમાં મહાર અને માંગ એક બીજાના કટ્ટા દુશ્મનો છે વસ્તુસ્થિતિનું આ ચિત્ર બરાબર છે પણ જ્યારે સરકાર તેના પરથી એવા અભિપ્રાય પર આવે છે કે "જ્યાં સુધી પોતે જે પૈસા ખર્ચ છે તેનુ સગીન પરિણામ આવશે તેની ખાત્રી નહી હોય ત્યાં સુધી સરકારે કઈ પણ પૈસા ખર્ચવા નહિ" ત્યારે કેળવણીના વિષયમાં સરકારની ગભીર જવાબદારીને માટે આપણે શુ કહીશુ ? વળી સરકાર કહે છે કે અસ્પર્શ્ય વર્ગોમાંથી ઘણી થોડી વ્યક્તિઓએ હજી જનસમાજમાં ઉંચુ સ્થાન પ્રાપ્ત કર્યું છે સરકાર પોતે ઘણા ઓછા પૈસા ખર્ચે છે તેના બચાવમાં ઉપલાં કારણો દર્શાવે છે એ ઘણું શોચનીય છે પણ એ કરતાં પણ ઘણી અજાયબીની વાત તો એ છે કે જ્યા સુધી અમુક વર્ગોમાંથી જનસમાજમા ઉંચુ સ્થાન

---

યાવતી કુવર ચરિત્ર ૨ ૦-૩-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

પ્રાપ્ત કરે એવા નરો નીકળ્યા નથી ત્યાં સુધી તેની કેળવણીને માટે વધારે પ્રયત્નો કરવાની જરૂર નથી! અજ્ઞાનના અંધકારમાંથી શું જ્ઞાનનો પ્રકાશ નીકળશે? આ વર્ગોની કેળવણીની શોચનીય સ્થિતિ માટે સરકાર કહે છે કે "અસ્પર્શ્ય વર્ગોમાં બુદ્ધિ છે પણ તે લોકોમાં નથી આરોગ્ય કે નથી પ્રગતિને માટે અવકાશ પછાત કોમોને કેળવણી માટે અવકાશ છે પણ તેઓમાં નથી બુદ્ધિ કે નથી ચારિત્ર્ય, જ્યારે ગુન્હેગાર મતોમાં તો આ ત્રણેમાંનું કંઈ પણ નથી" જો સ્થિતિ આવી કરૂણાજનક હોય તો તે સુધારવાને કમર કસીને પ્રયત્નો આદરવાની આવશ્યકતા છે કે જેટલો બને તેટલો ઓછો ખર્ચ કરવાની? જ્યાં સુધી દરેક વ્યક્તિને જ્ઞાન પ્રાપ્ત કરવાનો અવકાશ મળ્યો નથી ત્યાં સુધી તેની બુદ્ધિ કેમ વિકસે અને ચારિત્ર્ય કેમ બંધાય?

આ લોકની કેળવણીને સંગીન પાયા પર મૂકવાની ગંભીર જવાબદારી સરકારની છે તેને બદલે સરકાર કહે છે કે એ કેળવણીના વિકાસનો આધાર હિન્દુ લોકોની સહાનુભૂતિ તથા આ વર્ગોના લોકમત પર છે દમે દીલગીર છીએ કે કેળવણીની ઉદાર રાજ્યનીતિને ધક્કો પાછળ મૂકનારો સિદ્ધાન્ત પોતાને સુધરેલી કહેવડાવનાર એક સરકાર દર્શાવે છે જ્યાં સુધી કેળવણીનો સંગીન પ્રચાર થાય નહિ ત્યાં સુધી લોકમત કેવી રીતે ઉગો થાય? સરકારના સિદ્ધાન્તનો અર્થ એટલો જ કે તમે તમારી કેળવણીનાં સાધનો શોધી લ્યો, દમે તો તમારી અજ્ઞાનતાના ઉપર સખ્ત ટીકા કરી તમને શિખામણ આપશું પ્રગતિને અટકાવનારા આવા સિદ્ધાન્તો પ્રતિ સખ્ત નાપસંદગી બતાવવાની જરૂર છે

પણ આપણે પોતે આપણા બંધુઓને માટે શું કરીએ છીએ? આપણા પાંચ કરોડ બંધુઓ આપણા જનસમાજમાં દાખલ થવાને લાયક નહિ? તેમના જીવનમાં જ્ઞાનનું એક કિરણ કે સુજની એક ઊર્મિ મોકલવાનો આપણો ભ્રાતૃધર્મ આપણે ક્યારે બજાવશું? આટલા બધા આત્માઓને આ દેશની ઉન્નતિમાં પોતાનો ફાળો આપવાને આપણે ક્યાં સુધી અવકાશ નહિ આપીએ? પ્રાર્થના સમાજ અને આર્યસમાજ આ દિશામાં ઉપયોગી કામ કરે છે, પણ હિન્દુ જનસમાજ પોતાનો ગંભીર ધર્મ ક્યારે સમજશે? સરકાર કાંઈ કે કરે નહિ કરે પણ આપણે તો આપણા બન્ધુઓ માતૃભૂમિની સેવા વધારે સંગીન રીતે કરી શકે તેવાં સાધનો તેમને પૂરાં પાડવા જોઈએ

### ૬. લૉર્ડ વિલિંગ્ડન અને વિદ્યાર્થીઓ.

ડેક્કન કૉલેજના ૪૧ મા વાર્ષિક મેળાવડા પ્રસંગે નામદાર વિલિંગડને મનન કરવા યોગ્ય ભાષણ કર્યું હતું કૉલેજના વર્ષોમાં જીવનસંગ્રામને માટે વિદ્યાર્થીઓએ કેવી રીતે તૈયારી કરવી જોઈએ તે માટે તેઓએ પોતાના વિચારો દર્શાવ્યા હતા મ. ભાગ્યે આવે પ્રસંગે કેટલાક અધિકારીઓ તરફથી ઉપદેશનાં જે ટાયલાં કરવામાં આવે છે તેમાંથી આ ભાષણ મુક્ત હતું તેઓએ

વિદ્યાર્થીઓને કહ્યું કે પદવી પ્રાપ્ત કરવા ઉપરાંત કૉલેજનો સમય ચારિત્ર્ય બાંધવામાં ગાળવાનો છે "સ્વમાનનો ઉંચો ખ્યાલ, વાણી અને વર્તનમાં સત્યશાલી થવાનો નિડર નિશ્ચય, અને જે લોકોના સમાગમમાં આવીએ તેના પર પ્રમાણિક અને શુદ્ધ જીવનની છાપ પાડવાની તીવ્ર અભિલાષા–આનું નામ ચારિત્ર્ય" આ ઉપદેશ ઘણો ઇષ્ટ છે માત્ર તેનો પ્રયોગ કરતી વખતે કેટલાક અંગ્રેજ અધિકારીઓ આવા ચારિત્ર્યની કેવી કદર કરે છે તે ધ્યાનમા રાખી સાવધ રહેવાની જરૂર છે જીવનસંગ્રામને માટે કૉલેજનાં વર્ષોમાં કેવી તૈયારી કરવી જોઈએ તે વિષે નીચનો પ્રશ્ન પૂછ્યો હતો

"તમારા અભ્યાસ અને રમત ગમતના સાધારણ ક્રમ ઉપરાંત મહાન્ રાજ્યનીતિજ્ઞો અને વિચારકોનાં જીવનચરિત્રનુ તથા તમારી માતૃભૂમિ અને બીજા દેશોના વિકાસના ઇતિહાસનું ઉત્તમ સાહિત્ય તમે વાંચો છો? અને ત્હેમાંથી તમારી જીવનધારાને માટે કોઈ ઉંચો આદર્શ શોધી કહાડવાના તથા સુધરેલી પ્રજાઓમાં જે, રાજકીય અને સામાજીક પ્રશ્નો ઉભા થાય છે તેનુ વ્યાવહારિક દૃષ્ટિએ નિરાકરણ કરવા માટે જે મતો અને વાગ્જાળ તમારી આગળ પથરાય છે તેના પડઘા પાડવા કરતાં વધારે સંગીન અભિપ્રાય બાંધવાના પ્રયત્નો તમે આદરો છો?"

લૉર્ડ વિલિંગ્ડન ઇતિહાસના તથા જીવનચરિત્રના વાંચનને ઘણી અગત્ય આપે છે, અને તે યથાર્થ છે પણ આપણે ત્યાં નથી શીખવાતો માતૃભૂમિનો ઇતિહાસ કે નથી અપાતો ઇંગ્લંડની સ્વતન્ત્રતાપ્રિય સંસ્થાઓના વિકાસનો સંગીન ખ્યાલ બી એ ના અભ્યાસક્રમમાંથી ઇતિહાસનું ફરજીયાત શિક્ષણ નાબુદ કરવાની જોહુકમી મારૂ ગવરનરની હતી એ કદાચને લૉર્ડ વિલિંગ્ડન ભૂલી ગયા હશે

કૉલેજનાં વર્ષોમાં વિદ્યાર્થીઓએ રાજકીય વિષયની ચર્ચા ન કરવી એ સૂત્રનો ઉદ્ઘોષ સાંભળી આપણે કંટાળી ગયા હતા તેવે વખતે લૉર્ડ વિલિંગ્ડનના ઉપલા વિચારો આશાજનક છે આ દેશની સાંસારિક, કેળવણીવિષયક, ઔદ્યોગિક આદિ સ્થિતિનો મોટો આધાર રાજકીય સ્થિતિ પર રહેલો છે, અને તેથી વિદ્યાર્થીઓ જ્યા સુધી રાજકીય બાબતો બરાબર સમજે નહિ ત્યાંસુધી જે દૃષ્ટિએ આ બધા સવાલો ઉકેલાવા જોઈએ તે દૃષ્ટિ ક્યાંથી પ્રાપ્ત કરી શકે? આપણી સર્વ પ્રવૃત્તિઓ સાથે આપણી રાજકીય સ્થિતિને એટલો ગાઢ સમ્બન્ધ છે કે કૉલેજના વર્ષોમાં આ સ્થિતિનો વિદ્યાર્થીઓને પૂરો ખ્યાલ મળે એવાં સાધનો પૂરાં પાડવા જોઈએ

લૉર્ડ વિલિંગ્ડને અંતમાં કહ્યુ હતુ કે "તમ્હારી માતૃભૂમિ અને સામ્રાજ્યની કીર્તિ તથા ગૌરવ સચવાઈ રહે એવુ તમારૂ જીવન હમેશા રાખજો" વિચાર ઘણો ઉત્તમ છે પણ સામ્રાજ્યના પ્રશ્નોમાં હિન્દીઓનો કંઈ અવાજ છે ખરો?–તેઓનો કંઈ જવાબદાર ભાગ છે ખરો? તેમ નહિ

હોય તો સામ્રાજ્યની 'કીર્તિ' અને 'ગૌરવ' એ માત્ર તેઓના મનને શબ્દો સિવાય વિશેષ શું હોઈ શકે ? આ પ્રશ્નો વિચારવા જેવા છે તોપણ લૉર્ડ વિલિંગડનનું ભાષણ સર્વ વિદ્યાર્થીઓએ વાંચવા જેવું છે

## ૮. હિન્દમાં સ્ત્રીકેળવણી અને મિ. ચેમ્બર્લેન.

હિન્દુસ્તાનના ૩૧ કરોડ લોકોના સુખદુઃખનો આધાર ઘણીવાર વ્હાઈટ હૉલમાં બીરાજતા એક જ મનુષ્યના ફાંટા પર રહેલો છે તેનું જો કોઈ ઉત્તમ દૃષ્ટાંત જોઈતું હોય તો તે મિ ચેમ્બર્લેનનો સ્ત્રી કેળવણીના ડેપ્યુટેશનને આપેલો જવાબ છે ડેપ્યુટેશને મેમોરિયલમાં કહ્યું હતું કે સ્ત્રીકેળવણીનો પ્રશ્ન સરકારે હાથમાં લીધો નથી સરકારે પોતે કબુલ કર્યું છે કે "કન્યા કેળવણીની વ્યવસ્થા હજી કરવાની છે" બ્રિટિશ હિંદુસ્તાનમાં કન્યાકેળવણીની સ્થિતિ એટલી બધી તો શોચનીય છે કે દશ લાખ મનુષ્યની વસ્તીમાં માત્ર ૨૯૧૦ કન્યાઓ શિક્ષણ લે છે ઉપરાંત છોકરાઓ અને છોકરીઓની કેળવણી લેતી સંખ્યાની અસમાનતા (૧૦૦ છોકરે ૫ છોકરી કેળવણી લે છે !) એટલી બધી તો તીવ્ર છે કે તેથી સમાજની પ્રગતિમાં તે મોટા વિઘ્ન રૂપ થઈ પડે છે તેથી આ દેશમાં કન્યાકેળવણીનો તથા સ્ત્રીકેળવણીનો પ્રચાર વધે એવા સાધનો પૂરાં પાડવાને માટે તથા એ પ્રશ્નોની તપાસ કરવાને માટે એક કમિટી નીમવાની ડેપ્યુટેશને માગણી કરી હતી મિ ચેમ્બર્લેને બન્ને બાબતો પર ઠંડુ પાણી રેડયું છે તેઓએ આપેલો જવાબ બતાવી આપે છે કે નથી તેઓને હિન્દની સ્થિતિનું ભાન કે નથી તેઓમાં હિન્દના પ્રધાન થવાની લાયકાત

તેઓએ પ્રથમ જણાવ્યું હતું કે સ્ત્રીકેળવણીનો પ્રશ્ન ઘણો બારીક છે મિ. ચેમ્બર્લેન ભૂલી જાય છે કે વડોદરા, માઈસોર અને ત્રાવણકોરમાં બ્રિટિશ હિન્દના કરતાં સ્ત્રીકેળવણીનો પ્રચાર ઘણો જ વધારે છે વડોદરામાં શિક્ષણ લેતી કન્યાઓની સંખ્યાનું પ્રમાણ બ્રિટિશ હિન્દના કરતાં લગભગ દશ ઘણું છે જે કાર્ય દેશી રાજ્યો કરી શકે તે શું સરકાર કરવાને અશક્ત છે ?

મિ ચેમ્બર્લેન કહે છે કે સ્ત્રીકેળવણીનો આ દેશમાં વધારે પ્રચાર થવો જોઈએ એવી માગણી આ દેશમાં થઈ નથી જે સંસ્થાઓ દ્વારા આવી માગણીઓ કરવામાં આવવી જોઈએ તે દ્વારા આવી માગણીઓ થઈ હોય એવી તેમ ખબર નથી કેવું ભયંકર અજ્ઞાન ! જો કોઈ એક બાબત પર હિન્દુઓ અને મુસલમાનો એક હોય અને જો કોઈ વિષયને માટે સર્વ સ્થળેથી માગણી થતી હોય તો તે સ્ત્રીકેળવણીના પ્રચારકનો વિષય છે કૉન્ગ્રેસમાં કે કૉન્ફરન્સમાં કે જ્ઞાતિસભામાં સર્વ સ્થળે સ્ત્રીકેળવણીનો વધારે પ્રચાર થવો જોઈએ એવો ઉદ્ઘોષ મુક્ત કંઠે કહાડવામાં આવે છે પણ મિ ચેમ્બર્લેનને વ્હાઈટ હૉલના પોતાના રૂમના કરતાં હિન્દનું જ્ઞાન વિશેષ હોય એમ લાગતું નથી

તેઓએ વળી એક વિચિત્ર દલીલ આપી હતી જ્યારે સામાન્ય વિગ્રહમાં રોકાયેલું છે, ત્યારે આ પ્રશ્નની તપાસ કરવી યોગ્ય નથી આનો અર્થ એટલો જ છે કે હિન્દની ઉન્નતિની વાત નીકળે એટલે કહેવુ કે યુદ્ધ પુરૂં થાય ત્યાં સુધી તમારે તમારી પ્રગતિના સાધનોની માગણી નહિ કરવી સ્ત્રીઓએ આ યુદ્ધમા જે કિંમતી મદદ કરી છે તે પરથી એટલુ તો તરત જણાશે કે સ્ત્રીકેળવણીના પ્રચારના વિષયની તપાસથી સામ્રાજ્યને હાનિ પહોંચવાની તો નથી જ પણ ઘણો લાભ જ થશે જ્યારે કામ નહિ કરવુ હોય ત્યારે મનુષ્ય હજાર બ્હાનાં શોધી કહાડે છે

સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવાને માટે પૈસાની મોટી રકમ જોઈશે માટે હાલમાં તે પ્રશ્નનો વિચાર નહિ કરવો એ બી ચેમ્બરલેનનું ચોથુ કારણ હતુ દેશમાં નવી રેલ્વેઓ કહાડવાને પૈસા છે, પણ સ્ત્રીકેળવણીના સાધનો વધારવાને નથી ઇરિગેશનને માટે, આરોગ્ય ખાતાને માટે અને કેળવણી ખાતાને માટે સરકારને વિગ્રહ પૂર્વે પૈસા ન્હોતા મળતા તો ત્યાર પછી મળશે ખરા કે?

મિ ચેમ્બરલેને પોતાના જવાબમાં બે વખત "નેટિવ" શબ્દનો પ્રયોગ કર્યો છે આ શબ્દનો પ્રયોગ નહિ કરવો એવુ સરકારે સારૂ જણાવ્યુ છે હિન્દના પુત્રો સામ્રાજ્યના જયને માટે યૂરોપની ભૂમિ પર પોતાનુ રક્ત રેડે પણ તેથી તેમના બન્ધુઓને "નેટિવ" ની અપમાનભરેલી સંજ્ઞાથી સંબોધતા મિ ચેમ્બરલેન શા માટે અટકે ? સહાનુભૂતિની ન્યૂનતા સહન કરવી શક્ય છે, પણ અપમાનનો ઘા રૂઝાવો મુશ્કેલ છે સૌજન્ય શુ છે તેના પાઠો હિન્દી પ્રધાન મિ ચેમ્બરલેને શીખવા પડશે

આપણી કૉન્ગ્રેસ અને કૉન્ફરન્સની હવે ગંભીર ફરજ છે કે સ્ત્રીકેળવણીના પ્રચારની યોજના ઘડી તરત સરકાર આગળ મુકવી અને મિ ચેમ્બરલેનના જવાબ પ્રતિ સખ્ત નાપસંદગી દર્શાવવી તેમ જ ધારાસભામાં અને વડી ધારાસભામાં એ વિષયના ઠરાવો લાવવા. કમિટી નીમી નહિ તો તેથી આપણે કંઈ બહુ દીલગીર થવા જેવુ નથી કમિટીઓનુ કાર્ય ગોકળ ગાયની ગતિએ થાય તેવી કમીટી સ્થપાય તો તેથી લાભ પણ શો ? આ પ્રસંગે હિન્દની દૃષ્ટિ સર શંકર નાયર પ્રતિ વળશે સર શંકર નાયરને દેશની ઉન્નતિનાં સાધનો રચવાનો ગંભીર પ્રસંગ મળ્યો છે આશા છે કે તેઓ પોતાના વખતમાં સ્ત્રીકેળવણીનો એવો સંગીન પ્રચાર કરવાના માર્ગો યોજશે કે ભવિષ્યમાં મિ ચેમ્બરલેન જેવા પ્રધાનની પાસે આપણને ડેપ્યુટેશન લઈ જવાની ફરજ નહિ પડે

---

હિન્દના પરમ મિત્ર



સ્વર્ગવાસી

સર હેન્રી કૉટન.

# સર હેન્રિ કૉટન.

લેખક —ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી. બી એ, એલએલ બી

*Autonomy is the keynote of England's true relations with her great Colonies It is the keynote also of India's destiny It is more than this, it is the destiny of the world (Hear hear) The tendency of Empire in the civilised world is in the direction of compact autonomous States which are federated together and attached by common motives and self interest to a central power You have already local legislatures, in which a certain measure of representation has been granted to the Indian people. A small concession has been made in this direction, but it is wholly inadequate to meet growing demands In the cautious and gradual development of representation, in the increase of your power and influence in India itself, involving the ultimate extension of autonomy, we shall find the appropriate and natural prize and legitimate goal for Indian aspirations It was the dream of John Bright, and he indulged in no mere mystic prophecy when he foresaw that India would fulfil her ultimate destinies by a process of evolution, out of which she would emerge, not through force or violence as an independent State, or torn from the Mother Country, or abandoned to England's enemies, but as a federated portion of the dominion of the great British Empire The ideal of an Indian patriot is the establishment of a federation of free and separate States, the United States of India, placed on a fraternal footing with the self-governing Colonies, each with its own local autonomy, cemented together under the ægis of Great Britain.—The Bombay Chronicle*

સર હેન્રિ કૉટનના શોકજનક અવસાનથી આજે હિન્દુસ્થાને એક અમૂલ્ય મિત્ર ગુમાવ્યો છે અંગ્રેજ રાજપુરૂષોની સ્વાભાવિક ઉદારતા અને રાજ્યકાર્યકુશળતાને માટે સંપૂર્ણ માન રાખતાં છતાં હિન્દુસ્થાનમાં અધિકાર ભોગવતા અંગ્રેજ 'સામ્રાજ્ય સેવકો' ને માટે આપણને ફરિયાદ કરવાની જરૂર પડે છે કે, સુવેઝની નહેરની આ બાજુએ આવતાં જ સાથે તેઓ પોતાનો જાતિસ્વભાવ પણ પાછળ મૂકે છે અને આ દેશના લોકના ઉપર અમલ ભોગ

વવાને માટે જ તેઓ જનમ્યા છે તેવા ખ્યાલથી જેમ વર્તતા હોય તેમ હિંદી પ્રજાના પ્રજા કેટલાક સામાન્ય હકો ઉપર પણ કેટલીકવાર દુર્લક્ષ રાખીને વર્તે છે હિન્દુસ્થાનને માટે રચવામાં આવેલી 'સિવિલ સર્વિસ' ના બધારણની જ આ ખામી છે, અને તેમાંથી મુકત હોવુ એ જ્વલ્લેજ બની શકે છે અમલદારી દોર એ એ 'સામ્રાજ્ય સેવકો' નો ધર્મ થઇ પડયો છે અને તે ધર્મ પાળવામા તેઓ એવા તો ચુસ્ત રહે છે કે પ્રજા સાથે સમભાવ રાખનાર, તેમની અભિલાષાઓને અભિનંદનાર, તેમના અભિનવ ઉત્સાહને પોષણ કરનાર, કોઈ વિરલ પુરૂષ તેઓમાં નીકળે તો તેને 'નાત બહાર' મૂકવામા આવે છે, સામ્રાજ્ય સેવકના સમાજમાં તેનું માપ હલકુ ગણાય છે, બલ્કે, તે તેમના વર્ગના દુશમન જેવો લેખાય છે આટલું છતા તે જ બ્રિટિશ પ્રજાના પુત્રોમાં અને તે જ 'સામ્રાજ્ય સેવકો' ના વર્ગમાં એવાં રત્નો નીકળે છે કે જેઓ આવા 'જાતિ બન્ધનો' નો તિરસ્કાર કરી સાચી રાજ્યનીતિના પાયા ઉપર હિન્દુસ્તાનનો રાજ્યતંત્ર લઈ જવા મથે છે, તે માટે અનેક કષ્ટો વેઠે છે, તેમના સવર્ગીઓનો તિરસ્કાર પોતાને માથે હોરી લે છે અને અનેક પ્રતિબંધ અને સંતાપજનક પ્રસંગોની વચ્ચે, અસાધારણ આતરવીરત્વથી, રાજ્યકર્તા તરીકે પરમેશ્વર તરફની જવાબદારી સમજી તેનુ યથાર્થ પરિપાલન કરવા, અને સાચી સ્વદેશ-ભક્તિથી 'સ્વાતંત્ર્યની માતા' તરીકેનુ, ઈંગ્લંડનુ બીરદ જાળવી રાખવા, છેવટ સુધી, વીર યત્નો કરવાનું ચૂકતા નથી આવાં નામોની નાની પણ અમૂલ્ય નામાવલિમા, મનો, એલ્ફિન્સ્ટન, હ્યુમ, વેડરબર્ન વગેરેની રત્નમાલામા, સર હેનિ્ કોટનનું અમર નામ પણ વિરાજે છે એમના અવસાનના સમાચાર સાભળી આજે આખુ હિ દુસ્થાન શોકમાં ગરકાવ છે અને તેમના અનેક ઉપકારોનું આભારભરી લાગણી સાથે સ્મરણ કરી તેમના આત્માને પરમ શાન્તિ ઇચ્છે છે

સર હેનિ્ કૉટન 'નવીન હિન્દ'ની ઊગતી અભિલાષાઓને પારખનાર રાજપુરુષ તરીકે બ્રિટિશ હિન્દનાં સ્મરણમાં હમેશાં કાયમ રહેશે તેમની આખી કારકીર્દિ બંગાળા તરફ છતા આખા હિન્દના ખરા સ્વરૂપનું તેઓને પોતાના સેવાજીવનના આરંભમાં જ સંપૂર્ણ ભાન થયુ હતુ, અને તેને લીધે તેમનુ તે જીવન અપૂર્વ જનકલ્યાણરસથી સદાસર્વદા ઉભરાતુ હતુ, અધિકારી તરીકે જે પ્રાન્તમાં તેમણે પોતાનો વખત ગાળ્યો હતો તે પ્રાન્તના લોકો સર હેનિ્ કૉટનને માટે હમેશાં અસાધારણ પૂજ્ય બુદ્ધિ ધરાવતા અને આજે પણ ધરાવે છે તેટલા ઉપરથી તેમની ઊંચી ભાવનાઓ અને તે ભાવનાઓને અમલમાં મૂકવાની તેમની શકિતનુ આપણને ભાન થાય છે પરંતુ સામ્રાજ્યસેવામાંથી નિવૃત્ત થયા પછી પાર્લમેન્ટના સભાસદ તરીકે અને સને ૧૯૦૪ ની ઈન્ડિયન નેશનલ કોન્ગ્રેસના પ્રમુખ તરીકે તેમણે જે સેવા કરી છે તેની યોગ્ય તુલના થવી મુશ્કેલ છે ખરી વાત છે કે પાર્લમેન્ટમાં તેમના અભિપ્રાયો અને વચનોનો કંઈ તાત્કાળિક લાભ આપણને થયો

ન હતો, અને કેવળ હિન્દના દષ્ટિબિન્દુથી વાત વિચાર કરનાર કયા પુરુષોનાં વચનોને પાર્લમેન્ટમાં યોગ્ય વજન મળ્યુ છે?—પણ બગાળાના ભાગલાની સામેના એમના મજબૂત અને આગ્રહી હુમલાઓને પાર્લમેન્ટના દફતરમાં તેમના સત્યાગ્રહની હમેશાં સાક્ષિ આપશે, અને આખરે તે ભાગલા રદ કરાવવા માટે અને હિન્દુસ્થાનના રાજ્યતંત્રને નવા અને લોકાભિલાષત માગ ઉપર મૂકવાના પ્રબધને માટે, તેમની લડતને થોડો ઘણો યશ આપવો જ પડશે સને ૧૯૦૪ની કોંગ્રેસના પ્રમુખપદ ઉપરથી ઉચ્ચારેલો, તેમનો આ લેખને મથાળે ટાંકેલો આશીર્વચનાત્મક સંદેશ, જેમણે સાભળ્યો હશે તેમાના કોની સ્મરણશક્તિમાં તે અમર સ્વર અત્યારે તાજો નહિ થતો હોય? અથવા, દશહજારથી વધારે પ્રતિનિધિ અને પ્રેક્ષકોએ જે હર્ષનાદથી એ સદેશો વધાવી લીધો હતો તે આકાશભેદી હર્ષનાદ, કોના સ્મરણપથમાં નહિ આવતો હોય? તેમના તે વખતનાં વચનોના પડઘા અત્યારે આખા દેશમાં પડી રહ્યા છે, અને આ જ ક્ષણે અલબત્ત કાયદેસર પણ દૃઢ અને વેગભરી હીલચાલ કરીને "autonomy" (સ્વરાજ્ય) મેળવવાનો આપણા દેશનો નિશ્ચય વધતુ જતુ જોર પકડતો જાય છે, એ જોવા જેવુ છે દિલ્હીની કાઉન્સિલમાં, જનસમાજની નાનામાં નાની મડળીઓમાં, નામદાર વાઇસરોયથી માંડીને નાનામાં નાના અધિકારીઓમાં અત્યારે અનેક મુખે સ્વરાજ્યનાં ગીતો ગવાઈ રહ્યાં છે, એ સર હેન્રી કૉટને તે વખતે ભાખેલું ભવિષ્ય કોઇ કાળે પણ અવસ્ય સફળ થશે એવી ખાત્રી આપે છે

આજથી અગીયાર વરસની વાત ઉપર *Autonomy* (સ્વરાજ્ય)નુ જે ભાવી એક સ્વપ્ન જેવુ લાગતુ હતુ, અને જેને સર હેન્રી કૉટને પણ 'dim અને distant' કહેલુ હતુ, તે, જો કે અત્યારે પણ dim અને distant "ઝાખુ અને છેટુ" તો છે જ તો પણ ધાર્યા કરતાં વધારે ત્વરાથી નજીક આવતુ જાય છે એ સર્વ કોઈ કળી શકે છે અને એટલુ ખાત્રીથી કહી શકાય છે કે, લડાઈનો રાહુ આપણા સામ્રાજ્ય ઉપરથી દૂર થઈ જ્યારે દિગ તેમાં શાન્તિ પથરાઈ રહેશે અને વૈરાગ્નિની વિશ્વવ્યાપી જ્વાળાઓ શમી જઈ પ્રેમ અને પ્રસાદનુ વાતાવરણ પુન આપણી આ પૃથ્વી ઉપર પથરાશે, તે વખતે, જ્યારે હિ દુસ્થાનના રાજ્યતન્ત્રની સ્વરાજ્યની દિશામાં વિકાસ પામતી નવી વ્યવસ્થાનો વિચાર હાથમાં લેવામાં આવશે, ત્યારે સર હેન્રી કૉટનનાં ઉપરના વચનો પણ હિન્દુસ્થાનના હિતને અતિશય પોષણ આપનારા જણાશે આપણે એ વચનોનું પુન એકવાર સ્મરણ કરી "*Autonomy is the keynote of England's true relations with the colonies It is the keynote also of India's destiny*" એ વાકયનો આપણા શ્રદ્ધાસૂત્ર રૂપે સ્વીકાર કરીશુ અને તે ભાવી સફળ કરવાના અવિરત પ્રયત્નો કરતાં તેમના શુભ ગુણોનું અનુકરણ કરી તેમના પવિત્ર અને કલ્યાણમય આત્મા તરફ આપણી ફરજ બજાવતા રહીશુ



गुजरातनी आशा.

Photo by S Hormusji
Kalbadevi Bombay
*The Manoranjan Press Bombay*

સમાલોચક.

પુસ્તક ૨૦ સુ.] ડીસેમ્બર, ઈ. સ. ૧૯૧૫. [અંક ૧૨.

# આદિવચન.

દીપોત્સવીને માંગલિક પ્રસંગે ખાસ અંક કાઢવાની સ્તુત્ય પદ્ધતિ ગુજરાતનાં કેટલાંક સાહસિક દૈનિકો, સાપ્તાહિકો અને માસિકોએ સ્વીકારી છે. તેવા અંકો સાધારણ વાચકને માટે સાધારણ વાચન પૂરૂં પાડવા ઉપરાંત કેટલાક ઉચ્ચ પ્રતિના લેખો પ્રકટ કરે છે. આ પદ્ધતિનો સ્વીકાર કરી સમાલોચકનો દીપોત્સવીનો ખાસ અંક પ્રકટ કરવાનો વિચાર સ્ફુર્યો, પરન્તુ વિચાર કરતાં એમ લાગ્યું કે તેમ કરવા કરતા આ વર્ષે મુંબાઈમાં કૉંગ્રેસ ભરાવાની છે તો તે નિમિત્તે "કૉંગ્રેસ અંક" પ્રકટ થાય તો હેમાં એક જાતની અપૂર્વતા પણ સચવાશે અને આપણી ગુજરાતી ભાષામાં રાજકીય સાહિત્ય જોઈએ તેટલું નથી લખાતું તે દિશામાં એક પ્રયાસ પણ થશે. આ વિચારનું પરિણામ રાષ્ટ્રપ્રેમી ગુજરાતી વાંચનાર સમક્ષ રજુ કરીએ છિએ.

ગુજરાતના સમ્બન્ધમાં એક એવી ફરિઆદ કરવામાં આવે છે કે તે વેપારીઓ અને ખેડુતોનો પ્રાન્ત છે, અને તેથી જીવનના ઉચ્ચ પ્રદેશોમાં બીજા પ્રાન્તોના પ્રમાણમાં ત્હેણે બહુ જ થોડું કાર્ય કર્યું છે. આ ફરિયાદમાં કેટલુંક સત્ય છે,—ગુજરાતી હિંદુઓને જ તે ફરિયાદ લાગુ પાડીએ તો તે તેથી પણ વધારે ખરી સત્ય છે, એ આપણે સ્વીકાર કર્યા વગર ચાલે તેમ નથી. છતાં ગુજરાત કાંઈ તદ્દન વન્ધ્ય નથી એટલું જ નહિં, પરન્તુ હિન્દમાતાને ચરણે ત્હેણે રાજકીય દિશામાં કેટલાંક એવાં અમોલાં સન્તાન અર્પણ કર્યાં છે કે બીજા પ્રાન્તોએ હજી તેવાં ઉત્પન્ન કરવાનાં છે. હિંદમૈયાને ચરણે પોતાના સમસ્ત જીવનને અર્પણ કરી પોતાના દેશબન્ધુઓને બ્રિટિશ નાગરિકતાના મૂલ્યનો ખ્યાલ આપવા નિરન્તર પ્રયાસ કરનાર મહાન આદિપુરૂષ રાજર્ષિ દાદાભાઈ નવરોજજીના સમાન દેશભક્તને જન્મ આપવાનું માન ગુજરાતને છે. સર ફીરોજશાહ મહેતા જેવા અપ્રતિમ રાજ્યનીતિજ્ઞ અને રાષ્ટ્રનેતાને ઉત્પન્ન કરવાના ગુજરાતના

માનમાં હજી બીજો કોઈ પ્રાન્ત ભાગ પડાવી શકે નથી તે ઉપરાંત મિ દીનશા એદલજી વાચ્છા, ન્યાયમૂર્તિ બદરૂદીન તૈયબજી, મિ સયાણી, શ્રીયુત ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક, શ્રીયુત ગોકુળદાસ કહાનદાસ પારેખ, શ્રીયુત ચીમનલાલ હરિલાલ સેતલવાડ, મિ. ઈબ્રાહિમ રહીમતુલ્લા, મિ. મહમદઅલી જીના, શ્રીયુત મોહનલાલ કરમચંદ ગાંધી આદિ રાજકીય અગ્રેસરો અને કૉંગ્રેસભક્તો ગુજરાતે ઉત્પન્ન કર્યાં છે હિન્દમૈયાની પવિત્ર સેવામાં ગુજરાત આટલું અર્પણ કરી શક્યું છે, અને આપણે આશા રાખીશું કે ભવિષ્યમાં તેથી ઘણું વધારે મ્હોટું અર્પણ કરવા સમર્થ થશે

આ "કૉંગ્રેસ-અંક"માં આપણા સુપ્રસિદ્ધ કૉંગ્રેસભક્તોના લેખો મેળવવાની અમ્હારી ઇચ્છા અનેક કારણોથી જોઈએ તેટલે અંશે સફલ થઈ શકી નથી છતાં પોતાના લેખનું ભાષાન્તર કરવાની ખાસ પરવાનગી આપવા માટે મિ. વાચ્છાનો અને પોતાના કરી લીધેલા એક આપણા મહાપ્રશ્ન વિષે લેખ લખી આપવા માટે શ્રીયુત ગાંધીનો અમ્હે અન્તઃકરણપૂર્વક ઉપકાર માનીએ છિએ દુર્ભાગ્યે, આપણા રાજકીય પ્રશ્નોનો ઉંડો અભ્યાસ કરનાર ગુજરાતમાં બહુ થોડા છે, અને જે થોડા હશે ત્હેમાંથી પણ આપણી માતૃભાષા ગુજરાતીમાં સારૂં લખી શકનારની સંખ્યા તેથી પણ થોડી છે, એટલે અમ્હારા આ નમ્ર પ્રયાસનો ગુજરાત ઉદારતાથી સ્વીકાર કરશે એવી અમ્હે આશા રાખીએ છિએ જે ઉત્સાહી લેખકબન્ધુઓએ અમ્હારા આમન્ત્રણને સ્વીકારી જુદા જુદા વિષયો ઉપર લેખો લખી મોકલ્યા છે ત્હેમનો અમ્હે હૃદયપૂર્વક આભાર માનીએ છિએ.

તે ઉપરાંત, મુંબાઈના પ્રસિદ્ધ હિન્દુ ફોટોગ્રાફર અને આર્ટિસ્ટ મેસર્સ ગુરૂદાસ ઍન્ડ કંપનીના માલેક મિ. જનાર્દન દીપેએ અમ્હારા તરફના સ્નેહભાવથી પ્રેરાઈને સમાલોચકના ૧૯૧૪ના અમારા લેખકોના 'ફોટોગ્રાફ' પાડી આપ્યા છે તે માટે ત્હેમનો અમ્હે અન્તઃકરણપૂર્વક ઉપકાર માનીએ છિએ, તેમ જ જે લેખકોએ પોતાના ફોટોગ્રાફની નકલ અમ્હારા ઉપર મોકલાવી આપવાની કૃપા કરી છે ત્હેમનો પણ અમ્હે હૃદયપૂર્વક આભાર માનીએ છિએ

વળી ટ્યુટોરિયલ પ્રેસના માલેક મિ. પેન્ડરકરે આ અંક ખાસ તરદી લઈ થોડા વખતમાં મુદ્રિત કરી આપ્યો તે માટે ત્હેમનો અને બ્લૉકસ તૈયાર કરી છાપી આપવા માટે મનોરંજન તથા હિન્દુસ્તાન પ્રેસના માલેકોનો પણ અમ્હે આભાર માનીએ છિએ

અન્તમાં, આ નમ્ર પ્રયાસ ગુજરાતી બન્ધુઓ સમક્ષ રજુ કરતાં અમ્હે એટલું જ ઇચ્છીએ છિએ કે ગુજરાતમાં રાષ્ટ્રીય ચેતન અને રાષ્ટ્રીય જીવન લોકોના હૃદયનો સાચો આદર વધારે ને વધારે પામે તથા હિન્દમૈયાને ચરણે પોતાનું જીવન અર્પણ કરનાર અનેક દેશભક્તો ગુજરાત ઉત્પન્ન કરે

---

# ધી ઇન્ડિઅન નૅશનલ કૉંગ્રેસ.

લેખક —મિ. દીનશા એદલજી વાચ્છા.

અનુવાદક —રા. ચન્દ્રશંકર નર્મદાશંકર પડ્યા, બી એ, એલએલ બી

કૉંગ્રેસ વસ્તુત ઈ. સ. ૧૮૮૫ માં મિ. ઍલન ઑક્ટેવિઅન હ્યૂમે સ્થાપી તેઓ ઇન્ડિઅન સિવિલ સર્વિસના એક નિવૃત્ત મેમ્બર હતા, અને તેઓ મિ જોસફ હ્યૂમ, એમ પી. કે જેમનુ રૅડિકેલિઝમ જાણીતું છે અને જેઓ ચોથા અને પાંચમાં દશકામાં હાઉસ ઑફ કૉમન્સમાં કરકસર અને સુધારાના મુખ્ય હિમાયતી હતા ત્હેમના પુત્ર હતા મિ. હ્યૂમની નોકરીની કારકીર્દી ઘણી ઉજ્જ્વલ હતી તેઓની નોકરીની શરૂઆતમાં ઇટાવાના કલેક્ટર અને મૅજીસ્ટ્રેટ તરીકે બળવાના પ્રારમ્ભમાં જ તે દબાવી દેવામાં ત્હેમણે અમૂલ્ય સેવા બજાવી હતી આ સેવાને માટે ત્હેમને બાથના સિવિલ કમ્પેનિઅનનો ખેતાબ આપવામાં આવ્યો હતો એક યુવાન સિવિલ સર્વન્ટને માટે તે દિવસોમાં આવુ માન વિરલ હતુ કેટલીક મ્હોટી પદવીઓ ઉપર આબરૂભેર કામ કર્યા પછી અને છેવટ ગવર્ન્મેન્ટ ઑવ ઇન્ડિઆના હોમ સેક્રેટરીની પદવી ભોગવ્યા પછી તેઓ ઈ. સ. ૧૮૮૩ માં નિવૃત્ત થયા લૉર્ડ લિટનના વહિવટની (૧૮૭૬-૮૦) નીતિથી દેશમાં અસંતોષ ઉત્પન્ન થયો હતો બ્લૅક ઍક્ટ તરિકે જાણીતો થયેલો વર્નૉક્યુલર પ્રેસ ઍક્ટ, અને બીજા અફ્ગાન વિગ્રહમાં પરિણામ પામેલો અફ્ગાનિસ્તાનના અમીર શેર અલી સાથેનો નિરર્થક વિરોધ એ બન્ને આખા દેશમાં મિતવાદીમાં મિતવાદી સુશિક્ષિત હિન્દીઓની પ્રતિકૂળ ટીકાઓના પાત્ર બન્યા હતા બધે સ્થાને એમ સ્વીકારવામાં આવતું હતુ કે પોતાનાં દુ ખ જાહેર કરવાને માટે લોકોએ પરિષદ્ જેવી કાંઈ યોજના કરવી જોઈએ જુદા જુદા પ્રાન્તોના હિન્દી વિચારનાયકો વચ્ચે સગીન અને સ્થાયી પાયા ઉપર એવી એક પરિષદ્ સ્થાપવાના સબ ધમાં પત્રવ્યવહાર ચાલતો હતો લૉર્ડ રિપનના સમયમા (૧૮૮૦-૮૪) જોઈતી પ્રેરણા અને ઉત્તેજન મળ્યા આ પ્રમાણે જ્યારે ૧૮૮૩ માં મિ. હ્યૂમ નિવૃત્ત થયા ત્યારે પરિષદ્ સ્થાપવાના વિચારે એટલે સુધી સ્વરૂપ ધારણ કર્યું હતું કે મિ. હ્યૂમની સદ્ભાવ ભરી સહાયથી એક યુનિઅન સ્થપાયુ ત્હેમને પાર્લામેન્ટમાં હિન્દના જે ખરા મિત્રો પાર્લામેન્ટમાં હતા ત્હેમાંના ઘણાનો—ખાસ કરીને જૉન બ્રાઈટ અને મિ. સ્ટૅગનો—ખરા હ્રદયનો આશ્રય મળ્યો મિ હ્યૂમ મૌનપૂર્વક પરતુ સાવધતાથી બનાવોનું નિરીક્ષણ કરતા હતા, અને ત્હેમને એમ લાગ્યુ કે આ હીલચાલને ત્હેમણે સક્રિય સાહાય્ય આપવુ જોઈએ ત્હેમનુ હૃદય હિન્દીઓની સામાજિક, આર્થિક અને રાજકીય સ્થિતિ સુધારવા સર્વ રીતે તત્પર થઈ રહેલું હતુ જુદા જુદા પ્રા તોના

નેતાઓની સાથે તેઓ પત્રવ્યવહાર ચલાવતા હતા અહીંઆં એ પણ હકીકતની નોંધ લેવા જેવી છે કે કૉંગ્રેસની સ્થાપનાના વિચારના પ્રારમ્ભમાં મિ. હ્યૂમ જ્યારે સીમલે ગયા હતા ત્યારે એ વિષય સમ્બધમાં લૉર્ડ ડફરીનની સલાહ લેવાની ત્હેમને તક મળી હતી અને તે નામદારે તે ઉદ્દેશને પોતાની સમ્મતિ આપી હતી તથા મિ. હ્યૂમને ત્હેમના કાર્યમાં ઘણું ઉત્તેજન આપ્યુ હતુ પાછળથી ૧૮૮૮ પછી તે નામદારે તે સંસ્થા પ્રતિ વિરોધી વલણ અખ્ત્યાર કર્યું આ વલણનાં કારણો તે નામદારને પોતાને જ ખબર હતાં, અને તે વિશ્વાસપાત્ર રીતે કદાપિ બ્હાર પાડવામાં આવ્યાં નથી. તે વલણનો જવાબ કૉંગ્રેસ ૧૮૮૮ માં અલ્હાબાદમાં ભરાઇ તે વખતે મિ જ્યૉર્જ યૂલે પોતાના ભાષણમાં બહુ અસરકારક રીતે આપ્યો હતો

## પ્રથમ સમ્મેલન.

પ્રથમ સમ્મેલન પૂનામાં ભરવાનો ક્રમ કરવા જેટલી પ્રગતિ કરવામાં આવી હતી, કારણ કે તે વખતે પૂના ભારે રાજકીય પ્રવૃત્તિનુ કેન્દ્ર હતુ પરિષદ્‌ની સ્થાપના કરવા માટે ૧૮૮૫ ની નાતાલનું અઠવાડીયું પસંદ કરવામાં આવ્યુ દુર્ભાગ્યે, તૈયારીઓ ચાલતી હતી તેવામાં પૂના શહેરમાં કૉલેરા ફાટી નીકળ્યો અને તેથી ત્યાં પ્રતિનિધિઓને બોલાવવા એ સલામત ન્હોતુ પરિણામે બૉમ્બે પ્રેસીડેન્સી ઍસોસિએશન તરફથી પ્રથમ સમ્મેલનનુ સ્થાન ઉતાવળમાં મુંબાઈ ઠરાવવુ પડ્યું તે સમયે તે ઍસોસિએશનના સક્રિય માન્ય મંત્રીઓમાં મેસર્સ ફીરોજશાહ એમ મહેતા, કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ અને દીનશા એદલજી વાચ્છા હતા તે સમયે પરિષદ્‌નો નામકરણસંસ્કાર થયો અને ત્હેને "ધી ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ" એવુ નામ આપવામાં આવ્યું, કારણ કે સમસ્ત હિન્દના રાષ્ટ્રમતને તાદૃશ રીતે પ્રદર્શિત કરવાનો ત્હેનો મુખ્ય હેતુ હતો કોન્ગ્રેસનાં શરૂઆતનાં વર્ષોમાં ત્હેના ઉદ્દેશોના સમ્બન્ધમાં એટલાં બધાં ભ્રમજનક કથનો કરવામાં આવતાં હતાં કે તે શા છે તે જણાવવુ ઉપયોગી થઈ પડશે તે ઉદ્દેશો મિ. હ્યૂમે ૧૮૮૮ માં અલ્હાબાદમાં કોન્ગ્રેસ ભરાતા પ્હેલાં આપેલા ભાષણમાં નીચે પ્રમાણે જણાવ્યા હતા પ્રથમ તો ત્હેમણે જણાવ્યુ હતુ કે " અર્વાચીન ઐતિહાસિક કાલમાં કોઈ પણ પ્રવૃત્તિએ આવાં દૂરગામી અને કલ્યાણકારક પરિણામોની આશા આપી નથી " આગળ ચાલતાં ત્હેમણે જણાવ્યુ કે " કોન્ગ્રેસની સંસ્થા એ મ્હોટે ભાગે હિન્દમાં જ જન્મેલા સુશિક્ષિત પુરૂષોના બનેલા મંડળની પ્રવૃત્તિઓમાંની માત્ર એક જ પ્રવૃત્તિ છે, જો કે તે પ્રવૃત્તિ તે સમયે વધારેમાં વધારે જાણીતી અને દેખાઇ આવે તેવી હતી તે પુરૂષો હિન્દનું શાન્તિપૂર્વક કલ્યાણ કરવા માટે એકત્ર થયા હતા " કોન્ગ્રેસના મૌલિક સિદ્ધાન્તો નીચે પ્રમાણે છે —

(૧) હિન્દની વસ્તીમાં જે જુદાં જુદાં અને વિસંવાદી તત્ત્વો છે તે સર્વના સમ્મિશ્રણથી એક રાષ્ટ્ર બનાવવો

आगमा

हिन्दी राष्ट्रिय परिषदना प्रमुख



सर एस् पी. सिंह

The l

(૨) આવી રીતે ઉત્પન્ન થયેલા રાષ્ટ્રનો માનસિક, નૈતિક, સામાજિક અને રાજકીય આદિ સર્વ દિશાઓમાં પુનરૂદ્ધાર કરવો; અને

(૩) હિન્દની સ્થિતિમાં હેને અન્યાય કરે એવાં અને હેને હાનિ કરે એવાં જે તત્ત્વો હોય તે દૂર કરી હિંદ અને ઈંગ્લંડના સયોગને દૃઢ બનાવવો

વિચ્છેદ.

પુષ્કળ નિંદા અને ગાલિપ્રદાનની વચ્ચે ઉપરના મૌલિક સિદ્ધાન્તો અનુસાર પોતાનું નિર્ણીત કાર્ય કોન્ગ્રેસ કર્યે જતી હતી, પરન્તુ ૧૯૦૭ માં પ્રતિનિધિઓના ઉદ્દામ વિભાગે અવિચ્છિન્ન સૈન્યમાં બુદ્ધિપૂર્વક વિચ્છેદ પાડવાનુ ઉચિત ધાર્યું તે વર્ષમાં સુરતમાં ભરાયેલું કોંગ્રેસનું સમેલન ઉદ્દામ પક્ષના પ્રતિનિધિઓએ પ્રદર્શિત કરેલા પ્રચડ પક્ષભાવને લીધે અધુરૂં ને અધુરૂં છોડી દેવુ પડ્યુ ઉદ્દામ પક્ષવાળાઓ ત્યાર પછીથી "એક્સ્ટ્રીમિસ્ટસ્" ના નામથી ઓળખાય છે અને હેમને "મૉડરેટસ" ના નામથી ઓળખાતા ઠરેલ વિચારવાળા મ્હોટા ભાગથી જુદા પાડવામાં આવે છે પરન્તુ જો કે કામકાજ તત્કાલ તો છોડી દેવુ પડ્યું હતું છતાં હાજર રહેલા આગેવાન પ્રતિનિધિઓ પાછા તરત જ એકત્ર થયા અને ભવિષ્યનાં સંમેલનો ભરવાની અને લિખિત બધારણુ કે જેનો અગત્યનો ભાગ કોન્ગ્રેસની "ક્રીડ" હતી તે તૈયાર કરવાની યોજના કરી બીજા શબ્દોમાં, કોંગ્રેસના અલિખિત હેતુઓ અને ઉદ્દેશો નિશ્ચિત રૂપમાં સ્પષ્ટારૂઢ થયા તે રૂપમાં હેમની અત્ર પુનરૂક્તિ કરવી અનુચિત નથી, કારણુ કે તેથી ઘણી શકાઓ, ઘણો અવિશ્વાસ અને ઘણી ગેરસમજો દૂર થશે

"બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્ય ભોગવનારાં અગોના જેવો રાજ્યપ્રબંધ હિન્દના લોકો માટે પ્રાપ્ત કરવો, અને બ્રિટિશ સામ્રાજ્યના હકો અને ધર્મોમાં તે અગોના સમાન ભાગ લેવો એ ધી ઈન્ડિઅન નેશનલ કોંગ્રેસના ઉદ્દેશો છે વહીવટની ચાલુ પદ્ધતિમાં એક સરખી રીતે સુધારો કરીને, રાષ્ટ્રીય એકતાનો વિકાસ કરીને, સાર્વજનિક ચેતનનું પોષણ કરીને, અને દેશની માનસિક, નૈતિક, આર્થિક અને ઔદ્યોગિક સાધનસંપત્તિનું સવર્ધન તથા સયોજન કરીને પ્રબધાનુસારી ઉપાયોથી આ ઉદ્દેશો સિદ્ધ કરવાના છે"

નેશનલ કોંગ્રેસમાં આવનાર દરેક પ્રતિનિધિને જે પ્રાન્તમાંથી તે આવતો હોય તે પ્રાન્તની કોંગ્રેસ કમિટી ઉપરની "ક્રીડ"નો લિખિત સ્વીકાર કરવાને અને બધારણનું તથા તદનુસાર કરવામાં આવેલા નિયમોનું પાલન કરવાની તત્પરતા બતાવવાને ફરજ પાડે છે

બધારણ.

૧૯૦૮ થી બધારણ પ્રમાણે બરાબર કામ ચાલે છે કોંગ્રેસમાં એકત્ર થયેલા પ્રતિનિધિઓની બહુમતિ સિવાય હેમાં કાંઈ પણ ફેરફાર થઈ શકે નહિ દરેક પ્રાન્તે પસદ કરેલા

અને કોન્ગ્રેસના પ્લેટફૉર્મ ઉપરથી પ્રમુખ તરફથી સમર્થન પામેલા નેતાઓના એક માર્ગદર્શક મંડળને માટે ત્હેમાં યોજના કરવામાં આવી છે માજી પ્રમુખો, મંત્રીઓ, અને બીજા અધિકારીઓને ત્હેમના અધિકારની રૂઈએ નીમવામાં આવે છે, અને આખી કમિટી "ધી ઑલ ઇન્ડિઆ કૉંગ્રેસ કમિટી"ના નામથી ઓળખાય છે હિન્દની સરકારે પાડેલા પ્રાન્તો અને કૉંગ્રેસના પ્રાન્તો એક જ છે દરેક પ્રાન્તની કમિટીને "પ્રૉવિન્શિયલ કૉંગ્રેસ કમિટી" કહેવામાં આવે છે. બંધારણ અને નિયમો પ્રમાણે પ્રતિનિધિઓ પસંદ કરવાને સભાઓ બોલાવવી, કૉંગ્રેસને વિચાર ચલાવવા માટે વિષયો સૂચવવા, અને બીજી તે સબંધની બાબતો વિષે વ્યવસ્થા કરવી એ પ્રૉવિન્શિઅલ કૉંગ્રેસ કમિટીનું કર્તવ્ય છે આવતી કૉંગ્રેસ કયાં ભરાશે તે દરેક વર્ષે સમેલનને અન્તે કૉંગ્રેસ જાહેર કરે છે જે ગામ અથવા શહેરમાં કૉંગ્રેસ ભરવાની હોય છે તે પૂરા ૭ મહિના પ્હેલાંથી તૈયારી કરવા માંડે છે આજ સુધી દર વખતે કૉંગ્રેસ ક્રિસ્ટમસ કેના પ્હેલીના ત્રણ દિવસોમાં ભરવામાં આવી છે આ વખત ખાસ કરીને એટના માટે પસંદ કરવામાં આવ્યો છે કે દેશના સર્વ પ્રતિનિધિઓને હાજર રહેવાની સગવડ મળે તેવી સગવડ વર્ષના બીજા કોઈ ભાગમાં મળી શકે તેમ નથી એક "રીસેપ્શન કમિટી" યોજવામાં આવે છે, અને કોઈ અગ્રેસર પુરૂષને ત્હેનો પ્રમુખ બનાવવામાં આવે છે એ કમિટી પોતાનું કામ જુદી જુદી સબ કમિટીઓમા વ્હેંચી નાખે છે, જેવી કે ફિનૅન્સ કમિટી, કૉરેસ્પૉન્ડન્સ કમિટી, હાઉસિંગ કમિટી, ફીડિંગ કમિટી વગેરે વગેરે આ જુદી સબ કમિટીઓનું કામ કરવાને ઉત્સાહી યુવાનો પોતાની મેળે બ્હાર આવે છે પ્હેલાં મોટે ભાગે સ્વયંસેવકો મુખ્યત્વે વિદ્યાર્થીવર્ગમાંથી પસંદ કરવામા આવતા પરન્તુ સરકારના કેળવણી ખાતાએ "વિદ્યાર્થીઓએ રાજકીય પ્રવૃત્તિમાં સક્રિય ભાગ ન લેવો" એવા હુકમો કાઢયાથી, ધંધાદારી માણસોમાંથી સ્વયંસેવકો લેવામાં આવે છે તેઓ બધાને બરાબર બંદોબસ્તમાં રહેવું પડે છે અને ત્હેમના ઉપરી અથવા "કેપ્ટન"નુ તેઓએ કહ્યું માનવુ પડે છે જુદે જુદે સ્થાનેથી આવતા પ્રતિનિધિઓને રેલ્વે સ્ટેશનેથી લઈ આવી ત્હેમને નિર્મીત સ્થાને લઈ જવા ઉપરાંત સંમેલન પ્રસંગે ત્હેમને ઘણી મહેનત પડે છે પ્રતિનિધિઓના સંદેશા લઈ જવા લાવવાને અથવા જરૂરનુ બીજું કાંઈ કામ કરવાને પ્રતિનિધિઓની પાસે પણ સ્વયંસેવકોને રાખવામાં આવે છે આ પ્રમાણે પૈસા લીધા વગર તેઓ ઘણું અગત્યનુ કામ ઉત્સાહથી અને હોશીયારીથી બજાવે છે, અને એક રીતે બંદોબસ્તપ્રમાણે કાર્ય કરવાનુ તથા સ્વાર્થત્યાગ કરવાનુ તેઓ શીખે છે પોતાના પૂર્ણાહુતિના ભાષણ સમયે આ કૉંગ્રેસ વૉલન્ટીઅર્સની સેવાઓનો માનપ્રદ રીતે નિર્દેશ કરે છે સબ કમિટીનું કઠણમાં કઠણ કામ તે કૉંગ્રેસના સમેલન માટે પૅન્ડૉલ-મંડપ-તૈયાર કરવાનુ છે ઓછામાં ઓછા ૫૦૦ થી માંડી વધારેમાં વધારે ૧૦૦૦ પ્રતિનિધિઓ ઉપરાંત પ્રેક્ષકો ઘણી મ્હોટી

સભ્યામાં હાજર રહે છે એટલે પેન્ડોલ એવી રીતે બાંધવામા આવે છે કે ઓછામાં ઓછી ૫૦૦૦ બેઠકોની ગોઠવણ તો ત્હેમાં હોય જ. કેટલીક એવી નોંધ લેવા લાયક કૉંગ્રેસો થઈ છે કે જ્યારે ૧૦,૦૦૦ બેઠકોની ગોઠવણ કરવી પડી હોય જ્યારે મુબાઈમાં સર વિલિયમ વેડર્બર્ન પ્રમુખ હતા ત્યારે ૧૮૮૯ માં એટલી સભ્યા એકત્ર થઈ હતી ત્હેમની સાથે મિ. ચાર્લ્સ બ્રૅડ્લૉ આવ્યા હતા, જેમણે ૧૮૯૦ માં પાર્લામેન્ટમાં લેજીસ્લેટિવ કાઉન્સિલનો વિસ્તાર કરવાનુ પ્રથમ "રીફૉર્મ બિલ" આણ્યુ હતુ ૧૯૧૨ સુધી પ્રતિનિધિઓને રૂ ૨૦ આપવા પડતા, પરન્તુ તે પછી રૂ ૧૫ કર્યા છે તે લોકોને રહેવાની અને ખાવાની ન્હાની ફી લેવામાં આવે છે કેટલાક સારી સ્થિતિવાળા પ્રતિનિધિઓ પોતાને ખર્ચે બગલા ભાડે રાખે છે, પરન્તુ જે પ્રાન્તમાં કૉંગ્રેસ ભરાઈ હોય તે પ્રાન્તની બ્હારના પ્રતિનિધિઓનો મ્હોટો ભાગ કૉંગ્રેસે કરેલી સગવડ સ્વીકારે છે એવી સગવડ કરવી તે ન્હાનાં ગામોમાં ઘણું જ મુશ્કેલી ભર્યું કામ થઈ પડે છે ખુરશીઓ અને બીજા સરસામાનની ગોઠવણ કરવાનું કામ પણ મુશ્કેલ છે, પરન્તુ બધા તેનુ કામ ખુશીથી પોતાનુ કર્તવ્ય સમજીને ઉપાડી લે છે.

## પરિણામો.

ઈ સ ૧૯૧૪ સુધીમાં ૩૦ સમેલનો થઈ ગયાં જૂનામાં જૂના વર્ગના કૉંગ્રેસભક્તોમાં શ્રીયુત સુરેન્દ્રનાથ બૅનરજી, પંડિત મદન મોહન માલવીય, મિ. દીનશા એદલજી વાચ્છા, મિ. પી. એન મુધોળકર, શ્રીયુત દાજી આબાજી ખરે અને બીજા કેટલાક હવે રહ્યા છે દર થોડાં વર્ષોએ કૉંગ્રેસના કાર્યકરોમાં ફેરફાર થયે જાય છે લગભગ પા શતક ઉપર દૃષ્ટિ નાંખતાં એટલો સ્વીકાર તો કરવો પડશે કે રાષ્ટ્રીય પ્રગતિને માટે કૉંગ્રેસે એકંદરે સારૂ સગીન કાર્ય કર્યું છે વસ્તુત કૉંગ્રેસ એ લૉર્ડ લૅન્સડાઉન અહીંઆં વાઇસરૉય હતા ત્યારે ત્હેમણે કહ્યુ હતુ તે પ્રમાણે "આગળ વધેલા ઉદાર સુધારકો ( Advanced Liberals )નું મડળ છે તે સ્વરૂપને અનુરૂપ ત્હેનો કાર્યક્રમ હમેશાં ઉદાર સુધારાનો હોય છે ૧૮૮૫ થી ૧૯૦૯ સુધીમાં લેજીસ્લેટિવ કાઉન્સિલના કરવામાં આવેલા બે સુધારાઓ કૉંગ્રેસે નિરન્તર કરેલા ચળવળનાં સક્ષોભના પરિણામરૂપ હતા પ્રથમ સુધારો ૧૮૯૨માં કરવામાં આવ્યો, પરન્તુ થોડા સમયમાં જણાઈ આવ્યુ કે લોકોએ પસદ કરેલા સભાસદોનું પ્રમાણ બહુ થોડુ હતુ, કે કર અને પ્રતિનિધિત્વના સિદ્ધાન્ત અનુસાર બજેટ ઉપર જોઈએ તેની સ્વતત્ર ચર્ચા થતી ન્હોતી, કે પ્રશ્નો પૂછવાના હકમાં સુધારાવધારો કરવાની જરૂર હતી મોર્લી-મિન્ટો સુધારા એ સર્વાંશે કૉંગ્રેસે શરૂ કરેલા અને ચલાવેલા સક્ષોભનું જ પરિણામ છે મીઠા ઉપરનો કર એક મણે રૂ ૨-૮-થી રૂ ૧ સુધી આખરે કમી થયો તે પણ એ જ સરથાના સક્ષોભના પરિણામે, ઇન્કમ ટૅક્સમાંથી મુક્ત થવાની ઉંચી મર્યાદાની ભલામણ પણ

કૉંગ્રેસે જ કરી હતી રેલ્વે કરતાં 'ઇરિગેશન' ઉપર વધારે ધ્યાન આપવાની જરૂર કૉંગ્રેસે હમેશાં બતાવ્યાં કરી છે દુકાળના સમયમાં સ્વીકારવામાં આવેલી નિવારણપદ્ધતિ ઉપર કૉંગ્રેસે કરેલી ટીકાથી ત્હેમાં સુધારો કરી હવે ત્હેને લગભગ સપૂર્ણું બનાવવામાં આવી છે વળી, બધી જાતનુ શિક્ષણ અને ત્હેમાં પણ ખાસ કરીને પ્રાથમિક અને ઔદ્યોગિક શિક્ષણ જે અપૂર્વ વિકાસ પામ્યુ છે તે લગભગ સર્વાંશે કૉંગ્રેસના સક્ષોભથી જ આરોગ્યને માટે જે ઉપાયો લેવામાં આવે છે તે પણ કેટલેક અંશે કૉંગ્રેસને લીધે જ આબકારી અને જગલ ખાતાઓના સખ્ત કાયદાઓને અંગે પડતી હાડમારીઓ કંઈક અંશે કમી થઈ તે કૉંગ્રેસની ઉત્સાહભરી પ્રાર્થનાઓથી જ જમીનવેરાના ઉપર કૉંગ્રેસે નિરતર ધ્યાન આપ્યા કર્યું છે અને આ બાબતમાં કૉંગ્રેસનો મત એવો છે કે વસુલાતની પદ્ધતિ જેમ બને તેમ સ્થાયી પદ્ધતિના જેવી થવી જોઈએ પરન્તુ સમસામયિક પરીક્ષાઓના સબન્ધમા અને રાજ્યકાર્યનો વહીવટ કરનાર ખાતાથી ન્યાયખાતું જુદુ પાડવાના સમ્બન્ધમાં કૉંગ્રેસનો અવાજ હજી પણ અરણ્યરુદિત સમાન નીવડયો છે કૉંગ્રેસનો સક્ષોભ સગત અને સતત રહ્યો છે દક્ષિણ આફ્રિકામાં અને બીજા સ્થાનોમાં હિન્દીઓને માટેની કૉંગ્રેસની પ્રાર્થનાઓ હમેશાં ઉત્સાહભરી અને કરેલ રહ્યાં કરી છે ચલણી નાણા સબન્ધીના પ્રશ્નોમાં કૉંગ્રેસ સરકારની સાથે સમત થઈ શકતી નથી ટુકમાં, એમ પૂરેપૂરી સત્યતાથી કહી શકાય કે કૉંગ્રેસે છેલ્લા ૩૦ વર્ષોથી જાહેર કરેલી હિન્દના લોકોની મુશ્કેલીઓનો મ્હોટો ભાગ દૂર કરવામાં આવ્યો છે કેટલોક વખત થયા નીચેની બાબતો કૉંગ્રેસનાં કાર્યક્રમમાં મુખ્ય સ્થાન ભોગવે છે રાજ્યવહીવટના કાર્યમાં મ્હોટી પદવીઓની નીમણુક, જેના સબન્ધમાં "પબ્લિક સર્વિસીસ કમિશને" હમણાં થોડા જ વખત ઉપર તપાસ ચલાવી હતી, લશ્કરી ખર્ચમાં ઘટાડો, કરવેરાઓના સબન્ધમા સ્વતત્રતા, ખાસ કરીને દેશમાં થતા સુતરના માલ ઉપરના વેરાના સબન્ધમા, ફોજદારી ખાતાના વહીવટનો સુધારો, જેમાં વહીવટી ખાતુ અને ન્યાયખાતું એ બે જુદાં પાડવાનો સમાવેશ થઈ જાય છે, અને સમાટ્‌ના બ્રિટિશ સામ્રાજ્યના સર્વ પ્રદેશોમાં હિન્દીઓની બીજા બ્રિટિશ નાગરિકોની સાથે હકોની સમાનતા

# ગીરમીટ કે ગુલામગીરી.

લેખક —રા. મોહનદાસ કરમચંદ ગાંધી, બૅરીસ્ટર-એટ-લૉ.

ગીરમીટ શબ્દ ઇંગ્રેજી એગ્રીમેનનું અપભ્રષ્ટ રૂપ છે એ શબ્દ ભાષામાંથી રદ કરી શકાતો નથી ગીરમીટ શબ્દ જે અર્થ સૂચવે છે તે 'એગ્રીમેન' નથી સૂચવતો. બીજો શબ્દ ભાષામાં છે નહિ જે દસ્તાવેજમાં સહી કરીને હિન્દુસ્તાન બહાર હજારો મજુરો નાતાલ આદિ મુલકોમાં પાંચ વર્ષની બંધણીમાં જતા અથવા જાય છે, તેને તે દસ્તાવેજને મજુરો અને તેના શેઠો ગીરમીટને નામે ઓળખે છે એ ગીરમીટમાં જનારનું નામ ગીરમીટીઓ. આવા ગીરમીટીઆ હિન્દુસ્તાનમાંથી દર વર્ષ આશરે ૧૨૦૦૦ જાય છે, અને તે મુખ્યત્વે ઑસ્ટ્રેલીઆની પાસેના ફીજી ટાપુમાં અથવા દક્ષિણ અમેરિકા પાસે આવેના જમેકા, અથવા બ્રીટિશ ગીઆના, ડચ ગીઆના ને ત્રીનીદાદ જાય છે

આ ગીરમીટની સ્થિતિને મરહુમ વીર ગોખલેએ લગભગ ગુલામગીરી જેવી ગણેલી, તેવું જ વર્ણન ઇતિહાસક તરિકે પ્રખ્યાતિ પામેલા મ હુમ સર વીલીયમ વીલસન હંટરે પણ આપેલું, અને તેવી જ ઉપમા નાતાલના મરહુમ અને જાણીતા પ્રધાન હેરીએસ કમ્એ પણ આપેલી

ગીરમીટ એ અર્ધ ગુલામગીરી છે એ યથાર્થ છે ગુનામ જેમ ગુલામીમાંથી પૈસા આપતાં પણ છુટી ન શકતો, તેમ ગીરમીટીઓ પણ ના છુટી શકે, ગુલામ જો કામ ન કરે તો તેને સજા થતી ગીરમીટીયો પણ કામ ન કરે તો સજા ભોગવે બેદરકારી કરે, કામે એક દિવસ ન ચડે, ઉદ્ધતાઈ બતાવે તો એમાંના ગમે તે દોષને સારૂ તેને કેદ ભોગવવી પડે ગુનામ જેમ એક શેઠ પાસેથી બીજા શેઠને વેચી શકાતો તેમ ગીરમીટીયાને એકની કનેથી બીજાની કને મોકલી શકાય છે જેમ ગુલામના બાલબચ્ચાને પણ ગુલામીનો ડાઘ રહેતો તેમ ગીરમીટીયાના બાલબચ્ચાને તેઓને માટે રચાયેલા ખાસ કાયદા લાગુ પડે છે બેઉની દશામાં માત્ર તફાવત આટલો જ છે કે ગુલામીની દશા જીંદગી પર્યંતની હતી, ગીરમીટીઓ અમુક વર્ષે છુટા થઈ શકે છે વિશેષમાં આટલું યાદ રાખવા જેવું છે કે ગીરમીટની સ્થિતિ ગુલામી બંધ થતાં ઉપજી અને ગુનામોની અવેજમાં ગીરમીટીયા જવા લાગ્યા

ગીરમીટીયાને વિષે આટલું સિદ્ધ થયેલું છે તેઓ જે દેશોમાં જાય છે ત્યાં તેઓને નીતિ કે ધર્મશિક્ષણ હોતું નથી તેઓ ઘણાખરા વગર પરણેલ હોય છે ગીરમીટીઆની દરેક આગબોટમાં ચાલીસ ટકા ઓરત લઈ જવાનો કાયદો છે આ ઓરતો કેટલીક નઠારી હોય છે આ ઓરતો

મરદોની સાથે વિવાહથી ઘણે ભાગે બંધાતી નથી ત્રીસ ટકા મરદો પરણવા ઈચ્છે તો પરણી ન શકે એવી સ્થિતિ આમાં છે આ લોકો દૂર દેશ જઈ દારૂની લતમા પડે છે સ્ત્રીઓ જે હિન્દુસ્તાનમા દારૂ મુદ્દલ ન પીતી તે દારૂ પીધેલી નીશામા બેભાન થયેલી રસ્તામાં આળોટતી કેટલીકવાર જોવામાં આવે છે

આવી અધમ દશાને અંતે જે લાભ ગણવામા આવ્યો છે તે એ છે કે આ લોકોની આર્થિક સ્થિતિ સુધરે છે આત્મા વેચીને અર્થ સુધરે તોપણ આત્મા વેચાય નહિ એમ સહુ કોઈ કબૂલ કરશે

ઉપર બતાવેલી સ્થિતિ દાન પચાસ વર્ષથી ચાલ્યા કરે છે તે કેમ ચાલી? આપણામાંના કોઇ એ સ્થિતિ ભોગવવા તૈયાર નહિ હોઈએ ત્યારે આપણે આપણા ભાઈઓ સબંધે કેમ સાંખી? આ પ્રશ્ન ઉઠાવીને ગતનો શોચ કરાવવાની જરાએ ઇચ્છા નથી 'પણ આજે આપણી શી ફરજ છે એ તેમાંથી જોઈ શકાય છે મરહુમ ગોખલેજીએ સને ૧૯૧૨ ના માર્ચ માસમાં વડી ધારાસભામાં એવો ઠરાવ રજુ કરેલો કે ગીરમીટનો કાયદો રદ થઈ હિંદમાંથી ગીરમીટીઆ જતા બંધ થવા જોઈએ એ ઠરાવ વખતે બાવીસ સભાસદોયે તે વેળા પણ લીધેલુ કે "એ ઠરાવ જ્યાં સુધી ગીરમીટ નાબુદ નથી થઈ ત્યાં સુધી દર વર્ષે પોતે રજુ કરશે " એ 'પણ' ને ખરૂ પાડનાર હવે તેમની પાછળ રહેનારા આપણે હોવા જોઈએ મી એન્ડરૂઝ અને મી. પીઅરસન ફીજી ગયા છે તે એ જ કાર્ય સિદ્ધ કરવા સારૂ ગયા છે એટલે આ સવાલ ઉપર વિચારપૂર્વક ચર્ચા કરી તેને ઠેકાણે પાડવામાં ભાગ લેવો એ દરેક સુશિક્ષિત હિન્દોની ફરજ છે એ કહેવુ વધારે પડતુ નથી

વિશેષ વિગતમાં અહિં ન ઉતરી શકાય પણ જેઓ આ વિષયનો અભ્યાસ કરવા માગે તેને સારૂ સાહિત્ય પુષ્કળ અને સહેલથી મળી શકે તેમ છે તેમાં મુખ્યત્વે ઉપર જણાવેલ ઠરાવ સમયનુ ધારાસભામા થયેલુ વિવેચન, લૉર્ડ સેન્ડરસનની કમીટીનો રિપોર્ટ અને મી. મેકનેલી અને મી. ચીમનલાલનો ગીરમીટીઆની સ્થિતિ ઉપરનો હેવાલ આ સાહિત્યની ઉપર નોંધી નોંધ લખાવવાનુ કાર્ય જોઈ કોઈ પણ છાપું કરાવશે તો તે ઉપયોગી થયા વગર નહિ રહે

**સત્યાગ્રહાશ્રમ,**
**અમદાવાદ**

---

# ધિ નેશનલ કોન્ગ્રેસ.

## તેનુ સ્વરૂપ અને સાધ્ય.

લેખક —રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, બી. એ. એલએલ., બી.

*The real moral interest of a struggle such as we are engaged in lies not so much in the particular re-adjustments of present institutions which we may succeed in securing, as in the strength that the conflict brings us to be a permanent part of ourselves The whole life of a people which is broader and deeper than what is touched by purely political institutions is enriched even by failures, provided the effort has been all that it should be For such enrichment the present struggle is invaluable*

*G K Gokhale*

વાચનારને અજાણ્યુ નથી કે આ માસની આખરમાં આપણી રાષ્ટ્રીય પરિષદની ત્રીસમી બેઠક આ શહેરમાં ભરાવાની છે આજ બે ત્રણ માસથી મુબાઈના વાતાવરણમાં કૉંગ્રેસ, અને કૉંગ્રેસનાં સાધ્યો અને સાધનો, તેની મુશ્કેલીઓ અને તે મુશ્કેલીઓને દૂર કરવાના માર્ગો એ વગેરેની ક્યાંક ગભીર તો ક્યાંક આવેશભરી, ક્યાંક નૈરાશ્યથી મંદ થયેલી તો ક્યાંક મોટી આશાના નવા અકુરોથી ઉત્પન્ન થયેલા ઉત્સાહવાળી, અગ્રણીઓને હલાવતી અને અનુયાયીઓને વિચારમાં નાંખી દેતી, નાના પ્રકારની ચર્ચા, જામતી આવે છે તે પ્રસગે વાચનારને વિચાર કરવામાં કઈક ઉપયોગી થવાના હેતુથી આ પત્રમાં બે અક્ષર લખવાનો આ ઉપક્રમ અસ્થાને નહિ ગણાય.

સને ૧૮૮૫ માં કૉન્ગ્રેસની પહેલી બેઠક આ શહેરમાં ભરાઈ હતી એ વાત સર્વના જાણવામાં છે તે વખતે બગાળના સુપ્રસિદ્ધ વક્તા અને વિચારક મિ. ઉમેશચન્દ્ર બૉનરજીને પ્રમુખપદ આપવામા આવ્યુ હતુ તે પદ ઉપરથી તેમણે કરેલું કૉન્ગ્રેસના હેતુઓનુ નીચેનુ નિર્વચન, જાહેર સસ્થાઓની પ્રગતિના ઇતિહાસના દૃષ્ટાન્ત રૂપ છે મિ ઉમેશચદ્રે કહ્યુ હતુ કે,

"(૧) સામ્રાજ્યના જુદા જુદા ભાગોના આપણા દેશના કલ્યાણ માટે તન્મયતાથી શ્રમ કરનારાઓ વચ્ચે અગતસબધ અને મિત્રાચારી વધારવી,

(૨) સર્વ દેશભક્ત જનોમા એક બીજા સાથે પ્રત્યક્ષ વ્યવહાર વધારીને, નાતના, જાતના ધર્મના, અને પ્રાતના ભેદોને લીધે એક બીજાના સીધા સ્નેહ સબધની સામે ઉત્પન્ન

થતા અદેશાઓ નિર્મૂળ કરવા, અને રાષ્ટ્રીય એકતાની વૃત્તિઓ જેનાં બીજો આપણા વ્હાઇસરોય લૉર્ડ રિપનના વખતમાં વવાયાં હતા તેને સપૂર્ણ રીતે વિકાસાવવી અને દૃઢ કરવી,

(૩) ચાલતા પ્રસગના સામાજિક પ્રશ્નો પૈકીના વિશેષ મહત્ત્વના અને જરૂરી પ્રશ્નો ઉપર સપૂર્ણ ચર્ચા કરીને સ્થાપિત કરેલા આપણા કેળવાયેલા વર્ગના પરિપક્વ વિચારોની સપ્રમાણ નોંધ કરવી,

(૪) અને દેશકલ્યાણ સારૂ આવતા બાર માસમાં સ્વદેશના રાજ્યકુશળ પુરૂષોએ કયે કયે રસ્તે અને કઈ રીતિએ મહેનત કરવી ઘટે છે તે નક્કી કરવુ

આ ચાર મથાળા નીચે કોન્ગ્રેસના સર્વે હેતુઓનો સમાવેશ થઈ શકે અને ૧૮૮૫ માં પ્રમુખને મુખેથી નીકળેલા કોન્ગ્રેસના આ ઉદ્દેશકથનની સાથે સરખાવવા માટે કોન્ગ્રેસના સને ૧૯૦૮ ના બધારણની પહેલી કલમમાં આપેલું ઉદ્દેશકથન નીચે આપીશું તેમા લખેલું છે કે—

"બ્રિટિશ સામ્રાજ્યનાં સ્વરાજ્યનો અધિકાર ભોગવતાં સસ્થાનોના રાજ્યવહીવટ જેવો રાજ્યવહીવટ હિન્દુસ્થાનની પ્રજાએ મેળવવો, અને બ્રિટિશ સામ્રાજ્યનાં એ અગો સામ્રાજ્યમા જે હકકો અને જવાબદારીઓ ભોગવેછે તેવા હકકો અને જવાબદારીઓમાં હિન્દુસ્થાનની પ્રજાએ તે અગોની સાથે સરખાપણાના ધોરણે પોતાને હિસ્સો લેવો એ ઇન્ડિયન નેશનલ કોન્ગ્રેસનો ઉદ્દેશ છે આ ઉદ્દેશ રાજ્યબંધારણના કાયદા કાનુનોને અનુસરતા ઉપાયોદ્વારા, વતમાન રાજ્યવહિવટના અચૂક સુધારાઓ કરાવીને અને રાષ્ટ્રીય એકતા વધારે સગીન કરીને, જનસામાન્યનુ હિતચિંતન કરવાના જન સ્વભાવનુ પોષણ કરીને અને દેશનાં માનસિક, નૈતિક, આર્થિક અને ઔદ્યોગિક સાધનોને વ્યવસ્થિત અને વિકસિત કરીને પાર પાડવાનો છે

ત્રીસ વર્ષ પહેલાંના મિ. બેનરજીના ઉદ્દેશપત્રમાં, અને સને ૧૯૦૭ ના ભગાણ પછી અલાહાબાદમાં મળેલા દેશના મધ્યસ્થપક્ષના સોએક અગ્રણીઓએ રચેલા આ ઉપરના ઉદ્દેશ પત્રની વચ્ચેનો ફરક ધ્યાનમાં લેતાં ત્રીસ વર્ષની અદર કોન્ગ્રેસની પ્રગતિ કેટલી થઈ છે તે ધ્યાનમાં આવ્યા વિના રહેશે નહિ આરભમાં જ્યાં માત્ર દેશના હિતસાર કામ કરનારાઓમાં વચ્ચે અગત સબધ અને મિત્રાચારી વધારવી એ એક મુખ્ય ઉદ્દેશ હતો—એટલે તે પણ તે વખતે કોન્ગ્રેસનું જે એક સાધ્ય હતુ—તે ૧૯૦૮ સિદ્ધવત્ ગણાતામાં સાધ્ય કોટિમાંથી નીકળી ગયું છે, તે જ પ્રમાણે

श्रीमती

हिन्दी राष्ट्रिय परिषदना

स्वागतमंडळना प्रमुख



मि दीनशा एदलजी वाच्छा

Photo by Devare & Co., Bombay

*Th  M t m  t t n Press  Pomb n*

કોન્ગ્રેસમાં વધવાની ફુલવાની ફાલવાની શક્તિ છે એટલું જ નહિ પણ કોન્ગ્રેસમાં બાહ્ય અને આંતર વિરોધોની સામે ટકી રહેવાનું પણ બળ છે આરંભમાં અંગ્રેજ અધિકારીઓ અને અંગ્રેજ અધિપતિઓના કરડા અને કટ્ટા વિરોધની સામે કોન્ગ્રેસને મોટી ટક્કર ઝીલવી પડી હતી, અને તેમાં તે કેવી ફતેહમંદ થઈ એ સુવિદિત છે સને ૧૯૦૭ માં આંતર વિરોધોથી પણ એને ઘણું સહન કરવું પડયું હતું પરંતુ જેમ જેમ વિરોધનાં જળ પીતી ગઈ તેમ તેમ તેનામાં નવું જ સત્ત્વ ઉમેરાતું ગયું અને લોકસમાજના હૃદયમાં કોંગ્રેસે હમેશને માટે એક અગત્યનું સ્થાન સંપાદન કર્યું સુરતના ભંગે કોન્ગ્રેસમાં અભિનવ બળ દાખલ કર્યું તે વખતથી તેને આત્મ-સંયમનના પાઠો શીખવાની જરૂર પડી, અને તે વખતે રચાયલા સંયમનનિયમોમાં રહીને કોન્ગ્રેસ અત્યારે યૌવનભૂમિનો દુસ્તર કાળ પસાર કરે છે આ કાળ પણ ઘણી ફતેહમંદીથી કોન્ગ્રેસ ગાળે છે એ આનંદજનક છે પોતાના સંયમથી કોન્ગ્રેસે પોતાની શક્તિનો અચૂક પુરાવો આપ્યો છે, અને તેણે કોન્ગ્રેસને સર્વત્ર સત્કારને પાત્ર બનાવી છે, એ સૌ કોઈ જાણે છે આ આઠ વર્ષ દરમિયાન આપણે દેશ મોટા જેવા જણાતા રાજ્યકીય સ્થિત્યંતરને સ્વાધીન થયો છે, અને તેમાં હિંદુ મુસલમાન વચ્ચેના ભેદે જરા વધારે બળ પકડયું છે આ ભેદ એક વાર ઘણો ગંભીર થઈ પડયો હતો, અને એમાંથી બહુ અનિષ્ટ પરિણામ આવવાનો ભય હતો પણ આપણી સંયમશક્તિએ એ ભયમાંથી દેશને ઉગાર્યો છે અને એ શક્તિના પ્રતાપે અત્યારે એવો પ્રસંગ આવ્યો છે કે જ્યારે આપણા મુસલમાન દેશબાંધવોની સાથેના મતભેદનું બળ હવે ઘટતું જાય છે મોસ્લેમ લીગ જે પ્રથમ કોંગ્રેસના હરીફ તરીકે યોજવામાં આવ્યો હતો તેણે હવે કોન્ગ્રેસને પગલે પગલે જ ચાલવા માંડયું છે અને તે સમય સમીપ દેખાય છે કે જ્યારે કોન્ગ્રેસ અને મોસ્લેમ લીગ એકત્ર થઈ કોંગ્રેસને સર્વાભિમત બનાવશે રાજ્ય સાથેના સંબંધમાં પણ કોન્ગ્રેસ ઘણાં પગલાં આગળ વધી છે બેશક રાજ્ય કોન્ગ્રેસ કહે તે કરવા તૈયાર છે એમ એનો અર્થ નથી, પણ કોન્ગ્રેસ એ એક હીસાબમાં લેવા લાયક સંસ્થા છે, અને એની સાથે મિત્રાચારી રાખવામાં રાજ્યને લાભ છે એટલું તો રાજ્યે સ્વીકાર્યું હોય એવું સ્પષ્ટ જણાય છે અને જે વખતે મુસલમીન દેશબાન્ધવો પૂર્ણ ઉલ્લાસથી કોન્ગ્રેસમાં જોડાશે તે વખતે National Unity—રાષ્ટ્રીય એકતા સિદ્ધ થયેલી ગણાશે, કોંગ્રેસનો માર્ગ વધારે સરળ થશે અને કોન્ગ્રેસનું પ્રાધાન્ય કંઈક અંશમાં નજીક આવશે એમાં શક નથી

પણ આ રાષ્ટ્રીય એકતાના વિચાર ઉપર આવતાં બે મોટા પ્રશ્નો આપણી આગળ ઉભા થાય છે કોન્ગ્રેસમાં હજી અંગ્રેજી ભણેલો વર્ગ જ બહુધા ભાગ લઈ શકે છે, અને દેશનો અજ્ઞાન જનસમાજ જ્યાંસુધી કોન્ગ્રેસની બહાર છે ત્યાં સુધી, મુસલમાનો, ઘણે અંશે પારસીઓ અને ક્રિશ્ચ્યન વગેરે પ્રજાઓ હજી જોઈએ તેટલા પ્રમાણમાં હાજરી આપતી નથી ત્યાંસુધી,

અને સુરતવાળા ભંગના પરિણામમાં કોન્ગ્રેસ બહાર ગયેલા એકવખતના કોન્ગ્રેસના અગ્રેસરો અને તેમના અનુયાયીઓ જ્યાં સુધી કોન્ગ્રેસમાં પાછા આવ્યા નથી ત્યાં સુધી, કોન્ગ્રેસને રાષ્ટ્રીય એકતાનું મૂર્ત રૂપ કેમ કહી શકાશે? આનો ઉત્તર એ છે કે કોન્ગ્રેસની રાષ્ટ્રીય એકતાનો આધાર એમાં આ બધા તત્ત્વોની હાજરી ઉપર જેટલો રહતો નથી, તેટલો કોન્ગ્રેસના કાર્ય ઉપર રહે છે. આ બધાં તત્ત્વો તેમાં સામેલ હોય તો તે એકતા વધારે બલિષ્ઠ ગણાય અને દેખાય અને વધારે અનિવાર્ય થાય એમાં સંદેહ નથી, પણ એ તત્ત્વોના અભાવે એકતાની હયાતી જ નથી એમ નથી. જ્યાં સુધી કોન્ગ્રેસ એ બધા તત્ત્વોના હકોનું સંરક્ષણ કરે છે, રાષ્ટ્રશરીરનું સમગ્ર દૃષ્ટિથી અવલોકન કરી, તેના હિત અહિતનો વિચાર કરે છે અને નિષ્પક્ષપાત બુદ્ધિથી રાજ્યનીતિના સાચા અને અસ્ખલિત સિદ્ધાન્તો ઉપર આખા દેશના સવાલોના સંબંધમાં પોતાનો આચારવિચાર રચે છે, ત્યાં સુધી કોન્ગ્રેસની રાષ્ટ્રીયતાની અથવા રાષ્ટ્રીય એકતાની મૂર્તિરૂપતાની કંઈ ક્ષતિ નથી એ સ્પષ્ટ છે. કોન્ગ્રેસમાં જે બોલાય છે, વંચાય છે, ઠરાવાય છે તે રાષ્ટ્રીય દૃષ્ટિબિંદુથી, સર્વ વર્ગના હિતને અનુસરીને, અને સર્વના કલ્યાણના ઉદ્દેશથી જ બોલાય છે, વંચાય છે અને ઠરાવાય છે, એ વાત લક્ષમાં લીધાથી કોન્ગ્રેસની રાષ્ટ્રીયતા અથવા રાષ્ટ્રીય એકતાની મૂર્તતા અપૂર્ણ છે એ ભ્રાન્તિ દૂર થયા વિના રહેશે નહિ. કોન્ગ્રેસ એ હિન્દુસ્થાનના કર ભરનારાઓની વાર્ષિક સાધારણ સભા છે. તે સભાના પ્રમુખ તરીકે એ કર ભરનારાઓમાંથી જ કોઈ કુશળ રાજ્યતત્ત્વજ્ઞ પુરૂષને અથવા તેમની બહારના પણ તેમના હિતાહિતની સાચી સમજણવાળા, અને તેમના હિતને માટે શ્રમ અને સ્વાત્માર્પણ કરનારા તેમના મિત્રોમાંથી કોઈને પસંદ કરવામાં આવે છે. અને તે સભામાં રાજ્ય અને પ્રજા વચ્ચે તાત્ત્વિક તેમ જ વ્યાવહારિક સવાલો જે તે વર્ષમાં ઉભા થયા હોય અથવા સભાના મત પ્રમાણે ઉભો થવા જોઈએ તેનું વિવેચન થાય છે, તે સંબંધી તે સભાના મતને આકાર અપાય છે, જે ત્યાં નોંધાય છે, અને પાછળથી પ્રસિદ્ધ થાય છે. તેમાં કર ભરનારાઓમાંથી જેમને આવવું હોય તેમને સભાના નિયમોને અનુસરવાની સરતે આવવાની છૂટ છે. આવી સભામાં કોઈ ન આવે તેથી તે સભા તેને માટે નથી એમ કહી શકાય નહિ. તેમ જેટલી સંખ્યા થાય છે તેટલી સંખ્યા પણ કંઈ ઓછી નથી. વળી જેઓ કોન્ગ્રેસમાં ભાગ લે છે તેઓ પોતે પોતાને સમાજશરીરના એક અંગ તરીકે પોતાને જણાવે છે—નહિ કે કેવળ પોતાના જ તરફથી. અને પ્રતિનિધિનું પદ યોગ્ય વિધિપૂર્વક અપાવું જોઈએ એવો આગ્રહ લેવામાં આવતો હોય તો તે પ્રમાણે જાહેર સભાઓ તરફથી તેવું પદ પણ કોન્ગ્રેસમાં ભાગ લેનારાઓને અપાય છે. સર્વને માટે અને સર્વના નામથી બોલનારા પ્રગન્જનોની કુશળતા અને કલ્યાણબુદ્ધિને માટે ત્યાંસુધી વાંકા લેવાનું કારણ નથી, જ્યાંસુધી તેઓ સર્વના કલ્યાણના સાધક તત્ત્વોની હિમાયત કરે છે, અને બાધક

તત્વોનો નિષેધ કરે છે, અને સર્વના હક્કનુ સરખી રીતે રક્ષણ થાય તે રીતે પોતાનો કાર્યક્રમ રચે છે અને તેનો નિર્વાહ કરે છે, ત્યાંસુધી તેની રાષ્ટ્રીયતાની સામે કંઈ પણ બોલી શકાય તેમ નથી હિન્દુસ્થાનના જુદાજુદા પ્રાન્તોના પાયતખ્ત શેહેરમાં કોન્ગ્રેસની બેઠકો ભરાયની છે, દશદશ હજાર માણસોની મેદિનીમાં તેનો કાર્યક્રમ સાંગોપાંગ ઉતરેલો છે અને સ્વદેશી વર્તમાનપત્રો વર્ષોવર્ષ તેના ઠરાવને અનુમોદન આપતા આવે છે એ ઠરાવોની આંતર યોગ્યતા સ્વીકારાય છે અને કોઈ વિશેષ દૃષ્ટિબિન્દુથી કોઇ ઠરાવ કોઈને અગ્રાહ્ય હોય તોપણ રાજ્યનીતિના સર્વમાન્ય સિદ્ધાન્તોને તે ઠરાવો હમેશા અનુસરે છે જે અશિક્ષિત વર્ગ તેમાં અત્યારે ભાગ લઈ નથી શકતો તેના હકોનુ રક્ષણ કરવુ તેમને સમજણા અને કાર્યકુશળ બનાવવા એ કોન્ગ્રેસ પોતાનું કર્તવ્ય સમજે છે, અને જે કોમો કોમો તરીકે બહાર રહે છે તેનાં હિતની પણ કોન્ગ્રેસ ઉપેક્ષા કરતી નથી તો પછી જો સર્વને માટે દ્વાર ખુલ્લાં છે તો કોઇ આવે ન આવે તે ઉપરથી કોન્ગ્રેસની રાષ્ટ્રીયતાનો ભંગ થતો નથી તે જ પ્રમાણે સુરતના ભંગને અંગે કોન્ગ્રેસની બહાર જતા રહેલા આપણા કોન્ગ્રેસના એકવારના અગ્રણીઓ અને તેમના અનુયાયીઓના સબંધમાં પણ છે સુરતના એ કમનસીબ બનાવને અંગે કોન્ગ્રેસના સંરક્ષકોને સયમનનું શરણ લેવાની જરૂર જણાઇ અને તેને અનુકૂલ પ્રબંધ ઘડવો પડયો એ પ્રબંધ હજી અમલમાં છે અને તે પ્રબંધને અનુસરનારાઓ માટે કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ નથી પરંતુ આપણા તે બન્ધુઓએ આને પ્રતિષ્ઠાનો સવાલ કર્યો છે અને એવી દલીલ કરે છે કે તે પ્રબંધ રચવામાં તેઓ પોતે સામેલ નહોતા તેથી તે પ્રબંધને અનુવર્તવામાં એમના આત્મમાનની હાનિ થાય છે એનો જવાબ એવો અપાય છે કે પ્રબંધ રચ્યો તે વખતે સયમનીનીતિ સ્વીકારવાની અને કન્વેન્શનમાં આવવાની સર્વ પ્રતિનિધિઓને સપૂર્ણ છૂટ હતી કન્વેન્શનમાં દાખલ થનારને કોન્ગ્રેસના તે વખતને માટે ઘડી કાઢેલા એક ઉદ્દેશપત્ર ઉપર સહી કરવાની અને તે કરીને ત્યાં આગળ હાજર થયેલા પ્રતિનિધિઓમાંથી જે આવે તેને આવવાની છૂટ હતી આ છૂટનો તે વખતે તેમણે સત્કાર ન કર્યો અને હવે તે પ્રબંધનો સ્વીકાર કરીને એકત્ર થનારા મંડળના રચેલા કાનુનોને પ્રતિબંધ રૂપે ગણવા એ ભાગ્યે જ વાજબી ગણાશે કોન્ગ્રેસના હમણાંના કાનુનો ઘણા સકુચિત છે, જોઇએ તેવા લોકપસદ નથી એમ કહેવામાં આવે છે તેના ઉત્તરમા સ્પષ્ટ જવાબ છે કે લોક પસદ નથી તેને માટે સ્પષ્ટ પુરાવો નથી પણ જેમને પસંદ ન હોય તેમણે કોન્ગ્રેસના હમણાંના કાનુનો પ્રમાણે કોન્ગ્રેસમાં આવવુ અને તેમાં ફેરફાર કરાવવા યત્ન કરવો આવી રીતે કેટલાક મૂળના કાનુનોમા કોન્ગ્રેસે ફેરફારો કર્યાં છે અને જેમજેમ પ્રસગ આવશે તેમ તેમ અવશ્ય કરતી જશે મતलब કે આપણા એ 'મિત્રો'ની દલીલો સાચી નિષ્ઠાની હોય તો કોન્ગ્રેસના દ્વાર સવ પ્રમાણિક પુરૂષોને માટે ખુલ્લાં જ છે એ વાત તેમણે સ્વીકારી જોઈએ

અને તેમા કોઈ પુરૂષ અથવા સમુદાય કોઈ અવાન્તર કારણથી સામેલ ન થાય તો તેથી કોન્ગ્રેસની રાષ્ટ્રીયતાનો અથવા રાષ્ટ્રીય એકતાની મૂર્તરૂપતાનો જરાપણ ભગ થતો નથી, એ વાત તેમણે સ્વીકારવી જોઈએ

છતાં જે પુરૂષો અથવા સમુદાયો બહાર રહે છે તે જો કોન્ગ્રેસમાં જોડાય તો કોગ્રેસ બલિષ્ટ થાય તેમાં કંઈ શક નથી અને તે બુદ્ધિથી કેટલાએક એકત્વાનુરાગી સજ્જનો આપણા સુરતના ભગવાળા બન્ધુઓનું દરેક રીતે મન મનનવાની મજબૂત ભલામણ કરે છે આ સજ્જનોના શુભ હેતુ માટે અમને ઘણુ માન છે, અને બને ત્યાં સુધી એમને અગવડ કરી આપવી એ સારી વાત છે એમ અમે પણ માનીએ છીએ તે માટે કોન્ગ્રેસની એક કમિટી અત્યારે બેઠી છે અને તે પોતાનો વિચાર બહાર પાડે ત્યાંસુધી ધીરજ રાખવાની જરૂર છે પરંતુ સમાધાનનો માર્ગ કદાચ ન નીકળે તો તેમાં કોન્ગ્રેસની રાષ્ટ્રીયતાને હાનિ થાય છે એ માનવુ ભૂલ ભરેલુ છે કોન્ગ્રેસના મધ્યસ્થ અને તે એકવારના આપણામાંના પણ આપણા સીમાસન્ત પુરૂષો વચ્ચે મુદ્દાની બાબતમા હવે ઝાઝો ફેર રહ્યો નથી તેઓ પણ હિન્દમા રાજ્યકીય સુધારાઓ માટે ઈમાનદાર હીલચાલથી જ સપાદન કરવા માગે છે તેઓ જે સુધારા માગે છે તે કોગ્રેસ જેને માટે આગ્રહથી હિમાયત કરતી આવી છે તે જ અથવા તેવા જ છે ફેર એટલો જ છે કે મધ્યસ્થ વર્ગ વ્યાવહારિકતા ઉપર વધારે ધ્યાન આપે છે સીમાન્તસેવી રાજપુરૂષો રાજ્યનીતિના શાસ્ત્રોક્ત મુદ્દાઓ ઉપર ભાર મુકીને મનુષ્યસ્વભાવની નબળાઈઓના, સ્વાર્થાસક્તિના, મતાધતાના વિચારો કર્યા વિના, કેવલપરીનિએ રાજ્યકીય પ્રશ્નોની ચર્ચા કરવાનો દાવો રાખે છે છતાં જોવા જેવુ છે કે કોન્ગ્રેસમા જેઓ સીમાન્તસેવી થઈને પોતાના દુરાગ્રહથી મધ્યસ્થોને પજવતા હતા તેઓએ આ વખતે પૂનામાં જુદી પ્રાન્તિક પરિષદ્ ભરીને પણ મધ્યસ્થોના જેવો જ કાર્યક્રમ સ્વીકાર્યો હતો, અને અમે તો એટલુ જ માનીએ છીએ કે એક મહાસસ્થાના સીમાનસેવકો તરીકે જે ઉગ્રતા તેઓ બતાવતા હતા તે ઉગ્રતા નવી સસ્થાના કાર્યવાહકો તરીકે તેઓ પણ રાખી શકશે નહિ અને પરિણામે તેઓ પણ મધ્યસ્થોની સમીપ જ આવતા જશે ગમે તેમ હોય અથવા થાય તો પણ એમણે જુદી ઘટના કરી તેમાં પણ કોન્ગ્રેસનો મુખ્ય ઉદ્દેશ સ્વીકારવામાં આવ્યો છે અવાન્તર ઉદ્દેશો પણ તેના તે જ છે અને સાધનોમા પણ ઝાઝો ફેર નથી એટલે તેઓ એક જ સભામડપમાં બેસીને અમુક ઠરાવો પસાર કરાવવામાં સહાયક થાય, કે બીજા સભામડપમાં બેસીને તેવા અર્થના ઠરાવો પસાર કરે અથવા એકી વખતે અને એક સ્થલે તે પ્રમાણે કરવાને બદલે જુદે વખતે અને જુદે સ્થળે તેનો તે અને તેવો જ કાર્યક્રમ અનુસરે તો તે કોન્ગ્રેસની વ્યાપકતાનો રાષ્ટ્રીયતાનો ઉલટો પુરાવો છે તે સ્પષ્ટ બતાવે છે કોન્ગ્રેસ સર્વને માટે ખોલ્લી છે,

સર્વના હિતનું ખોલે છે અને કોંગ્રેસમાં સામીલ ન થનારા વિચારકો પણ તે જ કોન્ગ્રેસના વિચારોને અને કોંગ્રેસના સિદ્ધાન્તોને વાસ્તવિક રીતે ટેકો આપે છે ઉપર કહ્યું છે કે જુદી જુદી સસ્થાઓને બદલે એક જ સસ્થામાં સહુ જોડાય તો તેથી તે સસ્થાનું જોર વધે છે, અને તેમાં દેશની પણ શોભા છે, પરંતુ સુરતના ભંગાણના નાયકો જો કોંગ્રેસમાં આવવાને રાજી ન હોય તો આપણે તેમને પરાણે શી રીતે લાવી શકીએ? સમાધાન થાય તો બેશક સારૂં છે, અને સર્વેએ સમાધાન કરવામાં મદદ કરવી જોઈએ એ વાતનો સ્વીકાર કરતાં આ વાતનો પણ સ્વીકાર કરવો જોઈએ કે કોંગ્રેસનો પાયો એટલો તો વ્યાપક છે કે તેની રાષ્ટ્રીયતા કોઈપણ પક્ષની સામીલગિરી ઉપર આધાર રાખતી નથી કોન્ગ્રેસમાં રાષ્ટ્રને માટે વાતવિચાર કરવાની સ્વયભૂ શક્તિ છે, અને તે શક્તિ જ્યાંસુધી અક્ષત અને અક્ષય છે ત્યાં સુધી કોન્ગ્રેસમાં અમુક જનસમુદાય—જે મનમાં તેમ જ આચરણમાં તેના જેવો જ છે—તે જોડાતો નથી તે ઉપર કોંગ્રેસની વ્યાપકતાને, રાષ્ટ્રીયતાને અને રાષ્ટ્રીય એકતાની મૂર્તરૂપતાને કઈ હાનિ આવે તેમ નથી છતાં અમે અન્ત કરણથી ઇચ્છીએ છીએ કે બધા ધર્મો હિન્દુ, મુસલમાન, પારસી, ક્રિશ્ચન, બધી જાતો, બધી નાતો, બધા ધધાઓ, બધા મતો, અધિકારીઓ તેમ જ સામાન્તસરદારો કોન્ગ્રેસમાં જોડાઓ અને કોન્ગ્રેસને બલિષ્ઠ અને અનાક્રમણીય બનાવી હિન્દી પ્રજાના આદર્શની સ્થિતિ લાવીને મૂકો એકતામાં લાભ છે, વિભક્તતામાં હાનિ છે, એક થવાથી આપણે ટકી શકીશું, છૂટા પડી જ ાથી આપણો સર્વનો વિનાશ થશે —આટઆટલા અનુભવ પછી પણ હિન્દુસ્થાનને આ પાઠ આપવો હજી બાકી છે?

પરંતુ જ્યાંસુધી કોન્ગ્રેસ સર્વને માટે બોલે છે ત્યાંસુધી અમુક સમુદાય કોન્ગ્રેસમાં જોડાય કે ન જોડાય તેમાં ઝાઝો ફેર પડતો નથી એ વાત સ્વીકારતાં પણ આપણા દેશના એક તૃતીયાંશ ભાગ માટે, આપણાં દેશી રાજ્યો અને તેમના પ્રજાને માટે—કોન્ગ્રેસ બોલતી જ નથી એ એક પ્રશ્ન છે અત્યારે દેશી રાજ્યોની પ્રજા કોંગ્રેસથી દૂર છે, અને તેમનાં પોતાના રાજ્યો સાથેના પ્રશ્નો ઉપર અથવા દેશી રાજ્યો અને સરકાર વચ્ચેના પ્રશ્નો ઉપર કોન્ગ્રેસ મૌન રાખે છે આપણી કોન્ગ્રેસ અત્યારે બ્રિટીશ હિન્દુસ્થાનની કોંગ્રેસ છે, હિન્દુસ્થાનની હિન્દુસ્થાનભરની નથી અને આટલા અર્થમાં કોન્ગ્રેસ એક રાષ્ટ્રીય પાર્લિયામેન્ટ તરીકે અપર્યાપ્ત ગણી શકાય જે રાષ્ટ્રીય એકતાના મૂર્ત સ્વરૂપ રૂપે કોન્ગ્રેસને ગણવાનો આપણો ઉદ્દેશ છે તે ઉદ્દેશ આટલા પૂરતો અપૂરો રહે છે એ નિ સદેહ છે અને આ લેખક માને છે કે તે ઉણપ બહુ ગભીર પ્રકારની છે ખરી વાત છે કે અત્યારે તો એ ઉણપ કાયમ જ રહેશે, કારણ કે દેશી રાજાઓ પોતાની પ્રજા કોંગ્રેસમાં જોડાય તે માટે રાજી નથી, અને રાજાઓ પોતે પણ બ્રિટિશરાજ સાથેના રાજ્યકીય સબધને લીધે કોન્ગ્રેસમાં—પ્રજાના મડળમાં—જોડાતાં અચકાય છે અત્યારે કોંગ્રેસ આ પ્રમાણે દેશી રાજાઓ, તેમની પ્રજાઓ અને તેમનાં

---

શ્રીમોતુ સ્વર્ગ ૩ ૧-૮-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કંપની, મુંબાઈ

પ્રશ્નોને પોતાના વિચાર અને વિવેચનના ક્ષેત્રમાથી બાતલ કરે છે એ ઠીક છે પણ મોડે વ્હેલે પણ તેમની સાથે એકતા સાધવાનો કંઈપણ માર્ગ આપણે શોધ્યા વિના ચાલે તેમ નથી આપણી આસપાસની પ્રજા અને આપણી વચ્ચે ઝાઝો અંતર રહે તે આપણને પોતાને કોઈક કાળે હાનિકારક છે દેશીરાજ્યોને પણ આપણા જેવી જ રાજ્યકીય જરૂરીઆતો છે એમના રાજ્યતંત્રો સ્વદેશી છે તે ઉપરથી રાજ્યકીય સુધારાની તેમની જરૂર ઓછી છે, એમ માનવાનુ નથી જે ઊંચી અને ઉદાર રાજ્યકીય ભાવનાઓ અંગ્રેજી રાજ્યસંસ્થાઓમાં મૂર્તિમંત થયેલી છે તેમાંની કેટલીએકનો હજી તો દેશીરાજ્યોમાં પૂરો પ્રવેશ પણ નથી તેમનાં રાજ્યતંત્રો હજી રાજાપરત્ત અધિકારના ધોરણ ઉપર ચાલે છે રાજ્યની સત્તા ધીમે ધીમે પ્રજામાં, અને પ્રજાના મંડળોમાં સંક્રાન્ત કરવાના સા પણ ઉપક્રમો કરવાના છે તે પ્રજાઓમાં પણ વિદ્યાની વૃદ્ધિ થવી જોઈએ, તેમને પણ 'સ્વરાજ્ય' મળવું જોઈએ, ખરા અર્થમાં સ્વરાજ્યના સુખોનો લાભ પ્રજાઓને પણ આપવો જોઈએ, અને હિંદુસ્થાનના રાજ્યકીય અને આર્થિક કલ્યાણના સવાલોમાં તેઓએ પણ બ્રિટિશ હિન્દની પ્રજા સાથે એકબુદ્ધિના થવું જોઈએ વ્યાવહારિક-દૃષ્ટિ બિન્દુથી બ્રિટિશ હિન્દને માટે પણ તે જરૂરનું છે જે સત્તા બ્રિટિશ રાજ્યના ખાસ ઊંચી કેળવણી પામેલા અધિકારીઓ પાસેથી લોકને રાજ્યકાર્યમાં ભાગ લેવાનો અવકાશ આપવા સારૂ, આપણે લઈ લેવા માગીએ છીએ, તે સત્તા દેશી રાજ્યના અધિકારીઓ પણ લોકની સંમતિથી જ ભોગવે, દેશીરાજ્યના કાયદાઓ પણ લોક પોતાની મેળે રચે અને પોતાના કાયદાઓના અમલ કરવામાં તેઓ પોતે ભાગ લે એ પ્રમાણે સ્થિતિ લાવવાની જરૂર ઓછી નથી દેશી રાજ્યમાં રાજાઓ પોતે ઘણે અંશે આપખુદ સત્તા ભોગવે છે ત્યાં પ્રજાને 'રાજ્યકીય' હક કંઈ છે જ નહિ, અને તેવા રાજ્યોની પ્રજાને માટે રાજ્યહકથી જે માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરવાનો સંભવ છે તેનો સંભવ જ નથી હિંદુસ્તાનભરને એકરૂપ બનાવવો, દેશી રાજ્યોની પ્રજાને અંગ્રેજી હદની પ્રજાની આંતર ભૂમિકા ઉપર લઈ આવવી અને તેમની રાજ્યકીય સંસ્થાઓને ધીમે ધીમે લોકાયત્ત કરી આટલું સંપાદન કર્યાવિના છૂટકો જ નથી તે બધાં રાજ્યો રાજ્યો તરીકે ભલે રહે આપણી રાજકીય ભાવનાઓમાં "રાજા' ને સાચવવાના છે, દેશપાર કરવાના નથી-માત્ર પ્રજાને રાજ્યનો વહીવટ ભાગ આપવો છે, અને પ્રજાની ખાંધ ઉપર રાજ્યના રક્ષણની અને રાજ્યની પ્રતિષ્ટાના સંરક્ષણની ધૂંસરી મૂકવી છે 'રાજા' એકલે હાથે કશું કરી શકે તેમ નથી એ હવે પૂરવાર થયું છે પ્રજાના સહકાર વિના 'રાજાની' શક્તિ અરધી જ છે, અને જે મમત્વથી 'રાજા' રાજ્ય ઉપર જુએ છે તે જ મમત્વ પ્રજાના પ્રત્યેક અંગમાં હોય ત્યારે જ 'રાજ્ય' ની ખરી ખીલવણી થાય છે એ સત્ય ઇતિહાસે સ્પષ્ટ રીતે સાબીત કર્યું છે જપાનના દૃષ્ટાન્તથી

આપણાં દેશી રાજ્યોનો મોટો બોધ લેવાનો છે જપાનમા રાજાની સત્તા ગઈ નથી, નિયમિત થઈ છે, નાની નાની બાબતોમા તસ્દી લેવાની પ્રાચીન પદ્ધતિ જ માત્ર ફરી છે રાજાની મહત્તાને યોગ્ય પ્રસગ પ્રાપ્ત થતા જ રાજાએ પોતાની સત્તા વાપરવાની છે લોક લોકનુ કામ ચલાવી લે છે લોક જ્યારે ન ચલાવી શકે, અ વ્યવસ્થા થાય, અથવા ગભીર પ્રકારના મતભેદથી રાજ્યતત્ર અટકી પડે તે વખતે રાજા રાજ્યદડ હાથમા લઈ વ્યવસ્થાની પુન પ્રતિષ્ઠા કરે છે જો જપાન જેવા દેશમા—જ્યા રાજા અને અમીરોની આપખુદ સત્તા હિન્દના રાજાઓ કરતાં ઓછી નહોતી, ત્યાં—પ્રજાના હાથમા રાજ્યતત્ર મૂકી શકાયો છે તો આપણા દેશી રાજ્યોમાં કેમ ન બને ? દેશી પ્રજા કેળવાય, પોતાના રાજ્ય માટે મમત્વ તેમમાનાં દાખલ થાય, તે રાજ્યનું રક્ષણ અને સવર્ધન કરવાનું કામ એમનુ પોતાનુ છે એવી બુદ્ધિ તેમને થાય, અને તેમની શક્તિઓનો તે દિશામા ઉપયોગ કરવાનો અવકાશ આપવામા આવે, તો આપણા દેશી રાજ્યોનુ સ્વરૂપ પણ થોડી મુદતમાં ફરી જાય અને જ્યારે આ પ્રમાણે બ્રિટિશ હિન્દુસ્થાન અને દેશીરાજ્યો એ બેની પ્રજા એક સરખી, એકમત, એકરસ, એકચિત્ત થશે અને તે બન્ને રાષ્ટ્રીય પરિષદ્માં ભાગ લેતી થશે, ત્યારે હિન્દુસ્થાનની રાષ્ટ્રીય પરિષદ્ ખરી રાષ્ટ્રીય પરિષદ થશે, અને ત્યારે જ તે રાષ્ટ્રીય પરિષદ્ સમસ્ત દેશના રક્ષણ સવર્ધનના કાર્યને હાથમાં લેવા સમર્થ થશે આ ક્યારે થશે તે કોઈ કહી શકે તેમ નથી અને એક રીતે જોતા અસભવિત જેવુ પણ લાગે છે. અત્યારેને અત્યારે કોન્ગ્રેસનુ વિચારક્ષેત્ર આ રીતે એકદમ વધારવાનો મત આપવાને માટે પણ આપણે તૈયાર છીએ એમ નથી અમારૂ તાત્પર્ય માત્ર એટલુ જ છે કે કોન્ગ્રેસમાં આ પણ એક ઊણપ છે અને તે ઊણપનું ભાન રહે એટલુ થાય તો બસ છે

ત્યારે આપણે જોયુ કે કોન્ગ્રેસ બ્રિટિશ હિન્દુસ્થાનના રહેનારાઓની વાર્ષિક સાધારણ સભા છે સભાના નેતાઓએ જે નિયમો કર્યા છે તે નિયમોને અનુસરીને સર્વને સહકુટુમ સહપરિવાર અને મિત્રમડળ સાથે આવવાની છૂટ છે છૂટ છે એમ નહિ પણ વર્ષોવર્ષ સ્થળે સ્થળે રિસેપ્શન કમિટી તરફથી સર્વને પધારવાને જાહેર આમત્રણો અપાય છે તેમાં દેશના રાજ્યનીય પ્રશ્નો સબધી વિચાર, વિવાદ, વિવેચન વગેરે થાય છે, ઠરાવો થાય છે, અને તે ઠરાવોની શી ગતિ થાય છે તેની તપાસ રાખવાને અને તે સબધી કંઈ કાર્ય હોય તો તે કરવા માટે કોન્ગ્રેસનુ એક મડળ અહોનિશ વ્યાપારવત રહે છે સમસ્ત દેશના પ્રતિનિધિઓના મડળ તરીકે એણે પ્રતિષ્ઠા સપાદન કરી છે અને તેની તે પ્રતિષ્ઠામા વૃદ્ધિ કરવી એ સર્વ દેશભક્ત ભારતપુત્રનુ કર્તવ્ય છે

હવે આપણે કોન્ગ્રેસના સાધ્યના નિરૂપણ ઉપર આવીશુ આ પ્રશ્નના અનેક અગો છે અને તે બધાની ચર્ચા કરવી એ આ સ્થળે બની શકે તેમ નથી, પણ એના સાધ્યના પ્રશ્નનુ

હિન્દુસ્થાનના સામાજીક જીવનમા સ્ત્રીનુ સ્થાન રૂ ૧-૦-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

એક સ્વરૂપ આ ક્ષણે જરાક વિશિષ્ટ રીતે રગભૂમિ ઉપર આવ્યુ છે અને તે ઉપર વાંચનારનુ ધ્યાન દોરવાની આવશ્યકતા છે કોન્ગ્રેસે હિંદુસ્તાનને માટે સંસ્થાનોના જેવુ 'સ્વરાજ્ય' પ્રાપ્ત કરવુ એ પોતાનુ સાધ્ય નિમાણ કર્યું છે; અને તે મુખ્ય હેતુ સિદ્ધ કરવા માટે વર્તમાન રાજ્યપદ્ધતિમાં તે દિશામાં સુધારા કરાવવા, રાષ્ટ્રીય એકતાનુ પોષણ કરવુ, લોકની જનહિતવૃત્તિ સતેજ કરવી, અને આપણા દેશનાં આંતરબાહ્ય સાધનોને કેળવવા, વિકસાવવાં, અને વ્યવસ્થિત કરવાં એ સર્વ અવાન્તર સાધ્ય તરીકે નિર્દિષ્ટ કરેલો છે આ સાધ્ય નિર્દેશની વ્યાપકતા માટે કાંઈજ કહેવા જેવુ નથી સવાલ એટલો જ છે કે આમાં સમાયલા જુદાજુદા મુખ્ય અને અવાંતર હેતુઓ માટે કોન્ગ્રેસે શુ શુ કરવું જોઈએ તે બાબત જેટલો ખ્યાલ કરવો ઘટે તેટલો થયો હોય એમ જણાતુ નથી દેશની સર્વ સામગ્રી દેશના હિત તરફ વાળવી, અને હિન્દુસ્તાનને, હિંદુસ્તાનની પ્રજાને, જગતના મોટા દેશોની હારમાં લાવી મૂકવુ એ એક શબ્દમાં કોન્ગ્રેસનુ સાધ્ય છે એ કામ સરકારના હાથમા જેટલે અંશે છે તેટલે ઘણે અંશે સરકારના હાથમાં જ છે એ નિર્વિવાદ છે—અને સરકાર પાસે કરાવવુ, અને જેટલે અંશે લોકના પોતાના હાથમાં છે તેટલે અંશે લોકે પોતે કરવુ એ આનો સ્પષ્ટ ભાવાર્થ છે આપણા દેશમાં ઘણુ એવુ છે કે જે સરકારની સહાયતા વિના થઈ શકે નહિ સર્વ દેશમા તે પ્રમાણે હોય છે કારણ કે સરકાર જ સમસ્ત હિતના અધિષ્ઠાતા છે પણ લોકના પોતાના હાથમાં કંઈક રહે છે—અને આપણા દેશમા તે પણ ઘણું છે—અને તે બાબત વાત વિચાર અને સપીના આચારથી જેટલુ થાય તેટલુ કરવાનું કોન્ગ્રેસ સ્વીકારે છે આ હેતુ એક અવાંતર હેતુ છે, 'પ્રાસ્થાનિક પદ્ધતિનુ સ્વરાજ્ય' પ્રાપ્ત કરવાના મુખ્ય સાધ્યના સાધનરૂપે નિર્દિષ્ટ કરેલુ છે એ કોગ્રેસની 'રાજ્યકીયતા' નુ લક્ષણ છે પરતુ આ બધા તેના હેતુઓ છે તે કોન્ગ્રેસ એ સબધી વખતો વખત જે ઠરાવો કરતી રહી છે તે ઉપરથી સ્પષ્ટ જણાય છે આ હેતુઓ કોન્ગ્રેસે જન્મનાની સાથે જ સ્વીકાર્યા નથી. ધીમે ધીમે જેમ જેમ એની નજર પહોચતી ગઈ તેમ તેમ તે સ્વીકારતી ગઈ છે અને એ સાધ્યોને સિદ્ધ કરવા માટે કેવી વિશેષ પ્રવૃત્તિ કોન્ગ્રેસ ઇષ્ટ માને છે તે હજી વિચારવાનુ છે એક રીતે કોન્ગ્રેસ પોતે આ કામ હાથમાં લે એ બનવા જેવુ જ નથી કોગ્રેસ કોગ્રેસ તરીકે આ વસ્તુઓ કરવાનુ માથે લે તે કદાપિ બને તેવુ હોય તો પણ હજી તેને ઘણો વખત જોઈએ કોગ્રેસ જે કાંઈ કરી શકે તે એટલુ જ કે જેમ એક તરફથી સરકારને આ બધી બાબતોમાં શું કર્તવ્ય છે તે તે વખતોવખત બતાવે છે, તેમ લોકને પણ પોતાના કર્તવ્યો વખતો વખત બતાવી શકે કોન્ગ્રેસે આ બેવડુ કર્તવ્ય સ્પષ્ટ રીતે કેવા સંજોગો વચ્ચે સ્વીકાર્યું છે તેનુ વિવેચન કરવા જતાં અતિશય લંબાણ થાય તેવુ છે પણ એટલુ કહેવુ જોઈએ કે "લોકોએ પોતાનુ ભાવી પોતાના હાથમા લેવુ જોઈએ" એ સિદ્ધાન્તના

ઉતરવાને બદલે, આ આખી બાબત એક જ શબ્દમાં મૂકી શકાય-સ્વરાજ્ય અથવા "સ્વરાજ"—ગ્રેટબ્રિટન અથવા સંસ્થાનોના જેવું "

દેશમાં ઉછળતા રાજકીય ઉત્સાહની ટોચ ઉપર આ ગંભીર શબ્દો બોલાયા તે પછી બીજે જ વર્ષે સૂરતમાં કોન્ગ્રેસ તૂટી અને તેથી ગયા વર્ષ સુધી સ્વરાજ્યના ઠરાવે આપણું ધ્યાન ખેંચ્યું નથી મદ્રાસની કોન્ગ્રેસે સ્વરાજ્યનો ઠરાવ પસાર કર્યો પણ સ્વરાજ્યની કુંચી રૂપ ખર્ચ ઉપર અંકુશ મૂકવાના કીંમતી હકની માગણી ત્હેણે સ્પષ્ટ રીતે કરી નથી આ વર્ષમાં સર વીલીયમ વેડરબર્ને સ્વરાજ્યનું બંધારણ ઘડવાનો કોન્ગ્રેસને જે ઉપદેશ કર્યો છે અને સ્વરાજ્યના સંબંધમાં એની બેસન્ટે જે પ્રોત્સાહક ચળવળ ચલાવી છે તે સૌ કોઈ જાણે છે

### અંદાજપત્ર ઉપર અંકુશ.

સ્વરાજ્યના જુદાં જુદાં તત્વો વિષે અને ખુ૦ સ્વરાજ્ય વિષે કોન્ગ્રેસે જે ચીલચાલ મચાવી છે ને આપણે જોઈ ગઈ કોન્ગ્રેસે સ્વરાજ્ય વિષે જેવો સામાન્ય ઠરાવ પસાર કર્યો તેવો પણ હવે ભવિષ્યમાં પસાર કરવામાં આવે એ સ્વાભાવિક છે પણ સામાન્ય ઠરાવ ઠરાવ ઉપરાંત હવે વધારે ચોક્કસ તેમ જ વધારે હિમ્મત ભરી માગણીઓ બ્રીટીશ પ્રજા સમક્ષ મૂકવાનો સમય આવ્યો છે કારણ કે સામાન્ય સિદ્ધાન્તને ચોક્કસ વિગતોમાં મૂકવાથી જ આપણને તેમ જ સરકારને ત્હેનું ખરૂં રહસ્ય સમજાશે અત્યારસુધીમાં આપણે ધારાસભામાં પ્રજાના વધારે સભાસદોની માગણી કરી છે અને હવે તો સભાના બધા સભાસદો પ્રજાના મતથી ચુંટવા જોઈએ એમ માગણી કરવાની જરૂર છે પણ એટલું જ બસ નથી ઇંગ્લંડના તેમ જ સંસ્થાનોના ઇતિહાસ ઉપરથી જો કોઈ સિદ્ધાન્ત વધારેમાં વધારે સ્પષ્ટ રીતે તરી આવતો હોય તો એ છે કે ખર્ચ ઉપર અંકુશ મૂકવાના હકથી જ ત્હેમણે ધીમે ધીમે સર્વ હક સંપાદન કર્યા છે પૈસા શિવાય કોઈ પણ રાજ્ય ચાલી શકે જ નહિ અને પૈસા ઉપર અધિકાર મળતા સર્વ અધિકાર ધારાસભાને—અને તે દ્વારા પ્રજાને જ—મળવાના આ સત્ય સમજીને હવે અંદાજપત્ર પસાર કરવાનો ધારાસભાનો હક આપણે ચોમેર ગજાવવો જોઈએ અને બ્રીટીશ પ્રજાને સ્પષ્ટ રીતે જણાવવું જોઈએ કે જ્યાં સુધી એ હક હિન્દને મળ્યો નથી ત્યાં સુધી હિન્દને કદી પણ સંતોષ થશે નહિ કોન્ગ્રેસ જો આ માગણી કરશે તો તે સ્વરાજ્યની ખરી કુંચી માગશે એ નિ:સંશય છે

આ મ્હોટી માગણી ક્યારે મળશે અને તે મળતા ધારાસભા અને અધિકારમંડળ વચ્ચે—ઇંગ્લંડ અને સંસ્થાનોની માફક—કલહ થશે કે નહિ એ હાલ કહી શકાય નહિ ગમે તેમ થાય, પરન્તુ એ કલહની બ્હીકથી આપણી મૂલ્યવાન્ માગણી કરતા આપણે ડરવું ન જોઈએ પોતાના કરની વ્યવસ્થા ઉપર દેખરેખ રાખવાનો અને અધિકાર અજમાવવાનો દરેક દેશનો સ્વયંસિદ્ધ હક છે અને જેટલે અંશે તે હક હક તરીકે મેળવવાનું આપણે પવિત્ર વ્રત લઈશું તેટલે અંશે જ તે હક આપણને ભવિષ્યમાં મળશે

---

# कोन्ग्रेमना गुजराती अग्रेसर



रा मोहनलाल करमचन्द गांधी

# कोन्ग्रेसना गुजराती अग्रेसरो



सर ईब्राहिम रहिमतुला



ऑ एम् ए जिन्हा

The Manoranjan Press Bombay

# જય ભારતની ! જય ભારતની !

લેખક —રા. રમણીયરામ ગોવર્દ્ધનરામ ત્રિપાઠી.

જય ભારત ! ભારત ! હિન્દભૂમિ !
અમ પુનિત ભારત જન્મભૂમિ !
સ સ્રોતવતી,
બહુ તીર્થઝરી,
જગમા અમરાવતી શું વિલસી !

૨.

નવચેતનથી નવજીવનથી
વીરરાષ્ટ્રીય એકપ્રાણત્વ ભરી !
"જય ભારત મા !
વીરહાક જ ગા !"
જય ભારત વીર્ય ભૂમિ શૂર થા !

૩.

મળી એક જ રાષ્ટ્રીયમન્દિરમાં
સહુ હિન્દુ અને ઈસલામી બધા
વળી પારસી ને
ઈસુના સમુહો !
સુણી ભિન્ન રૂપો સહુ હિન્દી બનો !

૪.

વધી ભારત તુ જગમા જ બધે
નવચેતનની વીરનાયક હો !
નવ સૌ પૂજશે
તુજ પાદ ખરે !
ઉરમાં અમી તુ ભરીને ફરશે

૫.

જય ભારત ! ભારત ! પુણ્યભૂમિ !
જય ભારત તુ અમ જન્મભૂમિ !
જય ધર્મભૂમિ !
જય કર્મભૂમિ !
જય ભારતની ! જય ભારતની !

# સામ્રાજ્યવાદ.

## (પ્રાચીન અને અર્વાચીન.)

લેખક —રા. રમણીક અ. મ્હેતા.

*"There is nothing perhaps more adverse to nature and reason than to hold in obedience remote countries and foreign nations, in opposition to their inclination and interest"*

GEBBON

સામ્રાજ્યવાદની સર્વમાન્ય વ્યાખ્યા આપવી એ ઘણુ કઠિણ કાર્ય છે સામ્રાજ્યવાદ ઘણા સકીર્ણ અર્થમાં વપરાય છે સામાન્ય જનસમૂહમા એનો રૂઢ અર્થ કઇક અન્ય ભાસે છે સામ્રાજ્યવાદની મૂળ ભાવનામાં સામ્રાજ્યના હિતની આકાંક્ષાના બોધનો ધ્વનિ છે, પરતુ, વાસ્તવિક રીતે આ શબ્દ વિસ્તૃત અર્થમા વપરાય છે આ વિશાળ વસુંધરા મારા જાતિબધુઓના લાભને માટે છે, એવી શાસક જાતિ (*governing race*) ની માન્યતા અને તેને અગે અવલમ્બન કરવામાં આવતી રાજનીતિની ભાવનાનો સમાવેશ સામ્રાજ્યવાદમા થાય છે આવા પ્રકારની રાજનીતિ ધારણ કરનાર અને એ ભાવનાનો સ્વીકાર કરનારને સામ્રાજ્યવાદી, એવુ નામ વારવાર આપવામા આવે છે

પ્રાચીન ઇતિહાસ તરફ દૃષ્ટિપાત કરતાં રોમન સામ્રાજ્ય આપણુ ધ્યાન પ્રથમ ખેંચે છે એક ન્હાના શહેરમાંથી રોમનો ક્રમવિકાસ થયો અને અતે તે એક મહાન સામ્રાજ્યમાં પરિણીત થયુ વિક્રમશાલી રોમન લોકો બાહુબળથી અનેક દેશ હસ્તગત કરતા ગયા અન્ય જાતિ ઉપર પોતાનુ પ્રભુત્વ સ્થાપતા ગયા તેઓ પોતાની રાજનીતિ, વિદ્યા, કળા અને સુધારણાની છાપ મારી જગતના ઇતિહાસમાં પુણ્યોર્જિત્વ અમર નામ રાખી ગયા છે રોમન મહારાજ્યનો વિકાસ અને પતન જગતના ઇતિહાસમાં એક આશ્ચર્યકારક ઘટના છે અને એ સામ્રાજ્યના ધ્વસની કહાણીમા અનેક ગૂઢ રાજનીતિનો માર્મિક બોધ મળી આવે છે રોમન સામ્રાજ્યના વિસ્તારનો વૃત્તાંત જેટલો આશ્ચર્યકારક છે તેથી અધિક વિસ્મયાવહ ઇંગ્લાંડના મહારાજ્યના વિકાસનો વૃત્તાંત છે રોમે અધિકાર સ્થાપન કરેલા દેશ પ્રતિ, તેણે પ્રભુત્વ મેળવેલી જાતિ પ્રતિ, રોમન સામ્રાજ્યવાદીઓએ જે પ્રકારની રાજનીતિ ધારણ કરી હતી, તે અનેક અંશે ઉદાર હતી રોમન સામ્રાજ્યવાદીઓએ શાસિત કોમને રોમના નાગરિકોના સમાન હક્ક આપ્યા હતા, અને તેને રોમન સામ્રાજ્યના કોઈ પણ મુલકમાં હરવા ફરવાની, વિના પ્રતિબંધે નિવાસ કરવાની, અને વાણિજ્ય-વ્યવસાય કરવાની સપૂર્ણ છૂટ

હતી રાજ્યવદિવસમાં મહાન અધિકાર, હાકેમગીરી વા સુનાગીરી પ્રાપ્ત કરવાની સુગમતા હતી, અનેક અશે રોમન સામ્રાજ્યવાદીઓ ઉદારશીલ અને ન્યાયપરાયણ હતા

( *Pax Britanica* ) મહાન બ્રિટન સામ્રાજ્ય પણ ઇતિહાસમાં કૌતુકનુ ઉજ્જ્વલ, અમર, અને વિસ્મયાવહ કારણ રહેશે રોમન સામ્રાજ્યવાદીઓએ તેમના શાસનને અધિન જાતિનુ કલ્યાણ કરવા જેમ પ્રયત્ન આદર્યો હતા તેમ ઇંગ્લાંડના કેટલાક ઉદારશિલ સામ્રાજ્યવાદીઓ એવા શ્રેયસ્કર માર્ગે વિચરવા પ્રયત્ન કરે છે બ્રિટીશરાજ્યે આપણાં વિશાળ ભારતવર્ષમાં શાંતિ સ્થાપી છે, વિશાળ ભવનો ઉભાં કીધાં છે, રેલ્વે, ટેલિગ્રાફ આદિ સંદેશ-વ્યવહારના સાધનોનો બહોળો પ્રસાર કર્યો છે, કેળવણીનો વિસ્તાર કરી અજ્ઞાનતાનો પડદો દૂર કરવા પ્રયત્ન આદરાયો છે આવાં આવાં સ્તુતિ જનક કાર્યો ઇંગ્લંડનુ નામ ઇતિહાસમાં ચિરોજ્જ્વલ રાખશે, એ નિ સન્દેહ છે

પન્તુ વાસ્તવિક રીતે આવા પ્રય ત્નો આટલેથી જ વિરમવા જોઇતા નથી સ્વાતન્ત્ર્યપ્રિય ઇગ્લાંડે વધારે સુખકર ઉદારશીલ રાજનીતિ ધારણ કરી, સુધરેલી પ્રજામાં પોતાનુ ગૌરવ વધારવુ અને પોતે અખત્યાર કરેલી રાજનીતિ શ્રેષ્ટ છે, એમ પુરવાર કરી આપવુ, એ જ ઉચિત છે પરતુ કેટલાક આત્મ-સ્તુત સામ્રાજ્યવાદીઓ આટલેથી જ અટકતા નથી પોતાના સામ્રાજ્યની તુલના વિશાળ રોમન સામ્રાજ્યસાથે કરે છે પોતાની રાજનીતિ રોમન રાજનીતિ કરતાં શાસિત કોમને માટે વિશેષ કલ્યાણકર મનાવવા મથે છે આ વાત યથાર્થ નથી લોર્ડ ક્રોમર, અર્વાચીન અને પ્રાચીન સામ્રાજ્યવાદ-*Ancient and Modern Imperialism*-નામના પુસ્તકમાં લખે છે કે —

" અમે ભારતનુ અહિત ક તા કલ્યાણ વધારે કર્યું છે, અને રોમન સામ્રાજ્યવાદીઓ તથા એશિયાના રાજાઓના રાજ્યતંત્ર કરતાં અમારો અધિકાર શુભેચ્છાપ્રણોદિત છે "

બ્રિટનના રા જ્યવદિવસથી ભારતવર્ષનુ જે કંઈ કલ્યાણ થયુ છે તેનો કોઇનાથી અસ્વીકાર થાય તેમ નથી, પરંતુ લોર્ડ ક્રોમર સમાન ચતુર રાજનીતિજ્ઞ રોમન સામ્રાજ્યવાદીઓનાં કાર્યોની સરખામણી બ્રિટન સામ્રાજ્યવાદીઓનાં કાર્યોની સાથે કરી, ગર્વોક્તિ કરે છે કે 'અમારૂ શાસન શ્રેષ્ટ છે, ત્યારે એ કેવળ અતિશયોક્તિ છે, એમ કહ્યા વગર છૂટકો નથી રોમન શાસનપદ્ધતિમા શાસિત (*conquered*) પ્રજાઓને જે લાભ હતા તે બ્રિટિશ શાસનપદ્ધતિમાં અસ્તિત્વ ધરાવતા નથી રોમન લોકોએ સામ્રાજ્ય સભાળવાની જવાબદારી પરાજિત કરેલી જાતિને માથે નાખી રાષ્ટ્રને એકજીવ કરવા પ્રયત્ન કર્યો હતો શાસક કોમ ( *conquered* ) અને શાસિત ( *conquered* ) કોમને એક પ્રાણ કરવા પ્રયત્ન કર્યો હતો અને આ કાર્યમાં તેઓ ઘણે અશે વિજયીભૂત નિવડયા હતા આના પરિણામે રોમન સામ્રાજ્ય ઘણા લાંબા વર્ષ સુધી ટકી રહ્યુ હતું બ્રિટન સામ્રાજ્યવાદીઓના આવા શુભયત્નો સર્વાંગે વિજયવત નિવડયા હોય, એમ જણાતુ નથી ડબલ્યુ. ટી. આર્નોલ્ડ

ડ્યુરી સુબોધગીત સમાજ ૧ ૧–૮–૦ એન એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

# સામ્રાજ્યવાદ.

## (પ્રાચીન અને અર્વાચીન.)

લેખક —રા. રમણીક અ. મ્હેતા.

"*There is nothing perhaps more adverse to nature and reason than to hold in obedience remote countries and foreign nations, in opposition to their inclination and interest*"

GEBBON

સામ્રાજ્યવાદની સર્વમાન્ય વ્યાખ્યા આપવી એ ઘણુ કઠિણુ કાર્ય છે સામ્રાજ્યવાદ ઘણા સકીર્ણ અર્થમાં વપરાય છે સામાન્ય જનસમૂહમા એનો રૂઢ અર્થ કંઈક અન્ય ભાસે છે સામ્રાજ્યવાદની મૂળ ભાવનામાં સામ્રાજ્યના હિતની આકાંક્ષાના બોધનો ધ્વનિ છે, પરતુ, વાસ્તવિક રીતે આ શબ્દ વિસ્તૃત અર્થમાં વપરાય છે આ વિશાળ વસુંધરા મારા જાતિબંધુઓના લાભને માટે છે, એવી શાસક જાતિ (*governing race*) ની માન્યતા અને તેને અગે અવલમ્બન કરવામાં આવતી રાજનીતિની ભાવનાનો સમાવેશ સામ્રાજ્યવાદમાં થાય છે આવા પ્રકારની રાજનીતિ ધારણ કરનાર અને એ ભાવનાનો સ્વીકાર કરનારને સામ્રાજ્યવાદી, એવુ નામ વારવાર આપવામા આવે છે

પ્રાચીન ઇતિહાસ તરફ દ્રષ્ટિપાત કરતાં રોમન સામ્રાજ્ય આપણુ ધ્યાન પ્રથમ ખેંચે છે એક ન્હાના શહેરમાંથી રોમનો ક્રમવિકાસ થયો અને અતે તે એક મહાન સામ્રાજ્યમાં પરિણીત થયુ વિક્રમશાળી રોમન લોકો બાહુબળથી અનેક દેશ હસ્તગત કરતા ગયા અન્ય જાતિ ઉપર પોતાનું પ્રભુત્વ સ્થાપતા ગયા તેઓ પોતાની રાજનીતિ, વિદ્યા, કળા અને સુધારણાની છાપ મારી જગતના ઇતિહાસમાં પુણ્યોજ્જ્વલ અમર નામ રાખી ગયા છે રોમન મહારાજ્યનો વિકાસ અને પતન જગતના ઇતિહાસમાં એક આશ્ચર્યકારક ઘટના છે અને એ સામ્રાજ્યના ધ્વસની કહાણીમા અનેક ગૂઢ રાજનીતિનો માર્મિક બોધ મળી આવે છે રોમન સામ્રાજ્યના વિસ્તારનો વૃતાંત જેટલો આશ્ચર્યકારક છે તેથી અધિક વિસ્મયાનદ ઇગ્લાંડના મહારાજ્યના વિકાસનો વૃત્તાંત છે રોમે અધિકાર સ્થાપન કરેલા દેશ પ્રતિ, તેણે પ્રભુત્વ મેળવેલી જાતિ પ્રતિ, રોમન સામ્રાજ્યવાદીઓએ જે પ્રકારની રાજનીતિ ધારણ કરી હતી, તે અનેક અશે ઉદાર હતી રોમન સામ્રાજ્યવાદીઓએ શાસિત કોમને રોમના નાગરિકોના સમાન હક્ક આપ્યા હતા, અને તેને રોમન સામ્રાજ્યના કોઈ પણ મુલકમાં હરવા ફરવાની, વિના પ્રતિબંધે નિવાસ કરવાની, અને વાણિજ્યવ્યવસાય કરવાની સપૂર્ણ છૂટ

હતી રાજ્યદ્વિવરમાં મહાન અધિકાર, હાકેમગીરી વા સુબાગીરી પ્રાપ્ત કરવાની સુગમતા હતી, અને ખરી રોમન સામ્રાજ્યવાદીઓ ઉદારશીલ અને ન્યાયપરાયણ હતા

( *Pax Britanica* ) મહાન બ્રિટન સામ્રાજ્ય પણ ઇતિહાસમાં કૌતુકનું ઉજ્જ્વલ, અમર, અને વિસ્મયાવહ કારણ રહેશે રોમન સામ્રાજ્યવાદીઓએ તેમના શાસનને અધિન જાતિનુ કલ્યાણ કરવા જેમ પ્રયત્ન આદર્યા હતા તેમ ઇંગ્લાંડના કેટલાક ઉદારશિલ સામ્રાજ્યવાદીઓ એવા શ્રેય સ્કર માર્ગે વિચરવા પ્રયત્ન કરે છે બ્રિટીશરાજ્યે આપણાં વિશાળ ભારતવર્ષમાં શાંતિ સ્થાપી છે વિશાળ ભવનો ઉભાં કર્યાં છે રેલ્વે, ટેલિગ્રાફ આદિ સદેશ વ્યવહારના સાધનોનો બહોળો પ્રસાર કર્યા છે, કેળવણીનો વિસ્તાર કરી અજ્ઞાનતાનો પડદો દૂર કરવા પ્રયત્ન આદરાયો છે આવાં આવાં સ્તુતિજનક કાર્યો ઇંગ્લંડનુ નામ ઇતિહાસમા ચિરંજીવન રાખશે, એ નિ સદેહ છે

પન્તુ વાસ્તવિક રીતે આવા પ્રયત્નો આટલેથી જ વિરમવા જોઈતા નથી સ્વાતન્ત્ર્યપ્રિય ઇંગ્લંડે વધારે નુખકર ઉદારશીલ રાજનીતિ ધારણ કરી, સુધરેલી પ્રજામાં પોતાનુ ગૌરવ વધારવુ અને પોતે અમલમાં કરેલી રાજનીતિ શ્રેષ્ટ છે, એમ પુરવાર કરી આપવુ, એ જ ઉચિત છે પરતુ કેટલાક આત્મસ્તુટ સામ્રાજ્યવાદીઓ આટલેથી જ અટકતા નથી પોતાના સામ્રાજ્યની તુલના વિશાળ રોમન સામ્રાજ્યસાથે કરે છે પોતાની રાજનીતિ રોમન રાજનીતિ કરતાં શાસિત કોમને માટે વિશેષ કલ્યાણ કરનાવવા મથે છે આ વાત યથાર્થ નથી લોર્ડ ક્રોમર, અર્વાચીન અને પ્રાચીન સામ્રાજ્યવાદ- *Ancient and Modern Imperialism*—નામના પુસ્તકમાં લખે છે કે —

"અમે ભારતનુ અહિત કરતાં કલ્યાણ વધારે કર્યું છે, અને રોમન સામ્રાજ્યવાદીઓ તથા એથેન્સના રાજાઓના રાજ્યતન્ત્ર કરતાં અમારો અધિકાર શુભેચ્છાપ્રણોદિત છે"

બ્રિટનના સામ્રાજ્યદ્વિવરથી ભારતવર્ષનુ જે કંઈ કલ્યાણ થયું છે તેનો કોઈનાથી અસ્વીકાર થાય તેમ નથી, પરંતુ લોર્ડ ક્રોમર સમાન ચતુર રાજનીતિજ્ઞ રોમન સામ્રાજ્યવાદીઓનાં કાર્યોની સરખામણી બ્રિટન સામ્રાજ્યવાદીઓનાં કાર્યોની સાથે કરી, ગર્વોક્તિ કરે છે કે 'અમારૂ શાસન શ્રેષ્ટ છે, ત્યારે એ કેવળ અતિશયોક્તિ છે, એમ કહ્યા વગર ચૂકાતું નથી રોમન શાસનપદ્ધતિમાં શાસિત (*conquered*) પ્રજાઓને જે લાભ હતા તે બ્રિટિશ શાસનપદ્ધતિમાં અસ્તિત્વ ધરાવતા નથી રોમન લોકોએ સામ્રાજ્ય સભાળવાની જવાબદારી પરાજિત કરેલી જાતિને માથે નાખી રાષ્ટ્રને એકજીવ કરવા પ્રયત્ન કર્યો હતો શાસક કોમ ( *conquerer* ) અને શાસિત ( *conquered* ) કોમને એક પ્રાણ કરવા પ્રયત્ન કર્યો હતો અને આ કાર્યમાં તેઓ ઘણે અંશે વિજયીભૂત નિવડયા હતા આના પરિણામે રોમન સામ્રાજ્ય ઘણા લાંબા વર્ષ સુધી ટકી રહ્યું હતુ બ્રિટન સામ્રાજ્યવાદીઓના આવા સુપ્રયત્નો સર્વાંશે વિજયવત નિવડયા હોય, એમ જણાતુ નથી ડબલ્યુ. ટી. આર્નાલ્ડ

ક્રૂની સુબોધગીન સમ્રદ રૂ ૧-૮-૦ એન. એમ. ત્રિપાઠી એન્ડ કપની, મુબાઈ

(*W T Arnold*) નામનો વિખ્યાત ઇતિહાસકાર તેના "*Provincial System of Roman Administration*"માં લખે છે કે —

"*If we are to be indignant with Roman rule we ought to be still more indignant with our own rule in India Political freedom and self-government are no more possessed by the Hindus than it was by the Provincials, and the Hindus are worse off in that there is no prospect open to them of rising to the high office or to viceroyalty while the corresponding prospects were open to the subjects of Rome*

ભાવાર્થ,—"જો આપણે રોમન શાસનથી વિરક્ત અને અસતુષ્ટ થવા જેવુ હોય તો, તેથી અધિકતર વિરક્ત અને અધિકતર અસંતુષ્ટ આપણા ભારતના શાસનથી થવુ જોઈએ રોમન સામ્રાજ્યને અધિન પ્રાંતોની પ્રજાને રાજકીય સ્વાતંત્ર્ય અને સ્વરાજ્ય હતુ, તેવુ હિંદીઓને નથી, એટલુ જ નહિ પણ હિંદીઓ રોમનની તાબાની પ્રજા કરતાં એક બાબતમાં હીનાવસ્થ છે, અને તે એ કે, હિંદીઓને ઉચ્ચ અધિકાર અને રાજ્યપ્રતિનિધિના પદ પ્રાપ્ત કરવાની સુગમતા નથી

આ કોઈ અસતુષ્ટ હિંદીવાસીના શબ્દો નથી પરતુ નિષ્પક્ષપાત ઇતિહાસકારની ગભિર ઘોષણા છે સુવિખ્યાત પ્રોફેસર સીલે—*Prof Seeley*—તેમના જાણીતા "ઇંગ્લાંડનો વિસ્તાર" (*Expansion of England*)) નામના પુસ્તકમાં લખે છે કે —

"*At best we think of it as a good specimen of bad political system We are not disposed to be proud of the succession of the Grand Mogul*"

ભાવાર્થ —"વિશેષ તો નિકૃષ્ટ રાજ્ય વહિવટનો એ સારો નમૂનો છે મહાન મોગલોના (રાજ્યસત્તાના) ઉત્તરાધિકારી તરીકે ગર્વ લેવા જેવુ કંઈ જ કર્યું નથી"

ઈંગ્લાંડના હિતચિન્તક લોર્ડ ક્રોમરના સ્વદેશબન્ધુના આ શબ્દો છે જ્યાં સુધી રોમનો ગૌરવસૂર્ય મધ્યાકાશમાં હતો ત્યાં સુધી, રોમન લોકો તેમને અધિન પ્રજાને સહાનુભૂતિની નજરથી જોતા હતા પરતુ પાછળથી આ વસ્તુસ્થિતિમાં ફેરફાર થયો તેઓ તેમની અધિન પ્રજાને સદિગ્ધ નજરથી જોવા લાગ્યા રોમનો ગૌરવ ભાસ્કર અસ્તાચલ સમિપ આવવા લાગ્યો અને અંતે રોમનુ પતન થયુ રોમના કર્તવ્ય વીષે એ મહાન ઇતિહાસકાર લખે છે —

"*Ideally Rome's aim should have been to prepare the people to stand by themselves to civilise and organise them so as to be fit for*

*freedom The wholesome tendency was in the direction of independence, the dangerous and fatal tendency in the direction of bureaneratic Centralisation"*

ભાવાર્થ —રોમનો આદર્શહેતુ એવો હોવો જોઈતો હતો કે અધિન પ્રજાને તેણે સ્વાવલમ્બી બનાવવી અને સ્વાતન્ત્ર મેળવવાને યોગ્ય થાય એવી શિક્ષા આપવી મગળાર્થક વળણ સ્વાતંત્ર્ય પ્રતિ હતું, ભયપ્રદ અને ધ્વસકારક વળણ અખિલ શાસન પદ્ધતિને અધિકારી મડળના હાથમાં કેંદ્રિભૂત કરવા તરફ હતુ"

આ પ્રમાણે સામ્રાજ્યવાદની ભાવના જ્યાંસુધી મર્યાદિત રહે છે, ત્યાસુધી તો તેથી નુકસાનની સભાવના અધિક હોતી નથી, પરન્તુ એ ભાવનામાંથી ઉદાર અશો નષ્ટ થતા વિજેતા જાતિને હાનિકારક નિવડે છે સામ્રાજ્યવાદે અનેક વિક્રમશાળી પ્રજાનો ધ્વસ કરાવ્યો છે માત્ર શાસિત જાતિને જ અહિતનુ કારણ થઈ પડે છે એટલુ જ નહિ પરતુ શાસક જાતિને પણ સામ્રાજ્યવાદની દુર્દમનીય વાછના અધોગતિના માર્ગ આણી મૂકે છે રોમના પતનમાં, ગ્રીકના વિનાશમાં, સેરેસન્સ–અરબ જાતિના વિનિપાતમા આ કાયદો સ્પષ્ટ જણાઈ આવે છે સામ્રાજ્યવાદની ભાવના અનેક પ્રકારના અનર્થ ઉત્પન્ન કરે છે સામ્રાજ્યવાદની અમર્યાદિત ભાવનાથી શાસક જાતિનો શારીરિક ત્રાસ, આર્થિક હાનિ, સામાજિક અવનતિ ક્રમશ વિકાસ પામે છે અને અને જાતિ નષ્ટપ્રાય થવા આવે છે સામ્રાજ્યવાદના આવાં અનિષ્ટ પરિણામો શી રીતે અસ્તિત્વમા આવે છે, એનો ઉલ્લેખ આવા ન્હાના પ્રબધમાં કરવો નિષ્પ્રયોજન છે

જે સામ્રાજ્યવાદીઓ ઇગ્લાંડના કલ્યાણને ઇચ્છે છે ઇગ્લાંડની કીર્તિ વધારવાને વાછના રાખે છે ઈંગ્લાંડનુ નામ યશસ્વી લુપ્તપ્રાય થવુ ઇચ્છતા નથી, ઇંગ્લાંડની મહત્તા જાળવી રાખવા કાળજી રાખે છે તેના ગૌરવને કલંક ન આવવા દેવા સતત ઉત્સુક રહે છે તેવા સત્યપ્રિય નિડર બ્રિટનોનુ એ કર્તવ્ય છે કે તેઓ તેમની અધિન તે જાતિ પ્રત્યે વિશેષ સહાનુભૂતિથી વર્તે ઇગ્લાંડની રાજનીતિમાં ઉદાર અશો દાખલ કરી શાસક અને શાસિત એ ઉભય કોમોનુ શ્રેય કરે એવી શ્રેયસ્કર નીતિથી જ ઈંગ્લાંડનુ નામ ચીર સ્મરણીય રહશે અને તેના ગૌરવને વધારે લાંબો સમય ટકાવી રાખશે આપણે આશા રાખીશુ કે નિગ્રો જાતિને ગુલામગિરીમાંથી છોડવનાર અગ્રેજ પ્રજા પોતાના પૂર્વજોના યશસ્વી નામ જાળવવા કર્તવ્યદક્ષ બનશે

---

# કોન્ગ્રેસ અને લોકજાગૃતિ.

લેખક —રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી, બી એ, એલએલ બી, એડ્વોકેટ

કોન્ગ્રેસ આપણી પહેલી જાહેર સસ્થા છે, સુરતના ભગાણસુધી આખા દેશના અભિપ્રાય જાણવાનુ સાધન હતી, આજે ત્રીશ વર્ષ થયાં હિન્દના છુટાં છવાયા તત્વો એકઠા કરી રાષ્ટ્રીય જાગૃતિ આણવાનુ કામ એ કરી રહી છે પણ કેટલે અશે એ ફતેહમદ થઈ એ નક્કી કરવુ એ મુશ્કેલીની વાત છે અને આવી બાબતમાં પોતાના અભિપ્રાય પ્રમાણે જ નક્કી કરવા સઘા સમર્થ હોય છે

કલકત્તામાં પહેલી વખત જ્યારે કોન્ગ્રેસ મઈ ત્યારે ડૉ રાજેન્દ્ર લાલ મીત્રે હર્ષથી તેને આવકાર દેતાં જણાવ્યુ હતુ કે હિંદની પ્રજાનાં છુટા છવાયાં તત્ત્વો ભેગા કરવાનુ સ્વપ્નુ ઘણા વખતથી તેમની નજર આગળ ખડું હતુ ખરૂં પણ તે જ દિવસે તે સિદ્ધ થયુ કોન્ગ્રેસના સ્થાપકો કોન્ગ્રેસને દેશની એકતાનુ મુખ્ય સાધન ગણતા હતા અનેક કારણોને લીધે આપણે એવા ભ્રમમાં હતા—અને કેટલે અશે છીયે—કે હિન્દ રાષ્ટ્ર નથી લોકોમાં રહેલો ભિન્ન ભાવ ભેદી નાંખી તેમનામાં રાષ્ટ્રીય વ્યક્તિત્વ આણી, હિન્દને જીવન્ત દેશ બનાવવો એ કોન્ગ્રેસની પહેલી નેમ કહીયે તો ચાલે એ નેમ કેટલે અશે તેણે પૂરી પાડી છે એ જોવાનું છે

આપણે હિણભાગ્યે પહેલેથી કોન્ગ્રેસે આ નેમ જોઈ એ તેવી સેવી ન્હોતી રાષ્ટ્રીયવ્યક્તિત્વ કરતાં સરકાર પાસેથી બને તેટલા ન્હાના મ્હોટા હક્કો પ્રાપ્ત કરવા તરફ તેની નજર વધારે ગઈ, અને તે દિશામા ભગીરથ પ્રયત્ન કરવામા આવ્યા તેનાથી ઘણો લાભ મળ્યો નહિ, અને રાષ્ટ્રમાં જુસ્સો પ્રેરી વ્યકિતત્વ આણવાનું કામ હમેશા ખોરણે નખાતુ પરિણામે ત્રીશ વર્ષે કોન્ગ્રેસની નેમ ધાર્યા જેવી સિદ્ધ થઈ નથી ત્હેના સ્થાપકોમાંના કોઈ જો અપક્ષપાત રીતે જુએ તો અસતોષ થયાવિના રહે નહિ, ઉગતા દેશીઓ તો ચોખ્ખો અસતોષ જ પ્રદર્શીત કરે છે

કોન્ગ્રેસથી એક મ્હોટો ફાયદો થયો ભણેલા અગ્રણીયોને વર્ષમાં થોડા દિવસ મળી વિચાર કરવાની તક મળી આ તકનો જોઈ એ તેટલો લાભ લેવાયો નહિ, કારણ કે ચાર દિવસમાં કોઈ પણ જાતનુ કામ એકઠુ કરવાને વખત ક્યાંથી મળે? પછી બધા વિખરાઈ જતા અને એક હાથે આખા દેશમાં કોઈ પણ કામ થતું નહિ સદ્ભાગ્યે અગ્રણીઓ ઘણા પાવરધા અને દૂરઅદેશી હતા, અને તેમનુ છુટુછવાયુ કામ પણ એક આદર્શથી થયેલુ હોવાથી એક જાતનુ થતું પણ તે અસર કાંઈ કોન્ગ્રેસની ભાગ્યે જ હતી બીજો લાભ એ હતો કે જાહેર જીવનનાં

---

પ્રતિનિધિ તરીકે દરેક ઠેકાણે પત્રો નીકળ્યાં અને કોન્ગ્રેસે ઠેરવેલી ભાવનાઓને આધારે પ્રશ્નો ચર્ચાવવા માડ્યા આ પત્રોનો જુસ્સો છુટા છવાયા ભણેલા માણસોમા પ્રસર્યો અને લોક જાગૃતિનાં આછા કીરણો આગળ પડતા નાનાં શહેરોમા પડવા લાગ્યાં આવી સ્થિતિ ૧૯૦૪ સુધી ચાલી સરકાર કોન્ગ્રેસને કેટલાક કામવગરના બાબૂઓનુ બૂમરાણુ લેખતી, લોકો તેને એક સારી સસ્થા ગણતા હતા, દરવર્ષે ભાષણુ સાભળી તાળીઓ પાડતા અને તાળી પાડવાના શ્રમથી થાકી ગયા હોવાથી કોન્ગ્રેસના વિચાર વિના જ બાકીનું વર્ષ પુરૂ કરતા ખરૂં જોતાં ત્યાસુધી લોકોની જાગૃતિ ન્હોતી—કોન્ગ્રેસના આગેવાનોની હતી વિલાયતમા દાદાભાઈ, બંગાલમાં સુરેન્દ્રબાબુ, મુબાઇમાં ફીરોઝશાહ મહેતા એટલે લોકજાગૃતિ સરકારને ખાત્રી હતી કે આવી જાગૃતિ મુઠીભર માણસોમાં છે અને તે વાત ખરી હતી, કારણુ કે આ નેતાઓને પણુ લોકોની ઇચ્છા કેળવવા કરતા સરકારની ઈચ્છાને માટે પરવા વધારે હતી તેઓ ઈન્ગ્લડના જાહેર જીવનની પર્ણાલીકાએ જતા, અને સરકારને સમજાવવા તરફ ધ્યાન આપતા ૨૦ વર્ષ મહેનત કર્યા પછી ૧૯૦૪ માં લોકોમાં રાષ્ટ્રિય એકતા હતી નહિ લોકમત જેવી સબળ વસ્તુ કાંઈ હતી નહિ કોન્ગ્રેસના ભાષણો નીશાળીઆઓ વાંચતા અને તેનુ અનુકરણુ કરી ભાષણુ કરવાની કળા શીખતા.

પછી લોર્ડ કર્ઝને બગાલના ટુકડા કર્યા લોકોના હૃદયમાં રહેલી સ્વદેશપ્રતિમાને મહમદ ગીઝનીની માફક તેણે તોડી લોકોમાં જુસ્સો ઉભરાયો, લોકમત મૂર્તિમાન થયો નેતાઓ કરતાં સાદા હૃદયના અનુયાયીઓનો સ્વર બ્હાર પડયો કોગ્રેસે શુ કર્યું? બગાલના કરગરતા નેતાઓએ તેમની વારે ધાવા કોન્ગ્રેસને વિનવ્યુ કોન્ગ્રેસે બેદરકારી બતાવી ત્હેના કેટલાક આપખુદી નેતાઓને તે રૂચ્યું નહિ અને કોન્ગ્રેસને જુની પર્ણાલીકાએ જવા દીધી બગાલ છુટુ પડ્યુ, બેદરકાર કોગ્રેસ માતાની છાયામાંથી છુટા પડી તેણે પોતાના લોકમત પ્રમાણે કામ કરવા માંડ્યુ લોકમતે બે શકિત આપી—સ્વદેશીઝમ અને બોયકોટ, એક મત્ર આપ્યો વન્દે માતરમ આથી આખો લોકમત ખળભળ્યો બારે મહિને નવા રાષ્ટ્રીયજીવનનું સંગીત શરૂ થયુ ત્રણુ વર્ષમાં રાષ્ટ્રીયજાગૃતિ થઇ—ત્રણુ વર્ષમાં એકતાનુ ભાન આવ્યું એ શક્તિઓએ, એ મંત્રે જીત મેળવી, દુર દેશથી આપણા મહારાજાને બગાલ સાંધવા બોલાવી મગાવ્યા કોન્ગ્રેસ દૂર, જાણે ભેડાતા શરમાતી હોય તેમ તટસ્થ ઉભી રહી. તેણે ઠરાવ કર્યો ઉપરાંત કાંઈ સગીન કામ કર્યું હોત તો આજે એ બધો જશ કોગ્રેસને મળત, પણ તેના કેટલાક નેતાઓ જોઈએ તેના કરતાં વધારે વ્યાપારી બુદ્ધિના હતા

સુરત પછી કોન્ગ્રેસે ઘણુ કામ કરવાનુ આરભ્યુ નથી દક્ષિણુઆફ્રિકાની લડત વખતે બીજી તક હતી કોન્ગ્રેસે આ દેશમા દ્વિતચાલ કરવાનુ પગલુ લીધુ હોત તો એની સ્થિતિ જુદી જ હોત પણ તે જોઈએ તેવુ થયુ નહિ એક વિરનરે એકજ હાથે કોન્ગ્રેસની મદદ વિના વિજય મેળવ્યો

કોંગ્રેસની આ દિશામાં આટલી બધી મંદ પ્રવૃત્તિનું કારણ એનું વિચિત્ર બંધારણ છે એને સ્થાયી સભાસદો નથી, આખું વર્ષ કામ કરે તેવી સ્થાયી કમીટી નથી, ખાસ પત્ર નથી, એવી સ્થાયી સંસ્થાઓ નથી કે જેમાંથી સભાસદો ચુંટાય, કોંગ્રેસ હાલ તો એકનું સંમેલન છે આથી હરહમેશ કોઈને પરવા રહેતી નથી વર્ષે દહાડે ગામ કે ઇલાકા આબરૂ ખાતર કેટલાકની નેતાઓ તૈયાર થાય છે આખું વર્ષ સમસ્ત હિન્દના હક જાળવવા કોઈ સંસ્થા રહેતી નથી

બીજું કારણ ભાવમય પ્રવૃત્તિની ખામી છે લોકજાગૃતિમાટે દરેક કાર્યક્રમમાં ભાવને પ્રધાન સ્થાન આપવું જોઈએ સરકારને ન્હાની ફરીયાદો કરે કે બુદ્ધિબળથી ભાષણો આપવાથી કાંઈ વળે નહિ લોકોમાં આત્મશ્રદ્ધા આણવા લાગણીઓ ખેંચવી જોઈએ, તેમાંથી એક સૂર નીકળે એટલો હૃદયગામી યત્ન કરવો જોઈએ પણ આપણા નેતાઓ કોઈ પણ ભાવના પ્રદર્શનથી શરમાતા લાગે છે તેઓ ભૂલી જાય છે કે માત્ર બુદ્ધિબળથી કઈ પ્રજાએ કાંઈ કર્યું છે? રૂસોએ "સોશીયલ કોંટ્રેક્ટ" ને ભાવનું સ્વરૂપ આપ્યું ત્યારે ફ્રેન્ચ પ્રજાએ યુગાન્તર કર્યાં, આજે "બ્રીટન કોઈ દિવસ ગુલામ થશે નહિ" "Britain shall never be slaves" એ મંત્રે આખા ઈંગ્લંડને હાલના મહાયુદ્ધમાં ઉતરવા પ્રેર્યું છે, વન્દેમાતરમ્‌ના મંત્રે આખા બંગાલને એકતા અર્પી આજે તેને રાષ્ટ્ર બનાવી મૂક્યો છે, ધાર્મિક ઝનૂનની લાગણીથી આર્યસમાજીઓ પંજાબમાં સમાજ સેવા એકાગ્રતાથી કરી રહ્યા છે પ્રજાની ઉન્નતિ ભાવમય પ્રવૃત્તિથી જ થાય છે, બીજે રસ્તે ઘણી ખરી મહેનત નકામી ગયાવિના રહેતી નથી

ઉપર જણાવેલી એક બે પ્રવૃત્તિએ એટલો તો લોકમત કેળવ્યો છે કે સ્વરાજ્ય વિના આપણી સિદ્ધિ નથી કોંગ્રેસે પણ તે સ્વીકાર્યું છે પણ સતત પ્રવૃત્તિ માટે જે ખાસ કાર્યક્રમ જોઈએ તે હજુ નક્કી થયો નથી આ વર્ષ 'હોમરૂલ'નો પ્રશ્ન આવશે અને જો એ ક્રમ સ્વીકારી કોન્ગ્રેસ આગળ વધે તો જરૂર કોન્ગ્રેસ પોતાની નેમ સાધ્યા વિના રહેશે નહિ ધીમેધીમે એટલું તો બધાને લાગ્યું છે કે માત્ર સરકાર આગળ ઠરાવ રજુ કરે શુકનાર થવાનો નથી, પણ જ્યારે આર્યદેશના વાસીઓની ભાવનાની દરબારમાં કોન્ગ્રેસના ઠરાવો પસાર થશે ત્યારે જ કોન્ગ્રેસની હસ્તી સફલ થશે—અને ત્યારે જ આટલો વખત આદરેલી પ્રવૃત્તિ સાર્થક થશે હવે કોન્ગ્રેસ માટે વખત છે હાલ એવો સમય આવ્યો છે કે આપણી રાજ્યકીય અવ્યક્ત પ્રચ્છાઓ બ્હાર પાડવાનું કામ કોન્ગ્રેસ લે તો તે ઘણું જ મહાન કાર્ય કરી શકે એની બેસેંટે જે 'હોમરૂલ લીગ'નો વિચાર દેશ આગળ મૂક્યો છે તેથી બંધારણ દૃઢ થશે તેમ જ લોકોની નજર આગળ પ્રવૃત્તિનું એક કેંદ્રસ્થાન ઉભું થશે અને કોંગ્રેસ જો એવી કાંઈ પ્રવૃત્તિ સ્વીકારે તો જ હિંદને રાષ્ટ્રીય 'અસ્મિતા' (natonial self-conscioness) અર્પવાનો લાગ જે એણે ખોયો છે તે આ વખત મળે અને દુનિયાના ઇતિહાસમાં તેનું સ્થાન અમર થયા વિના રહે નહિ વધારામાં આખો દેશ એ આશા રાખે છે, લોકોને રાષ્ટ્રજીવન સદાયે સતેજ રાખવા મજબુત સંસ્થા જોઈએ છે, શું કોન્ગ્રેસ તેમને નિરાશ કરશે ?

---

# રાજ્યકીય પ્રવૃત્તિ અને કેળવાયલો વર્ગ.

*"Rather that there would be no more fatal indication of an unpatriotic, selfish and despicable spirit, than what are called the business-men of the country, that is to say, those persons, who by their education, character, habits, and intelligence, and best fitted to serve her, being tempted by an overabsorption in their private business to abstain from all contact with public affairs and from a due participation in the onerous and honourable strife of municipal or parliamentary politics Were such a defection on the part of the most intelligent, energetic and high-principled men of the country to prevail, the consequences would be that the direction of its affairs would fall into the hands of corrupt adventurers and trading politicians, and that the moral tone of the nation as a nation would deteriorate throughout every stratum of society"*

**Lord Dufferin's Speech at Quebeck**

સુધરેલી દુનીયાનાં અ ય ઉન્નત રાજ્યો કરતાં આપણા હિન્દી રાજ્યની આંતર તેમ જ બાહ્ય પરિસ્થિતિ કંઈક વિલક્ષણ અને અસાધારણ પણ છે એ રાજ્યોમાં જ્યારે સામાન્ય રીતે રાજ્યશાસક અને રાજ્યશાસિત એમ બે નિરનિરાળા વર્ગ મનાતા નથી, અને રાજ્યશાસક વર્ગના લાભો અને રાજ્યકીય લક્ષ્ય રાજ્યશાસિત પ્રજાના લાભો અને લક્ષ્ય કરતાં ભિન્ન ગણાતાં નથી એટલે એ વર્ગને પ્રજાના સમજુ લોકના આશયો વિષે સંશય સેવવાનું વિશેષ કારણ રહેતુ નથી, ત્યારે હિ માં બાહ્ય તેમ જ આન્તર, અનેક વિસવાદી સંજોગોને લીધે, કંઈક કુદરતી રીતે પણ, આથી જૂદી સ્થિતિ જોવામા આવે છે અલબત્ત, રાજ્યશાસક બ્રિટીશ વર્ગની એવી અચૂક ખાતરી જ્યાંસુધી થાય નહીં કે, રાજ્યશાસિત હિન્દી પ્રજાના રાજ્યકીય આશયો અને પ્રવૃત્તિઓ બ્રિટીશ સામ્રાજ્યના એકરાગભર્યા વિકાસ અને સુસ્થિરતાને સર્વ પ્રકારે અનુ.ળ છે, ત્યાંસુધી તે પ્રજા તરફ અવિશ્વાસ અને સંકોચની દૃષ્ટિથી જુએ, એ સ્વાભાવિક છે તેમ રાજ્યશાસિત હિં દી પ્રજાની પણ એવી અચૂક ખાતરી થાય નહીં કે, બ્રિટીશ સામ્રાજ્યની ઉચ્ચ ધોરણવાળી તેમ જ સ્વાતંત્ર્યપ્રિય છત્રછાયામાં પોતાની રાજ્યકીય ઉન્નતિ અને વાસ્તવિક અભ્યુદય સા ધવાની નિષ્ઠા અને વિશ્વાસ અંત કરણપુરઃસર પ્રેરાયલાં છે, એમ ઘડીઘડીના પ્રસંગોએ વિચાર તેમ જ કૃત્યોથી સિદ્ધ થતાં, રાજ્યશાસક વર્ગ, પોતાના નિરાધાર થયલા, અવિશ્વાસ અને સંકોચને છોડી દેશે તથા મુક્તકંઠે બ્રિટીશ સામ્રાજ્યના, સમાન હક્ક ધરાવનારા, અંગભૂત

સસ્થાન થવાનું તેનું લક્ષ્ય સરળતાથી સિદ્ધ થવા દેશે, ત્યાંસુધી તેય કદાચિત્ રાજ્યશાસક વર્ગની નિષ્ઠા અને રાજ્યકીય યોજનાઓ વિષે આશંકા ધરાવે તો, એ પણ તેટલું કુદરતી છે

આમ હિન્દની રાજ્યકીય પરિસ્થિતિ વિલક્ષણ હોવાનું એક કારણ રાજ્યશાસક બ્રિટીશ વર્ગનો હિન્દી પ્રજાના આશયો અને પ્રવૃત્તિઓ પ્રતિ અવિશ્વાસ અને સંકોચ એ છે વળી વિશાળ હિન્દમાં ભિન્નવર્ણી અને ભિન્ન સાંસારિક સ્થિતિવાળી અનેક કોમો છે આ કોમોના લોકને એકપ્રજાત્વના સર્વસામાન્ય સંગીન અને ચિરતન લાભો, અજ્ઞાનતા તથા તાત્કાલિક સ્વાર્થને લીધે, સંપૂર્ણ અને ઉંડી રીતે નહી સમજાયાથી તથા એ કોમોના સુશિક્ષિત વર્ગે પણ એવા લાભો તેમને સમજાવવાના, અને અન્યોન્યમાં એકરાગ કરાવવાના પ્રયોગો યથાયોગ્ય આદર્યા જણાતા નથી તેથી પણ હાલમાં હિન્દની આંતર પરિસ્થિતિ કંઈક વિસવાદી જણાય છે આ વિસવાદનો અનુચિત લાભ, હિન્દમાં રાજ્યસેવા, વ્યાપાર, આદિ ચોકકસ સ્થાપિત લાભ ધરાવનારા, રાજ્યશાસક વર્ગના કેટલાક માણસો વિના સંકોચે લે છે તેઓ હિન્દી કોમોમાં અન્યોન્યના મન ઉંચાં કરાવનારા વિચારો ફેલાવતા અને એકરાગ નહીં થવા દેતા જણાય છે આમ પોતે જ એ વિસંવાદને જમાવતાં છતાં બ્રિટીશ રાજ્યશાસક સમાજ સમસ્ત એ વિસવાદને જ હિન્દી પ્રજાના રાજ્યકીય આશયોની અશુભ નિષ્ઠાના અને સ્વરાજ્યની અયોગ્યતાના કારણ રૂપે તેઓ ધરે છે આ રીતે તેઓ હિન્દની રાજ્યકીય ઉન્નતિના માર્ગમાં યથાશક્તિ અંતરાય નાંખે છે

આમ હિન્દની વિલક્ષણ રાજ્યકીય પરિસ્થિતિ અને વિસવાદને લીધે હિન્દી રાજ્યકીય પ્રવૃત્તિનાં બે સ્વરૂપો દેખાય છે —એક તો, સઘળી હિન્દી કોમોને એકરાગ અને સંપની અત્યંત અગત્ય સમજાવી, હિન્દની ભાવી રાજ્યકીય ઉન્નતિનું લક્ષ્ય બ્રિટિશ સામ્રાજ્યના, સમાન હક્ક ધરાવનાર, અંગભૂત સસ્થાન થવું એ છે આ સ્થાન હિન્દ પ્રાપ્ત કરી શકે તે માટે કેળવણી, શિષ્ટ વ્યવહાર, ઉચ્ચ કર્તવ્યબુદ્ધિ આદિ, ઈષ્ટ યોગ્યતાઓ પ્રાપ્ત કરવા સારૂ હિન્દીઓને પ્રેરવા, અને બ્રિટિશ નાગરિક તરીકે રાજ્યકીય અને દીવાની હકકો સાધવા અને તેના અમનાં કર્તવ્યો તથા જોખમ દારીઓ ઉઠાવવા તેમને જાગૃત કરવા, એ પ્રથમ પ્રવૃત્તિ છે પછી બ્રિટિશ સામ્રાજ્યમાં હિન્દની નિષ્ઠા અને શ્રદ્ધાની ખાતરી તેમને કરી આપી, આ હક્કો આપણને આપવાનાં પોતાનાં કર્તવ્યો બજાવવાનો, અને, બ્રિટિશ પાર્લામેન્ટના તેમ જ સમ્રાટનાં વચનો પાળવાનો આગ્રહ બ્રિટિશ પ્રજા અને રાજ્યશાસક વર્ગને કરવો, એ બીજી પ્રવૃત્તિ છે

આમાંની બીજી પ્રવૃત્તિનો આરંભ ઈંગ્લાંડમા આપણા વયોવૃદ્ધ દાદાભાઈ, સ્વ ગોપાલ કૃષ્ણ ગોખલે, હિન્દી રાષ્ટ્રીય પરિષદનાં સમયસમયનાં પ્રતિનિધિમંડળો તેમ જ બ્રિટીશ કોંગ્રેસ કમીટીએ ક્યારનોયે કરી દીધો છે, અને તેમના શ્રમના ફલ રૂપે હવે આપણે કેટલાક રાજ્યકીય સુધારાઓ મેળવી શક્યા છીએ આ પ્રવૃત્તિને નાણાંની સતત અને સંગીન સહાયતા તેમ જ સુશિક્ષિત

હિન્દીવાનોની અડગ અને સક્રિય સહાનુભૂતિની અપેક્ષા રાખે છે, અને તે ઉપર જ તેની અંતિમ સફલતાનો ખરો આધાર છે

આ કાર્ય ભૂતકાળમાં આપણા સ્વાર્થત્યાગી, મહાન હિન્દી નેતાઓએ અને સ્વ મી હ્યુમ, સ્વ સર હેનરી કોટન, સર વીલીયમ વેડર્બર્ન આદિ ઉદાર બ્રિટીશ રાજ્યનીતિજ્ઞોએ કર્યું છે, અને વર્તમાનમાં પણ તે ચાલ્યુ જાય છે, પરતુ હવે સુશિક્ષિત હિન્દી યુવાનોએ કટિબદ્ધ થઈ નિરભિમાન પણે, તેમ જ ધૈર્ય અને શાંતિપ્રિય, ન્યાયનિષ્ઠ વૃત્તિથી સત્વર ઉપાડી લેવુ ઘટે છે

આ ઉપરાંત ઉપર સૂચવેલી સૌથી વિશેષ અગત્યની રાજ્યકીય પ્રવૃત્તિ હિન્દમાં જમાવવા અને વિસ્તારવાની છે આ કાર્ય વિશેષ મહત્વનું, દુર્ઘટ અને ધૈર્ય તથા શાંત અને ન્યાયનિષ્ઠ વૃત્તિને ખરેખર તાવે એવુ વિષમ છે ઉપર જણાવ્યુ છે તેમ હિન્દની વિલક્ષણ રાજ્યકીય પરિસ્થિતિને લીધે આંતર રાજ્યવહીવટના, પ્રજાની સુસ્થિતિ અને માનસિક, નૈતિક, તેમ જ વાસ્તવિક અભ્યુદયના લોકકેળવણી, શહેરસુધરાઈ ( મ્યુનીસીપલ), સાર્વજનિક આરોગ્ય, દેશને અનુકૂલ કૃષિકર્મ અને ઉદ્યોગવ્યાપાર, નિર્મલ ન્યાયવ્યવસ્થા, સુગમ વ્યવહારસાધનો (તાર, ટપાલ, રેલ્વે,) આદિ પ્રશ્નો રાજ્યપ્રકરણી (political) મણાય છે આથી કેવળ પ્રજાના હિત–અહિતના દૃષ્ટિબિન્દુથી આ પ્રશ્નો વિચારાતા નથી પણ રાજ્યશાસક વર્ગને યોગ્ય લાગતાં, રાજ્યનિતિનિયમનાં ધારણે તેનો નિર્ણય થાય છે અને સ્વાયત્ત અધિકારીઓને યોગ્ય લાગતી પદ્ધતિએ વિઘ્ને તેમ જ ઉત્સાહથી તેનો અમલ કરાય છે સુશિક્ષિત હિન્દીઓએ આ સ્થિતિ ફેરવવાની અને રાજ્યવહિવટમાં લોકપ્રતિનિધિત્વ બહોળા અને સગીન ધોરણે દાખલ કરાવી, હાલની પ્રચલિત સકુચિત રાજ્યનિતિને લોકાનુકૂલ કરાવવાની છે

વળી સૈકાઓની અતર અવ્યવસ્થા અને સ્વત્વની વિઘાતક કવહપરપરાઓથી, હિન્દી પ્રજાનો મોટો ભાગ અજ્ઞાનાવસ્થામાં પડયો છે અને આત્મોન્નતિ, પ્રજોન્નતિ, દેશોન્નતિનુ કર્તવ્યકર્મ વિસરી ગયો છે સુભાગ્યે સૈકા પોણા સૈકાથી બ્રિટીશ રાજ્ય અમલના પ્રતાપે જ્ઞાનના અરૂણ મર્યાદિત પ્રમાણુમાં પણ હિન્દમાં પ્રસરવા માંડયા છે અને હિન્દીવાનોમાં કર્તવ્યબુદ્ધિ જાગૃત થવા લાગી છે દેશમાં હજી અજાનતાનો અધકાર ગાઢ છે, અને સુશિક્ષિત હિન્દીવાનોએ રાજ્યની સહાયતાથી અને લોકની સહાનુભૂતિથી તે વિદારવાનો છે

લોકનુ અજ્ઞાન દૂર કરાવવા સાથે, ઉપર જણાવેલા આવશ્યક પ્રશ્નોની અત્યત અગત્ય લોકને સમજાવી, મ્યુનીસીપલ સસ્થાઓ, તાલુકા અને જીલ્લા બોર્ડો, આદિ સ્થાનિક વહીવટી સસ્થાઓની દોરવણી લોકપ્રતિનિધિઓના હાથમાં મુકાવવા, કેળવાયલા હિન્દીવાનોએ આ સાંપ્રત ચળવળને વિશેષ સગીન રીતે અને હેતુ સિદ્ધ થતાં સુધી સતત ચાલવવી ઘટે છે આ હક મળતાં, તેમણે પોતે પુરતા પ્રમાણુમાં એવી સસ્થાઓમાં દાખલ થઈ, કાર્યદક્ષતા અને ન્યાયનિષ્ઠાથી તેને ઉચ્ચ ધારણે આણવી જોઇએ, અને અધિકારીઓનો અવિશ્વાસ દૂર કરવો જોઈએ આ માટે તેમને લોકમન કેળવવાનો

અને રાજ્યવહીવટીઓનો વિશ્વાસ મેળવવાનો અને પોતાની યોગ્યતા સિદ્ધ કરવાની છે આટલું કાર્ય થાય તો બ્રિટીશ નાગરિક તરીકેના દીવાની અને સ્થાનિક સ્વરાજ્યના હકકો મેળવવાનો પહેલો ક્રમ પૂરેપૂરા સધાય પછી, ધારાસભાઓ અને વહીવટી મંડળોનું સુકાન સુશિક્ષિત પ્રજાના હાથમાં સંપૂર્ણ રીતે મૂકાવાની પ્રજાવૃત્તિને ખીલાવી, બ્રિટીશ સામ્રાજ્યના અંગભૂત સંસ્થાનનું સ્થાન હિન્દને અને બ્રિટીશ નાગરિકનું પદ હિન્દીવાનોને અપાવવાના પ્રયાસો સુદૃઢ કરવા ઘટે છે

આ સર્વ કાંઈ સુગમ અને સત્વર સિદ્ધ થાય એવું નથી, તેમ પ્રજાસમસ્તના નેતાઓની એકરાગભરી સહાનુભૂતિ વિના તે સાધ્ય તેવું નથી કારણ એક પાસ અતિ સુસ્ત લોકમત કેળવવાનો છે, અને પોતાની પાત્રતા સમજાવી લોકને યોગ્ય ઉચ્ચ સ્થિતિએ આણવાના છે, તો બીજી પાસ રાજ્યાધિકારીઓ, બ્રિટિશ રાજ્યવહીવટીઓ અને રાજ્યનીતિજ્ઞોનો અવિશ્વાસ અને સંકોચ દૂર કરાવવાનો છે, અને બ્રિટીશ રાજ્યવચન તેમ જ પાર્લામેન્ટનાં હિંદી હકપત્રો અમલમાં મૂકાવવા બ્રિટીશ પ્રજાને જાગૃત કરવાની છે હિન્દી રાષ્ટ્રીય પરિષદ અને હિન્દી આગેવાનો વર્ષોથી આ કાર્ય કરતા આવ્યા છે હવે તો યુવાન હિન્દીવાનોએ તેને ઘટતું જોમ અને વેગ આપવાનાં છે આપણા વયોવૃદ્ધ,રાજ્યનીતિગુરૂ દાદાભાઈએ આથી સને ૧૯૦૬માં પોતાના સંદેશમાં જણાવ્યું છે કે,

"હવે આપણી આસપાસ નવી પ્રજા ઉભી છે, તે સુશિક્ષિત અને સુસજ્જિત છે, આ મા ભૂતકાળના પ્રયત્નોનો આભાર માનવો ઘટે છે તેમને શિરે હવે જોખમદારી આવેલી છે ઉછરતી પ્રજાના યુવાનો યુવાવસ્થા અને પુરૂષાતનના બલથી જ ઉત્તેજાતા ઉત્સાહ, શક્તિ, અને સ્વાર્થત્યાગ વૃત્તિથી કોન્ગ્રેસમાં જોડાયુ પોતાના ખીલતા આશયો સાથે તેઓ આવે, કોન્ગ્રેસ સમક્ષ તે રજુ કરે, તે ઉપર ચર્ચા ચલાવે અને બહુમતિથી તેના નિર્ણયો આણી તેને વ્યવહારમાં ઉતારવાની જોખમદારી ઉઠાવે જેમને પોતાની રીતિએ કાર્ય કરવુ હોય તેઓ ભલે આ જ લક્ષ્યની સિદ્ધિ માટે પ્રયાસ કરે, પણ બીજાના કાર્યમાં મણે અંતરાય નાંખવો નહીં કે તેનો નાશ કરવો નહીં આપણા સ્વરાજ્યના અંતિમ હેતુ માટે પોતાની ઉત્તમ રીતિએ પોતાનાથી બનતા પ્રયાસ કરવા દરેકને માટે વિશાળ ક્ષેત્ર પડેલુ છે"

આ અર્થપૂર્ણ સંદેશ તેમ જ આ વિષયના શિરોભાગે ટાંકેલો ઉપદેશ દરેકે દરેક સુશિક્ષિત હિન્દીવાને મનન કરવા યોગ્ય છે અને તે માટે તેમણે હિંદી રાષ્ટ્રીય પરિષદ જેવી પ્રજાવર્ગીય સંસ્થાની રાજ્યકીય પ્રવૃત્તિને પ્રબળ ટેકો આપી, તેનું કાર્ય વર્ષ દરમ્યાન ચાલે અને તેની પ્રેરણાથી સુસ્ત જનસમૂહ સ્વકર્તવ્ય બજાવવા જાગૃત થાય, માટે પ્રાંતિક કોન્ગ્રેસ કમીટીઓ, જીલ્લા અને તાલુકા કોન્ગ્રેસ કમીટીઓ તેમ જ એવાં અન્ય યોગ્ય રાજ્યકીય મંડળોનો વિકાસ કરી, પોતાની બુદ્ધિ અને શક્તિનો પૂરેપૂરો લાભ દેશબંધુઓ અને દેશને આપવો, એ તેમનું આવશ્યક કર્તવ્ય છે

---

# સ્થાનિક સ્વરાજ્ય.

લેખક—રા. ચુનિલાલ માણેકલાલ ગાંધી. બા એ એનએલ બી

પુણ્યશ્લોક લોર્ડ રિપને બક્ષેલા સ્થાનિક સ્વરાજ્યના વરદાનનો ઉપભોગ કરતાં આજે લગભગ એક જમાના કરતા વધારે વખત થયો છે તે પ્રસંગે તેના લાભાલાભનો જમાખરચ નાંખી આખરે નફાતોટાનું સરવૈયુ કાઢવુ એ ખરેખર આવશ્યક છે એમ કોઈ પણ ના કહેશે નહીં

આજે પણ સ્થાનિક સ્વરાજ્ય—લોકલ સેલ્ફ ગવર્નમેન્ટની લોકલ સેનફ ગવર્નમેંટ કચરા-પટ્ટી એવા નિન્દક નામોથી અવગણના થતી રહી છે, અને હજુ કેટલાક વર્ષો સુધી તેવી અવગણના થતી રહેશે, તેમાં કાંઈ સબળ કારણ છે કે નકામી જ તેવી અવગણના થતી થતી રહી છે તે આજે આપણે તપાસવાનું છે

ઇ સ. ૧૮૮૪ ની સાલ પહેલાં મ્યુનિસિપાલિટિ-યાને સુધરાઈના સભાસદો સરકારથી નીમાતા હતા અને તેઓ તેનો કારભાર ચલાવતા હતા આ સભાસદો સરકાર તરફથી નીમાય તેના કરતાં રૈયત તરફથી ચુંટાય તો તેઓ રૈયતના ખરેખર પ્રતિનિધિ થાય, રૈયત તરફની તેઓની જવાબદારીની લાગણી વધારે તીવ્ર અને ઉંડી થાય, અને તેથી લોકો પોતાના કસ્બા કે શહેર કે ગામસમૂહનો કારભાર સારી રીતે કરતાં શીખે, તેઓને એક પ્રકારનું-રાજકીય શિક્ષણ મળે-તેઓ એક બીજાના વિચારો અરસપરસ જાણી, જણાવી બીજાના અભિપ્રાયોને આદરભાવથી તપાસી તેમાંથી સાર સદોહન કરતાં શીખે, જનસમાજના કાર્યમાં એક બીજાની મસલતથી બહુમતે જે કામ સારૂ જણાય તે કરતાં શીખે. "પંચ ત્યાં પરમેશ્વર" એ સૂત્રને અનુસરી જનસમાજનો કારભાર કરતાં શીખે એવી ઉચ્ચ ભાવનાથી મ્યુનિસિપાલીટીના બંધારણમા ચુંટણીનું તત્વ દાખલ કરવાની પહેલ દૂર અંદેશી રાજનીતિજ્ઞ નરરત્ન મહાત્મા લોર્ડ રિપન સાહેબે કરી ત્યારે, આ નવા ફેરફારથી લોકોને ભારે નુકશાન થશે, સુધરાઈનો બધો કારભાર ઉંધો વળી જશે, લોકો રાજકારભારમા પલોટાયલા નહીં હોવાથી માંહોમાંહે વઢાઈ કપાઈ મરશે એવી ભવિષ્ય વાણી હામકામથી, સ્વાર્થબુદ્ધિથી અથવા તો બીજા કારણથી ઉચ્ચારવામાં આવી હતી આજે ત્રીસ વર્ષે આપણે કહેવાને શક્તિમાન છૈએ કે એ ભવિષ્યવાણી બહુધા ખોટી જ પડી છે

મ્યુનિસિપાલિટીના બંધારણમાં પ્રજાકીય ચુંટણીનુ તત્વ દાખલ થયા પછી-જુદી જુદી સ્થિતિ અને દરજ્જાના-જુદા જુદા વર્ગના અને ધંધાના સારા સારા માણસો સુધરાઈના કાર્યવાહકના સમુદાયમાં દાખલ થયા છે હિંદુસ્તાનની હાલની સ્થિતિને લઈ તેમાં બીજા કરતાં વકીલવર્ગના વધારે ગૃહસ્થો દાખલ થયા એ સ્વાભાવિક છે જે ગામમાં "ટાઉન કાઉન્સિલ' હોય

અને તેમા મોટા જથ્થાવાળા ધારાશાસ્ત્રીઓ સારી સખ્યામાં સભ્ય હોય તો તે ગામનુ સત્યાનાશ સમજવુ એવો એક અગ્રેજ ગ્રથકારનો મત છે, અને તેવા મતવાળા હિંદુસ્તાનમા પણ નથી એમ નથી જ પરતુ એમ ધારવાવાળા ગભીર પ્રકારની ભૂલ કરે છે એ અનુભવસિદ્ધ વાત છે અને કસ્બાની યા શેહેરની કાઉન્સિલ કહો, યા ઇલાકા કે દેશની કાઉન્સિલ કહો પરતુ જે કાઉન્સિલમાં કાયદાના સારા જાણકાર સભાસદ નહીં હોય-પછી તે વકીલનો ધધો કરતા હોય કે નહી હોય-ત્યા સુધી કાયદેસર, નિયમસર અને બરાબર સીધા કારભારની આશા રાખવી એ ફોકટ છે

મુબાઇના તાજ વિનાના રાજા મરહુમ સર ફીરોઝશાના જેવી કેવળ નિર્મળ અને નિઃસ્વાર્થી જન્મભૂમિની સેવા કરવાની લાગણીથી શહેરી સભામાં દાખલ થનારા પુરૂષો વિરલા જ હશે કેટલાક મોટા 'મા'મા ખપવાની લાલસાએ, કેટલાક પોતાના ધધામાં પગભર થવાની ઇચ્છાએ, જરાક "પોઝીશન" મેળવવાના લોભે, કેટલાક મિશ્રિત વૃત્તિએ, કેટલાક વધારે નીચ મતલબથી મ્યુનિસિપાલીટીમા દાખલ થવા કોશિષ કરતા હશે ને પછી ત્યાં ગયા બાદ સ્વાર્થ સાધવા ઉપરાંત ખુરશી ભાગવા શિવાય બીજુ કામ ભાગ્યે જ કરતા હોય, પરતુ આટલુ બધુ સ્વીકારવા છતાએ આ વાત નિશક છે કે સરકાર તરફથી થતી નીમણુકની પદ્ધતિ કરતા ચુટણીનુ ધોરણ વધારે પસદ કરવા જોગ છે તેથી વધારે સારા ઉંચી ભાવનાવાળા અને રૈયત તરફની પોતાની જવાબદારી વધારે સારી રીતે સમજનારા કાઉન્સિલરો મ્યુનિસિપાલીટીમાં દાખલ થવા પામે છે, અને તેથી કરીને રફતે રફતે દરેક મ્યુનિસીપાલિટીના બધારણમાં ચુટણીનુ તત્વ વધારે ને વધારે દાખલ કરવાની આવશ્યકતા હવે પુરવાર થઇ ચૂકી છે

ચુટણીનુ તત્વ દાખલ કરવામાં આવ્યુ છે, તેમાએ શહેરના અમુક વિભાગના કર ભરનારાની સમુહથી ચુટણી કરવામાં આવે તેના કરતાં કેળવણીની વધારે લાયકાત ધરાવતારી ગૃહસ્થોના બનેલા ખાસ સમુદાય તરફથી જે ચુટણી કરવામાં આવે, છે તે હમેશા વધારે સારી ને ભરોસા રાખવા જોગ છે, પહેલા પ્રકારની ચુંટણી જેને "વોર્ડ ઇલેકશન" કહેવામાં આવે છે તેમાંના મત આપનારાઓની કેળવણીની લાયકાત જેવી જોઈએ તેવી નહીં હોવાથી, તેઓ સ્વતત્ર રીતે મત આપવા કેળવાયલા વર્ગના શખ્સો કરતાં ઘણે ભાગે પછાત પડતા જણાય છે વોર્ડ ઇલેકશનમાં પક્ષાપક્ષી, લાગવગ, સગપણ, દબાણુ અને ધમકી વિગેરે અનેક અનિષ્ટ તત્વો સહેલથી ઘુસી જાય છે અને સભાસદ થવાને બહાર પડેલા ઉમેદવારની ખરેખરી લાયકાત યા યોગ્યતાનો સવાલ એક બાજુ ઉપર રહી જઈ બીજા જ ધોરણે ચુટણીનુ પરિણામ મુકરર થાય છે શોચનીય વાત એવી છે કે ઘણા સારા લાયક, સર્વ વાતે યોગ્ય અને કામ કરવાને ઉત્સાહી ને અવકાશવાળા ગૃહસ્થો આવી ચુટણીમાં નિષ્ફળ થવાની નામોશી મેળવવાનુ જોખમ



डॉ गोकळदास पारेख



डॉ चिमनलाल सेतलवाड

# समालोचकना १९१४ ना लेखको



छगनलाल हरिलाल पंड्या बी ए



धी ऑ सर प्रभाशंकर पट्टणी, के सी आय ई

બ્હેરવા કરતાં ઉમેદવાર તરીકે બહાર જ નહીં પડવાનુ પસદ કરે છે અને તેથી પણ ઘણી વાર સારા માણુસોની બુદ્ધિ અને અવકાશ અને શકિતનો લાભ મેળવવામાં એક શહેરી સભા કમનશીબ નીવડે છે જ્યાં સુધી લોકોમાં સામાન્ય કેળવણીનુ ધોરણ વધારે ઉંચુ તેમ જ બહોળા વિસ્તારવાળુ થાય નહીં ત્યાં સુધી આવુ અનિષ્ટ પરિણામ વારવાર આવવાનું જ અને તેથી જ સામાન્ય કેળવણી વધારે બહોળા વિસ્તારમાં ફેલાવો પામે, ત્યાં સુધી જનરલ વોર્ડ યા કેળવાયલા વર્ગની ચુંટણીના તત્વને સરકારે વધારે ઉત્તેજન આપવુ જોઈએ એ વાત ખરી છે કે તેથી કેળવાયલા વર્ગને બેવડા મત આપવાને હક મળે છે અને તે સબબ સર સરકાર હવે તેની વિરૂદ્ધ વલણ ધરાવે છે પરતુ જે ધોરણે હક બજાવવો જોઈએ તે ધોરણે કેળવણીના અભાવે જે માણુસ પોતાનો હક બરાબર ભોગવી શકે નહીં અથવા એવી રીતે ભોગવે કે જેથી તે પોતાને તથા સામાન્ય પ્રજાને નુકશાન કરે તેવા માણુસને બહારની સમાનતા સાચવવા સારૂ મત આપવાનો હક આપવો તેના કરતાં હકનો બરોબર ઉપભોગ કરી શકે તેને બેવડો હકક આપવો એ વધારે બહેતર અને ઇષ્ટ છે, એ જ ધોરણ ઉપર આ તત્વ રચાય એ વધારે પસદ કરવા યોગ્ય છે

એટલી વાત તો હવે અનુભવસિદ્ધ થઈ ચૂકી છે કે ગમે તેવા પ્રકારનું ચુંટણીનુ ધોરણ સરકાર તરફથી થતી નીમણુકની પદ્ધતિ કરતાં વધારે સારૂ અને ઇષ્ટ છે સરકારી સ્થાનિક અમલદારોના વિચારો અને લાગણી ગમે તેવા શુદ્ધ અને સારાં હોય, તોપણ રાજ્યકર્ત્તા અને રયતની વચ્ચે વધારે એખલાસ અને ગાઢો સસર્ગ સ્થાપિત થાય ત્યાં સુધી અમુક પ્રતિની વ્યક્તિઓ જ સ્થાનિક અમલદારને બગને ફેરા ખાતી હોવાથી, અને તેઓની ખરેખર પરીક્ષા કરવાનો પ્રસગ અને અવકાશ અમલદાર વર્ગને નહીં હોવાથી, જેને અમુક વિષયમા કુશળ પુરૂષ તરીકે લેખી શકીએ, જેઓનુ જ્ઞાન શહેરી સમાજને શહેરની સેવા બજાવવામાં ઘણું ઉપયોગી થઈ પડે એવા ખરેખર અગ્રગણ્ય પુરૂષો—સ્થાનિક અમલદારને બગને ફેરા ખાતા નહીં હોવાથી—પ્રસંગે પ્રસગે પોતાના અસ્તિત્વનો પુરાવો તેઓ કલેકટર સાહેબ સન્મુખ રજુ કરતા નહીં હોવાથી—' નજર બહાર તે શહેર બહાર " ને નીયમે તેઓને વિસારી દેવામાં આવે છે અને કેવળ ખુશામતિયા કલેકટરને બગને લેડા ફાડનારાની ' નોમિનેટેડ કાઉન્સીલર ' તરીકે નીમણુક થાય છે આમ તેમ સેજ નજર દોડાવતાં એવા અનેક દાખલા દષ્ટિગોચર થશે

હાલ ૭ વર્ષ થયાં સાધારણ સભાસદો અને પ્રમુખના સંબંધમાં જેમ બને તેમ વધારે ચુંટણીનુ તત્વ દાખલ કરવાનો પ્રયોગ સરકારે શરૂ કર્યો છે અને તેથી અવશ્ય વધારે લાભ થવાનો એ નિર્વિવાદિત વાત છે સાધારણ પક્ષે વિચાર કરતાં પણ પરિણામ વધારે લાભ

કારક જ આવવા જોઈએ એ સ્પષ્ટ છે ચુંટણીનું ધોરણ દાખલ થયા પછી જે ગૃહસ્થો કરબાની કે શહેરની મ્યુનિસિપાલિટીના પ્રમુખ થવા ભાગ્યવંત નીવડયા છે, તે ઉંચી કેળવણીમાં, લોકોના આચાર વિચાર અને રસમરિવાજના જ્ઞાનમાં, લોકોની સાંસારિક અને આર્થિક સ્થિતિના અનુભવમાં, કે વ્યાવહારિક જ્ઞાનમાં જે સરકારી અમલદારો તેવો દરજ્જો પહેલાં ભોગવતા હતા તેના કરતાં ભાગ્યે જ ઉતરતા હશે શહેરી સમાજને જે કાર્યો સાધારણ રીતે કરવાનાં છે, તેના કરતાં વધારે ઉંડા અને ગુચવણીઆ, વધારે અક્કલનો ઉપયોગ કરાવનારાં, પોતાનાં કામો જેઓ દરરોજ કરતાં હોય તેઓ શહેરી સમાજના કામો તેટલી જ સફાઈથી, તેટલી જ કુનેહ અને ફતેહથી નહીં કરી શકે એમ માનવાને કોઈપણ જાતનું કાંઈપણ કારણ દેખાતુ નથી ખરી અને શોચનીય વાત એ છે કે સરકારી અમલદારોની પ્રમુખ તરીકેની કારીકિર્દિ દરમિયાન જે વસ્તુ દોષ યા અપૂર્ણતા તરીકે કદી પણ દેખાતી કે લેખાતી ન હોતી, તે હવે દોષ, અપૂર્ણતા, ગફલતી વિગેરે હવે અમલદાર વર્ગને નજરે પડે છે, અને કેટલીકવાર તો જે બધુ સરકારી અમલદારના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યુ હોય, યા કરવામાં નહીં આવ્યુ હોય તે બધાને માટે નવા બીનસરકારી પ્રમુખને જવાબદાર ગણવામાં આવે છે તેઓને રાજ્ય કારભારનો વ્યાવહારિક અનુભવ નથી તેને લીધે આમ થાય છે એમ કરી તેઓને વગોવવામાં આવે છે અનુભવના અભાવે કેટલાક દોષો થાય એ સ્વાભાવિક છે પરંતુ તેમાં "નોનઑફિશ્યલ" પ્રમુખનો કાંઈ દોષ નથી, તેઓને અનુભવ મેળવવાનો પ્રસંગ આપ્યા વિના તેઓને અનુભવ નથી, માટે અનુભવ થાય નહીં ત્યાં સુધી તેઓને એવો પ્રસંગ આપવો નહીં એ તો પેલી ઘરડી માના ન્યાયશાસ્ત્ર જેવુ ન્યાયશાસ્ત્ર ગણાય! "દીકરા તરતા આવડ્યા વિના નદીએ ન્હાવા જતો નહીં સમજ્યો કે? નહીં તો ડુબી જશે!!" સુપ્રસિદ્ધ ગ્રંથકાર જૉન સ્ટુઅર્ટ મીલે કહ્યુ છે કે *It is liberty which fits men for liberty* સ્વતંત્રતા ભોગવતાં જ માણસો સ્વતંત્રતા ભોગવવા માટે લાયક છે તેથી જો કદાચ બિનસરકારી પ્રમુખો પોતાના કામકાજમાં સરકારી અમલદારો જેવા ફતેહમંદ નહીં નીવડે તો તેઓ અનુભવને અભાવે નિષ્ફળ નીવડયા છે, નહીં કે કાર્ય કરવામાં ઉત્કંઠાને અભાવે, એમ સમજી તેના દોષ તરફ ખામોશ બતાવી તેમણે આરંભેલા કાર્યમાં ઉત્તેજન આપવુ ઘટે છે એવી રીતે રાજ્યકારભારમાં લોકોને સામેલ કરવાથી લોકોની જવાબદારીની લાગણી વધારે તીવ્ર અને દૃઢ થાય છે અને પછી ગમે તે પ્રસંગે સકારણ યા નિષ્કારણ જોખમદાર અમલદારના કાર્યમાં ખોડ કાઢવાને બદલે, તે કામમાં પોતે પણ સમાયલા હોવાથી, નકામી ટીકા કરતાં અટકે છે કાર્ય કરવા કરતાં તે ઉપર ટીકા કરવી સહેલ છે કાર્ય આદરવુ દુષ્કર છે એમ તેઓને આભાસ થાય છે અને કેવળ છિદ્ર જોનાર ટીકાકાર મટી તેઓ જોખમદાર સલાહકાર અને મિત્ર થઈ પડે છે

અનુભવ વધતા જતાં હવે ઘણાકને એમ દેખાવા લાગ્યુ છે કે વધતા જતાં કામો વાળી મ્યુનિસિપાલીટીનો કારભાર એક યા વધારે કમીટીઓને હસ્તે ચલાવવાથી તેમાં અયોગ્ય ઢીલ, પક્ષાપક્ષી તથા મામા માસીના થાય છે અને તેને લીધે એકઝીક્યુટિવ ઓફીસરનો કાબુ તાબાના નોકર ઉપર જેવો જોઈએ તેવો રહેતો નથી. તેઓ નાફરમાન, બેપરવા અને સુસ્ત બને છે, અને આખા મ્યુનિસિપાલ કારભારમાં મોળાપણું, અને ઢલાઈ દેખાય છે

આ સ્થીતિ સુધારવાને માટે એક જ સરલ અને સહેલો ઉપાય છે અને તે એ જ કે નાની નાની કમિટિઓનો કારભાર જેમ બને તેમ કાઢી નાંખી, તમામ કારોબારી કારભાર એક બાહોશ, બહોળી સત્તાવાળા અમલદારના હાથમાં સોંપવો કે જે ત્વરાથી નાના નાના પ્રકારના હુકમો આપી શકે કે જેથી આરોગ્યતા સાધક સાધનો અમલમાં મુકવામાં અડચણ આવે નહી સુરત, અમદાવાદ વિગેરે સ્થળે મ્યુનિસિપાલ કમિશનરના ઉપનામથી એવા એક કારોબારી અમલદારની નીમણુક કરવામાં આવી છે એ પ્રયોગ કેટલે અંશે ફત્તેહમંદ નીવડે છે, તે સમય જતાં જણાશે બહુધા ફતેહમંદ નીવડશે એવી ધારણા છે પરંતુ જે ધોરણે આજ અખતરાની અજમાયસ કરવાનુ શરૂ કરવામાં આવે છે તે સખત ટીકાને પાત્ર છે સ્થાનિક સ્વરાજ્યનો હેતુ લોકોને પ્રાથમિક રાજકીય શિક્ષણ આપી તેમને વિશાળ રાજ્યપ્રકરણમાં પાવરધા કરવાનો છે એક આસિસ્ટંટ કલેકટર જેટલો ઓદ્દો ને સત્તા ભોગવવા દેશીઓ લાયક નીવડયા છે એમ તેઓની વારવાર થતી નીમણુકોથી સિદ્ધ થએલું છે તો પછી એ જોખમદારી ભરેલી જગ્યાએ એકલા આઈ સી એસની જ નીમણુક શામાટે કરવી? નવા નવા સુધારા કરવાને માટે જે પ્રેરકબુદ્ધિ જોઈએ તે તેઓમા પ્રબળ છે અને દેશીમાં નથી માટે કસ્બા કે શહેરને સુધારવાની આશા રાખવી હોય તો આઈ સી એસની જ નીમણુક કરવી જોઈએ એવો એક પક્ષનો મત છે વિરૂદ્ધ પક્ષ એમ જણાવે છે કે આઈ સી. એસને માટે વધારે જગ્યાઓ કાઢવાને સારૂ આ એક નવો માર્ગ ખોળ્યો છે એક પક્ષ ઉપર આવી બદનામી મુકવાને કાંઈ કારણ નથી આઈ સી એસ વધારે ફતેહમંદ કારોબારી અમલદાર નીવડશે એમ કદાચિત તે પક્ષ શુદ્ધ બુદ્ધિથી ખરેખર માનતાયે હોય, અને ખરેખર આ દેશના કલ્યાણને અર્થે તેઓએ આ રાજ્યપદ્ધતિ સ્વીકારી હોય, પરંતુ એ સાથે આ વાત પણ લક્ષમાં રાખવાની છે કે જે હેતુને લઈને સ્થાનિક સ્વરાજ્યનું ધોરણ દાખલ કરવામાં આવ્યુ છે તે હેતુ બરાબર સાબિત કરવો હોય તો એ ઓદ્દા ઉપર લાયક દેશીની નીમણુક જોઈએ કેળવણીમાં, વ્યાવહારિક જ્ઞાનમાં અને કામ કરવાની શક્તિમાં યૂરોપીયન જેટલી જ લાયકાત ધરાવનારા દેશીઓ સખ્યાબંધ મળી આવશે અને જો કદાચ શરૂઆતમાં તેમ નહીં બની શકે તોએ, થોડા કામને ભોગે પણ દેશીઓ

કાર્યભાર શીખીને પાવરધા થાય, અને સારા બાહોશ, રાજ્યદ્વારી પુરૂષો થાય તે માટે દેશીઓને આ શિક્ષણ આપવું અવશ્યનું જ છે

પરતુ ઉપર જણાવ્યા પ્રમાણે થોડાક દેશીઓ કમિશનર કે કાઉન્સિલર તરીકે શહેરી સમાજના કામકાજથી પાવરધા થાય, તેમાં ઉત્સાહ ભરેલો ભાગ લેતા થાય, અને તે પરત્વે આત્મભોગ આપતાં શીખે તેથી પણ; જ્યાં સુધી દરેક શહેરી સુધરાઈના કામમાં હિત ધરાવતો હોય ત્યા સુધી સુધરાઈના કામમાં જોઈએ તેવો સુધારો થવાની આશા રાખવી એ ફોકટ છે દરેક અજ્ઞાન શહેરીમાં આવું હિત ઉત્પન્ન કરવાનો એક સરળ માર્ગ છે હાલમાં જે ધોરણ ચાલે છે તે ધોરણ મુજબ દરેક મ્યુનિસિપાલિટીને અમુક પ્રકારના વેરા છાપા નાંખવાનો હક છે અને તેનાથી ઉત્પન્ન થતી વાર્ષિક આમદાની કેવી રીતે તે વર્ષમાં ખરચવી એટલા જ પુરતુ હિત દરેક કાઉન્સિલર મ્યુનિસિપાલિટીના અંદાજ પત્ર વખતે લે છે, અને બજેટ પસાર થયું એટલે તેનો ઉત્સાહ પણ પુરો થયો એમ બને છે આને બદલે દરેક શહેર કે કસ્બાની હાજતો દરેક વર્ષને માટે શું છે તે લોકોને જ મહોલ્લા વા વોર્ડ વાર નક્કી કરવા દેવાની જરૂર છે તેને માટે પછીથી કેટલો ખર્ચ જોઈએ તેનો અંદાજ કાઢવા દો અને તે પુરી પાડવાને માટે નાણું જોઈએ તે ઉત્પન્ન કરવાના માર્ગ શોધી કાઢવાની ફરજ પડે એ પ્રમાણે રૈયત અને તેના ચુંટાયલા પ્રતિનિધિના શિર ઉપર જવાબદારી મુકો તરત જ પાસુ બદલાઈ જશે! દરેક જરૂરીઆત વા સુખવસ્તુ આપણે ઇચ્છીએ છીએ તેને માટે જોઈતાં નાણાં ઉભાં કરવાની ફરજ પણ આપણે માથે છે એમ જ્યારે લોકો સમજતા થશે કે તરત જ કયી વસ્તુ આવશ્યક છે, કયીને માટે તેઓ નાણાં આપવા તૈયાર છે એમ તેઓ વિચારવા લાગશે ત્યારે જ તેઓ "સુધરાઈ" ના કારભારમાં વધારે હિત લેતા, વધારે ઉત્સાહ ભરેલો ભાગ લેતાં શીખશે જ્યાં સુધી "સુધરાઈ" વડે કેળવણી, સ્વચ્છતા, આરોગ્યતા, રોશની વિગેર સુખ અને વૈભવની તેઓ આશા રાખે છે તેનાં નાણાં તેના પ્રમાણમાં દર વર્ષે અમારા ખીસ્સામાથી જાય છે એવું આબેહુબ ભાન તેઓને થાય નહીં ત્યાં સુધી હાલની સ્થીતિમાં બહુ સુધારાની આશા રાખવી ફોકટ છે

---

समालोचकना १९१४ ना लेखको



रजितराम वावाभाई, बी ए



न्हानालाल कवि, एम् ए

બે વર્ષ સુધી પરીક્ષાના દ્વારથી માત્ર ચોથા ભાગને જ ઈંડિયન સીવીલ સરવીસમા દાખલ કરવા બાકીના પોણા ભાગને પસદગીના ધોરણ પ્રમાણે નીમવો આ પસદગી કેવી રીતે કરવી? તેને લગતા નિયમો બીલમા દર્શાવવામાં નથી આવ્યા પણ તે ઘડવાની સત્તા સેક્રેટરી ઑફ સ્ટેટ ઈન કાઉન્સીલને સીવીલ સરવીસ કમીશનરોની સલાહ લઈને આપવામાં આવી છે । લૉર્ડ ઇસ્લિંગટને પોતાના ભાષણમાં પસદગીના ત્રણ ધોરણો દર્શાવ્યા હતાં જે યુરોપીયનોને પસદ કરવામાં આવે તેઓએ લશ્કર સાથે કે નૌકા સાથે કામ કરેલુ હોવુ જોઈએ તેઓમાં સીવીલ સરવીસ કમીશનરોની મદદથી સેક્રેટરી ઑફ સ્ટેટ ઠરાવે તેટલી ઓછામા ઓછી કેળવણીની લાયકાત એવી જોઈએ ત્યારપછી નિયમો પ્રમાણે નિમવામા આવે તેવી કમીટી આ ઉમેદવારોની પરીક્ષા લઈ તેમની નીમણુક કરવાની સેક્રેટરી ઑફ સ્ટેટને ભલામણ કરે ઇન્ડિયન ઉમેદવારોને તો પરીક્ષાના જ દ્વારે દાખલ થવાનુ છે કારણ કે સામાન્યને માટે પોતાનુ રક્ત રેડવાનો હક તેઓને આપવામાં આવ્યો નથી ! જો પરીક્ષાના દ્વારે "ઇન્ડિયન પ્રપોરશન" દાખલ નહિ થઈ શકે તો જે ઈન્ડિયન ઉમેદવારો પરીક્ષામા નિષ્ફળ નીવડયા હોય તેમાંથી પસદગી કરી તે પ્રપોર્શન પુરૂ કરવુ

પ્રથમ તો સીવીલ સરવીસ જેવી પરીક્ષામાં પસદગીનુ ધોરણ દાખલ કરવુ એ પક્ષપાતની વૃત્તિને ઉત્તેજીત કરવા જેવુ તથા સીવીલ સરવીસની જવાબદારી પણ ઉપાડવાની લાયકાત વગરના ઉમેદવારોને માટે દ્વાર ખોલવા જેવુ છે ખરી રીતે તો જે યુરોપીયનો યુદ્ધમા લડવા ગયા છે તેઓને માટે જ આ બીલ લાવવામાં આવ્યુ છે કમીટી ઉપર હિન્દનો કોઈ પણ પ્રતિનિધિ મૂકવામાં આવશે એવી સૂચના પણ નથી ! આ બિલથી હિન્દને લાભ શો? કઈ જ નહિ એવી ખાત્રી આપવામા આવી છે કે ઇન્ડીયન પ્રપૉરશન જાળવવામાં આવશે તે પ્રપૉરશન કોણે નક્કી કર્યુ છે? અને શા માટે હિન્દને તેટલી જ જગાઓ મળે? ખુલ્લી પરીક્ષાના દ્વારે શા માટે બને તેટલા હિન્દીઓને દાખલ નહિ કરવામાં આવે? આ બીલથી વર્ષ થયાં હિ દીવાનોની વધારે સખ્યાને દેશની સરવીસમાં દાખલ કરવાની જે માગણી કરવામાં આવે છે તેને જબરો ફટકો લાગશે

મિ. ચૅમ્બરલૅન કહે છે કે જ્યાં સુધી યુદ્ધ પૂરૂ નહિ થાય ત્યાં સુધી આ કાયદાનો ઉપયોગ નહિ કરવામાં આવે ત્યારે હિન્દના પ્રજામતની આટલી બધી અવગણના કરી આ બીલ–હિન્દના હકોપર મોટી તરાપ મારનારા બીલને–આટલી બધી ઉતાવળથી પસાર કરાવવાની શી જરૂર હતી? કદાચને 'નવી કૉણવાળી (*Vision of New Angle*) દષ્ટિનુ તે પરિણામ હશે હમારે કૉણવાળી દષ્ટિ જોઈતી નથી સીધી (ન્યાયવાળી) જ દષ્ટિનુ હિન્દ ઉપાસક છે

## ૭. નવો અસ્પર્શ્ય વર્ગ.

આ દેશનો લગભગ છઠ્ઠો ભાગ અસ્પર્શ્ય ગણાય છે તેમા એક નવા અસ્પર્શ્ય વર્ગનો ઉમેરો કરવાનુ માન મદ્રાસની મેડીકલ કાઉન્સિલને પ્રાપ્ત કર્યું છે! મદ્રાસના એક સખી ગૃહસ્થ મિ. ચેટીએ એક ધર્માદા દવાખાનુ કઢાવ્યુ હતુ અને તેમાં દેશી તેમ જ વિદેશી પદ્ધતિસર દવા આપવામા આવે છે એ દવાખાનાની દેખરેખ તેણે પોતાના મિત્ર ડાકટર કૃષ્ણસ્વામી આયરને સોંપી હતી આવી રીતે આયુર્વેદિક પદ્ધતિ અનુસાર ચાલતા દવાખાના સાથે તથા તેમાં બેસતા વૈદ્ય સાથે સમ્બન્ધ રાખવાને માટે મદ્રાસની મેડીકલ કાઉન્સિલે ડાકટર કૃષ્ણસ્વામી આયરનુ નામ મેડીકલ રજીસ્ટરમાંથી કહાડી નાખ્યુ છે! તેઓ કહે છે કે બીનરજીસ્ટર થયેલા અથવા બીનલાયકાતવાળા વૈદની સાથે સમ્બન્ધ રાખવો તે ધધામા ગેરવર્તણુક ચલાવ્યાના દોષ બરાબર છે મદ્રાસની કાઉ સીલના આ આપખુદ પગલાની સામે ત્યાંના નગરજનો તરફથી તથા હિ ના અન્ય ભાગો તરફથી સખ્ત પોકાર કરવામાં આવ્યો છે અને ત્યાંની ધારાસભામા મેડીકલ રજીસ્ટ્રેશનનો કાયદો સુધારવાને માટે નવુ બીલ લાવવાની દરખાસ્ત પણ મૂકવામાં આવી હતી અને સદ્ભાગ્યે તે સ્વીકારવામાં પણ આવી છે

ડાક્ટર કૃષ્ણસ્વામી આયર સામે જે અપમાન ભરી રીતે વર્તન કરવામાં આવ્યુ છે તેનો ખરો હેતુ આયુર્વેદિક પદ્ધતિનો નાશ કરવાનો હોય એમ લાગે છે જ્ઞાનના મદિરમા પણ આયુર્વેદિક વૈદો જાણે અસ્પર્શ્ય નહિ હોય એમ કરીને તેઓથી દૂર ભાગવુ એ સત્યશોધકવૃત્તિનુ પોષક નથી સરકારી પુરૂષનો એ ધર્મ છે કે સત્ય જ્યાંથી મળે ત્યાંથી લેવુ–પછી તે પશ્ચિમના વિજ્ઞાનમાંથી મળે કે પૂર્વના પ્રાચીન શાસ્ત્રમાંથી જડે આ સર્વમાંથી જે બે મોટા પ્રશ્નો ઉભા થાય છે તે એ છે કે પશ્ચિમના વૈદક શાસ્ત્રનો અભ્યાસ કરી જેણે ડાકટરની પદવી પ્રાપ્ત કરી હોય તેણે આયુર્વેદિક પદ્ધતિનું અધ્યયન કરવુ કે નહિ તથા આયુર્વેદિક પાઠશાળાઓ સાથે સમ્બન્ધ રાખવો કે નહિ ? બીજો પ્રશ્ન એ છે કે ડાકટરોએ કોઈ પણ દરદીની સારવારમાં વૈદની સાથે ઉભા રહેવુ કે નહિ ? આયુર્વેદિક પદ્ધતિને હલકી પાડવાને માટે વડી ધારાસભામાં બોગસ મેડીકલ ડીગ્રીસ બીલ પણ લાવવામાં આવ્યુ છે તે સુવિદિત છે આ દેશના લોકો એટલા તો ગરીબ છે કે તે સેંકડાના અતિ મોટા ભાગથી ડાકટરોના ખર્ચનો ભાર કદી પણ ઉપાડી શકાય તેમ નથી ઉપરાન્ત દેશી દવા કરતાં દેશી વા ઘણી સોંઘી મળે છે અને જ્ઞાનપૂર્વક તેનો પ્રયોગ કરવામાં આવ્યો હોય તો તેથી ઘણો લાભ થાય છે એ અનુભવસિદ્ધ છે પણ આ દેશમા વૈદો અને હકીમોના એટલાં બધા તો રાફડા ફાટ્યાં છે કે તેમાં સાચા વૈદો કયા અને ઉંટ વૈદો કયા તે શોધી કહાડવાનુ કામ ખરેખર મુશ્કેલ છે તેથી તે વર્ગને કોઈ પણ પ્રકારે નિયન્ત્રિત કરવાની તો જરૂર છે જ

# કોન્ગ્રેસ એટલે ?

## બાલકોમાટે ખાસ.

લેખક—રા. યોગિન્દ્રરાવ ૨. દીવેટીયા, બી. એ.

મી. મહેતા જામનગર રાજ્યમાં ડેપ્યુટી હતા નવા ગ્રેજ્યુએટ અને કેલવણીના હિમાયતી હતા બાલકોને શાળામાં સારૂં શિક્ષણ મળતુ નથી–શિક્ષકો બિલકુલ નાલાયક હોય છે અને બાલકો સાથે વાર્તા વિનોદ કરી તેમનાં બુદ્ધિ અને જ્ઞાન વિકસાવવાને બદલે તેમના મગજ ઉપર બોજો નાખે છે એમ અનુભવતા મી મહેતા દરરોજ રાતના પોતાના ઘરના આગલા ફળિયામાં આરામ ખુરશી નાખી બેસતા, ચદ્રનું અજવાળુ ન હોય ત્યારે રાઉન્ડ ટેબલ ઉપર લેમ્પ મૂકતા, અને સામે ખાટલાઉપર મીસીસ મહેતા કાં તો પાનસોપારી તૈયાર કરતાં, બીજા દિવસ માટે શાક સમારતા અગર ભરવાનુ લઈને બેસતા મી. મહેતાના બે પુત્રો અને એક મોટી પુત્રી પિતાને પ્રશ્નો પૂછતા અથવા પિતા વાતો કહે તે સાંભળતા નાની કીકી આમ તેમ દોડતી અગર ઉંઘી જતી

નિત્યના નિયમ પ્રમાણે મી. મહેતાનું કુટુમ્બ બેઠુ હતુ ત્યાં મોટા પુત્ર રમણલાલે પૂછ્યુ, "પિતાજી ! તમે નાતાલમાં શા માટે મુબાઈ જવાના છો !"

મી. મહેતા—"આ ફેરી નાતાલમા મુબાઇમા ઇન્ડીઅન નેશનલ કોન્ગ્રેસ ભરાવવાની છે ને એવાને—"

શાન્તિલાલ—"પિતાજી ! કોન્ગ્રેસ એટલે શુ ?"

રમણલાલ—"કોન્ગ્રેસ એટલે અમારી નિશાળમા દર શનિવારે ડીબેટીંગ સોસાયટી ભરાય છે એવુ કાંઈ ?"

શાન્તિલાલ—ના, ના, ભાઈ ! કોન્ગ્રેસ એટલે આપણી ધાત મળે છે તેવુ સુધારાનાળાની સભા કહે છે ને કે કોન્ગ્રેસમાં ન જવાય ?"

મી. મહેતા—"રમણ ! શાન્તિ ! તમને બન્નેને કોન્ગ્રેસ એટલે શુ એનો બરાબર ખ્યાલ નથી એ નથી ડીબેટીંગ સોસાયટી કે નથી ન્યાતની સભા કોન્ગ્રેસ હિન્દુસ્તાન જેની માતૃ ભૂમી છે એની છે એમાં ન્યાત–જાત–ધર્મ કે પ્રાન્તનો ભેદ ગણાતો જ નથી"

રમણલાલ—"પણ એ શા માટે ભરાય છે ?"

મી મહેતા—"તે કહુ પ્રથમ તો આખા દેશમાં ભાઈચારો ઉત્પન્ન કરવો એ એનો હેતુ છે બીજુ આપણા નામદાર શહેનશાહ–જે આપણા પિતારૂપ છે તેમને આપણી અગવડો એક ભેગા ટહુકાથે મળી જણાવવી અને એ અગવડો બનતી સવડે દૂર કરવા આપણે તેમને વિનતી કરવી"

શાન્તિ—"પણ એ અગવડો એ જાતે ન સમજે ? તમે અમારા પિતા છો અમને શુ જોઈએ છીએ, અમને શી મુશ્કેલી છે તેની તમે તપાસ કરો છો તેમ આપણા રાજાજી—આપણી સરકાર તજવીજ ન કરે ?"

મી. મ્હેતા—"બેટા ! તારૂં કહેવુ ખરૂં છે પણ એ સરખામણી બરાબર નથી પ્રથમ તો મ્હારે આપણુ એકલાનુ જ કુટુમ્બ સભાળવાનું અને સરકારને આખા રાજ્યની સભાળ રાખવાની બીજું, આપણા રાજકર્ત્તાઓ આપણી ભાષા—આપણા રીતરીવાજો—આપણા ધર્મ નથી સમજતા, અને પોતે જુદા દેશના—જુદી ભાષા બોલનારા—અને જુદા ધર્મના હાઈ આપણી અગવડો બરાબર સમજી શકે નહિ તેમા આપણા દેશમા ચોરાશી નાતો—અનેક ભાષા આમ હોવાથી આખા દેશના કેળવાયેલા વર્ગના પ્રતિનિધિઓ પોતપોતાના પ્રાન્તની તેમ જ દેશની અગવડો સમજી આવી એક સભામા મળી—એ ઉપર વિચાર કરી સરકારને જણાવે તો સારૂ ને ! એથી તો સરકારને એમના કામમા સરળતા થાય"

રમણલાલ—"હા, પિતાજી ! અમે જેમ નિશાળમાં ડીબેટીંગ સોસાયટી—ક્રીકેટ કાઢવાના હતા ત્યારે બધા છોકરા ભેગા મળ્યા હતા અને પછી ઠરાવ કરી પ્રીન્સીપાલ સાહેબને અરજી કરી હતી તેમ—"

શાન્તિ—"પિતાજી એ તો ઠીક આજ લગભગ ત્રીસ વરસથી સભા—કોન્ગ્રેસ મળે છે અગવડો દૂર કરવામા કેટલીવાર એક વખત ભેગા થઈ કહ્યુ કે રાજાજી અગવડો દૂર કરે આમ દર વર્ષે મળ્યાથી શો લાભ ? હજી અગવડો દૂર નથી થઈ ?"

મી મ્હેતા—"ભાઈ ! જેમ વિસ્તાર મ્હોટો તેમ મુશ્કેલી પણ મોટી વીણાવેલીના અંતમાં તમારે બધાને જવુ છે એ હુ જાણુ છુ—તમે બધાએ અનેકવાર કહ્યુ પણ હાલમાં સામટા રૂપીઆ ખર્ચવાની સવડ નથી એટલે હું ના કહુ છુ સરકાર પણ ઘણીવાર એમ કરે છે મી. ગોખલે સામાન્ય કેલવણી દેશમાં મફત અને ફરજીયાત કરવા અનેકવાર સરકારને કહેતા અને કોન્ગ્રેસમા પણ એવા જ ઠરાવો થાય છે ને સરકારને અરજી થાય છે પણ હજી કાંઈ થયુ નથી જ્યાં સુધી ન થાય ત્યાં સુધી કોન્ગ્રેસ દર વર્ષ ઠરાવો કરે એમાં નવાઇ છે ?"

રમણલાલ—"પણ પિતાજી—સરકારને પૈસાની સવડ ન હોય તો એ ના કહે તમે કેમ ના કહી ?"

મી. મ્હેતા—'બરાબર—સવડ ના હોય તો ના કહે પણ બીજામાં ખર્ચવાને મળે અને આ જરૂરીયાતના કામ માટે સવડ ન થાય તે કહે જ ને નાટકમાં જવા પૈસા મારી પાસે ન હોય પણ તમારી નિશાળની ફી ભરવા માટે મારે બીજુ ખરચ ઓછુ કરવુ જોઇએ હવે તમે કયુ ખર્ચ ઓછું કરવું એમ કહો તો એમાં ખોટું શુ ?"

શાન્તિ—"પિતાજી ! ત્યારે તો કોન્ગ્રેસ આપણને અને સરકારને બન્નેને ઉપયોગી મંડળ છે "

રમણલાલ—"પિતાજી ! ત્યાં બીજુ શુ થાય છે ?"

**મી. મહેતા**—"સાભળો–હાલમાં જર્મનોની વિપરીતબુદ્ધિને પરિણામે યુદ્ધ ચાલે છે આપણા ઇંગ્રેજ સરકારને આ યુદ્ધમાં ઉતરવુ પડયુ છે–આપણો દેશ આટલો મોટો છે રજપૂતો–મરાઠા–વગેરેએ ઇતિહાસમાં નામના મેળવી છે તો આપણા લોકને લશ્કરી કેળવણી આપી–લશ્કરી હોદ્દાઓ આપી લડવા મોકલે તો આપણે આપણો જીવ આપવા તૈયાર છીએ કોન્ગ્રેસ વોલન્ટીઅર કરવાનો લશ્કરમા દાખલ કરવાનો–લશ્કરી કેળવણી આપવાનો–નૌકા સૈન્યમાં દાખલ કરવાનો હક માગે છે "

શાન્તિ—"એ તો બરાબર છે ઇંગ્રેજોને હક ત્યારે આપણને શા માટે હક નહી ? ગયા મેળામા તમે મ્હને નાની પિસ્તોલ આણી આપી પણ તેની સાથે દુકાળમાંથી રાખેલા પેલા છોકરાને પણ આણી આપી હતી બન્નેને સરખા જ ગણો છો "

રમણલાલ—"પિતાજી ! મોહન કાકાનો ચદુ વિલાયત જઈ આસીસ્ટંટ કલેકટર થઈ આવ્યો હુ જાઉં તો—"

શાન્તિ-"પણ રમણભાઈ અહીં જ પરીક્ષા આપે તો શુ ? મુબાઈ પરીક્ષા નહી લેવાતી હોય ?"

**મી. મહેતા**—"ભાઈ! મ્હાર ચાલે તો બન્નેને આઈ સી એસ બનાવુ પણ એ પરીક્ષા હિંદુસ્તાનમા લેવાતી જ નથી "

રમણલાલ—"એમ કેમ ! અહીં લેવાતી હોય તો સામાન્ય સ્થિતિના પણ કેટલા બધા હોશીયાર વિદ્યાર્થીઓ બેસી શકે અને મ્હોટી નોકરી આપણને મળે !"

**મી. મહેતા**—"તમારૂં કહેવુ વ્યાજબી છે આઈ સી એસની પરીક્ષા હિંદુસ્તાનમા પણ લેવા કોન્ગ્રેસ સરકારને વખતોવખત વિનતિ કરે છે "

શાન્તિલાલ—"ત્યારે તો કોન્ગ્રેસ આખા દેશનુ હિત કરે છે ને પિતાજી ! કમીશનરો, કૉલેજોના પ્રીન્સીપાલોની અને એવી મોટી નોકરી આપણને ન મળે ?"

**મી. મહેતા**— 'ભાઈ ! થોડાં વર્ષો સૂધી તો કેળવણી ન હોવાથી અને એક પ્રાન્ત અને બીજા પ્રાન્તને બહુ સમ્બધ ન હોવાથી આપણને એવી જવાબદારીની નોકરી નહોતા આપતા એ બરાબર છે પણ હવે તો આપણા લોક બુદ્ધિમાં–વ્યવસ્થામાં અને શક્તિમાં તરી આવે છે સર રોમેશચદ્ર દત્ત, પરૂણી સાહેબ, ગુપ્ત, સર અલી ઇમામ વગેરે આ બધાની છબીયો તે દિવસ બતાવી હતી ને હવે આવાને મોટી નોકરી સરકાર આપે છે અને વૉઇસરાયની અને સેક્રેટરી

આદ્ સ્ટેટની કાઉન્સીલમાં આપણા ભાઈઓને રાખે છે, પણ આ બધુ પરિણામ કોન્ગ્રેસની હિલચાલનુ છે. હજી પણ મ્હોટી નોકરીમાં આપણા લાયક દેશીઓને રાખો, એમ કોન્ગ્રેસ કહ્યા કરે છે"

રમણનાથ—હાસ્તો, આપણા દેશના જ સારા માણસો મળતા હોય પછી આપણી ભાષા રીતરીવાજ ન જાણનારા પરદેશી ને લાવવાની શી જરૂર ?'

મી. મહેતા—"આ જ પ્રમાણે જેમ ઇગ્લાન્ડના વતનીઓને સ્વરક્ષણને માટે અને દેશના દુસ્મનો સામે લડવાને હથીઆર રાખવાનો હક છે તેમ આપણને હથિઆર રાખવાનો હક આપે તો આપણે પણ આ આપણા દેશ અને આપણા શહેનશાહ જ્યોર્જને ખાતર જર્મનો સાથે લડી શકીયે, તેમ ચોરખૂની સામે અને જગલી હિંસક પશુ સામે આપણો બચાવ કરી શકીએ, એમ કોન્ગ્રેસ સરકારને કહે છે '

શાન્તિલાલ—"ત્યારે પેલા ગાધીનું શુ છે ?'

મી. મહેતા—"હ, ભાઈ! એકલા ગાધી એમ ન કહીયે! એ તો સસારના પહોરનુ નામ છે દક્ષિણ આફ્રિકામા આ દેશમાંથી મજુરો જાય છે એમની તરફની વર્તણુક ત્યાના યુરોપીઅનની બહુ જ ખરાબ હોય છે એટલુ જ નહી પણ બીજા દેશીઓને પણ એ લોકો બહુ હલકા લેખે છે શ્રીયુત ગાધીએ અનેક વાર કેદમા જઈ-સ્વદેશીબન્ધુ માટે લડી ઘણા લાભ કરી આપ્યા છે કોગ્રેસ પણ સરકારને વિનતિ કરે છે કે ઇગ્રેજ સરકારના રાજ્યની પ્રજા તરીકે જ્યાં જ્યાં સરકારનો વાવટો હોય ત્યા ત્યાં આપણા સ્થના વતનીઓ સરખા ગણાવા જોઈએ"

રમણનાન—"પિતાજી! ત્યારે તો કોન્ગ્રેસ નાતના ઝઘડા કે ડીમેટીંગ કરવાની સભા નથી પણ પિતાજી! જેમ તમે અમારી વાત સાંભળો છો તેમ સરકાર સાભળતી હશે અને કોન્ગ્રેસ મળે છે તે તેને ગમતુ હશે ?"

મી. મહેતા—"પોતાનાં છોકરાં ભેગા મળી પોતાની જોઈતી ચીજો માગવા, અગર અગવડો દૂર કરવા વિનતિ કરે એ કયા બાપને ન ગમે ? તમે અ ર અન્દર લડતા હો, અગર બાપ ન આપે તો ઘરમા ભાગફોડ કરતા હો કે સામા થતા હો તો છોકરાને લડે કે શિક્ષા કરે, પણ જ્યા સુધી વ્હાલથી પિતા તરફ માનથી, શાન્તિથી, ડહાપણથી ભેગાં મળે અને માગણીઓ કરે-વખતો વખત માંગણી કરે ત્યાં સૂધી પિતા ચ્હીડાય જ નહીં વળી કોગ્રેસમાં તો હવે ઈલાકાના ગવર્નરો અને સમજુ અમલદારો પોતે હાજર રહે છે ને બીજાને હાજર રહેવા કહે છે, જેથી અમલદારો જાતે ક્રિયાઓ સમજી શકે અને પ્રજા તથા અમલદારો વચ્ચે ગાડો સબધ વધે કોન્ગ્રેસ સરકારને ગમતી નથી અને એમા ભાગ ન લેવો એવુ કહનાર સરકારના અને લોકના દુશ્મન છે ઘરમા પાચ છોકરા ભેગાં

મળી વાત કરે ને એક છોકરૂં જાણ્યા વિના બાપ ચીઠ્ઠી કરી ન જાય તો બાપ એમ સમજે છે કે હજી અંદર અંદર જ સંપ નથી ભેગા મળવુ પણ વ્હાલથી અને માનથી સમજાવીને માગવું એટલું ના કરીયે તો એમને ખબર શી પડે કે આપણી શી અગવડો છે ?"

રમણ-શાન્તિ—"ઠીક, હવે સમજ્યાં પિતાજી ! તમે જાઓ છો પણ હમે સમજતા હત તો અમે પણ આવત"

મીસીસ મહેતા—"મ્હને પણ મ્હારા પિતાએ ઇંગ્રેજી શિખવ્યું હત તો હુંયે જાત સ્ત્રીઓ આ વાત સમજશે ત્યારે છોકરાં સમજશે વારૂ હવે રાત બહુ ગઈ સૂઈ જાવ".

---

# સાર્વજનિક કેળવણી અને દેશોદ્ધાર.

*" The uplifting of the masses,— the helping of the poorer people to live healthier and happier lives is surely an ideal which must be very much in the heart and mind of any one who cares for his own human fellowship*

* * * *

*" The question of education of the working childeren of our country is one of the most serious and responsible that the Government can ever have, and it is, not my duty to-day nor would it be wise of me to give any indication as to what the future policy of the Government should be But, then, it is my sincere hope and wish that in future years there should not be one single child in the Bombay Presidency who cannot secure ample education, full or sufficient, to allow him to be, if he has brains and ability, a useful citizen, a capable citizen and perhaps in many cases, I hope it will be, a brilliant citizen of the state"*

**His Excellency Lord Willingdon's Speech**

" આત્મભાનની ન્યૂનતા આત્મ-ઉત્કર્ષની બાધક છે," એ કથન સર્વાંશે સત્ય છે મનુષ્યમાત્રને પોતાના સત્વ, સાધનો, ઉત્સાહ અને કાર્યની શક્તિઓનુ, તેમ જ લક્ષ્યનુ યથાયોગ્ય જ્ઞાન થતુ નથી, ત્યાં સુધી તે પોતાની ઉનતિ સાધવા અસમર્થ હોય છે, તો પછી તે દેશહિત કે પરહિત તો શી રીતે સાધી શકે ? આવુ વાસ્તવિક આત્મભાન યોગ્ય કેળવણી અને વિદ્યાના સત્કારોથી જ સચેત અને ઉત્કટ થાય છે, અને ત્યારે જ લોકના જીવનમા ખરો રસ, ઉજમ અને ઉમગ પ્રેરાય છે એથી જ વિદ્યા અને કેળવણીને સર્વ ધનમા પરમ ધન કહેલુ છે વિદ્યાથી મનુષ્યમા સાર-અસાર અને કાર્ય-અકાર્યની વિવેકશક્તિ ઉદય પામે છે અને તેનો વિકાસ થતાં પોતાના પ્રાપ્તકર્તવ્યો અને જોખમદારીઓ ઉપાડવાની પાત્રતા આવે છે અને તે આવતા કર્તવ્યનિર્વાહથી પોતાના અધિકાર અને હકો પ્રાપ્ત કરી શકે છે, એટલુ જ નહીં પણ પ્રજાતત્રમા પોતાનું યથાયોગ્ય સ્થાન પ્રાપ્ત કરી, પોતાના અન્ય દેશબાધવોને એવી ઉચ્ચ કોટીએ ચઢાવી, દેશને દુનીયાના અન્ય ઉન્નત રાજ્યોની હરોળમા આણવા પ્રયત્નશીલ થઈ શકે છે

દુનીયાના કોઈ પણ પ્રગતિમાન દેશ કે રાજ્યની ઉનત સ્થિતિ વિચારતા, તેનુ મુખ્ય સાધન કેળવણીનો, અને તેય સાર્વજનિક કેળવણીનો વિસ્તૃત પ્રસર હોવાનુ જણાશે કેળવણી એ જ

---

જનસૂદ્ધારણાનુ આવશ્યક તત્ત્વ હોવાથી, તે પ્રજાજીવનમા વેગ અને સત્વ પ્રેરે છે, પ્રજાના નિત્યના વ્યવહારો બુદ્ધિથી રસે છે, તેના જીવનને ઉન્નત આશયોથી બહલાવે છે અને ન્યાય્ય અભિલાષાઓ તૃપ્ત કરવાનુ સામર્થ્ય અર્પે છે આથી જેટલા પ્રમાણમા એક પ્રજામા કેળવણીનો પ્રસાર વ્યવસ્થિત રીતે થયો હોય છે તેટલા પ્રમાણમા તે આત્મોન્નતિ અને દેશોન્નતિ સાધવા શક્તિવાન થાય છે, અને તેની કાર્યશક્તિ ઔર ઓજશક્તિની વૃદ્ધિ થવા સાથે તેની ચિરજીવતા પણ વધે છે

આનો દૃષ્ટાંત દૂર શોધવાનો નથી આપણી ભરતભૂમિની ઉજ્જ્વલ કીર્તિ સૈકાઓ થયા છતાં અદ્યાપિ વિશ્વમા દીપી રહી છે, તે તેની એક સમયની અગાધ વિદ્યાસંપત્તિ અને અનુપમ શિક્ષણશક્તિને લીધે છે વિશ્વાકાશમા પુરાણી સુધરેલી પ્રજાઓ, મીસરી અને રીનીશ્યન રૂપી ગ્રહો પ્રકાશતા ન હતા તે સમયે, સર્વદેશી વિદ્યાઓરૂપી કીરણોવાળો ભારતસૂર્ય ઝગહળતો હતો, જ્યોતિષ, ગણિત, વૈદક, વિજ્ઞાન, તત્વજ્ઞાન આદિ અનેક વિદ્યાઓથી, તેમ જ સિદ્ધિ, સમૃદ્ધિ ભૌતિક સાધનો અને ઉદ્યોગવ્યાપારોથી અન્ય સર્વ પ્રજાઓનુ ધ્યાન સૈકાઓ સુધી ખેંચી રહ્યો હતો, અને અદ્યાપિ પર્યંત ચિત્રવિચિત્ર શોધખોળોના સાંપ્રત જમાનામાં પણ પ્રાચીન સંસ્કૃતિનું જીવંત કેન્દ્રપદ જાળવી રહ્યો છે ગ્રીક, ચીનાઈ, આદિ પ્રવાસીઓની નોંધો અને હિન્દની પ્રાચીન સંસ્કૃતિ તથા વિદ્યાસંપત્તિના જર્જરિત અવશેષો આ સર્વની જ્વલંત સાક્ષી પૂરે છે બહુ દૂર ન જતાં બૌધ્ધોના ઐતિહાસિક સમયની સ્થિતિ નિરખતાં અનેક ગુરુકુલો, મહાશાલાઓ અને વિદ્યાપીઠો સાર્વત્રિક કેળવણીના પ્રસારને ઉત્તેજન આપતી હતી, અને હિન્દમા સાર્વજનિક કેળવણીની પ્રબળ હિમાયત તે વેળા રાજ્યાધિકારીઓને કરવી પડે, એવી પ્રજાની પામર સ્થિતિ ન હતી, એ જમાનો આવશે મુસલમાનોના અધિક્રમણપર્યંત, કાશી, ઉજ્જયિની, વિજયનગર આદિ અનેક વિદ્યાપીઠો દીપી રહી હતી અને આ નવા સંપર્કથી અરેબિક અને ઇરાની વિદ્યાના અંશો લોકમાં સંક્રાન્ત કરી શકી હતી તે પછી પણ ઠેઠ મોગલ રાજ્યના મધ્યયુગ સુધી હિન્દમાં વિદ્યારુચિ અને કેળવણીની વૃત્તિ સુસ્તપ્રાય થઈ ન હતી કારણ મુસલમાન બાદશાહોએ પણ મૂળ કેળવણીની સંસ્થાઓને ધોકો ન પહોંચાડતાં, મદ્રેસાઓ અને મુક્તાગોથી તેના પ્રસાર યોગ્ય ઉત્તેજન આપી વધાર્યો હતો

પરંતુ કાલક્રમે જાણે કોઈ અદ્ભુત ઇન્દ્રજાળનો ચમત્કાર થયો હોય તેમ, દેશમાં આંતર કલહો જાગ્યા, વિદ્વેષો જામ્યા, નાના નાના સ્પર્ધાશીલ સૈંકડો રાજ્યો ઉભરાયા, પ્રજાના સંવર્ધનનુ કાર્ય તદ્દન વિસરાયુ, અને પ્રજાના સ્વત્વ અને સત્વનો વિઘાત થવા સાથે, તે સ્વકર્તવ્ય અને સ્વહિતથી વિમુખ થઈ સાંકડી દૃષ્ટિવાળાં અનેક રાજ્યોના ગેરવહીવટ, અન્યાયો અને આક્રમણોથી હિન્દી પ્રજા છિન્નભિન્ન થઈ, તેમના જીવન રસકસ વિનાના, કંટાળાભર્યા થયા લોકશિક્ષણનુ કાર્ય નિરંકુશ અને દોરવણી વિનાનુ થયું, એટલે હાલ આપણે જોઈએ છીએ તે કરતાં પણ પ્રજાનો મોટો ભાગ

## समालोचकना १९१४ ना लेखको



हनुमनराय हरपदराय ध्रुव ( मधुर )



चापसी विठ्ठलदास उदेशी



दिनकरलाल दिक्षित



रवीन्द्रास मगनलाल कापडीआ



जन्मशंकर बुच
( ललित )

The Manoranjan Press, Girgaon Bombay

રીતે યોગ્ય છે કેળવાયલો જનસમૂહ પોતાને મળતા હકો અને છૂટોની યોગ્ય કદર કરી શકે છે અને પોતાના જાનમાલની સહીસલામતી અને સ્વાસ્થ્ય તથા શાંતિના બંદોબસ્તમાં રાજ્યના અડગ સ્તંભ રૂપ થાય છે

સુભાગ્યે ઉદારશીલ રાજ્યધોરણવાળા, વિદ્યા અને કેળવણીમાં પ્રીતિ ધરાવનારા અને સ્વાતંત્ર્યના ચાહક બ્રિટનનો સંયોગ હિન્દને થયો છે, એટલે હિન્દમાં સાર્વજનિક કેળવણીની અગત્ય સમજાઈ છે, જો કે તેને પૂર્ણ રાજ્યાશ્રયથી વેગવતી કરવાના પ્રયાસો મંદ મંદ દીસે છે પરંતુ જેમ કેટલાક ન્યાયનિષ્ઠ બ્રિટીશ રાજ્યનીતિજ્ઞોએ હિન્દી પ્રજાના ગાઢ અજ્ઞાનનાં આવરણો ભેદવા અને વિદ્યા તથા શિક્ષણના ચમત્કાર દાખવવાની અગત્ય વિચારી પાર્લામેંટ અને હિન્દી સરકારને તેની પ્રગતિના ઉપાયો યોજવા અનેક વેળા પ્રેરી છે તેમ જો હિન્દના બ્રિટીશ વહિવટીઓએ વિકારભાવો દૂર રાખી, સાર્વજનિક કેળવણીની હિન્દી અભિલાષાને પોષવા અને સંતૃપ્ત કરવા કટી કસી હોત તો અને હજીયે કરે તો, તેમ જ કેળવાયલા હિન્દીવાનો દેશબંધુઓને આ અત્યંત આવશ્યક અગત્ય સમજાવી, તેમની સહાનુભૂતિના પૂરેપૂરા બળનો વેગ આપે અપાવે તો, આ કાર્ય સત્વર સધાય, એમાં કાંઈ સંશય નથી

ત્યારે હવે સાર્વજનિક કેળવણીનો પ્રસાર વિસ્તારવા આપણે શું કરવું જોઈએ ? એ પ્રશ્ન વિચારવાનો રહે છે પરંતુ તેમ કરતા પહેલાં એ સમનમાં અત્યારસુધી શું શું થયું છે અને તેમાં શા શા સુધારા અને ઉદાર ધોરણોને અવકાશ છે, એ સમજવાની અગત્ય છે, તેથી તેનું સંક્ષિપ્ત પશ્ચાદવલોકન કરવું ઘટે છે

હિન્દમાં બ્રિટિશ રાજ્ય અમલ સ્થપાયાને સવાથી દોઢ સદી થઈ છે આરંભથી તે ઠેઠ સને ૧૮૫૮ સુધી ઈસ્ટ ઈંડીયા કંપનીને હસ્તક, હિન્દનો વહીવટ હતો કંપની સરકાર કેવળ વ્યાપારી પદ્ધતિની હતી, તેથી દૈવયોગે તેના ક્ષત્ર હેઠળ આવેલા હિન્દીવાનો, મનુષ્યજાતિના વારસારૂપ ગણાતા મુખત્યારીના હકો અને છૂટો યોગ્ય સમયે મેળવવા લાયક થઈ શકે તે માટે તેમને યોગ્ય કેળવણી તેણે આપવી, એ પોતાનું કર્તવ્ય છે, એ આશયનો ઘણા વર્ષો સુધી વિચાર જ કીધો ન હતો, તો પછી તેને સિદ્ધ કરવાના ઉપાયો તો ક્યાંથી યોજે ? તેથી ઊલટું દર ૨૦—૩૦ વર્ષે જ્યારે પાર્લામેંટ પાસે હકપત્રો તાજા કરાવવા તેને યાચના કરવી પડતી, ત્યારે ઉદાર બ્રિટિશ રાજ્યનીતિજ્ઞો હિન્દીઓને સાર્વજનિક કેળવણી આપવાનું કર્તવ્ય ઉઠાવવા તેને પ્રબળ પ્રબોધ કરતા, પરંતુ હિન્દમાં રહેતા તેના વહીવટીઓ ખુણીબંધ પાર્લામેંટના એ ફરમાનોનો અમલ કરવાનું કામ ઉડાવ્યે જતા હતા કંપનીના અમલમાં સને ૧૮૦૧ થી હિન્દી કેળવણી ખાતે રૂપૈઆ ૧ લાખ કર્યા હતા, અને આનો કેટલોક ભાગ અરેબિક અને સંસ્કૃત સાહિત્યના શોધનમાં જતો તે વેળા હિન્દમાં ઇંગ્રેજી કેળવણી દાખલ કરવા સામે પ્રબળ વિરોધ કેટલાક ઇંગ્રેજ અધિકારીઓ ધરાવતા હતા તેમણે બાર વર્ષ આ પ્રશ્નના

નિરાકરણમા વીતાવ્યા પછી આખરે સને ૧૮૩૫ મા લોર્ડ બેન્ટીકે એક ઠરાવ દ્વારા એમ જાહેર કર્યું કે, લોકને પ્રાથમિક કેળવણી દેશીભાષા દ્વારા અને માધ્યમિક કેળવણી ઈંગ્રેજી ભાષા દ્વારા આપવી ખરી રીતે સાર્વજનિક કેળવણીની રાજ્યનીતિનો આરભ અહીંથી થયો ગણી શકાય

આમ હિન્દી લોકકેળવણીની રાજ્યનીતિ નક્કી તો થઈ ખરી, પરતુ વર્ષો સુધી તેની પ્રગતિ તો ઘણી જ ધીમી તથા ઢીલી હતી અને પાર્લામેંટની વખતો વખતની ચાબુકો તેમા કઇક નજીવો વેગ આણતી આખરે કુપની સરકારના નિયામક મડળના પ્રમુખ સર ચાર્લ્સ વુડે સને ૧૮૫૪ નો સાર્વજનિક કેળવણીનો સુપ્રસિદ્ધ ખરીતો હિન્દી સરકાર ઉપર મોકલ્યો, તેમા તેણે ગભીરતાથી જાહેર કીધુ કે*

અગત્યના અનેક વિષયોમા કેળવણીના પ્રશ્નના જેટલુ બીજો કોઈ પ્રશ્ન અમારૂ ધ્યાન ખેચી શકતો નથી ઉપયોગી અને વ્યવહારૂ જ્ઞાનના સાર્વત્રિક પ્રસારથી મળતા વિશાળ નૈતિક અને વાસ્તવિક સુખો હિન્દી પ્રજાને આપવા એ અમારૂ સૌથી વિશેષ પવિત્ર કર્તવ્ય છે અને ઈગલાડ સાથેના સબધથી પ્રભુ કૃપાથી, તેને તે મળશે જો બને તો અધિક અગત્યનુ ધ્યાન અમારે હવે આ તરફ વાળવુ જોઇએ અને અમારે એ કબૂલ કરવુ પડે છે કે અત્યાર સુધી આ વિષયની અતિશય ઉપેક્ષા થઈ છે રાજ્યાશ્રય વિના પોતાના એકલા પ્રયાસોથી કોઈ પણ કેળવણી મેળવવાને તદ્દન અસમર્થ થયલા મોટા જનસમૂહોને તેમના હરેક પ્રકારના જીવનમા ઉપયોગી અને વ્યવહારૂ થઈ પડે એવુ જ્ઞાન કેવી ઉત્તમ રીતે આપવુ જોઇએ એનો અમારે વિચાર કરવો જોઇએ અને વિશેષે ખાસ કરીને આ હેતુની સિદ્ધિ માટે સરકાર સક્રિય ઉપાયો યોજે, એ જોવા અમે ઇચ્છિએ છીએ અને તે માટે ખર્ચમા વિશાળ વધારાની મજુરી આપવા અમે તૈયાર છીએ

આમ સાર્વજનિક કેળવણીના પવિત્ર કર્તવ્યનો સ્વીકાર રાજ્યે કરવા ઉપરાત આ ખરીતામા કેળવણીના પ્રયાસની એક ભવ્ય યોજના આલેખવામા આવી આ યોજનાનો કઇક અમલ થવા માડયો તેટલામા તો હિન્દના કમનશીબે ૧૮૫૭ નો સીપાહી વિગ્રહ જાગ્યો મૂળે હિન્દના વહીવટીઓ કેળવણીની રાજ્યનીતિને વિસ્તારવાને અચકાતા તો હતા જ તેમા આ બળવાએ ઉમેરો

* *Among many subjects of importance none can have a stronger claim to our attention than that of education. It is one of our most sacred duties to be the means, as far as in us lies, of conferring upon the natives of India those vast moral and material blessings which flow from the general diffusion of useful knowledge and which India may under Providence derive from her connection with England.*

*Our attention should now be directed to a consideration, if possible still more important, and one which has hitherto, we are bound to admit, been too much neglected, namely how useful and practical knowledge suited to every station in life should be conveyed to the great mass of the people who are utterly incapable of obtaining any education worthy of the name by their own unaided efforts, and we desire to see the active measures of Government more especially directed for the future to this object for the attainment of which we are ready to sanction a considerable increase in expenditure.*

કર્યા હિન્દી પ્રગતિના વિરોધીઓએ લોકમા કેળવણી વધતી અટકાવવાના પોકારો ઉઠાવ્યા પરતુ ગવરનર જનરલ લોર્ડ કેનીંગે તેને મચક આપી જ નહીં અને તેના મક્કમપણાથી લોક કેળવણીનુ કાર્ય ઉઠાવવાની ફરજ રાજ્યે સ્પષ્ટરીતે સ્વીકારી સને ૧૮૫૮ મા ઈસ્ટ ઈડીયા કુપનીના વહીવટનો અન્ત આવ્યો અને બ્રિટીશ હિન્દને ઢંઢેરાદ્વારા મહારાણી વિક્ટોરીઆએ બ્રિટીશ સામ્રાજ્યના સસ્થાન સમાન ગણવાનું અને બ્રિટીશ સસ્થાનની પ્રજાના જેવુ હિન્દી પ્રજા કલ્યાણ આદરવાનુ કર્તવ્ય સ્વીકાર્યું અને સને ૧૮૫૯ મા, કેળવણીનો બીજો ખરીતો પ્રકટ થયો, અને અત્યારસુધી સાર્વજનિક કેળવણીનુ મદ પડેલુ કાર્ય ત્વરાથી ઉપાડવાનુ જાહેર થયુ છતા પ્રગતિ ત્વરાવાળી તો થઈ નહીં પણ લોકનો ઉત્સાહ પ્રકટ થયો અને કેળવણીનુ કાર્ય આગળ વધ્યુ અને ધર્મપ્રસારના નિમિત્ત પાદરીઓએ પણ વેગ આપ્યો. પરિણામે રાજ્યાશ્રય તથા લોકાશ્રયથી માધ્યમિક કેળવણી પગભરવા થવા માંડી, પગ્તુ પ્રાથમિક કેળવણી જોઇતી પ્રગતિ કરી શકી નહીં

પછી લોકમાગણી બલવતી થતા, લોર્ડ રીપને સને ૧૮૮૨ મા કેળવણી કમીશન નીમ્યુ ૩૩ વર્ષોમા સાર્વજનિક કેળવણીએ સમસ્ત દેશમા કરેલી પ્રગતિના નિરીક્ષણથી તેને જણાયુ કે,

* કેળવણીના પ્રસારને બળવાબખેડા સાથે સબધ હોવાની જે દલીલ કરવામા આવી હતી તેનો સબળ રદીયો બગાળાના પહેલા લેફ્ટેનન્ટ ગવરનર સર ફ્રેડરીક હેલીડેએ કુપની સરકારના ડીરેક્ટરો ઉપર નિયામક મડળના પ્રમુખ લોર્ડ એલનબરોએ લખેલા પત્રના ઉત્તરરૂપે સને ૧૮૫૮ ની નોંધમાં નીચે પ્રમાણે આપ્યો હતો લોર્ડ કર્ઝનના અને તેની પછીના સમયમા પણ આવી જ દલીલ આગળ ધરાઇ હતી અને કેળવણીના કાર્ય ઉપર અનેક પ્રતિબધો મૂકાયા હતા તેથી આવી દલીલનો યોગ્ય રદીયો જાણવાજોગ હોવાથી નીચે ઉતાર્યો છે —

*'On the question of the connection between education and rebellion, our wisdom, no less than our duty is to persevere in what we have begun and not to turn our backs upon Bihar or any other parts your territory because there is difficulty or danger in the path of improvement It is certain however, that both the difficulty and the danger are exaggerated and look imposing only to those who keep at a distance from them and view them through the delusive mist of prejudice and misinformation Is to the difficulty, the progress of Bengal, even within memory of living witnesses is a proof of the aptitude of the people and of their plastic docility And though it is not uncommon in these days to attribute the recent mutinies to our educational operations and even to purpose to draw back from them for fear of this opinion is like that of a man who after unwisely and incautiously exposing a barrel of gunpowder to all kinds of dangerous influences and having by a good luck and in spite of bad management long escaped without an accident, should at last when the fatal and inevitable explosion takes place, blames neither the gunpowder nor his rashness and and scretion but rather lay the whole mischief to account of some one of the many little sparks as flying about, and talk of limiting the use of fire and candle in future to prevent similar occurences*

*Indian National Evolution pp 375 6*
*by Ambika Charan Majumdar*

હિન્દમા પ્રાથમિક કેળવણીની નિશાળો ૮૫ ૦૦૦ હતી અને તેમા વિદ્યાર્થીઓ તથા છોકરીઓની સખ્યા ૨૫ લાખ હતી, એટલે વસ્તીના પ્રમાણમા કેળવણીના પ્રસારનુ પ્રમાણ ૧ ૨ ટકા હતું કુદરતી રીતે કમીશનને આ નજીવી પ્રગતિથી સતોષ ન થયો અને તેણે જાહેર કર્યું કે, "કેળવણીની હરેક શાખાને રાજ્યાશ્રયની પુષ્ટિની જરૂર છે ખરી, પરતુ દેશના હાલના સજોગોમા મોટા જન સમૂહોમા પ્રાથમિક કેળવણીને મુખ્ય ગણવી જોઈએ અને તેનો વિસ્તાર વધારવા તે સબધમાં વધુ ખર્ચની જોગવાઈ કરવી, એ ઇચ્છવાજોગ છે, અને દરેક ઇલાકાના સજોગને અનુકૂળ હોય તેમ ધારાસર પ્રાથમિક કેળવણીનો વિસ્તાર વધારવાનો પ્રયાસ, અત્યારસુધી કરાયો છે તે કરતાં વિશેષ મોટે અશે, રાજ્યે કરવો ઘટે છે" તે પછી લોર્ડ રીપનની સ્થાનિક સ્વરાજ્યની યોજના અમલમા મૂકાઈ અને સાર્વજનિક પ્રાથમિક કેળવણીનુ કાર્ય મ્યુનિસિપાલિટીઓ તથા લોકલ બોર્ડોને હસ્તક મૂકાયુ અલબત્ત સરકાર તેમને કંઈક મદદ આપે છે પરતુ વસ્તીની વિશાળતા અને આ સ્થાનિક મડળોના સાધનોની અલ્પતા વિચારતા, આ સગવડથી સાર્વજનિક કેળવણીનુ કાર્ય જોઈતી પ્રગતિ કરી શકયુ નથી

હિન્દી સરકારે આમ સાર્વજનિક કેળવણીનો લગભગ સઘળો ભાર સ્થાનિક મડળોને શિરે નાખી દીધો અને પોતે, તે પાછળ તેની અત્યત અગત્યના પ્રમાણમા, ખાસ ધ્યાન આપ્યુ નહીં, અને માધ્યમિક તથા ઉચ્ચતર કેળવણીના વિસ્તારનો વિચાર કર્યો લોકની સહાનુભૂતિ અને નાણાંની સહાયતાથી તથા મર્યાદિત રાજ્યાશ્રયથી આ કાર્ય જો કે કઈક આગળ વધ્યુ ખરૂં, પરતુ કેળવાયલા વર્ગની રાજ્યવહીવટમા ઘટતા હિસ્સાના અને લોકહકકોની માગણી સ્વાભાવિક રીતે ઉત્તેજિત થઈ, એટલે કેટલાક સાકડા વિચારના રાજ્યવહીવટીઓ ભડકયા અને રાજ્યવહીવટમા લોકમતનુ નવુ તત્ત્વ ઉમેરાતુ અટકાવવા મથ્યા તેમણે કેળવાયલા વર્ગને આ નવી ચળવળ માટે મુખ્યત્વે જોખમદાર ગણી, અને ઉચ્ચતર કેળવણી ઉપર અણઘટતા અકુશો અને પ્રતિબધો મૂકવાની વલણ દેખાડી. લોર્ડ મેકોલે જેવા દીર્ઘદર્શી રાજ્યનીતિજ્ઞે હિન્દી કેળવણીની નવી રાજ્યનીતિ અમલમા મૂકાતી વેળાએ જ આવુ ભવિષ્ય ભાખ્યુ હતુ કે, પાશ્ચાત્ય કેળવણીના અને પાશ્ચાત્ય રાજ્યવહીવટી સસ્થાઓ અને પદ્ધતિઓના આશ્રયોથી હિન્દીઓના મન વિકાસ પામશે, અને એવી સસ્થાઓ હિન્દમા સ્થપાવાની તેમની અભિલાષા જાગૃત થશે પરતુ એવો સમય આવતા તેમની ન્યાય્ય અભિલાષા સતોષવી, એ બ્રિટનને માટે બેશક સૌથી વિશેષ અભિમાન લેવા યોગ્ય સમય થઈ પડશે પણ સકુચિત દૃષ્ટિમર્યાદાવાળા કેટલાક વહીવટીઓ ઈંગ્રેજી કેળવણીનો આ ઉદાર આશય સમજી શકયા નહીં અને મૂળે હિન્દમા સાર્વજનિક પ્રાથમિક કેળવણીનું કાર્ય મદ ચાલતું તો હતુ, તેમા માધ્યમિક અને ઉચ્ચતર કેળવણી અનેક અકુશોથી મર્યાદિત કરાઈ

કર્યો હિન્દી પ્રગતિના વિરાધીઓએ લોકમા કેળવણી વધતી અટકાવવાના પોકારો ઉઠાવ્યા પરતુ ગવરનર જનરલ લોર્ડ કેનીંગે તેને મચક આપી જ નહીં અને તેના મક્કમપણાથી લોક કેળવણીનુ કાર્ય ઉઠાવવાની ફરજ રાજ્યે સ્પષ્ટરીતે સ્વીકારી સને ૧૮૫૮ મા ઈસ્ટ ઇંડીઆ કુપનીના વહીવટનો અન્ત આવ્યો અને બ્રિટીશ હિન્દને ઢંઢેરાદ્વારા મહારાણી વિકટોરીઆએ બ્રિટીશ સામ્રાજ્યના સસ્થાન સમાન ગણ્યાનું અને બ્રિટીશ સસ્થાનની પ્રજાના જેવુ હિન્દી પ્રજા કલ્યાણ આદરવાનું કર્તવ્ય સ્વીકાર્યું અને સને ૧૮૫૯ મા, કેળવણીનો બીજો ખરીતો પ્રકટ થયો, અને અત્યારસુધી સાર્વજનિક કેળવણીનુ મદ પડેલુ કાર્ય ત્વરાથી ઉપાડવાનુ જાહેર થયુ છતા પ્રગતિ ત્વરાવાળી તો થઈ નહીં પણ લોકનો ઉત્સાહ પ્રકટ થયો અને કેળવણીનુ કાર્ય આગળ વધ્યુ અને ધર્મપ્રસારના નિમિત્ત પાદરીઓએ પણ વેગ આપ્યો પરિણામે રાજ્યાશ્રય તથા લોકાશ્રયથી માધ્યમિક કેળવણી પગભરવા થવા માંડી, પરતુ પ્રાથમિક કેળવણી જોઇતી પ્રગતિ કરી શકી નહીં

પછી લોકમાગણી બલવતી થતા, લોર્ડ રીપને સને ૧૮૮૨ મા કેળવણી કમીશન નીમ્યુ ૩૩ વર્ષમા સાર્વજનિક કેળવણીએ સમસ્ત દેશમા કરેલી પ્રગતિના નિરીક્ષણથી તેને જણાયુ કે,

* કેળવણીના પ્રસારને બળવાબખેડા સાથે સબધ હોવાની જે દલીલ કરવામા આવી હતી તેનો સબળ રદીયો બગાળાના પહેલા લેફટેનન્ટ ગવરનર સર ફ્રેડરીક હેલીડેએ કુપની સરકારના ડીરેક્ટરો ઉપર નિયામક મડળના પ્રમુખ લોર્ડ એલનબરોએ લખેલા પત્રના ઉત્તરરૂપે સને ૧૮૫૮ ની નોંધમા નીચે પ્રમાણે આપ્યો હતો લોર્ડ કર્ઝનના અને તેની પછીના સમયમા પણ આવી જ દલીલ આગળ ધરાઇ હતી અને કેળવણીના કાર્ય ઉપર અનેક પ્રતિબધો મૂકાયા હતા તેથી આવી દલીલનો યોગ્ય રદીયો જાણવાજોગ હોવાથી નીચે ઉતાર્યો છે —

*'On the question of the connection between education and rebellion, our wisdom no less than our duty is to persevere in what we have begun and not to turn our backs upon Behar or any other parts your territory because there is difficulty or danger in the path of improvement It is certain however that both the difficulty and the danger are exaggerated and look imposing only to those who keep at a distance from them and view them through the delusive mist of prejudice and misinformation As to the difficulty the progress of Bengal even within memory of living witnesses is a proof of the aptitude of the people and of their plastic docility And though it is not uncommon in these days to attribute the recent mutinies to our educational operations and even to purpose to draw back from them for fear of this opinion is like that of a man who after unwisely and incautiously exposing a barrel of gunpowder to all kinds of dangerous influences and having by a good luck and in spite of bad management long escaped without an accident, should at last when the fatal and inevitable explosion takes place blames neither the gunpowder nor his rashness and and ser tion but rather lay the whole mischief to account of some one of the many little sparks as lying about, and talk of limiting the use of fire and candle in future to prevent similar occurences*

*Indian National Evolution pp 375 6*
*by Ambika Charan Mazumdar*

હિન્દમા પ્રાથમિક કેળવણીની નિશાળો ૮૫ ૦૦૦ હતી અને તેમા વિદ્યાર્થીઓ તથા છોકરીઓની સખ્યા ૨૫ લાખ હતી, એટલે વસ્તીના પ્રમાણમા કેળવણીના પ્રસારનું પ્રમાણ ૧ ૨ ટકા હતુ કુદરતી રીતે કમીશનને આ નજીવી પ્રગતિથી સતોષ ન થયો અને તેણે જાહેર કર્યું કે, "કેળવણીની દરેક શાખાને રાજ્યાશ્રયની પુષ્ટિની જરૂર છે ખરી, પરતુ દેશના હાલના સજોગોમા મોટા જન સમૂહોમાં પ્રાથમિક કેળવણીને મુખ્ય ગણવી જોઈએ અને તેનો વિસ્તાર વધારવા તે અમધમાં વધુ ખ તેની જોગવાઈ કરવી, એ ઇચ્છવાજોગ છે, અને દરેક ઈલાકાના સજોગને અનુકૂળ હોય તેમ ધારાસર પ્રાથમિક કેળવણીનો વિસ્તાર વધારવાનો પ્રયાસ, અત્યારસુધી કરાયો છે તે કરતા વિશેષ મોટે અશે, રાજ્યે કરવો ઘટે છે" તે પછી લોર્ડ રીપનની સ્થાનિક સ્વરા જ્યની યોજના અમલમા મૂકાઈ અને સાર્વજનિક પ્રાથમિક કેળવણીનુ કાર્ય મ્યુનિસિપાલિટીઓ તથા લોકલ બોર્ડોને હસ્તક મૂકાયુ અલબત્ત સરકાર તેમને કઈક મદદ આપે છે પરતુ વસ્તીની વિશાળતા અને આ સ્થાનિક મડળોના સાધનોની અલ્પતા વિચારતા, આ સગવડથી સાર્વજનિક કેળવણીનુ કાર્ય જોઈતી પ્રગતિ કરી શક્યુ નથી

હિન્દી સરકારે આમ સાર્વજનિક કેળવણીનો લગભગ સઘળો ભાર સ્થાનિક મડળોને શિરે નાખી દીધો અને પોતે, તે પાછળ તેની અત્યત અગત્યના પ્રમાણમા, ખાસ ધ્યાન આપ્યુ નહીં, અને માધ્યમિક તથા ઉચ્ચતર કેળવણીના વિસ્તારનો વિચાર કર્યો લોકની સહાનુ ભૂતિ અને નાણાની સહાયતાથી તથા મર્યાદિત રાજ્યાશ્રયથી આ કાર્ય જો કે કઈક આગળ વધ્યુ ખરૂ, પરતુ કેળવાયલા વર્ગની રાજ્યવહીવટમા ઘટતા હિસ્સાની અને લોકહકકોની માગણી સ્વાભાવિક રીતે ઉત્તેજિત થઈ, એટલે કેટલાક સાંકડા વિચારના રાજ્યવહીવટીઓ ભડકયા અને રાજ્ય વહીવટમા લોકમતનુ નવુ તત્ત્વ ઉમેરાતુ અટકાવવા મથ્યા તેમણે કેળવાયલા વર્ગને આ નવી ચળવળ માટે મુખ્યત્વે જોખમદાર ગણી, અને ઉચ્ચતર કેળવણી ઉપર અણઘટતા અકુશો અને પ્રતિબધો મૂકવાની વલણ દેખાડી. લોર્ડ મેકોલે જેવા દીર્ઘદર્શી રાજ્યનીતિને હિન્દી કેળવણીની નવી રાજ્યનીતિ અમલમા મૂકાતી વેળાએ જ આવુ ભવિષ્ય ભાખ્યુ હતુ કે, પાશ્ચાત્ય કેળવણીના અને પાશ્ચાત્ય રાજ્યવહીવટી સસ્થાઓ અને પદ્ધતિઓના આશયોથી હિન્દીઓના મન વિકાસ પામશે, અને એવી સસ્થાઓ હિન્દમા સ્થપાવાની તેમની અભિલાષા જાગૃત થશે પરતુ એવો સમય આવતા તેમની ન્યાય્ય અભિલાષા સતોષવી, એ બ્રિટનને માટે બેશક સૌથી વિશેષ અભિમાન લેવા યોગ્ય સમય થઈ પડશે પણ સકુચિત દષ્ટિમર્યાદાવાળા કેટલાક વહીવટીઓ ઇંગ્રેજી કેળવણીનો આ ઉદાર આશય સમજી શકયા નહીં અને મૂળે હિન્દમાં સાર્વજનિક પ્રાથમિક કેળવણીનું કાર્ય મદ ચાલતું તો હતુ, તેમા માધ્યમિક અને ઉચ્ચતર કેળવણી અનેક અકુશોથી મર્યાદિત કરાઈ

આથી સને ૧૮૫૪ મા જ્યારે ઉદારતાનુ ધોરણ કેળવણીની રાજ્યનીતિમા પ્રવેશ પામ્યુ ત્યારે ૫૦ વર્ષે ૧૯૦૪ થી તેમા સકુચિતપણાનુ ધોરણ મક્કમપણે દાખલ થયુ, પૂર્વની કેળવણીની રાજયનીતિ કેળવણીવિષયક હતી ત્યારે આ પાછલી નીતિએ રાજ્યપ્રકરણી સ્વરૂપ લીધુ, અને અનુરંજનની નીતિને બદલે અકુશની નીતિ પ્રકટ થઈ

આ સ્થિતિ સુધારવાના અનેક પ્રયાસો હિન્દી લોકનાયકો વર્ષોથી કરતા આવ્યા છે કોન્ગ્રેસ વર્ષો થયા સરકારને આ સમ્બધમા ઉદાર ધોરણ અનુસરવાનો અત્યાગ્રહ કરતી રહી છે અને ધારા સભાએ તથા યુનિવર્સિટીઓમા હિન્દી સભાએ ઘણું ઘણુ મથન કીધુ છે સ્વ લો મા ,મી ગોખલેએ વખતોવખત વડી ધારાસભામા આ પ્રશ્નની ચર્ચા કરવા સાથે સને ૧૯૧૦ મા સાર્વજનિક કેળવણીનો પ્રશ્ન પ્રબળ દલીલો અને દષ્ટાતો સાથે ચર્ચ્યો હતો અને કેળવણીની રાજ્યનીતિ સુધારવાની હિમાયત કીધી હતી પરિણામે ૧૯૧૧ માં હિન્દી સરકારે પોતાના એક વહીવટી અગ તરીકે કેળવણીનુ અલગ ખાતુ કાઢ્યુ અને તેના વડાની નિમણુક કારોબારી સભામા કરી પછી આપણા સમભાવશીલ વાઇસરોય લોર્ડ હાર્ડિંજનો અમલ શરૂ થયો અને દિલ્હી દરબારમા સાર્વજનિક કેળવણીના કાર્યમા રૂપૈયા ૫૦ લાખની બાદશાહી બક્ષીસ જાહેર કરાઈ, અને વખતો વખત આ ખાતે મોટી મદદો કાઢવાનુ કર્તવ્ય હિન્દી સરકારે સ્વીકાર્યું વળી સને ૧૯૧૩ મા કેળવણીની રાજ્યનીતિનો ઠરાવ પ્રકટ થયો અને તેમા સાર્વજનિક પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાને બદલે ઐચ્છિક ધોરણે સૌથી વિશેષ વિશાળ પ્રમાણમા વિસ્તારવાની ઇચ્છા દર્શાવાઈ (*"They desire the widest possible extention of primary education on a voluntary basis"*) આ જાહેર પ્રતિજ્ઞાની રૂએ સાર્વજનિક કેળવણી વિસ્તારવા સરકારે મ્યુનિસિપાલીટીઓ આદિ સ્થાનિક મડળોને મોટી મોટી રકમો આપવા માડી છે, પરન્તુ આ મડળોના મુખી અધિકારીઓ આ કાર્ય ઉપાડવામા મદ હોવાથી તથા તેના વ્યયના માર્ગ સરકારે નક્કી કરેલા નહીં હોવાથી આમાનો મોટો ભાગ હજી અણખર્ચાયલો પડયો છે, તેમ સાર્વજનિક કેળવણીના પ્રસારની ચોક્કસ યોજના ઘડાઈ નથી, તેથી આ દિશામા તેમની ખાસ પ્રગતિ જણાઈ નથી આ નવી નીતિની પ્રગતિ સારૂ સને ૧૯૧૪ ના માર્ચની સરકારી નોંધ જોતા જણાય છે કે, ૧૯૧૨–૧૩ મા છોકરા અને છોકરીઓની પ્રાથમિક શાળાઓ ૧,૨૭,૬૪૯ હતી અને તેનો લાભ ૫૨,૬૧,૪૯૩ જણાએ લીધો હતો એટલે કે કુલ વસ્તીના પ્રમાણમા સાર્વજનિક પ્રાથમિક કેળવણીના પ્રસારનુ પ્રમાણ ૨ ટકાથી કઈક વધારે આવે છે સને ૧૮૮૨ માં આ પ્રમાણ ૧ ૨ ટકા હતુ, તેથી ૩૦ વર્ષમા આ પ્રશ્ને માત્ર ૮ ટકા પ્રગતિ કરી છે

હાલમા મહાન યુરોપી વિગ્રહે હિન્દીવાનોની રાજનિષ્ઠા સ્પષ્ટતાથી સિદ્ધ કરી આપી છે અને બ્રિટીશ રાજ્યઅમલની છત્રછાયામા રહીને ન્યાય્ય અભિલાષા તૃપ્ત કરવાની હિન્દીઓની વૃત્તિ

પ્રકટ કરી છે, એટલે હવે લોકકેળવણીની રાજ્યનીતિનું નવુ પ્રકરણ લોકાશયને અનુકૂળ થાય, એવી રીતે શરૂ થવાની આશા રહે છે

આ પ્રમાણે વસ્તુસ્થિતિ છે સાર્વજનિક કેળવણીના યોગ્ય વિસ્તાર સબધમાં હજી ઘણુયે કરવાનું બાકી રહે છે, એ આ ઉપરથી સમજાયા વિના રહેતુ નથી પ્રજાના મોટા ભાગને (૯૩ ટકા જેટલાને) વાચન, લેખન અને અકગણિતનું મૂળ જ્ઞાન પણ પૂરૂં મળ્યુ જણાતુ નથી, અને તેમની સ્થિતિ પામર છે વસ્તી અને દેશની વિશાળતાના પ્રમાણમા પ્રાથમિક શિક્ષણની જોગવાઈ કરનારી શાળાઓની સખ્યા ઘણી જ થોડી છે અને રાજ્યે આ કાર્ય વિશેષ ગભીરતાથી ઉપાડી નાણાની પૂરતી મદદ કરવાની અગત્ય છે અને કેળવાયલા વર્ગે લોક-સહાનુભૂતિથી તેને ઘટતો વેગ આપવાની સહાયતા કરવી આવશ્યક છે વળી તે સાથે તેના અભ્યાસક્રમની ઘટના અને તે પાછળ વિદ્યાર્થીએ કેટલાં વર્ષ વીતાવવાં જોઈએ, તેનો પણ ઉંડો વિચાર કરવાની અગત્ય રહી છે જ સુભાગ્યે સર્વ દિશાએ પોતાની સ્થિતિ સુધારવાની અને શિક્ષણનો લાભ લેવાની લોકવૃત્તિ સચેત થઈ છે, એટલે આમા ઝાઝી મુશ્કેલી નડશે નહીં માત્ર લોકવૃત્તિને સબળ પુષ્ટિ આપવી ઘટે છે

સાર્વજનિક કેળવણીનો સાર્વત્રિક પ્રસાર થતા ઔદ્યોગિક અને વ્યાપારી પ્રશ્નોનું નિરાકરણ આપોઆપ સરળ થઈ પડશે અને આર્થિક મુશ્કેલીઓનો પણ નિવેડો આવી જશે આથી સાર્વજનિક કેળવણીનો પ્રશ્ન સૌથી વિશેષ અગત્યનો છે અને અજ્ઞાન લોકને તેના લાભ સચોટ રીતે સમજાવવા રાજ્યની સહાયતાથી ફરજીયાત પ્રાથમિક કેળવણીનું ધોરણ ચોક્કસ છુટછાટો સાથે પ્રથમ તો પ્રગતિવાળા યોગ્ય પ્રદેશોમા દાખલ કરાવવાની જરૂર છે

હિન્દી પ્રજાને માટે આ અખતરો નવીન હોવાથી ધીરે ધીરે સભાળપૂર્વક અને નરમાશથી મોટા મોટા શહેરો અને નગરોમા છોકરાઓના સબધમાં માત્ર ચાર વર્ષની મુદત માટે પ્રથમ દાખલ કરવાની જે સૂચના સ્વ મી ગોખલેએ યોગ્ય રીતે કરી હતી, તે સ્વીકારવા યોગ્ય છે શહેરો અને નગરો પ્રગતિકર વિચારોથી લગભગ હલમલ્યાં છે, તેના સ્પષ્ટ પૂરાવા એ દર્શાવી આપે છે કે, આ અજમાયશ માટે તેમણે યોગ્યતા મેળવી છે એક વખત લોકને આવા શિક્ષણની સફલતા સમજાતાં તેઓનું ધ્યાન તે પ્રતિ ખેંચાશે અને તેનો લાભ પોતાના ફરજન્દોને ખેવડાવવા આપોઆપ લલચાશે વળી ફરજીયાત ધોરણથી માબાપોની બેદરકારી ઉડી જશે અને નજીવા રોજ માટે અજ્ઞાન કામદારવર્ગ પોતાનાં બાળકોને કેળવણીથી વિમુખ રાખતો અટકશે હિન્દમાં ના ગાયકવાડ સરકારે અને મ્હૈસુરના રાજાએ આ અજમાયશમાં સફલતા મેળવી છે, તો પછી બ્રિટીશ હિન્દમા તે સફલ નહીં થાય, એમ કહી શકાશે નહીં

પરન્તુ ફરજીઆત ધોરણ દાખલ કરવામાં નાણાંની તંગી સામી ઉભી છે હિન્દી સરકાર જ્યારે જ્યારે આ પ્રશ્ન ઉભો થાય છે ત્યારે ત્યારે આ બાબત આગળ ધરે છે, પણ વિશાળ લશ્કરી (રૂ ૩૩ કરોડ) અને વહીવટી ખર્ચો કરતાં અને રેલ્વેના મુડી ખર્ચ (રૂ ૧૮ કરોડ) કરતાં કેળવણીના (રૂ ૯ કરોડ) ખર્ચને ઓછી અગત્ય આપવાની તેની નીતિ ઘણી જ સંકુચિત છે, એ મુદ્દો કારોબારીઓને સમજાવી, સ્થાનિક મંડળોને અપાતી મદદ વિશેષ પ્રમાણમાં વધારાવવા હિન્દી લોકનાયકોએ પ્રબળ મથન કરવું ઘટે છે તે ઉપરાંત અનિવાર્ય જરૂર લાગે તો સ્વ ગોખલેએ કહ્યું છે તેમ એ મંડળોને ખાસ કેળવણીવેરો ઘટતા પ્રમાણમાં નાંખવાની સત્તા સ્થાનિક સરકારોએ આપવી અને આ માટે આ કાયદામાં ઘટતી વ્યવસ્થા કરવી વળી શરૂઆતનો ખર્ચ ઓછો થાય માટે, તેમ હિંદીઓ ગામડાઓમાં ઉઘાડી જગામાં ઝાડ કે મંદીરની છાયામાં ભણવાનું પસંદ કરે છે, તો તેવી ગોઠવણ કરવી, અને ધીરે ધીરે સાધનો જામતા હવાઉજાસવાળા સાદા મકાનો પૂરા પાડવાની ગોઠવણ કરવી વળી ઇન્સપેક્ટરોની ફોજ મોટી હોવાથી દેખરેખનો ખર્ચ ઘણો થાય છે, અને તેમની કવગની ટીકાઓ ખરી પ્રગતિની આડે આવે છે, તેથી આ ખર્ચ ઘટતા પ્રમાણમાં કમી કરી, તેની બચતનો ઉપયોગ કેળવણીના વિસ્તારના કાર્યમાં થઈ શકે, સાથે જીવન કે જોમ વિનાના યંત્ર પેરે, ઉચ્ચતર આશય કે ઉન્નત લક્ષ્ય સિવાય, જે ધોરણે સાંપ્રત સમયે કેળવણીખાતું પ્રવૃત્તિ કરી રહ્યું છે, તેમાં નવીન રસતત્ત્વ દાખલ કીધાથી આ કાર્ય વેગવાળું થઈ શકશે અને તેની પ્રગતિ પણ થશે

પ્રાથમિક કેળવણીના સાર્વત્રિક પ્રસાર સામે કેટલાક સંકુચિત દૃષ્ટિવાળા લોક એવી પણ દલીલ કરે છે કે, કેળવણીથી છોકરાઓનાં માથાં ફાટી જશે, તેમનાં જીવન ખર્ચાળ થશે અને ઉદ્યોગધંધામાંથી તેમનાં મન ખસવા સાથે શેઠાઈ કરવા લલચાશે, એટલે ચાકરનફર અને કામદાર મજુરોની તાણ પડશે આવી દલીલ આગળ કરી, આ લોક પોતાના દેશબંધુઓને સદા અજ્ઞાનાવસ્થામાં જ નિમગ્ન રહેવા દેવા ઇચ્છે છે આ દલીલ એકમાર્ગી અને વસ્તુસ્થિતિના યથાર્થ સ્વરૂપના અજ્ઞાનથી પ્રેરાયલી છે ખેડુતો, કારીગરો અને કામદારોને લેખન, વાચન અને અંકગણિતનું મૂળ જ્ઞાન, તેમ જ તેમના ધંધાની ખાસ વ્યવહારુ તાલીમ આપવાથી તેમનાં માથાં ફરી જશે, એ માન્ય કરવા યોગ્ય તો લાગતું નથી જ જો મૂળ શિક્ષણ સાથે તેમને પોતાની સ્થિતિનું અને યોગ્યતાનું ખરૂં ભાન કરાવવામાં આવે, પોતાના ધંધા માટે પ્રેમ તથા અભિમાન તેમના મનમાં ઉત્પન્ન થાય, એવી ધાટીએ તેમને શિક્ષણ અપાય અને નૈતિક તથા ધાર્મિક બોધ તેમના મન ઉપર ઠસવાય તો પછી માથાફેરી થવા સંભવ નથી, માત્ર વિદ્યા સાથે વિનય અને વિવેકની અગત્ય તેમને સમજાવવાની અગત્ય છે

વળી કેળવણીના સાર્વત્રિક પ્રસારથી રાજ્ય વિરૂદ્ધ લાગણી ઉત્પન્ન થવાની દલીલ પણ તેટલી જ સંકુચિત છે, કારણ અજ્ઞાનદશા કરતાં જ્ઞાનદશા દરેક રીતે આવકારદાયક છે અલબત્ત કેળવણીના પ્રસારથી પોતાના હકો માગવાની અને ન્યાય્ય અભિલાષાઓ તૃપ્ત કરવા[1] લોકવૃત્તિ સતેજ થશે, પરન્તુ તે સાથે આ સર્વેનુ ભાન અને તે માટે યોગ્યતા સપાદન કરાવનાર બ્રિટીશ રાજ્ય પ્રતિ હિન્દી પ્રજાની આભારવૃત્તિ દઢ થશે અને બુદ્ધિપુર સર તેનો અનુરાગ વધારો, અને કેળવાયનો જન સમાજ બ્રિટીશ રાજ્યના ઉપકારની સાચી કદર કરી તેમ જ અજ્ઞાન દેશબંધુઓ પ્રાસે કરાવી પણ શકશે

દેશમાં કેળવણીના સબધમાં ચમત્કારિક જાગૃતિ થઈ છે, ઉતરતા વર્ગો પોતાની સુસ્તી ટાળવા મથે છે, તો પછી ચઢીઆતા વર્ગના લોક મથે, એ કુદરતી જ છે આથી સમજાશે કે, જો ફરજીયાત અને મફત સાવજનિક કેળવણીની અજમાયશ પ્રગતિમાન શહેરો, નગરો, આદિ સ્થલોએ લો. મા ગોખલેએ સૂચવેલી ચોક્કસ મર્યાદાઓ સાથે કરવામા આવે તો તે દરેક રીતે લોકને આવકારદાયક થઈ પડશે લોર્ડ કર્ઝનના અમલથી સને ૧૯૦૫ થી દેશમા ચેતન આવતાં જાતીય ધોરણે જાતીય અકુશ હેઠળ જાતીય કેળવણીનીની ભાવના સબળ રીતે ઉત્કટ થઈ છે, અને દેશના અનેક રાજકીય મડળોએ કઇ નહીં તો ફરજીયાત સાર્વજનિક કેળવણીના પ્રશ્નને ઉપાડયો છે અને હિન્દી સરકારને આ સબધમાં તેના કર્તવ્યનુ ભાન કરાવવા માંડયું છે સને ૧૯૦૮ હિન્દી રાષ્ટ્રીય પરિષદે ધીરે ધીરે સમસ્ત દેશમાં ફરજીયાત પ્રાથમિક કેળવણી દાખલ કરવાનો આગ્રહ કરવા માડયો છે અને ૧૯૧૦ થી સમગ્ર હિન્દી લોકના આ પ્રતિનિધિમડળે તેમ જ મુસલમાનોના ખાસ પ્રતિનિધિમડળ મોસ્લેમ લીગે મફત અને ફરજીયાત પ્રાથમિક કેળવણીના પ્રસાર સબધમા સગીન શરૂઆત કરવાનો સમય અનુકૂલ આવ્યાનું જણાવ્યુ છે ના. હિન્દી સરકારે પણ આ સબધમા ત્વરાથી પ્રગતિ કરવાની અગત્ય જાહેર કરી છે, અને આ કાર્ય ઉપાડી લેવાની ઇચ્છા દર્શાવી છે, તોપણ હિન્દી નાયકોની અને પ્રજાના વાસ્તવિક પ્રતિનિધિભૂત મડળો હિન્દી રાષ્ટ્રીય પરિષદ અને મોસ્લેમ લીગે હવે આ યોજના દેશને અને લોકને અનુકૂલ થાય એવા કોઈ પણ સ્વરૂપમા અમલમાં ત્વરાથી મૂકવા હિન્દી સરકારને આગ્રહપૂર્વક પ્રેરવી ઘટે છે એવુ મદ્રાસ ધારાસભાએ કર્યું છે તેમ પ્રાંતિક ધારાસભાઓમા લોકપ્રતિનિધિઓએ આ પ્રશ્ન સચોટ રીતે અવરનવર ચર્ચવો જોઈએ અને પ્રાંતિક કોન્ફરન્સો, જીલ્લા કોન્ફરન્સો આદિ અનેક મંડળોએ ના હિન્દી સરકારને આ બાબત નો આગ્રહ કરવા લોકોને પણ ઉદ્યુક્ત કરવા જોઈએ તે વિના સરકારી રાજ્યનીતિ ઉદાર ધોરણવાળી સત્વર થાય, એમ દીસતુ નથી કારણ સાર્વજનિક કેળવણીના અતિ વિસ્તૃત પ્રસાર વિના વાસ્તવિક દેશોદ્ધાર અને ચિરસ્થાયી સુધારણા થવી સભવિત નથી. અને જ્યા

[1] બ્રિટિશ હિંદુસ્થાનનું અર્થ શાસ્ત્ર રૂ ૧૦-૪-૦ એન એમ ત્રિપાઠી એન્ડ કપની, મુમ્બાઈ

સુધી ન્યાયનિષ્ઠા અને પૂર્ણ રાજ્યભક્તિ સાથે, લોકમત દર્શાવનારા મંડળો રાજ્યનધારણને અનુસરતી પણ પ્રબળ હિલચાલ નહીં ઉપાડે ત્યાં સુધી તે ઉપર સત્તાધારીઓ ત્વરાથી ધ્યાન આપે, એમ જણાતુ નથી

દેશમાં સ્વાર્થત્યાગી લોકસેવકો ઉદાર ગૃહસ્થોની સહાયતાથી કેળવણીની અનેક સંસ્થાઓ સ્થાપવા મંડ્યા છે, અને રાજ્યની સંસ્થાઓ ઉપરાંત અનેક ખાનગી સંસ્થાઓ વિશેષ ને વિશેષ અસ્તિત્વમાં આવતી જાય છે, છતાં તે વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓનો સમાસ કરવા પૂરતી થઈ પડતી નથી, સાર્વજનિક પ્રાથમિક કેળવણીની માગણીઓ પણ પૂરતાં નાણાંની તંગીને લીધે સખ્યાબંધ નિશાળો કાઢ્યા વિના સંતોષાય એમ નથી, એ સરકારી કેળવણી ખાતાના વાર્ષિક રીપોર્ટોથી સ્પષ્ટ જણાય છે આ સર્વ એ જ દર્શાવી આપે છે કે, હિન્દી જનસમૂહો હવે પોતાની સુસ્તી ઉરાડવા સચેત થયા છે અને યથાશક્તિ સાર્વજનિક કેળવણીના પ્રસારને વેગ આપવા તત્પરતા દેખાડે છે ના હિન્દી સરકારના Car રાજ્યવહીવટીઓ, જો નાણાંની અને કેળવાયલા શિક્ષકોની તંગી દૂર કરાય તો આ સ્તુત્ય પ્રયાસને ત્વરાથી ગતિમાં મૂકવાનુ પોતાનુ અને રાજ્યનુ કર્તવ્ય સ્વીકારે છે અને ના લોર્ડ હાર્ડિંજ, ના લોર્ડ વિલીંગ્ડન, ના લોર્ડ કાર્માઈકલ આદિ હિન્દી રાજ્યવહીવટના ઉદારહૃદયી સુકાનીઓ સાર્વજનિક કેળવણીની પ્રબળ લોકમાગણીને સંતોષવાની અગત્ય મુક્તકંઠે સ્વીકારવા સાથે તેને અનિવાર્ય કરવાનુ કાર્ય રાજ્યની સહાનુભૂતિથી સરળ કરી આપવા ઉત્કંઠા દર્શાવે છે એટલે સાર્વજનિક કેળવણીને અને તેના પરિણામે દેશોદ્ધારના કાર્યને ઘટતે આવેગ મળવાની આશા રહે છે